# અનુક્રમણિકા

# પિસ્તાળીસનું ગ્રંથસ્થ વાઙ્મય

[ સને ૧૯૪૫ ના ગ્રંથોની સમીક્ષા ]

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી

પ્રો. અનંતરાય મણિશંકર રાવળ

પ્રો. ધનજીભાઈ ફકીરભાઈ

નથી એવા ન મળેલા પુસ્તકોને જ્યાંત્યાંથી માગીભીખી વાચીને સમીક્ષામાં સ્થાન આપવાની કોશિશ મે કરી નથી પણ એથી કઈ પ્રશ્ન ઉકેલાતો નથી વાર્ષિક ગ્રથસમીક્ષાની અર્વાનુમતે સાહિત્યોપકારક પ્રવૃત્તિ પ્રત્યે જે વર્ગના ઉમગભર્યા સાથ-સહકારને બળે જ એ ચાલી શકે તેની ઉદાસીનતા વધતી જાય છે એ મને સ્પષ્ટ દેખાય છે આ પરિસ્થિતિનાં ખરાં કારણ શોધી કાઢી સૂઝે તે આત્મદોષ નિવારી, એ વર્ગને પોતાના ભાગનો દોષ ખખેરી નાખવાનું અને રાજીખુશીથી મદદાર આપવાનું દિલ થાય જ એવુ વાતાવરણ ફરી ઊભુ કરવાની ગુજરાત સાહિત્ય સભાની તથા તે જેને સમીક્ષક નીમે તેમની આ સજોગોમા ખાસ ફરજ બની જાય છે એટલું સૂચવી મારુ કાર્ય શરૂ કરુ

વર્ષભરના વાડ્મયનાં પ્રેરક બળો, પ્રધાન લક્ષણો અને વલણો પરત્વે સામાન્ય કથનરૂપે તારવવા કહેવા, સૂચવવા, ચર્ચવા જેવુ લાગશે તે સમગ્ર સમીક્ષાને અન્તે કહેવાનું રાખી, પુસ્તકોની વિભાગવાર સમીક્ષા જ સીધી ઉપાડીશ પ્રારભ સર્જનાત્મક વાડમયના શિરોમણિ પ્રકાર કવિતાથી કરીશ

## કવિતા

આ વિભાગમા કુલ પચીસ પુસ્તકો મળ્યા છે, જેમા ભાષાન્તરનાં ચાર ને પુનર્મુદ્રણનું એક છે

પ્રાચીન કવિતાના બે પ્રકાશનો છે એમાનું 'હસાઉલી' જૈનેતર કવિઓમા જૂનામા જૂના ગણાતા કવિ અસાઇત નાયકની સ ૧૪૧૭ મા રચાયેલી પદ્યવાર્તાનું ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પાસે છે તે ત્રણ હાથપ્રતો પરથી રા કેશવરામ શાસ્ત્રીએ કરેલુ સંપાદન છે આ 'હસાઉલી' મૂલમાત્ર છે એના પરના સંપાદનનાં ટીકા ટિપ્પણ, ઉપોદ્ઘાત, શબ્દસૂચિ આદિ સામગ્રી બીજા ભાગ તરીકે હવે પછી છપાશે જે સંપાદનના શ્રમવિદ્વત્તાદિ માટે બોલવાની તક આપશે અત્યારે તો અસાઇત વિશે જ બોલી શકાય એમ છે

જે 'ભણતા' દોષદારિદ્રય ટળવાની અને ભણેભણાવે તેને આગણે નવનિધિ આવવાની અસાઇત ખાતરી આપે છે એવી આ 'વીગ્ગ્યા' ચાર ખડમા વહેચાઈ છે ચિહ્ન પડે બુદ્ધિ જૂજુઈ' એમ પહેલા ત્રણે ખડને અતે આવતી કવિ-ઉક્તિ એક બીજા અર્થમા સાચી છે એ ચાર ખડની વાર્તાના ખરી રીતે બે ભાગ પડી જાય છે પહેલા ખડમા હસાવલી-નરવાહનના લગ્નની કથા છે અને બાકીના ત્રણમા એ યુગલના બત્રીસલક્ષણા જોડિયા કુવરો વછરાજ અને હસને માથે વિધિએ—એ વિધિ તે

વાર્તાકારસ્તો—નાખેલ સંકટો અને તેમનાં પરાક્રમોની અદ્ભુતરમિક કથા છે. હંસાવલી ને નરવાહન પાછલા ત્રણ ખંડમાં આવતાં જ નથી. કવિએ પ્રારંભમાં નરવાહનનાં વખાણ ખૂબ કર્યાં તે ભલે, વાર્તામા એ જગાય છાપ પાડતો નથી. છાપ પાડે છે ને મહત્ત્વનો ભાગે ભજવે છે પહેલા બે ખંડમાં તો પ્રધાન મનકેસર. હમાવલી પણ પહેલા જ ખંડમાં ધ્યાન રોકે છે, પછી તો કવિ એને ભૂલી જઈ એના બે પુત્રોની જ વાત માંડી બેઠા છે. પૂર્વજન્મનું સ્મરણ, ઓખાની માફક સ્વપ્નમાં પ્રીત બધાવાની વાત, અને અનેક ચમત્કારોને લીધે આ મધ્યયુગીન વાર્તામાં અદ્ભુતરસિકતા મારી આવી છે. સીધી કથાત્મક ઢબે કહેવાતી અને ગદ્યને વાંકે (અથવા એ યુગે જરૂરી બનાવેલી સાહિત્યપ્રણાલિકા અનુસાર) પદ્યમા લખાયેલી લાગતી આ વાર્તાના લેખકને વાર્તાના કૌતુકકર્યા પ્રસંગોના કથનમાં છે તેટલો રસ કથનશૈલીમાં, પાત્રમાનસદર્શનમા કે કવિતામા નથી. અસાઈતનું કવિત્વ જરાક માત્ર ખીલ્યું છે બે સ્થળે, લીલાવતીના સૌંદર્યવર્ણનમાં (પૃ. ૩૫), અને હમના શબ પરના વછરાજના વિલાપગીતમાં (પૃ ૪૭). ધન ખાતર માણસ શું શું કરે એની શામળને સંભારાવતી યાદી (પૃ ૫૪) શામળ ને તેના અનેક પુરોગામીઓએ પાળેલી મધ્યકાલીન પદ્યવાર્તાની એ રૂઢિ કેટલી જૂની છે તે બતાવે છે. વાર્તાની વિક્રમ સવતના પદરમા શતકની જૂની ભાષા પ્રાગ્નર્રસિંહયુગની ભાષાનો પરિચય વધારવામા ઉપકારક નીવડશે. કાવ્યાન્તે પરિશિષ્ટમા મતિસુંદરનામક જૈન સાધુએ સં. ૧૬૨૧ મા ઈડરમા રચેલી 'હસાઉલીપૂર્વભવકથા' છાપી છે. અસાઈતની કથાના પૂર્વભાગ જેવી એ હોવાથી એનું સહમુદ્રણ ઉચિત બન્યું છે.

અખાની અને પ્રીતમની વાણી પીરસનાર સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે 'મીરાં અને નરસિંહ' દ્વારા પ્રેમભક્તિના એ પુણ્યનામ સંતોની વાણી ચૂંટીને આપણને સસ્તામા સુલભ કરી આપી છે એ માટે એને ધન્યવાદ આપીએ તેમા એ યશસ્વી કાર્ય એણે ઘણું વહેલું કરવું જોઈતું હતું એવો મીઠો ઠપકો પણ ભેળવીએ મીરાંના ૧૦૦ અને નરસિંહનાં ૯૩ મળી એમા મુદ્રિત થયેલાં કુલ ૧૯૩ પદોની આગળ જોડેલા સર હરસિદ્ધભાઈ દિવેટિયાના લઘુ આમુખમા અભ્યાસીઓને અજાણ્યું નવું કશુ નથી, પણ એ પદોની આગળ તેના સંતકવિઓનો અપાવો જોઈતો જીવનપરિચય આપવામા એની સાર્થકતા રહેલી છે. 'ગિરધર નાગર'ને ચરણકમલે નિવેદિત મીરાંની 'ભાવભગતિ' અને તેનું

ઋજુ મુલાયમ આલેખન અને નરસૈંવાની પ્રૌઢ, રસિક, શબ્દપ્રભુત્વવાળી જ્ઞાનવાણી તો સર્વપરિચિત છે. આજ સુધી પેઢી દર પેઢી કંઠેપકંઠ મળતાં આવેલાં એ સંતોનાં પદો આપણી અમોલી થાપણ છે. એટલે આ સમીક્ષામાં એનું વિવેચન ન હોય, હોય તો ચૂંટણીનું હોય. એ આમ તો ઠીક થઈ છે. પણ મીરાંનું 'મીરાં ભક્તિ કરે રે પ્રગટકી' અને 'પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર' એ નરસિંહનું પદ વીસરાવાં જોઈતાં ન હતાં. મીરાંનાં મેવાડી પદોમાં એ ભાષાનું મૂળ સ્વરૂપ જાળવ્યું એ ઠીક કર્યું છે. નરસિંહનાં જ્ઞાનભક્તિનાં પદોમા ભક્તિ, ઉપદેશ ને જ્ઞાનનાં પદોનો, કદાચ ગુજરાતી પ્રેસના 'નરસિંહકૃત કાવ્યસંગ્રહ'ના સીધા અનુસરણને લીધે, સેળભેળ થઈ ગયો છે તેને બદલે એના અલગ વિભાગ પાડયા હોત તો ઠીક થાત. સગ્રહમાં સમયદષ્ટિએ નરસિંહ મીરાનો પુરોગામી છે એ જોતાં પ્રથમ નરસિંહનાં ને પછી મીરાંનાં પદો છાપ્યાં હોત અને પુસ્તકનું શીર્ષક પણ તદનુસાર 'નરસિંહ અને મીરાં' કર્યું હોત તો સારું હતુ મીરાંનાં પદોમાં પ્રાર્થનાનાં, પ્રભુવિરહના ને પ્રભુમિલનનાં અને નરસિંહનામાં બાળલીલાનાં, તથા ઉપનિષદ્‌વાણીને આંબતાં જ્ઞાનનાં પદો અને 'સુદામાચરિત્ર' સંગ્રહનાં આકર્ષણ બનશે. મીરાંના કેટલાંક પદોને ગ્રામોફોને અને સિનેમાએ લોકપ્રિય બનાવ્યાં છે એ પરિસ્થિતિમા મીરાંનાં સો જેટલાં પદોને શુદ્ધ રૂપે મુદ્રિત સ્વરૂપમાં લોકોના હાથમા મૂકતું આ પુસ્તક ખૂબ જનપ્રિય બનવું જોઈએ.

અર્વાચીન કવિતામાં પ્રથમ સંભારવા જેવું છે 'રુબાઈયાત અને બીજાં કાવ્યો'. એના કવિ ગ. હુરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદીના કવિત્વનો એમની વહેલી કૃતિ 'શિવાજી અને ઝેબુન્નિસા' એ છસર્ગી આખ્યાનકાવ્ય દ્વારા ગુજરાતને થોડો પરિચય હતો તે આ પ્રકાશનથી પૂરો થશે પુસ્તકમાં સૌ પહેલું ધ્યાન ખેંચે છે પ્રથમ છપાયેલો, ઉમર ખય્યામની રુબાઈયાતના ફિટ્‌ઝરાલ્ડકૃત જગવિખ્યાત રસિક મુક્તાનુવાદની પહેલી આવૃત્તિની ૭૫ રુબાઈનો કવિએ હરિગીતમાં કરેલો ગુજરાતનો એવો પહેલો ગણનાપાત્ર પદ્યાનુવાદ. અનુવાદકની શક્તિને બરાબર કસે એવું એ કામ છે, છતાં મૂળના ભાવ ને રસ બહુ કષ્ટ વિના સરળતાથી ગુજરાતીમાં ઉતારવામાં કવિ એકંદરે સફળ થયા છે. બાકીના ૪૮ કાવ્યો કવિની કવિતાનું સ્વરૂપ ને કવિમાનસ થોડામાં પણ બરાબર ઓળખાવી દે તેવાં છે. 'અમારી મસ્ત દુનિયામા સનમ વિણુ સર્વ લૂખું છે' (પૃ ૩૨) અને 'અમે તો મસ્ત પીધો છે ધડક-છીછળતો જામ' ( પૃ. ૭૩ ) લલકારતા કવિ એવી

સૂફીવાદી સૂરવાળી ગઝલો સિવાય અન્ય આત્મલક્ષી કાવ્યોમાં ય પોતાનું વ્યક્તિત્વ જે રીતે ખુલ્લું કરે છે તેને લીધે, પોતે કનાપીના કાફલાના યાત્રી છે એ દેખાડી આપે છે 'સૂનું દિવતખ્ત' અને 'સનમ વિણ' એ બે ગઝલો, 'ચાલો' 'એ અનુસારે,' ઉ. થગપે નહિ મારું'ને 'ક્ષોભ' એ ચાર પદો, સૌરાષ્ટ્ર-વાસી કવિ જ લખી શકે એવાં હાલરડાં, 'દશ વર્ષે ફરી જોયેલું ઝરણું' ને 'સ્મરણ' જેવાં કાવ્યો, અને બીજા કાઠિયાવાડી કવિ બોટાદકરના એ જ વિષય પરના વિસ્તારી કાવ્ય કરતાં આકારસૌષ્ઠવમાં ચડે એવું અને જેની છેલ્લી ત્રણ કડીઓ કવિએ નહિ તો સંપાદકે છોડી દીધી હોત તો સારું થાત એવું 'એભનવાળો' એ ખંડકાવ્ય, કવિતારસિકોને સારો કાવ્યાનંદ આપશે. કવિની ભાવાનો 'હમતી રમતી' અને 'હાલરડાં' અને એમના દૃષ્ટિવિકાસનો 'હું જાઉં છું' જેવાં કાવ્યો ઠીક ખ્યાલ આપશે. શક્તિમાં મધ્યમ પ્રકારની ગઈ પેઢીની કવિનાના ગુજરાત પાસે મુકાવા પાત્ર આ સંગ્રહને આજની પેઢીના બે કવિઓની સેવાનો લાભ મળ્યો છે રા નાથાલાલ દવેએ કાવ્યોના ચૂંટણી, મુદ્રણ, પ્રકાશન ઈ નો સ્નેહશ્રમ લેવા ઉપરાંત પાછળ ટિપ્પણ અને રા ઉમાશંકર જોષીએ પ્રવેશક લખી આપેલ છે પ્રવેશકમાં કવિની કવિતાનો ગુણદર્શી પરિચય આપવા ઉપરાંત ઉમર ખય્યામની રુબાઈયાત ફિટ્ઝરાલ્ડકૃત અનુવાદ, ને મહીંની ફિલસૂફી એ સર્વની ઉપલબ્ધ બધી સામગ્રીને અવલંબી રા ઉમાશંકરે સારી ચર્ચા કરી છે ગ્રંથાન્તે ફિટ્ઝરાલ્ડની અંગ્રેજી રુબાઈયાત સરખામણીની સવલત માટે આપી છે ગણત્રીબાજ ખરીદનાર તેનું વધુ ખર્ચ્યા વિના ચોપડી ભેગી એ મફતમાં મળી જાય છે એવો હિસાબ માંડવાના

'શરદિની' ન્હાનાલાલશૈલીના સફળ રાસકવિ રા કેશવ શેઠના નવા ૬૪ રાસગીતોનો સંગ્રહ છે. રાસગીતોના આ સંગ્રહમાં 'બલિદાન' ને 'જીવી' જેવા કથાગીતો ઘૂસી ગયા છે, પણ શેઠને રાસ ફાવે છે તેટલાં કથાકાવ્ય ફાવતાં નથી સંગ્રહના પોતે પાડેલા સાત ખંડો કવિએ પ્રસ્તાવનામાં સમજાવ્યા છે, પણ વિચારવ્યવસ્થાની દૃષ્ટિએ બધા વચ્ચે બહુ મેળ કે સંબંધ દેખાતો નથી 'પધરામણી', 'કુંજે કિલ્લોલ', 'ચુંદડી', 'ચપેરી ચુંદડી', 'કસુમતા', 'સ્વાધીન સૂર', 'યુગનાં એંધાણ', 'જુગલ જ્યોત', 'રૂસણાં', 'વિહગરાજ', ઉષા' વિગટને હિંદોળ', 'આમંત્રણ', 'લીલા' ને 'પ્હોર' સંગ્રહના આગળ તરી આવતા રાસ છે રાસવિષયમાં સૃષ્ટિશોભન ને કવિતાપ્રેરક પ્રકૃતિસૌંદર્ય અને નારીહૃદયના

સુકુમાર ભાવો ઉપરાંત રાષ્ટ્રિય અને નવયુગી ભાવનાઓ નજરે પડે છે. 'ઝમે ઝખ્મો અણુદીઠ હું તો ઝુઝતું. જો, મ્હારે પીડિતોનું પારણું પૂજવું જો' અને 'કીકીઓમાં કાઢવીને વીજ, કે ધોળિયે ક્રાંતિકસુંબલા' જેવા ભાવો રાસમાં ભરી રાસ પાસે નવું કામ કરાવવાની યાં એને નવી દિશામાં લઈ જવાની રા. શેઠની કોશિશ નોંધપાત્ર છે.

શીખોના દસમા ગુરુ શ્રી. ગોવિંદસિંહનાં પ્રતાપી જીવન ને કાર્યે જેમ 'કાન્ત'ને નાટક લખવા આકર્ષ્યા હતા તેમ એક શાંત કવિતાલેખકને મહાકાવ્ય લખવા પ્રેર્યા છે. "ગુજરાતી કાવ્યસરમાં મહાકાવ્યનું કમળ દૃષ્ટિગોચર નહિ થયેલું તેથી" ત્રણ સહૃદય મિત્રોની સૂચનાથી રા. ગોવિંદ હ. પટેલે લખેલું 'ગુરુ ગોવિંદસિંહ' છે તો મહાકાવ્યયશઃપ્રાર્થી, પણ તત્ત્વતઃ બન્યું છે સુદીર્ઘ ચરિતકાવ્ય જ. ગુરુ તેગબહાદુરના બલિદાનથી માંડી ગુરુ ગોવિંદસિંહના નિર્વાણ સુધીની કથા એમાં ૧૭ સર્ગ અને ૩૪૫ પાનામાં વીગતે આલેખાઈ છે. 'કુલપ્રભાવ' સર્ગમાં તંદ્રાવસ્થામાં પુરોગામી નવે ગુરુઓના કાર્યના દર્શનથી ચરિત્રનાયકને વીરધર્મની પ્રેરણા મળતી બતાવી, ભીમચંદ, ઔરંગઝેબ અને મહંત માધવદાસ સાથે એ વીરધર્મથી એને જીવનમાં ખેલવા પડેલા યુદ્ધને મહાકાવ્યનું વસ્તુ કવિએ બનાવ્યું છે. કાવ્યમાં ગુરુનું મહિમાગાન ઘણું છે છતાં તેના વ્યક્તિત્વની સંપૂર્ણ સ્પષ્ટરેખ આકૃતિ કાવ્યમાંથી ઊભી થતી નથી. એની મહત્તા કવિ પોતે થઈને વારંવાર ગાયાં કરે તેથી નહિ, પણ આપમેળે ઊપસવી જોઈએ. 'આહુતિ'નો પ્રસંગ કેવી મજાની શક્યતાવાળો હતો? છતાં તેનું નિરૂપણ આકર્ષક બની શક્યું નથી. કેટલાંક પ્રસંગચિત્રો સારાં છે. ત્રીજા છઠ્ઠા નવમા અને તેરમા સર્ગના પ્રારંભના શ્લોકોમાંનાં પ્રકૃતિવર્ણન રૂઢ પ્રકારનાં છતાં સારાં છે, કેટલાક અલંકારો સુભગ છે, વીરધર્મની ભાવના અને ગુરુચરિત પણ આકર્ષે તેવાં છે, છતાં કાવ્ય સમગ્ર રીતે દિલ જીતી જતું નથી. બોધકતાનું જોર, અલંકારશોખ, દીર્ઘસૂત્રી નિરૂપણ, સંસ્કૃતમય ભાષાનો મોહ અને ક્લિષ્ટાન્વયજન્ય દુર્બોધના કાવ્યોપભોગમાં સહૃદયોને બાધાકર નીવડે તેટલા પ્રમાણમાં કૃતિમાં દેખાય છે આ લક્ષણોમાં કર્તા ઘણે અંશે બોટાદકરને મળતા આવે છે, પણ બોટાદકરી પ્રસાદ ને વિશદતા એમની પાસે નથી. કર્તા પાસે ઇતિહાસ, પુરાણ, યોગ, વેદાન્ત, શીખ ધર્મનો ઇતિહાસ આદિ અનેક બાબતોની વિપુલ માહિતી છે. કાવ્યમાં તેને ઉતારવાનો લોભ એ ખાળી શક્યા નથી. કલાસંયમના અભાવે કાવ્યનો પ્રસ્તાર વાચકને થકવે તેટલો થઈ ગયો છે પરિણામે,

કૃતિની લોકભોગ્યતા કલ્પી શકાતી નથી કર્તાના આગલાં સંવાદપ્રધાન બોધક આખ્યાનકાવ્યોના જે પ્રકારની છતાં પહોળા પટમાં રમવા નીકળેલી એમની કવિતાનું 'ગુરુ ગોવિંદસિંહ'માં દર્શન થાય છે. બીજા શબ્દોમાં, વિકાસ થયો હોય તો કવિની ભાવનાનો અને જીવનદૃષ્ટિનો, એમની કાવ્યભાવનાનો કે કાવ્યકલાનો નહિ મહાકાવ્યના પ્રયોગકારોની યાદીમાં એમણે આ કૃતિ દ્વારા પોતાનું નામ સામેલ કરાવ્યું છે એની ના નહિ

ગીતા અને ગાંધીજીની ભાવનાઓ પર નવી ભાષામા પદો રચી આપવાની સ્વ પંડિત ખરેની માગણીના જવાબરૂપ 'ગીતાગીતમંજરી', 'ગીતાના આચરનાર' એવુ ગાંધીજીએ જેને 'બે બોલ'મા પ્રમાણપત્ર આપ્યુ છે તેવો જાણીતા લોકસેવક રા જુગતરામ દવેની એક સિદ્ધિ ગણાશે અડમઠ પદો કે ગીતમંજરીઓની આ લોકગીતાની 'પ્રત્યેક ગીતમંજરી ગીતાજીના કોઇ ને કોઇ શ્લોકની દાંડલીમાંથી ફૂટેલી છે.' ગીતો ગીતાનો અનુવાદ કહેવાય એવા નથી, પણ ગીતોદ્ભાવિત, ગીતાર્થદ્યોતક કે ગીતાવલમ્બી સ્વતંત્ર પદો જ છે. રા. જુગતરામ દવે પોતે ભલે કવિયશઃપ્રાર્થી ન હોય, પણ સારા કવિ છે એમનું કવિત્વ અગાઉ ક્યારેક ક્યારેક ગુજરાતને પોતાનો પરિચય કરાવી ગયુ છે, પણ અહીં તેણે વધુ એકાગ્ર કામ કર્યું છે 'રે થાકી હેઠે પડિયું...એક પંખેરૂ' એ પંક્તિથી યોગભ્રષ્ટને વર્ણવતી ૪૩ મી મંજરીમા ને બીજી ઘણી એવીમા કવિતા ખરેખર સારી છે તેમ છતા મુખ્ય ઉદ્દેશ ગીતાવિચારનો જ છે અને ગીતો તો તેના વાહન છે લોકોને માટે એ લખાયેલ છે એટલે ગેયતા અને સરળતા કર્તાએ ખાસ તાકયા છે બધા પદોમા પ્રાસમેળનો લગભગ અનાયાસ પ્રયોગ અને લોકજાણીતા ગીતો કે પદોના ને તેને મળતા ઢાળ ગેયતાની સિદ્ધિ અર્થે પ્રયોજાયા છે સરળતા પૂરેપૂરી સધાઇ નથી. તળપદા શબ્દોની સાથે જ 'નિરાંત' 'નિધન' 'માનસ–મુક્તા–પ્રાશી' 'શરમચ્છિન્ન' 'ભોગૈશ્વર્યફલાશા' 'આભિજાત્ય' 'અભિવાદનો જેવા સસ્કૃત શબ્દો ને સમાસો આવે છે, જે એ ગીતોની લોકભોગ્યતાલક્ષી સરળતામા અંતરાયરૂપ નીવડવા સંભવ છે હજુ તો બાર અધ્યાય સુધી જ કર્તા આ પુસ્તકમા આવ્યા છે બાકીના તૃતીયાંશમા આ ખામી નિવારવાની જરૂર છે ગીતોના પ્રારંભમા કર્તાની પોતાની સમજૂતી અને અંતમા તેમના પ્રેરક ગીતાશ્લોકો, ક્યારેક એમ્લા તથા કેટલીક વાર તેના પરના 'ગીતાબોધ' અને 'અનાસક્તિયોગ'માંના ગાંધીજીના શબ્દો સાથે, ગીતોના ભાવને પુષ્ટ કરતી કે અજવાળતી સામગ્રી લેખે આપવામા આવેલ છે. ગીતોને છેડે એ ઉપરાંત 'શબ્દાર્થ' પણ આપ્યા છે

'પારિજાત'ના પોંડિચેરીનિવાસી સત્કવિ પૂજાલાલે સમીક્ષાવર્ષમાં કવિતાભોગીઓ અને ભક્તહૃદયોને 'ઓહો, હજુ ય આવી ભક્તિકવિતા લખાય છે, એમ!' એ ભાવે ને ભાને હરખાવે એવા ત્રણ કાવ્યપુસ્તકો મા ભગવતીને ચરણે અને સહૃદયોના કરકમલમાં ધર્યાં છે. જુદાં જુદાં નિમિત્તે અનુક્રમે સન ૧૯૪૩, ૧૯૪૪ અને ૧૯૪૫માં લખાયેલાં 'જપમાળા', 'ઊર્મિમાળા' અને 'ગીતિકા' એ ત્રણે ય પ્રકટ તો થયાં છે ૧૯૪૫માં. તેનો વિષય, ભાવ કે સૂર, જે કહો તે, એક જ છે. માતૃસ્તવન. સ્તુતિવિષય મા છે શ્રી અરવિંદાશ્રમનાં માતાજી, પણ તેમનામાં માનુષી વ્યક્તિનું નહિ પણ ભક્તની અને અધ્યાત્મપ્રેમીની દૃષ્ટિએ શ્રી પૂજાલાલે 'મા સચ્ચિદાનંદિની'નું જ દર્શન કર્યું છે અને પોતાનું ભાવસંવેદન વૈખરીમાં વ્યક્ત કર્યું છે. જુદા જુદા છંદમાં લખેલા 'જપમાળા'ના ૧૦૮ મણકામાં, પોણા હરિગીત (જેને માતૃગીત નામ મળે એવી કવિએ ઇચ્છા દર્શાવી છે)ના એક જ છંદમાં લખેલા ઊર્મિમાળા'ના ૨૬૪ મુક્તકોમાં, અને 'ગીતિકા'ના ૨૫ ગીતોમાં માનો મહિમા, એનું સ્વરૂપ, એની અપાર દયા ને ભક્તવત્સલતા, ભક્તહૃદયના અભિલાષ એ સર્વ વિધવિધ રીતે ગદ્ગદકંઠે ગવાતાં સંભળાય છે. એનો ગાનાર પહેલો ને છેલ્લો ભક્ત છે. પણ ભક્ત પાછો કવિ છે. 'જે સતની સાવિત્રીના સ્મિતથી ચિદંબરે ઊગી ઉષાઓ સુહાગી' (ગીતિકા') તેની તે અહીં 'પ્રેમીની સત્કલાથી અણુઅણુ જળતી આરતીઓ ઉતારે' (જપમાળા') છે. અથવા, એમ પણ કહેવાય કે કવિ અહીં માના ચરણનું નૂપુર બન્યા છે, જેવો એનો અભિલાષ છે (જપમાળા' મણકો ૯૨). માના કૃપાપાત્ર અભીપ્સુ આત્માઓના અનેકવિધ ભાવાનુભવો' 'જપમાળા'માં એમણે ગાયા છે. ઊર્મિમાળા'માં ભગવતી

૧૪, ૨૧, ૩૦, ૩૬, ૫૧, ૫૮, ૭૧, ૭૪, ૮૦, ૯૩, ૧૦૮ એ મણકા, 'ઊર્મિમાળા'ના ન. ૬, ૧૧, ૨૦, ૩૧, ૩૭, ૫૨, ૫૭, ૬૨, ૮૧, ૮૭, ૯૭, ૧૧૬, ૧૨૩, ૧૨૫, ૧૩૬, ૧૪૧, ૧૪૫, ૧૪૭, ૧૯૦, ૨૧૭, ૨૫૭, એ મુક્તકો, અને 'ગીતિકા'નાં 'માની મહાશાળાના', 'માનું નામ,' 'પારસમણિ', 'ઓ!', 'માના ચરણકમળમાં', 'મા! તું', 'મળી', 'અંતર મારા!', 'માનો મધપૂડો!' એ ગીતોનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ વિચારપ્રાધાન્યને આરાધવા જતી આધુનિક કવિતામા હૃદયના પાતાલમાથી ફૂટના આ વિશુદ્ધ ભક્તિઝરણાંની સ્નિગ્ધકોમલ કવિતા પોતાનું અનોખુ પોત દેખાડે છે. સમાનશીલો અને કવિના ભક્તિભાજનનાં ભાવિકોને તો એ ગમશે જ, પણ 'જેઓ કેવળ કાવ્યરસામૃતના ઉપાસકો હશે તેઓ પણ છેક નિરાશ નહિ થાય એવી' કવિએ વ્યક્ત કરેલી આશાને એ સાચી પાડશે શરત એટલી કે વાચકે કવિના શ્રદ્ધા ને હૃદયને એટલો વખત પોતાના કરી નાખવા પડશે નહિતર, એની પ્રાકૃત મશ્કરી જ સૂઝવાની.

સમીક્ષાવર્ષમા એવા એક બીજા અધિકારીની ભક્તિકવિતા ય સમીક્ષવા મળી છે 'શ્રી ગગાચરણે', 'તુજ ચરણે', 'હૃદયપોકાર' આદિ કૃતિઓ (સપાદક, નંદલાલ બો શાહ) અને તેના અજ્ઞાત રહેવા ઇચ્છનાર ભક્તકવિનો હું અહીં ઉલ્લેખ કરુ છુ 'શ્રી ગગાચરણે' રા. પૂજાલાલની ઉપલી કૃતિઓની પગતમા બેસે તેવુ ભક્તિભીનું પ્રાર્થનાકાવ્ય છે ગગોત્રીદર્શને ગગાને પ્રારભમાં એમા થતું સંબોધન થોડા જ શ્લોકો પછી દયામયી વિશ્વજનનીને થવા મડે છે અને પછી તો રા. પૂજાલાલની કૃતિઓમાં છે તેના જ શરણભાવ, માતૃમહિમા, માની કૃપાવૃષ્ટિથી નાચકૂદ કરતા હૃદયાનદ અને ભક્તની વિવિધ આતર અનુભૂતિઓનું એની અદર ગાન થાય છે એમ થાય કે જાણે બે કઠ ગાન તો એક જ લલકારે છે બને કંઠની ભિન્નતા છે એટલે વાણી બનેની જુદી પડે છે ખરી, પણ એનું કારણ છેઃ રા પૂજાલાલ કવિ છે, જ્યારે આ કાવ્યના કવિ પદ્યરચનાને આત્માભિવ્યક્તિનું એક સાધન જ માને છે શિખરિણી–મંદાક્રાન્તાની સમિશ્ર રચનામા 'જપમાળા'ની જેમ જ ૧૦૮ મણકા ને તેના મેર જેવા ૧૦૯ મા શ્લોકનું બનેલુ આ કાવ્ય તેના કર્તાની પદ્યરચનાની ફાવ ને ભાવ તથા ભાષાની ઋજુતા અને પ્રવાહિતા છતા કાવ્યકલા કે શુદ્ધ સાહિત્યની દૃષ્ટિને પોતાને કસી જોવા આગ્રહ કરે તેમ નથી, અને એ જ ઠીક છે એમની 'તુજ ચરણે' અને 'હૃદયપોકાર' એ બે× પદ્યકૃતિઓમાંની પહેલીમા ભક્તહૃદયનું ભગવચ્ચરણે

× એ છે તો ૧૯૪૪ ની સાલના પ્રકાશનો, પણ સમીક્ષાર્થે મોકલાયા છે એટલે અહીં અવલોક્યા છે

આત્મનિવેદન છે અને બીજીમાં પરમતત્ત્વ જોડે એક થવા તલસતા સાધકના આર્ત પ્રાર્થનામય હૃદયોદ્‌ગાર છે. બન્નેમાં છે તો પ્રભુપ્રાર્થના પણ ઈશમહિમા વર્ણવતા ભક્તકવિ હમરાહી શ્રેયાર્થીઓને પ્રેરક અને તેવી સામગ્રી ય પીરસતા ગયા છે. 'વ્રજ ચરણે'માં ભક્તિયોગ, 'હૃદયપોકાર'માં સાધકની ગડમથલ, આંતરનિરીક્ષણ, ગ્લાનિ, હયવાટ પ્રભુ ની સાથેસાથ ઈશ્વરકૃપા, શ્રદ્ધા, પુરુષાર્થ ઇ૦ નું રહસ્ય અને ભક્તિના સૂરે પરોવવા સૂચવાતો કર્મયોગ નિરૂપાયાં છે. ત્રણે કૃતિઓમાંની કવિતા અનુભૂતિ પ્રમાણે ભાવોને ગાનાર ભક્તની કવિતા છે. ભાવોની નિર્મળતા, ઋજુતા અને સચ્ચાઈ અને ભાષાની સરળતા તથા પ્રવાહિતા એનાં વિશિષ્ટ લક્ષણો ગણાય.

એ જ લેખકની 'મનને' (સંપાદક, હેમંતકુમાર નીલકંઠ) એ ભુજંગીવૃત્તે લખાયેલ કૃતિમાં સાધકનો ભટકતા મનને ઉપાલંભ આપનો અને વાયુ જેવો સુદુષ્કર મનાયો છે એના તે મનનો નિગ્રહ કરી તેને અરિમાંથી મિત્ર અને સેવક બનાવી દેવાની ચાવી બતાવતો ઉપદેશ છે સમર્થ રામદાસ સ્વામીના મનાચે શ્લોકથી પ્રેરાયેલી હોય કે ન હોય, પણ તેની હારમાં મુકાય એવી ગુજરાતી રચના તો એ છે જ.

'જીવન-સાધના' નામ જેને વધુ શોભત એવી એ જ કર્તાની 'જીવન પગલે' એ કૃતિમાં 'વૃત્તિ સળવળેલી છે જિજ્ઞાસાની જરાતરા' એવા સ્વજનો જેવા મિત્રો અને પ્રશંસકોને તેમની પૃચ્છાના ઉત્તરરૂપે તેમ સ્વયંસ્ફુરણાથી કર્તાએ પ્રથમ પત્રોરૂપે લખેલી પદ્યસામગ્રી છે કવિતા કર્તાને મન સાધ્ય નહિ પણ સાધન જ છે, છતા પદ્યનું વાહન એમને ફાવે છે ઘણું અનુષ્ટુપ તો એ જાણે વાતવાતમા બોલતા હોય તેવુ લાગે છે ઘણા પત્રો સકમા' અનુષ્ટુપમા જ લખાયા છે એને કાવ્ય ન ગણશો અને એમાં વિદ્વત્તા નહિ ભાળો એમ લેખકે કહ્યુ છે એ એમની નમ્રતા છે બાકી નિશ્ચિત ગ્રાનદષ્ટિ અને જીવનફિલસૂફી એમની પાસે છે જ, જેનો અહીં લાભ પમાય છે એ અનુભવીની વાણી છે, અને આધ્યાત્મિક સંપ્રાપ્તિના ગૌરીશિખરના નિષ્ઠાવાન આરાધકોને તેમ વ્યવહારજીવનના યાત્રિકોને એ ઘણુ પથ્ય પાથેય પૂરુ પાડે છે સાચી ઈશ્વરભક્તિ, સાધકનું જીવન અને તેનાં વલણો, જીવનસાધના, વિચાર, સાધનાની પારાશીશી, શક્તિના રમકડાં, દુઃખનો મર્મ, શરણભાવ, પુરુષાર્થ, પ્રભુપ્રેમ અને સહજકર્મ, જ્ઞાનમય જીવનની ઝાંખી, અને ગૂઢ તત્ત્વ નામના ખંડોની વિચારસામગ્રી 'જીવનપથ ઉજાળનારો કાવ્યસંગ્રહ'

એવા ચોપડીના પૂંઠા પરના પરિચાયક શબ્દોમા સપાદકે તેને માટે કરેલા દાવાને વાજબી ઠરાવે એવી છે પત્રો જુદી જુદી વ્યક્તિઓને લખાયા છે એટલે કેટલીક પુનરાવૃત્તિ થાય છે, પણ પુસ્તક જેને ગમ્યુ તેઓ તો માહેના કથનને સ્થાણુખનન ન્યાયે દ્દઢાવવાનું કામ એ કરતી હોવાનુ માની એનુ દોષત્વ ક્ષમ્ય કોટિનું ગણશે

રાજકોટના શ્રી વિવેકાનદ ગુરુકુળના સમારભો તેમ શ્રી. રામકૃષ્ણ આશ્રમના જયંતીઉત્સવો નિમિત્તે રા જયતીલાલ મ ઓઝાએ રચેલા ૫૫ ગીતોનો સંગ્રહ 'ગીતગુચ્છ' પ્રભુપ્રાર્થનાનાં, જયતીવિષય વિભૂતિઓના મહિમાના અને ભારતસેવાના ઉદ્બોધનના એમ ત્રણ પ્રકારના ગીતોમાં વહેચાઈ જાય છે. 'પ્રભુની પધરામણી,' 'હંસાને શિખામણ,' 'દિવ્યગાન' અને 'ડગમગતી નાવ' એ ચાર સમગ્રહના સફળ ને કાવ્યત્વભર્યાં ગીતો છે. ભાવપ્રતીકો તથા લખાવટ આ પ્રકારની રૂઢ કવિતાની પ્રણાલીનાં છે.

અમદાવાદના એક શ્રીમતપુત્રી સ્વ શ્રીમતીની ગદ્ય–પદ્ય–કૃતિઓના અવસાનોત્તર મગ્રહ 'અભિલાષ'ના પ્રાસંગિક બાદ કરતાં બાકીનાં ઘણાં કૃષ્ણ, યમુના, બસી, ને રાસનું કીર્તન કરતા કાવ્યોનું પ્રેરક તત્ત્વ સ્વર્ગસ્થ લેખિકાના સંગીતકૌશલ ઉપરાત તેનો અંતરથ ભક્તિભાવ છે. 'વાંસલડી', 'ચંદસરોવરને તીરે', 'મધુવનકુજે', 'દીવડો', 'ભવસાગરના સુકાનીને', અને 'શરદપૂનેમ' જેવા કાવ્યો વધુ આયુષ મળ્યુ હોત તો લેખિકાની પુષ્પરૂપે ઊઘડી હોત એવી કવિતાકળીની સુવાસ આપી જાય છે પ્રભુપરાયણતા અને સારી સમજ દર્શાવતું લેખિકાનુ ગદ્યલખાણ પણ જો એને કોઇએ મમાર્જિત કર્યું ન હોય તો, ખરેખર સાચા વિચારો ને નોધપાત્ર ભાષાપ્રભુત્વ બતાવે છે.

પોતાના વિશેષનામના હકથી એકવાર વપરાઈ ગયેલ 'જટિલ' એવા ઉપનામથી પોતાનો પહેલો કાવ્યફાલ લઇને આવતા કવિ જટિલરાય વ્યાસનો 'કાવ્યાગના' એ સંગ્રહ 'રાતરાણી' અને 'કાવ્યાગના' એ બે વિભાગનાં મળીને કુલ ૬૫* કાવ્યો પીરસે છે. પ્રણયકાવ્યોની સંખ્યા એમાં મોટી છે અને જુવાન કવિની એની ફાવટ પણ સારી છે બીજા કાવ્યપ્રકારો ય એમ તો કવિએ અજમાવ્યા છે, પણ મુક્તકોમા 'છતાં' ને 'મુગ્ધાના વદને' એ બે અને દલિતાનુક પાત્રાળા કાવ્યોમા 'જગતનો તાત' એ એક જ એમને ફાવ્યાં ગણાય. 'આમણે આવશો ના', 'આજ',

* છપાયા છે ૬૬, પણ 'ચિત્રણા' કાવ્ય પૃ. ૨૯ ને ૭૯ પર એમ બે વાર છપાયું છે, તેથી ૬૫.

'ગોરાંદે', 'સાજનને', 'ગતગણી' જેવાં સરળ ગીતો ગીતો પર એમનો હાથ સારો બેઠો છે એવી છાપ પાડે છે, જોકે સખ્યામા વૃત્તબદ્ધ કાવ્યોનાં કરતા એ ઘણાં થોડાં છે 'ચિત્રકારની કથા', 'એ બસુરી આજ ન કેમ વાગતી', અને 'મને ચાહો છો ને ?' જેવાં કાવ્યો પદલાલિત્ય અને પદ્ય રચના—એટલે કે કવિતાનું બાહ્યસ્વરૂપ—કવિને ઠીક સિદ્ધ થયાનું બતાવે છે એમને અમુક જીવનદષ્ટિ પણ છે કોઈપણ જુવાન હોવો જોઈએ એવા એ આશાવાદી છે, અને 'ભલે વિફલ થાવુ તોય મથવુ મદા સંયમે' કહેતા પુરુષાર્થવાદી છે સેવા અને સુકૃત્યમા એને શ્રદ્ધા છે પોતાની 'પાપાપગી કરતી કવિતા'ને જગતના રણનો તાપ ઠારવા મોકલવાની એની ઉમેદ છે વિટ મણા ને વિઘ્નો વિના જીવન નથી (જુઓ 'જિંદગી' કાવ્ય) એમ એ જાણે છે, અને મૃત્યુને એ તો મારા નવજીવનની શક્તિદાત્રી સમાધિ' કહે છે ઉસ્તાદ ગુ, હું તુજ એકતારો' એમ પ્રભુને કહેની આસ્તિકતા ય એમનામા છે આમ છતાં હજી કવિ સારા વિચારોને પદ્યમાં બાધતા જણાય છે હૃદ્ય સવેદન, જાને ય સાચુ ને ઉત્કટ અને સહૃદયને અવશ બનાવી પકડી લે એવુ, એની કવિતામા બહુ નથી દેખાતુ અને ભાવો રમત્વને પામતા નથી 'કાંટા વિનાના ન ગુલાબ સંભવે', મને ચાહો છો ને ?', 'અધૂરી યાત્રા', 'શિલ્પીનું કથન' જેવા કાવ્યોમા દતીનો આવે છે એટલી કવિતા નથી આવતી દર્શનના વિસ્તાર અને ઊંડાણ પણ એને સાધવાના રહે છે છતાં કવિ ખરી કવિતાના સાધક છે, અને સાચે માર્ગે છે

કોંગ્રેસ ગેરકાયદે ને જેલમાં હતી ત્યારે પોતાની દષ્ટિએ દેશમા કામ કરતા સામ્યવાદી પક્ષના ગુજરાતી કવિસભ્યોએ 'ગીતો એક જબરજસ્ત હથિયાર છે' એ સમજી હિંદ પર તોળાઈ રહેલ જાપાની આક્રમણે પોતામા ઉપજાવેલ ફફડાટ ને રોષ લોકોમા સક્રાન્ત કરવા જે પ્રચારગીતો લખ્યાં તેનો સગ્રહ 'જુગિયો' નામે પ્રસિદ્ધ થયો છે જાપાની આક્રમણ ઉપરાત સઘરાખોરી, નફાખાઉ, ભૂખમરો, રોગ, નોકરશાહી દમન, કોંગ્રેસ-લીગ-એકતા, રશિયાનું પરાક્રમ, મજદૂરો-કિસાનોને સબોધન અને લેનિનસ્તવન પણ ગીતોના વિષય બન્યા છે, કુલ ૪૧ ગીતોમા ૩૬ ગુજરાતી છે, અને એ ગુજરાતી ગીતોના અર્ધોઅર્ધ તો લખ્યા છે જેમનો ઉત્સાહ માતો દેખાતો નથી એવા 'ઉપવાસી' અને 'સ્વપ્નસ્થે' સગ્રહમા મોખરે આવે એવા ને સહેજ આકર્ષક એવા જે બેજ ગીત છે—'સૈનિકને' અને 'જુગિયો'—તેનું કર્તૃત્વ પણ અનુક્રમે આ બે કવિઓનું છે સગ્રહમાની સામગ્રી પોતાના હેતુને વફાદાર છે એટલી કાવ્યત્વને ને કલાને નથી રહી

પ્રચારગીતોની કૃતાર્થતા એ ત્વરાથી લોકજાણીતા ને લોકઝિલાતા થઇ જાય એમા છે એવી કૃતાર્થતા આ ગીતોને સાપડી જણાતી નથી.

'મયૂરવાહિની પ્રસન્નો(!)સ્તુ'ની મગલકામના સાથે પ્રકટ થયેલ 'હૃદયપાખડી' (રસત) સગ્રહમા સૌથી વધુ નોધપાત્ર તો છે તેના ગુજરાતી ૭ ધોરણનું શિક્ષણ જ પામેલા લેખકના કવિકોડ ગઝલો ને રાસના વહેણમા કવિતા વહેવડાવવાનું લેખકને વિશેષ ફાવ્યુ છે કવિતા સાધારણ કોટિથી ચડિયાતી નથી, અને ભાષાશુદ્ધિ, કાવ્યકલા તેમ જ રસદષ્ટિની બાબતમા ઘણુ ઇચ્છવાનું રહે છે

૫૫ પૃષ્ઠનું મનહરછદી 'શ્રીમતોનો સડો' (ઈશ્વર ધોળકિયા) એ કાવ્ય વાસ્તવચિત્ર દોરવાની તેના કર્તાની હોસને લીધે શ્રીમતોના દૂષણોની નિદાવાદી જેવુ બની જાઇ સાહિત્ય કે કાવ્ય તરીકે કશી કલા કે રસવિવેક દાખવતુ નથી

અગ્રેજી પરથી થયેલા અનુવાદોમા ડૉ સુરૈયાએ કીટ્સના Isabella નો એમના આગલા અનુવાદોની માફક સવૈયામા કરેલો સરળ અને પ્રવાહી સમૂલ અનુવાદ 'અશ્રુમતી' એ એક જ નોધવાનો છે મૂળ કાવ્ય બોકેશિયોની સામાન્ય લોકવાર્તા પરથી કીટ્સે પોતાની પ્રતિભાથી બનાવેલું વિશુદ્ધ દઢ પ્રેમનું અનેક સુભગ વર્ણનોથી ભરપૂર કરુણાલાપી ખડકાવ્ય છે અદર આવતા ગ્રીક કથાઓના ઉલ્લેખો અને નાયકનાયિકાનાં તથા સ્થળના નામ બદલી દેશી બનાવી તે સિવાય મૂળ કૃતિનું કાળજીભર્યું ભાષાતર અનુવાદકે કર્યું છે શિષ્ટ શબ્દોની જોડે 'વચાળ', મોર' (=પૂર્વે, આગળ), 'કોર', 'કચરાં', 'લેર' (=સુધી) જેવા લોકબોલીના શબ્દોનો ઉપયોગ તથા સવૈયા પરનો એમનો કાબૂ જેમ નોધપાત્ર છે, તેમ નોધપાત્ર છે એમનો કવિતાપ્રેમ અને ઉત્સાહ પણ, જે એમની પુસ્તિકાના રૂપરગમા સ્પષ્ટ દેખાય છે પુસ્તિકાની પાચ રૂપિયાની કીમત ખરીદી પ્રેરે એવી નથી, પણ અનુવાદકને ક્યાં કમાવુ છે? એને તો ખર્ચવુ છે પુસ્તિકામાં આગળ ઓઓના (ને તે તો એમની મુબારક છબીઓ સાથે!) અને પાછળ પુરુષોના અભિપ્રાયોની દેખાતી પલટણોને અનુવાદકની એક ધૂન ગણવી જોઇએ

સંસ્કૃતના અનુવાદોની ત્રણ પુસ્તિકાઓ મળી છે. રાજકોટના શ્રી રામકૃષ્ણ આશ્રમે પ્રકટ કરેલ 'ગોવિદદામોદરસ્તોત્ર' અને સ્તોત્રસગ્રહ' માં પહેલીમાં 'ગોવિદ દામોદર માધવેતિ' એ શ્લોકાન્ત ટેકપક્તિવાળા શ્રી.

બિલ્વમંગળાચાર્યવિરચિત એ નામના વૈષ્ણવપ્રિય સ્તોત્રનો શબ્દલક્ષી નહિ તેટલો ભાવલક્ષી સમશ્લોકી અનુવાદ, અને બીજીમાં શ્રી શંકરાચાર્યવિરચિત ગુર્વષ્ટક, ઉપદેશપંચક વેદસાર શિવસ્તોત્ર, ગંગાષ્ટક, હરિશરણાષ્ટક અને મનીષાપંચક, વિજ્ઞાનનૌકા તથા નિર્વાણષટ્ક એ વેદાંતસ્તોત્રોના સમશ્લોકી અનુવાદ મૂળ સાથે છપાયા છે બધા સ્તોત્રોના અનુવાદક આગળ અવલોકેલ 'ગીતગુચ્છ'ના કર્તા ગ. જયન્તીલાલ ઓઝા છે 'મુમુક્ષુઓની જ્ઞાનગંગા-પ્રવાહ બીજી'માં જગન્નાથ પંડિતકૃત સુંદર ભક્તિસ્તોત્ર 'કરુણાલહરિ'નો સમૂલ અને શંકરાચાર્યવિરચિત ગંગાષ્ટક અને અર્ધનારીનટેશ્વર સ્તોત્રના તથા શ્રી કુરેશસ્વામિરચિત નારાયણાષ્ટકના એકલા સમશ્લોકી ગુજરાતી અનુવાદ છપાયા છે એના અનુવાદક છે રા લાલજી વીરેશ્વર જાની બંને અનુવાદકોના પદ્યરચનાકૌશલે એમના ધાર્મિકતા અને ભક્તિભાવની અને ગ્રાહક ભાવિકોની સેવામાં સારી કામગીરી બજાવી ગણાય. આવા અનુવાદો તેમ તેનાં પ્રકાશનની પ્રવૃત્તિ હજી ચાલ્યાં જ કરે છે એ સાંપ્રત સમયમાં પણ સામાન્ય જનતામાં જીવતા રહેલા દેખાતા ધર્માનુરાગનું એક ચિહ્ન નહિ?

પુનર્મુદ્રણ ખાતે એક જ પુસ્તક છે રા મેઘાણીકૃત 'રવીન્દ્રવીણા'. રવીન્દ્રનાથની કાવ્યવીણાના સૂરોને રા મેઘાણીના લોકગીત-ગુજરાતી નાદયંત્રે જે રીતે ઝીલી ગાઈ વગાડયા તેને મધરતું આ પુસ્તક એક જ વર્ષમા પુનર્મુદ્રિત થયુ એ ગુજરાતના વધતા જતા કવિતાશોખનો અને રા મેઘાણીની (હા, રવીન્દ્રવીણા'ની કવિતા જેટલી રવીન્દ્રનાથની તેટલી જ રા મેઘાણીની પણ છે જે હકીકતમા એના ગુણ ને દોષ બેઉ રહેલા છે) કવિતાની લોકપ્રિયતાનો એક પુરાવો ગણાય

મૌલિક નાટક તે શ્રી ચન્દ્રવદન મહેતાનું એ જ એ લખી શકે એવું, સહાનુભૂતિથી કહેવું હોય તો અભિનવ, નહિતર વિલક્ષણ નાટક 'ધરાગુર્જરી' નામશ્રવણે જુદી જ અપેક્ષા જગાડતી પણ વાચનાન્તે જુદું જ દેખાડતી એ કૃતિ, તેના સર્જકના શબ્દોમા, 'અમુક એક જ રચનાપ્રકાર, કે અમુક એક જ આકૃતિ પર રચાયેલી નથી, પરંતુ ભિન્નભિન્ન વસ્તુ પર, સાથે સંકળાયેલી છે' અને સળંગ વસ્તુપ્રવાહ તથા પાત્રવિકાસની નાટકની મહત્વની શરતોના પાલનમા શિથિલ કે બેપરવા રહી છે પણ 'નાટકનું આખું આયોજન તમે વિચારશો એટલે એનો હેતુ પણ તમને આપોઆપ સમજાઇ જશે' (પૃ ૭૪) એ મુખ્ય પાત્ર ગુર્જરના શબ્દો, એ પાત્રમા રંગભૂમિરસિયા કર્તાનું દર્શન કરીએ તો, સમગ્ર કૃતિને ઉદ્દેશાતા સમજાશે એ હેતુ છે રંગભૂમિ-ઉદ્ધારનો, નવી રંગભૂમિના સર્જનનો એ હેતુ જ વિશૃંખલ લાગતી આ નાટ્યરચનાની તેના પ્રવેશોને પોતાની સેવામા જોડતી આંતરિક સાંકળ છે બીજા કોઇને ભાગ્યે નાટ્યક્ષમ લાગે એવી રંગભૂમિસજીવનની પોતાની પ્રિય ભાવનાનું એવા કર્તાએ અહીં અભિનયક્ષમ નાટક બનાવ્યું છે* જે હાસ્ય લાવવા ધારે ત્યારે પ્રહસન અને અસર ઉપજાવવી તાકે ત્યારે વિષાદિકા જ લખી નાખે, અને કોઇ ઊંચી ભાવના કે સ્વપ્ન નિરૂપવું હોય ત્યારે પાત્રોને ધૂની ને ઊર્મિલ બનાવી દે છે પરિણામે શ્રી ચંદ્રવદનની રંગભૂમિદષ્ટિ તથા નવી રંગભૂમિની ભાવના કે કલ્પનાની સાથોસાથ એમની તરંગલીલાએ એમની ટોળટુચકાબાજીએ, એમની વિષાદ

* નવી રંગભૂમિ એ સુચિંતિત નિબંધનો કે બહુ બહુ તો આવેશવાળા ભાષણનો વિષય બની શકે તેના પર નાટક લખવા કરતા એ જ હેતુની સિદ્ધિ અર્થે સાચો માર્ગ સો ટચના સોના જેવા સુંદર ને નાટ્યદષ્ટિએ પ્રાણવાન નાટકોનું સર્જન જ નહિ ? એ નહિ હોય તો ભજવશો શું ? અને એવા સર્જાશે તો ભજવાયા વિના રહેશે એમ માનો છો ?—આવું વલણ દાખવનાર મનોદશા કર્તાને અજાણી હોય એમ માનવાને કારણ નથી પણ વિના રંગભૂમિ નાટક કેવું ? માથા વિના આ પાઘડી બાંધતા ક્યારે અટકીશું ? એ શબ્દોમા સૂચવાતું વલણ એમણે લીધું છે તે નવી રંગભૂમિના આગ્રહ ખાતર એ નવી રંગભૂમિ વિશે એના પર નાટક લખ્યું તો શા સૂચનો નાટકદ્વારા એ કરે છે ? આ ત્રણ એક, એ રાજસત્તાની મંજૂરી ને સેન્સરના બંધનથી મુક્ત હોય બીજું, રંગ, લય, પ્રકાશ આદિની આધુનિક યોજનાથી સજ્જ, વીજળીની ચાંપે ફરે એવા તખ્તાવાળી હોય અને ત્રીજું, ગુર્જર અને ધરા જેવા રંગભૂમિને વરેલા કલાવિદોની એકનિષ્ઠ ઉપાસના એને નિત્ય સુલભ હોય 'બસ, આટલું કહેવા આવડો કાઠ કર્યો ?'—એવો પ્રશ્ન ઉઠાવી કોઇને શ્રી ચન્દ્રવદન જોડે કજિયો કરવો હોય તો કરી શકશે

પ્રિયતાએ અને પ્રણયના તથા કલાભક્તિના એમને ફાવતા આલેખને પણ અહીં કામ કર્યું છે. ફળ અભિનયપ્રયોગની દૃષ્ટિએ કદાચ સારું, પણ પણ સાહિત્ય–કલા–દષ્ટિએ મોળું આવ્યું છે. રા. ચંદ્રવદન મહેતાની બધી નાટ્યકૃતિઓ આમ બેવડી દૃષ્ટિથી જ જોવાની આપણને ફરજ પાડે એવી હોય છે એ જાણીતું છે. બનાવો, વાતાવરણ અને પાત્રો મળી નાટકની જે અંતર્ગત સૃષ્ટિ બંધાય છે તે સ્વાભાવિકતા અને વાસ્તવિકતાથી વિદૂર છે, અને અપીણી ભૂપસિંહના અંધેર તંત્રના વાતાવરણમાં ક્રોટવાળપીડિત રંગભૂમિના ઉદ્ધાર અર્થે જ શ્વાસ લેતા લાગતા ગુર્જર ઓઝા અને તેની પ્રેમ્ણામૂર્તિ ધરા સબંધી વસ્તુમાં જૂની રૂપકશૈલીનો ચંદ્રવદનશાઈ આધુનિક પ્રયોગ થયો લાગે છે. ભૂપસિંહ જેવાં પાત્રો તરંગી ને અધમાંડિયાં જેવાં, અને બીજાને મુકાબલે કર્તાએ આકર્ષક બનાવવા ઇચ્છેલાં નાયકનાયિકા ગુર્જર અને ધરાનાં પાત્રોમાંથી પહેલું ભાવનાધૂની અને બીજું અત્યંત ઊર્મિલ બની ગયાં છે. કાર્યની અને રમની એકાગ્રતા બહુ સધાતી ન હોવાથી નાટકોદ્દિષ્ટ અમર રેળાઈ જાય છે. નાટકનું અભિનયન જુદું જ ઠરાવે તો સારી વાત છે. મેલાં કામના કરનારા ચાડિયાની દુર્ગતિ અને જગતની એક અમર પ્રેમિકા રૂપમતીના આત્મવિસર્જનનાં બે અંતર્નાટકની અભિનયક્ષમતા ઘણી છે. પણ 'ધરાગુર્જરી'ને તખ્તા પર ઉતારવું સહેલું નથી. રંગભૂમિ પર અંતર્નાટકનો રંગભૂમિપ્રયોગ તથા એનું નેપથ્ય પણ બતાવવાં પડે એવી નાટકની રચના છે. નાટકમાં સૂચવાતી 'ચાપે ફરતી રંગભૂમિ' (Revolving Stage) એને સવડ આપી શકે. વાચ્ય તેમ વિશાળ ઉભય અર્થમાં એવી 'નવી રંગભૂમિ'નું આ કૃતિદ્વારા મંડપમુહૂર્ત થાય એવી કર્તાની 'તીવ્ર અભિલાષા' વહેલી ફળે એમ તો સૌ ઇચ્છશે.

વણલખ્યે અનુવાદ છે એમ શરૂઆતમાં સૂચવેલું નાટક છે, 'વેનિસનો વેપારી' એ નામનો શેક્સ્પિયરના 'મર્ચન્ટ ઑફ વેનિસ'નો શ્રીમતી હંસા મહેતાકૃત અનુવાદ અનુવાદિકાએ શેક્સ્પિયરના નાટકના અનુવાદ માટે પ્રથમ 'હેમ્લેટ' જેવી વિષાદિકા ઉપાડ્યા બાદ બીજા પ્રયોગ માટે આ વિનોદિકા પસંદ કરી છે. અનુવાદ મૂળનાં છટા અને ભાવને આપણી ભાષામાં ઉતારવા ઠીક મથ્યો જણાય છે. આ અનુવાદ પણ 'હેમ્લેટ'ના અનુવાદ માફક નિર્બંધ અનુષ્ટુપમાં છે. 'નિર્બંધ'નું વિશેષણ આગળ ચોંટાડ્યું છે એટલે નહિ બોલાય, બાકી અનુષ્ટુપનો લય મંખ્યાબંધ પંક્તિઓમાં બેસતો નથી ક્વચિત્ બીજા છંદોનો જે ઉપયોગ થયો છે તે એના કરતાં કંઈક ઠીક લાગે છે. સ્વાભાવિકતાની તેમ અભિનયની અપેક્ષા અનુવાદિકાએ પદ્યાનુવાદમાં લીધેલા શ્રમની સાર્થકતા

વિશે સંદેહ ઉત્પન્ન કરે છે. નિર્વર્તન નટો તેમ જ કોલેજના વિદ્યાર્થીઓ આને ભજવી જુએ એવી આશા અનુવાદિકાએ દર્શાવેલી છે, પણ ગુજરાતીમાં શેક્સ્પિયરનું નાટક ભજવવું હોય તો તો જીવન્ત ભાષામાં થયેલ ગદ્યભાષાન્તર વધુ સારું કામ આપે. પુસ્તકમાં મુદ્રણની અશુદ્ધિઓ શુદ્ધિપત્રમાં નોંધાઇ છે તેથી ય વધુ છે.

## નવલિકા

૨૨ પ્રથમાવૃત્તિઓ, ૧૧ નવી આવૃત્તિઓ ને પુનર્મુદ્રણો તથા એક ભાષાંતર મળી કુલ ૩૪ પુસ્તકો આ વિભાગમાં અવલોકવાનાં છે.

'ઉન્નયન' નામથી આવતો 'સુંદરમ્'નો વાર્તાસંગ્રહ અર્ધો જૂનો ને અર્ધો નવો છે. જૂનો એ રીતે કે એનો પૂર્વાર્ધ એમની 'ખોલકી અને નાગરિકા'ની પાંચ વાર્તાઓનો બનેલો છે: નવો એટલા માટે કે એનો ઉત્તરાર્ધ નવું જ વાર્તાપંચક રજૂ કરે છે. પૂર્વાર્ધમાં 'નાગરિકા' સિવાય બીજી વાર્તાઓમાં માનવીની સ્થૂળ કામવૃત્તિનું આલેખન હતું, તો ઉત્તરાર્ધમાં એ કામવૃત્તિનું કૂતરાવેડામાંથી માનવતા ને માનવતામાંથી દિવ્યતા તરફ અભિસરણ કે ઊર્ધ્વારોહણ 'સુંદરમે' આલેખ્યું છે. આમ કરીને એમણે બતાવવા માગ્યું છે એ જ કે માનવીના પ્રાકૃત જીવનમાં નકારી કે અવગણી શકાય નહિ એવું વર્ચસ્વ કામવૃત્તિનું પ્રવર્તે છે એ સત્યનો વાસ્તવદ્રષ્ટા જીવનરસિયા કલાકાર તરીકે પોતે સ્વીકાર કરે છે, તો એ વૃત્તિના ઉન્નયનની અગત્ય પણ પોતે એટલી જ જુએ છે અને પુરસ્કારવા માગે છે. પૂર્વાર્ધના પ્રકાશન વેળા તેના પર થયેલી ટીકાને કદાચ 'ઉન્નયન'ના ઉત્તરાર્ધનું શ્રેય જાય. પૂર્વાર્ધની વાર્તાઓમાં સામાન્યતા-પાર્થિવતાનું ચિત્રણ છે, ઉત્તરાર્ધમાં પાર્થિવતામાં પુણ્યોદયની પળે ઝબકી જતી અસામાન્યતા અને ઊર્ધ્વગમન અર્થે ઊંચકાતાં પગલાંનું આલેખન વિશેષ છે. પૂર્વાર્ધની 'નાગરિકા'ની જોડે મુકાય એવી અનિવાર્ય કરુણ અન્તવાળી 'પ્રાપ્તતા' સિવાયની ઉત્તરાર્ધની આગલી ત્રણ વાર્તાઓનાં શિવપ્રસાદજી, તેની અનામી જોગિની, ભદ્રા, શાન્તા, મનોહર એ સૌ પાત્રો એમના નિત્યના ભોગપરાયણ અશુદ્ધ જીવનના કીચડમાંથી જુદાં જુદાં નિમિત્તે કેવાં અદ્ધર ઊંચકાય છે! પ્રસ્તારભે ટાંકેલ શ્રી. અરવિંદની વાણીનું દૃષ્ટાન્ત બનતી છેલ્લી વાર્તા 'ઉલ્કા' તેના છેલ્લા વાક્યમાંની ઉલ્કાની માફક કામવૃત્તિને પાર્થિવતામાંથી અપાર્થિવ તેજોમયતાના પ્રદેશમાં લઇ જાય છે. 'ખોલકી'નાં અનિરુદ્ધ

મુગ્ધા અને કામૈકપરાયણ પુરુષરૂ'દું; અને 'ઉલ્કા'નાં લગ્નોત્સુકા ઉલ્કા અને કામવર્જિત અપાર્થિવ પ્રેમથી એને સ્વીકારતો પુરુષવર કમલનયનઃ પાત્રો ને વકતવ્યમાં સંગ્રહની પહેલી અને છેલ્લી વાર્તાઓ કેવી સામસામે છેડે બેઠી છે! 'ઉલ્કા'માંનું કમલનયનનું પાત્ર પોતપોતાની ભાવના ને કલ્પનાનો મહામાનવ સર્જવાની સૌ કલાકારોની મથામણ જેવી 'સુંદરમ્'ની મથામણનું ફળ છે. ઉત્તરાર્ધની વાર્તાઓ આમ સંગ્રહના નામને તથા 'સુંદરમ્'ની દૃષ્ટિને સમજાવી દે છે. વાર્તાકાર વાચકોને ક્યાં લઇ જવા માગે છે તે સમજાય નહિ એવું અધરું નથી, પણ એમનું વકતવ્ય નીતર્યું ને પાસાદાર બહુ બની શક્યું નથી. એક 'પ્રસાદજીની બેચેની' સિવાયની બીજી વાર્તાઓ પ્રસ્તારદોષથી મુક્ત નથી, જોકે આધુનિક વાર્તા વિગતોના ને પાત્રોની મનોવૃત્તિઓના બારીક આલેખનમાં રાચતી જાય છે, એટલે આ બહુ ખટકશે નહિ. પૂર્વાર્ધમાં વાસ્તવદર્શી પ્રસંગાલેખન અને વાર્તાના કલાકસબ પર વધુ નજર હતી, ઉત્તરાર્ધમાં દૃષ્ટિ ઉદ્દિષ્ટ વાર્તારહસ્ય પર વિશેષ રહી છે. એમ કહેવાય કે ઉત્તરાર્ધ 'સુંદરમ્'ની દૃષ્ટિનો વિકાસ બતાવે છે તેટલો તેમની વાર્તાકલાનો નહિ. ઠરી વાર્તાઓમાંનું નારીનિરૂપણ આ વાર્તાસંગ્રહના અભ્યાસીઓ માટે એક સારો અભ્યાસવિષય બને એમ છે.

વરસભરનાં પ્રકાશનોમાં માગ મુકાવનાર અને રા. મેઘાણીને પોતાને કૃતાર્થતાનો સંતોષ આપનાર 'માણસાઈના દીવા'માંની પાત્રો, બનાવો, ભાષા, આલેખન ને જીવનસ્પર્શ એ સર્વમાં સોએ સો ટકા જીવન્તતાવાળી સોળે વાર્તાઓ મૂંગા લોકસેવક-રવિશંકર મહારાજને મોંયેથી રા. મેઘાણીએ સાંભળેલી એમની અનુભવકથાઓ છે. પાત્રાલેખન સંવાદો ને સમગ્ર કહેણી મહારાજની જ રાખી પુસ્તકનું દસ્તાવેજી મહત્ત્વ અણઅભડાયેલું રાખવા પોતાની શિલ્પકલાને વચ્ચે ન લાવવાની રા. મેઘાણીએ કાળજી રાખી હોવાથી પુસ્તકના કર્તૃત્વના ઘણા ટકા મહારાજને જાય છે. મહારાજની કથનશૈલી પણ વાર્તાકારની નૈસર્ગિક છટાવાળી છે. આમ છતાં તેની કાગળ પરની રજૂઆત અને સંકલના રા. મેઘાણી સિવાય બીજાને હાથે આટલી સફળ થાત નહિ એ પણ દેખીતું છે. ખરી શક્તિ તો એમણે બતાવી છે મહીકાંઠાના નીચલા લોકથરની ગ્રામયુવતીના જેવી ધીંગી ને હસેતી, ઝાડી છતાં મીઠી, બોલીને તેના વાકયવળોટ, ઉચ્ચારણ, 'એ'...હ' જેવા લહેંકા અને 'બયું' 'મૂઉ' જેવા પ્રયોગો સાથે રવિશંકર મહારાજની વાતમાંથી જ આબાદ પકડવામાં ને કથાઓમાં ઉતારવામાં. એ વાણીનાં બોલ-

નારાં મહીનાં છોરુ ધારાળા, બારૈયા ને પાટણવાડિયા આ વાર્તાઓના મુખ્ય પાત્રો છે. ભોળાં, બરછટ, એમાં કશું અનૈતિક કે અસ્વાભાવિક ન માનતા ચોરીની આદતને વશ થતાં, છતાં મહારાજ જેવાના 'શબદે' એમાંથી તેમ દારૂની લતમાંથી છૂટવા મથતા, રાજસત્તાએ ગુનેગાર કોમ તરીકે આંકેલાં એ માનવીઓના અણઘડ ખમીર ને ખાનદાની, નબળાઈઓ અને નાદાની, વીરતા ને કોમળતા એ સર્વનું તેમ જ એમના અંતરમા ટમટમતા માણસાઈના દીવાનું આ કથાઓ મજાનું દર્શન કરાવે છે ગુનાતપાસની અને સજાની શાસનપદ્ધતિ એ દીવાને હોલવી નાખી સામાન્ય અમથા ગુનેગારને કેવો રીઢો ગુનેગાર બનાવી મૂકે છે, અને પોલિસને બદલે તેમના અંતરને સ્પર્શી તેમની માણસાઈના દીવા પેટાવનાર યા તેની શગ સંકોરી નવી જ્યોતે તેને પ્રકાશતા કરી મૂકનાર કોઈ રવિશંકર મહારાજ એમને ભેટે તો પરિણામ કેવુ જુદું જ આવે એ આ કથાઓ બરાબર સમજાવી જાય છે. સાહિત્યકારોને એક અક્ષુણ્ણ પ્રદેશની એ ભાળ આપશે જ, પણ સમાજશાસ્ત્રીઓને અને માનસશાસ્ત્રીઓને ય એ ઘણો વિચારખોરાક પીરસશે તે આ કારણે. લોકસેવકોને તો આ કથાઓનાં પાત્રો વચ્ચે પોતાના વિશુદ્ધજ્યોત દીવાથી એમના અંતરદીપ પેટાવતા ઘૂમતા મહારાજનું પુસ્તકમાથી ઉપસતું ચિત્ર ઘણુ શીખવશે. મૂઠી ખીચડી વિના જેને ન કોઈ બીજી જરૂરત, ચોરડાકુગીરી કરનાર કે જૂઠ બોલનાર કે પોતાનું અપમાન કરનાર પ્રત્યે જેને ન મળે કશો રોષ કે તિરસ્કાર, 'બાળક જેવાં' એ જ જેનું એમના સ્વભાવવર્તનાદિ પગનું વત્સલ નિર્દંશ ભાષ્ય, એવા આ સાત્ત્વિક બ્રાહ્મણે પાટણવાડિયાઓની ફરજિયાત હાજરી બંધ કરાવી, એને 'સ્વજન' માની કેટલાયને ફાંસીને માંચડેથી તથા લાબી કેદની સજામાંથી છોડાવવા મથી, શનિયાના છોકરા જેવાના તનના અને અનેકોના મનના રોગની પ્રેમાળ સારવાર કરી, ભાષણ આપ્યા વિના કેટલાયનું ઓછું વધતું હૃદયપરિવર્તન સાધી, નિષ્કામ સેવાયોગ અને પ્રેમમૂલક સાચા માનવધર્મનો કેવો જીવતો આદર્શ પૂરો પાડયો છે ! લાગે છે કે બહુ લસકારાતા 'જનતા એ જ જનાર્દન' એ સૂત્રને તેમ 'સબાર ઉપરી માનુષ' એ ચંડિદાસવચનને મહારાજ જ સાચું સમજ્યા છે લોકસંપર્ક કેમ કરાય, લોકસેવા કેમ થાય અને લોકહૃદયને કેમ સ્પર્શાય એ જાણવા સારુ આ પુસ્તકનું વાંચન ઈચ્છતા લોકસેવકો કરવુ જ જોઈએ. રા મેઘાણીએ મહારાજ જોડે કરેલા મહીકાંઠાના તીરપ્રાંતના લઘુપ્રવાસની છાપ પોતાને મન એનું કેટલું મૂલ્ય છે એ સૂચવતા 'પાંચ દિવસની જંગમ વિદ્યાપીઠ' એ નામથી, આ કથાઓને અંતે પુસ્તકના છેલ્લા ચતુર્થાંશમાં રજૂ કરી છે. પ્રસ્તાવનાલેખક કાકા

કાલેલકરના 'શ્રી મેઘાણીએ રજૂ કરેલી મહીકાંઠાની આ જીવનકથામાં સ્નાન કરીને તીર્થસ્નાનની ધન્યતા અનુભવું છું" અને "હું આશા રાખું છું કે 'માણસાઈના દીવા'ના અનુવાદો દેશપરદેશની અનેક ભાષાઓમાં થશે ....." એ બે વાક્યો જ પુસ્તકની ખરી કીમત સમજવા બસ છે ચાર જ મહિનામાં એ બીજી આવૃત્તિ ભાળે એમાં પછી નવાઈ શી?

વર્ષો પર પ્રકટ થયેલ 'દાદાજીની વાતો' ની પૂર્તિ જેવી 'રંગ છે બારોટ' એ કૃતિમાં જેઠા બારોટ અને બીજાઓ પાસેથી સાંભળેલી બાર લોકવાર્તાઓ તેનું કદરૂપ સ્વરૂપ અણીશુદ્ધ જાળવીને આવા જ સર્જનાત્મક સંપાદનકૌશલ્યથી રા. મેઘાણીએ એવી સુંદર રીતે રજૂ કરી છે કે 'રંગ છે મેઘાણી' એમ સહસા બોલી ઊઠવાનું આપણને મન થાય બાણું લાખ માળવાના ધણી ભરથરીનો ભેખ, ચંદન-મલયાગરીના વનમાં વીતકો, 'પરદુખભંજણ', વીર વિક્રમના પરાક્રમો, ગાગલી, શુનાબ ગોકિયો, જતિ ને ભેરિયાના જાદૂમંતર ને ચમત્કારો, તથા મનસાગરાની અને ખાનિયાની ચતુરાઈ—આ સર્વની કથાઓ જેનો વાર્તારસિયો બાલભાવ જમાનાએ કે ઉમરે શોષી લીધો નહિ હોય એવા સૌને પોતાના વાર્તારસથી આકર્ષશે પણ વિશેષ આકર્ષણ તો એનું થવું જોઈએ સાહિત્યરસિકોને અને આજના વાર્તાલેખકોને આજની કરતાં જુદી—કહેવાસાંભળવાની—એ લોકકથાઓના રસ ને તેના વિભાવ, કૌતુકોદ્દીપન અને રસજમાવટની કરામતો, અને શિલ્પવિધાનનો તેમ જ તેની અદ્ભુત લાઘવ અને છટાવાળી કથનાનુસારિણી મર્માળ ને લોકકી ભાષાનો પરિચય અને અભ્યાસ શીખવા જેવું કેટલુંક તેમને શીખવી જશે લોકકથાઓની બારોટોની અસલ કહેણીને તે કાલગ્રસ્ત થાય તે પહેલાં, ગીતોનું સ્વરાંકન થાય છે તેમ, શબ્દમુદ્રિત કરી દઈને રા મેઘાણીએ એક ઉપયોગી સેવા કરી છે. પુસ્તક સાથે જોડેલા પ્રવેશકમાં એમણે લોકવાર્તાના 'મોટિફ'નું પૃથક્કરણ તથા દેશવિદેશની તેમ જ ભારતના પ્રાંતપ્રાંતની લોકકથાનાં સમાન તત્ત્વોની સમીક્ષા કરી, સમાન અંશો છતાં પ્રાંતભેદે એનું કલાવિધાન તો વિશિષ્ટ હોય છે એમ કહી, આ પુસ્તકમાંની કથાઓનું શિલ્પ ચોખ્ખું સોરઠી છાપનું છે એમ સ્પષ્ટ કર્યું છે

ગ. નિરંજન વર્મા અને ગ જયમલ્લ પરમારના જોડિયા કર્તૃત્વથી પ્રકટ થયેલ 'પરીકથાઓ' તથા 'દેશદેશની લોકકથાઓ'ને પણ 'રંગ છે બારોટ' સંબંધમાં સામાન્ય કથનરૂપે કહેવાયેલું બધું લાગુ પડે છે 'પરીકથાઓ'ના બે પુસ્તકોમાંથી પહેલામાં 'સોનાપદમણી', 'ચૌમોલા રાણી' અને 'દોલતપરી'

એ નામની અનુક્રમે બુંદેલખંડ, રાજસ્થાન અને પંજાબની લોકકથાઓની પ્રથમ છૂટી છપાવેલી ત્રણ પુસ્તિકાઓને, તથા બીજામાં નાગકુમારી અને 'નીલમણિ' એ બંગાળી અને 'ફૂલવતી એ કાઠિયાવાડી લોકકથાઓ પરથી તૈયાર કરેલી પુસ્તિકાઓને સાથે બાંધી છે એ કહેવાઈ છે પરીકથાઓ, પણ વસ્તુત છે બધી લોકકથાઓ જ દેશદેશની લોકકથાઓ'ના આ સાત પ્રકટ થયેલ ચોથા, પાંચમા ને છઠ્ઠા ભાગમા અનુક્રમે કાઠિયાવાડની રાજસ્થાનની અને પંજાબની ચચ્ચાર વાતો પીરસાઈ છે પ્રાતપ્રાતની લોકકથાઓનો એના રસિયા સંપાદકોએ આ પુસ્તકોમા જાણે મેળો ભર્યો છે, કે એનું પ્રદર્શન ગોઠવ્યુ છે એમ કહેવાશે લોકકથાની કહેણીને અનુસરતી લખાવટ એઉ સોરઠી જુવાનોને મારી ફાવી છે લોકકથાના વિશિષ્ટ લક્ષણો તથા વાતાવરણ જાળવતી આ પુસ્તકોમાંની વાર્તાઓ રસિક તો બધી જ છે એમાથી પસદગી કરવી મુશ્કેલ થઈ પડે છતા 'ચૌબોલા રાણી', બે ચોર', 'દોલત પરી', 'ઈસર અને કાનીસર', 'નાગકુમરી, 'નીલમણિ', ફૂલવતી ને 'વનવીર' એ 'પરીકથાઓ ની, અને આગલો અવતાર', જગદેવ પરમાર', 'અલકુ અને શગકુ' અને 'ઓરતની મરદાનગી એ 'દેશદેશની (? પ્રાતપ્રાતની) લોકકથાઓ ની વાર્તાઓને તેમની બહેનો કરતા આગળ મુકાય એવુ ખરુ બધી વાર્તાઓનું નિરીક્ષણ એ વાતની પ્રતીતિ તરત જ કરાવી આપે છે કે કથન શૈલીની જૂજ પ્રાતીય વિશિષ્ટતાઓ છતા ભારતના બધા પ્રાંતોની લોકકથાના લક્ષણો સમાન છે, જે એ સિદ્ધ કરે છે કે તેનું સર્જક ને ભોક્તા લોકમાનસ બધે એક જ છે એક પ્રશ્ન થાય છે માનવીના પ્રેમ, પરાક્રમ, ઈર્ષા, વેર, ત્યાગ બુદ્ધિચાતુર્ય આદિનું નિરૂપણ કરી લોકમાનસને પ્રતિબિંબતી, છતા માનવીઓ ભેડે પરીઓ અપ્સરાઓ, રાક્ષસો, નાગ, જોગણીઓ, ભૂતપ્રેતાદિને અને પશુપક્ષીઓને પણ પાત્રત્વ આપતી અને આજના વિજ્ઞાનને પણ અમાપ્ય એવી અનેક સિદ્ધિઓ તથા ચમત્કારોથી કલ્પના બહેકાવતી અને રસ ચગાવતી આ લોકકથાઓ મનુષ્યસમાજની મુગ્ધ કે બાલ દશાનું સર્જન ન ગણાય ? અને એમ છે તો વિકસિત સમજે અને વિજ્ઞાને પરીઓ અને રાક્ષસોને જનશ્રદ્ધા ને જનકલ્પનાની દુનિયાંથી હાંકી કાઢ્યા છે એવા આ યુગમા આવી કથાઓનો ગતકાલીન માનવીઓની પેઠે આજના વાચકો આસ્વાદ કરી શકશે ખરા ? પણ દેશપરદેશમા તેમ આપણે ત્યા ય પ્રાતે પ્રાતે જૂની લોકકથાનુ સાહિત્ય પ્રકટ થવા માડયું છે એ હકીકત તેમ આ પુસ્તકોનું પ્રકાશન જ એનો જવાબ આપી દે છે

ડૉ. રસિકલાલ પરીખ જેવા સ્વસ્થ આદમીને ય પોતાના વેગમાં તાણી

જઈ, તેમનુ પગેખપણુ ભુલાવી તેમની રસિકતાને 'વાહ, વાહ' પુકારતી કરી, તેની પાસેથી ફાંકડુ પ્રમાણુપત્ર ખાટનાર 'ઘૂઘવતા પૂર' ની ૨૭ વાર્તાઓ બધી એકસરખી ઊંચી કક્ષાની નથી, છતા સહૃદયોને ખુશ કરી જાય એવુ વાર્તાલેખનકૌશલ એના નવલોહિયા લેખક રા. ચુનીલાલ મડિયાએ એમાં દાખવ્યુ છે આંખકાન ઉઘાડા રાખનારને આ અનત આશ્ચર્યવાળા જગતમાંથી વાર્તાનો કાચો માલ તો પુષ્કળ મળે. આ વાર્તાકારને એવો કાચો માલ પોતાના વ્યાપક સમભાવ અને નિરીક્ષણને બળે પકડતા આવડયું છે. એ નિરીક્ષણનો લાભ ગામડા ને ગ્રામીણ લોકસમાજને સવિશેષ મળ્યો છે. સગ્રહની મોટા ભાગની વાર્તાઓની ધરતી ને હવા ગામડાની છે તથા ગ્રામડિયાં પાત્રો તેમનાં માનસ, વર્તન ને વાણી સાથે વાર્તાકારને હાથે શહેરી પાત્રો કરતાં વધુ સજીવ આલેખન પામ્યાં છે વિષયો જેટલુ નિરૂપણનું પણ વૈવિધ્ય દાખવતુ અને ટુચકાના ભરના નાનકડા પ્રસગ કે વસ્તુને દક્ષતાથી વાર્તાનો સ્વાગ સજાવી શકતું વાર્તાકૌશલ, તળપદી અને સંસ્કારી બેઉ પ્રકારની ભાષા પરનું પ્રશંસાપાત્ર પ્રભુત્વ અને સંયમ તથા પ્રમાણુવિવેકને ક્યારેક ન ગાઠતી ચિત્રણુશક્તિવાળી વર્ણનછટા એ ત્રણેની મૂડીથી વાર્તાનો વેપાર ખેડતા અને તેમા સારો નફો હાસલ કરતા જુવાન વાર્તાકારે જગત અને આસપાસની માનવતા પર વિનોદપ્રોણુ નજર ફેંકીને રમુજી કિસ્સાઓ ઠીક સંખ્યામા પકડવા ને વાર્તામા જકડયા છે 'ઇચ્છાકાકા', 'બે ઓળિયા,' 'ઘેર બેઠે ગંગા', 'પોટકુ', 'ચૂડેલના દાંત' એમ એવી વાર્તાઓની સંખ્યા સગ્રહમાં નાની નથી હાડે ટુચકા જેવી આ વાર્તાઓ લેખકના વાર્તાકસબને લીધે વિસ્તારી બની છે 'છપ્પરપગી' અને 'ઘૂઘવતા પૂર' કરુણાન્ત બનશે એમ લાગતું હતું ત્યાં તો એને અન્તે પણ લેખકે પ્રસન્નતાની લહરી ફરકાવી છે પણ આવી વાર્તાઓ તો પ્રસગલક્ષી, અને પ્રમાણસ સહેલી. વાર્તાને રહસ્યલક્ષી બનાવવી, માનવચિત્તના અટપટા વ્યાપારો આલેખવા અને જીવનમા રહેલુ કારુણ્ય પ્રકટ કરી નિરૂપવુ, એ અઘરું અને વાર્તાકારની ખરી કસોટી કરે એવુ કાર્ય છે એ કાર્યમા રા મડિયાને એકધારો વિજય મળ્યો નથી 'પૈડા' 'ફૂલદડો ને ઢીંગલી' તથા 'મોધી અને ડૉ. મહેતા' એ વાર્તાઓ વસ્તુઅને ટીંગાડવા ખીંટી જ બની છે 'ગધેડા નહોડ' અને 'ઢગલા' મા પાત્રમાનસને એવુ તાણુખેંચ્યુ છે કે એ વાર્તાઓ પણ વસ્તુઅને ખાતર જ લખાઈ હોવાની છાપ પાડે છે. 'એ' ને 'એકાકી' વાર્તાઓમાં જુવાનીના જાતીય સૌન્દર્યના દર્દોનું આલેખન વેરઘું લાગે એટલું ફુલાવેલુ છે. જનાવો ને પાત્રોના આલેખનમા

ક્યારેક સ્વાભાવિકતા સૂક્ષ્મ નજરે જોવા જતા જણાતી નથી એનો વાર્તારસ અને વેગ બેધડી પ્રતીતિગ્રાહની મોકુફી ('willing suspension of disbelief') ફરમાવે છે, તેને વશ ન થાય તે 'કમાઉ દીકરો' અને 'વાની મારી કોયલ' જેવી રસપૂર્ણ વાર્તાઓને માટે પણ એમ કહે આ એટલું જ સિદ્ધ કરે છે કે વાર્તાકાર બાહ્ય જગતના જેવા કુશળ નિરૂપક છે તેવા આંતર જગતના હજુ નથી બન્યા ગભીર કરુણ વાર્તાઓમા એ સફળ નથી જ થયા એવો આનો અર્થ થતો નથી. 'આડી ઊતરી', 'કાપલી', 'શજી સંગાથી' 'જેરામ ગંજેરી', 'કમાઉ દીકરો', 'આખના અંધારાં' અને 'વાની મારી કોયલ' જેવી વાર્તાઓના લખનારને માટે એમ કહેવુ અજુગતું ગણાય એમાની છેલ્લી ત્રણ આલેખનની દૃષ્ટિએ જોરદાર છે, અને અમરકારક કરુણની દૃષ્ટિએ સર્વથી ચડે છેલ્લી બે એ ત્રણે વાર્તા રા મડિયાની વાર્તાકલાના ઉત્તમ નમૂના છે એણે બતાવેલી વાર્તાકારની શક્તિ જોતાં 'ઘૂઘવતાં પૂર' હરખભર્યા આવકારનો અધિકારી વાર્તાસગ્રહ છે

લેખકના ખુલાસા અને રા ઉમાશકર જોશીના પ્રવેશકમાંના ભાષ્ય છતાં બહુ સાર્થનામ ન લાગતા રા ઉમેદભાઈ મણિયારના વાર્તાસંગ્રહ 'પાંખ વિનાના'ની કિશોરમાનસને લગતી ત્રણ વાર્તાઓ વિષયની દૃષ્ટિએ વિશિષ્ટ છે એટલી વાર્તાકલાની દૃષ્ટિએ નથી, અને વાર્તાકારનું મથન બતાવે છે એટલી સિદ્ધિ નથી બતાવતી બાકીની દસ વાર્તાઓમા ઘણી કરુણપ્રધાન છે એમા 'આગલા ભવનો વેરી', 'છાપરપગી' અને 'રૂપિયા આના પાઇ'નો કરુણ માનવીની દુષ્ટતા અને હૃદયહીનતાએ નિપજાવ્યો છે પણ કોઈ પ્રકૃતિએ કે આશયે દુષ્ટ ન હોતા સૌ શુભાશયી હોય છતા દુર્ઘટના જન્મી પડે તેનો કરુણ વધુ ઊંડો ને વેધક હોય છે એવો અહીં નથી 'વેર' અને 'નવનીત' માના કરુણાશનું મૂળ ઈર્ષ્યા ને ગેરસમજમા છે નિષ્ફળ પ્રણયની કહાણી 'છબી'નો કરુણ એથી સહેજ ઊંડો છે, જોકે નાયકના ઊર્મિલ શોકોદ્ગાર છતા એ વાર્તામાં બહુ ઊઘડ્યો નથી પણ કરુણ કરતા હાસ્યરસ રા મણિયારને વિશેષ ફાવતો દેખાય છે મૂર્ખાઓની દુનિયામા વસતા પાગલ પ્રેમીઓની વાત 'કીર્તિકૃષ્ણ ખડેરાવ' તો દેખીતી રીતે જ હળવી વાર્તા છે, પણ 'હું એકલી છુ' અને 'શિવશકર' જેવી સંયદની ઉત્તમ વાર્તાઓ પણ હાસ્યની જ છે માથાભારે કર્કશા પત્નીના હેતુમય પરિવર્તનને "વશીકરણ ભરમનું પરિણામ માની મલકાતા ને શૂરવીરનો પાઠ ભજવવા મકતા નિત્યના પત્નીપીડિત શિવશકરનો થતો રકાસ 'શિવશકર' ને માહેની અતિશયોક્તિ છતાં મજાની

હાસ્યવાર્તા બનાવે છે. સંગ્રહમાં છેલ્લી છપાયેલી પણ ગુણ ને શક્તિમાં પહેલા નંબરની અધિકારી 'હું એકલી છું' એ વાર્તા ચણેલું અંતરમન સ્વપ્નમાં પોતાનું કામ કરે છે એ ગંભીર રહસ્યનો હાસ્યાર્થે વિનિયોગ કરે છે. એમાં નાયકના ચિત્રણમાં તથા દુઃસ્વપ્નની જવાબદારી પોતાના માનસિક દોષને બદલે લસણવાળા ચેવડાને માથે ઢોળી દેતા તેના અંતિમ વાક્યમાં વાર્તાકારનું હાસ્ય જ વરતાય છે. કરુણાન્ત 'છપ્પરપગી' તથા પાત્રપ્રધાન 'ઈશ્વરની માયા'ના અંતિમ વાક્યમાં પણ મલકાવે એવો હાસ્યનો બાઈ કટાક્ષ જ છે. એ બીજી વાર્તાના શીર્ષકમાં પણ કટાક્ષ જ અંતર્હિત છે. 'મહેન્દ્ર' ને 'વર પધરાવો સાવધાન' ને લેખકે અન્તમાં નાહક ગંભીર બનાવી દીધી, બાકી એનું વસ્તુ ને સમગ્ર ઢંગ હાસ્યરસિક વાર્તાનાં છે. આ બધી વાર્તાઓના હાસ્ય પાછળ કરુણનું પડ રહેલું છે, પણ એમ તો દુનિયાના ઘણા ખરા હાસ્ય પાછળ હોય છે. કરુણને આમ હાસ્યથી ઢાંકવાનું અથવા વાર્તામાં હાસ્ય ને કરુણની સંસૃષ્ટિ સાધવાનું વાર્તાકારને કંઈક ગમતું ને ફાવતું લાગે છે. એમનું હાસ્ય, 'છપ્પરપગી' જેવીમાંનો પ્રેરક બોલીનો કુશળ પ્રયોગ, પાત્રમાનસમાં ઠીક ઠીક ઊંડે જવાનું કૌશલ, જીવનનાં હાસ્યકારુણ્યને નિરૂપવાની ફાવટ, ચબરાક દેખાવા મથતી લખાવટ, અને 'હું એકલી છું', 'ચિત્રશંકર', 'છબી', 'વર પધરાવો સાવધાન' ને 'વેર' જેવી વાર્તાઓમાં છતી થતી વાર્તાકલા રા. મણિલાલને વાર્તાકાર તરીકે જશ અપાવશે.

'નિશિગંધા'ના લેખક 'સત્યમ્'ને વાર્તાઓની પરિસ્થિતિઓ ઊભી કરવાની આવડત છે. એની પાત્રસૃષ્ટિ વૈવિધ્યવંતી છે ને જનસ્વભાવની ઓળખપારખ પણ સારી છે. સંગ્રહની ચૌદ વાર્તાઓમાં કેટલીક કરુણ-પ્રધાન છે. એ લાગણી હલાવે છે, પણ 'ઉત્પલાનો પત્ર' સિવાય બીજી વાર્તાઓમાં કરુણનો પ્યાલો છલકાવવા માટે કેટલીક યુક્તિઓનો (જેમકે, 'પાનશો ગબડી'માં કૂતરાનો, 'કેદી'માં જીવી દસ વગમે જેલમાથી આવતા કરસનને ઓળખી ન શકી એ બિનાનો, અને 'ચમનિયો'માં ચમનને સંતોક માંદી છે એવા ખબરે પણ મંતોકની માએ એને આપ્યો નહિ એવી હકી-કતનો) આશ્રય લેવાયો છે. વાર્તાકારને કટાક્ષ પણ સારો ફાવે છે. જરા અતિશયોક્તિ કરીને 'વશરામબાપ' એક પ્રકારના સ્વાર્થપટુ માનસનો સારો નમૂનો પૂરો પાડે છે. 'રાજીનામું'ના કમિટીસભ્યોના વાણીવર્તનમાં લેખકનો કટાક્ષ સ્પષ્ટ દેખાય છે, અને 'પાપ અને પુણ્ય' પણ એના છેલ્લા ત્રણ પેરેગ્રાફ લખ્યા જ ન હોત તો સારી કટાક્ષવાર્તા બની જાત. એ એવ વાર્તાના કટાક્ષની પાછળ છે તો કારુણ્ય જ, જે પરથી એને એમના પ્રકારની

કરુણ વાર્તા પણ કહી શકાય. 'રોઝનિશિનું એક પાનું' એના નાયકની આત્મપ્રતારણા અને લેખકના માર્મિકવાહી અંતર્હિત કટાક્ષને લીધે કટાક્ષ-વાર્તાનો ઉત્તમ નમૂનો બનેલ છે. સંગ્રહની મંગલાન્ત વાર્તાઓમાં 'બહેનનો ભાઈ' ને 'પરસન' ધ્યાન ખેંચે એવી છે. ક્યાંયથી હેત ન પામેલો દાદો પ્રાણિયો બહેનના પત્રમાંની માયાળુતાથી અને તેને મંજારી આપતા બનાવથી સુકુમાર માનવી બની ગયો એ પરિવર્તન જરા નાટકી છે પણ સાવ અસ્વાભાવિક નથી. પણ 'મત્સમ'ની શક્તિનું દર્શન કરાવતી તેની શ્રેષ્ઠ વાર્તા તો છે છેલ્લી, 'ગળાબંધણી'. સાવ ખખડી ગયેલા ને કશા જ કામના ન રહેલા કાબરા બળદને દીકરાની ટકટકથી થાકી કસાઈવાડે વેચી નાખવા ગયેલો કાનો દારૂ ઢીંચવા માટે લઈ ગયેલા એ રૂપિયા બળદને માટે ખરચતો આવ્યો ને બળદને પાછો ઘેર લઈ આવ્યો! કાનાના પશુવાત્સલ્યનું ચિત્ર, વચગાળાનું એનું વૃત્તિવિશ્લેષણ, અને વાર્તાનો છેવટનો વળાંક ખરેખર સુંદર છે.

રા મુરલી ઠાકુરકૃત 'પ્રેમળ જ્યોત'ની ઘણી વાર્તાઓ વિસ્તારમાં ટૂંકી છે એટલે જ નહિ, પણ એ તેમ જ બીજી લાંબી પણ વસ્તુની દૃષ્ટિએ હાડેતી નથી એ કારણે એ વાર્તાઓ નાની કાઠીની લાગે છે. એની સંવેદન-ક્ષમ કરુણ વાર્તાઓમાં 'મિયાનો મુરઘો' અને હાસ્યરસિકમાં 'આત્મારામ' ધ્યાન ખેંચે તેવી છે 'શોભાગમ શેઠ' અને 'ધૂળો ટપાલી' પણ સારી વાર્તાઓ છે. એક પ્રયોગ તરીકે લેખકે ધાર્યું હશે તેટલું ધ્યાન ખેંચવામાં 'ભમરડો' વાર્તા સફળ થતી નથી. નિષ્ફળ પ્રણયની આરંભમાં છપાયેલી ત્રણ કરુણાન્ત વાર્તા તથા સમગ્રની બીજી વાર્તા સામાન્ય કક્ષાથી ઊંચી નથી.

'કહાણી' માસિકમાં છપાઈ ગયેલી ચાર પૌરાણિક વાર્તાઓની પુસ્તિકા 'દેવકુસુમ' (પારાશર્ય) માં મુગ્ધ બાલિકા વૃત્તિના પાત્રના ઉમેરા સિવાય બીજી રીતે મૂળ ઉપનિષદ્વાર્તાને અનુસરતી 'નચિકેતા' અને 'મેઘદૂત'ના પ્રથમ પંક્તિદ્વયની લેખકે બનાવેલી વાર્તા 'અભિશાપ' કરતાં બાકીની બે એના નાવીન્યથી અને નિરૂપણથી વધુ ધ્યાન ખેંચે એવી છે. મૃત્યુથી કોઇનો આત્મવિનાશ થતો નથી, જીવના કર્મો જ મૃત્યુનું નિમિત્ત બને છે, મૃત્યુ તો જીવને અનેક દુઃખોમાંથી છુટકારો આપનાર દયામય સત્ત્વ છે: એવું મૃત્યુરહસ્ય કથવા પ્રયોજાયેલી એ બેમાંની એક 'મૃત્યુ'માંની મૃત્યુને સર્જનના દેવનાં જ શસ્ત્ર તરીકે બ્રહ્માની પુત્રી બનાવતી કલ્પના આકર્ષક છે. બીજી વાર્તા, 'સ્વર્ગાધિપતિ નહુષ'મા નહુષને ઉદારમના, નિખાલસહૃદયી વીર ચીતરી, તેને માટે તિલોત્તમાને તથા ખુદ શચિને ય સહાનુભૂતિ થતી

નિરૂપી, દેવોએ કપટથી તેનો વિનાશ કર્યાનું બતાવી, મૂળ પુરાણકથાની સિકલ વાર્તાકારે સાવ ફેરવી નાખી છે દેવો અને બ્રાહ્મણોને સ્થાપિત હિતો માટે જ ફિકરમંદ આલેખી માનવીને તેમનાથી ચઢિયાતો ઠરાવવાની 'નવી' દૃષ્ટિ રજૂ કરવાના મોહનું એ પરિણામ છે વ્યાસ વાલ્મીકિને સુધારવાના આજસુધીના બધા ગુજરાતી પ્રયત્ન પેઠે આ પ્રયાસ પણ અસફળ જ નીવડયો છે કવિ-વાર્તાકારની સર્જક કલ્પનાએ સ્વર્ગ ને અલકાના મણિમય પ્રાસાદોનાં ચિત્રો સારાં ઊભાં કર્યા છે 'શીલા' (=શિલા) જેવી જોડણીભૂલ તથા શુ યોજના' 'શુ શુ ઇનામો' 'શુ આજ્ઞા' અને 'માર્દવતા' જેવા અશુદ્ધ પ્રયોગો ખૂચે છે

પૌરાણિક આખ્યાનોને નવા જમાના આગળ કેમ રજૂ કરાય એને માટે માર્ગદર્શક દષ્ટાન્ત 'ભાગવતકથાઓ' પૂરું પાડે છે સ્વચ્છ સાદી પ્રવાહી વાર્તાશૈલીમા રજૂ થતી એની ૩૩ કથાઓ રામાયણ અને મહાભારતના પાત્રોના તથા 'હિંદુધર્મની આખ્યાયિકાઓ'ના અધિકારી લેખક રા-નાન ભાઈ ભટે 'જુવાન મિત્રોને માટે' લખી છે એટલે તેમણે કથાતત્ત્વ પર આપ્યુ છે તેટલું ધ્યાન તદવલબી જ્ઞાનતત્ત્વ પર નથી આપ્યુ (એટલે જ કપિલમુનિના જન્મની કથા કહી છે પણ તેમણે દેવહૂતિને આપેલા જ્ઞાનનો સાર નથી આપ્યો એકાદશ સ્કધની દત્તાત્રેયના ૨૪ ગુરુઓની વાત તથા ઉદ્ધવને શ્રીકૃષ્ણે આપેલો ઉપદેશ પણ એ જ કારણે પુસ્તકમાં નથી ઉતાર્યો ) આમ છતાં ઘણી કથાઓ કહેતા કહેતા તેનું રહસ્ય કર્તા સક્ષેપમા બતાવતા ગયા છે ભાગવતને રૂપક કહી ભગવત્સ્વરૂપવર્ણન અવતારો દક્ષ-મહાદેવ વિરોધ દેવાસુરસગ્રામ સાગરમથન શ્રીકૃષ્ણલીલા આદિનું એવુ રહસ્યદર્શન એમણે કરાવ્યુ છે શ્રીકૃષ્ણચરિત્રને રૂપક સાફ કરીને આધ્યાત્મિક દૃષ્ટિએ જે રીતે કર્તાએ સમજાવ્યુ છે તે તો આ પુસ્તકની વિશિષ્ટતા ગણાશે કર્તાની શ્રદ્ધા ધાર્મિકતા અને જ્ઞાનદષ્ટિ જેમ એમા સર્વત્ર દેખાય છે તેમ ક્યારેક એમની નરદષ્ટિ પણ વ્યક્ત થાય છે જેમ કે ૧૭ મી કથામાં ગગામાહાત્મ્ય વર્ણવતાં સૌ પહેલી માનવીની ભૌતિક જરૂરતની વાત કરી છે 'રામાયણ – મહાભારતના પાત્રો'ની માફક આ ભાગવતકથાઓ માધ્યમિક કેળવણીમા ધાર્મિક શિક્ષણ હોય તો પાઠય પુસ્તક તરીકે સારુ કામ આપવાની પાત્રતા ધરાવે છે

એમની અત્યારસુધીની લેખનપ્રવૃત્તિથી જેમને ધર્મશાસ્ત્રપુરાણુત કહેવા ઘટે એવા રા ગોપાળદાસ પટેલે લખેલી પ્રાચીન શીવકથાઓ એ પુસ્તિકા સાદી ભાષામા લખાયેલી સરકારીફ્ બોધક તેર પ્રાચીન લઘુગ્રથો

આપે છે. પ્રાચીન એટલે જાતકોનો ને એવા બૌદ્ધ સાહિત્યનો. ઉપનિષદ્-મહાભારતાદિની આખ્યાયિકાઓનો સમાવેશ એમાં થયો નથી ક્રોધને અક્રોધથી જીતવાની, માબાપ, ગુરુ, પત્ની, મિત્ર, નોકરચાકર, સાધુસંત આદિ પ્રત્યેના ધર્મની, સત્યની શ્રેષ્ઠતાની, આદર્શ બ્રાહ્મણના લક્ષણોની ને એવી એવી શીલોપકારક સરકારશીલ આ વાતો બાળકો અને શિખાઉ પ્રૌઢોના પ્રકાશકે કલ્પેલા તેના વાચકવર્ગને આપી જશે.

અલ્પશિક્ષિત જનતાની સેવામા સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે ધરેલી 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી' નાં સમીક્ષાર્થે મળેલાં પુસ્તકોમાથી ૭ વાર્તા-વિભાગમાં આવે છે 'બાળકો પણ વાચી શકે એવી સહેલી ભાષામા' લખવાની શરત છતાંય લેખકોએ યથાશક્તિ પાળી છે. એ શ્રેણીના પ્રથમ પુસ્તક 'પ્રકાશનાં પગલાં' (કરસનદાસ માણેક) મા લૌકિક દૃષ્ટાંતકથા જેવી છેલ્લી સિવાયની બાકીની તેર વાર્તાઓ હિંદુ, બૌદ્ધ, ઇસ્લામી અને ખ્રિસ્તી ધર્મકથાઓ છે. કથાઓના લોકપરિચિત આત્માને અક્ષત રાખી તેની રજૂઆતમાં ને દૃષ્ટિબિંદુમા નવીનતા દાખલ કર્યાનું લેખકે કહ્યુ છે. એ કાર્ય એમણે વૃત્રાસુર, વેન અને ભસ્માસુરની કથામા નાત્સી, શાહી અને ફાસિસ્ટ વાદોને, 'સાડા ત્રણ વજ્રો'ની વાતમા ડાન્ઝિગ માટે જાગેલા વિશ્વ-યુદ્ધને, અને 'શ્રીકૃષ્ણ ને કાળયવન'ની કથામાં આર્યાવર્તની જાગ્રત બનેલી જનતાને સંભારી ને અંતે ઉલ્લેખીને કર્યું છે. બીજી કથાઓમાં જીવન-વિકાસક ધાર્મિક સિદ્ધાંતબોધ તારવવા પર લક્ષ્ય રહ્યુ છે. 'ઇતિહાસને અજવાળે' (ઇન્દ્ર વસાવડા) ભારતના ઇતિહાસના દશ પ્રસંગોને કથાબદ્ધ કરે છે વેદકાળથી માંડી આજ સુધીના ઇતિહાસનું કોઇ વ્યવસ્થિત પ્રતિનિધિત્વ એમા આવ્યુ નથી. પ્રસગચૂંટણી સહેજ મનસ્વી થઇ છે. 'ઐતિહાસિક તત્ત્વો લઈ તેમાં પ્રાણ પૂરવાનું કાર્ય' લેખકે કલ્પના અને ચિત્રાત્મક શૈલીની સહાયથી હાથ ધર્યું છે. પણ એ બાબતમાં આગલા પુસ્તક જેટલી સિદ્ધિ એને મળી નથી. લખાવટની આકર્ષકતા રા. ચુનીલાલ મડિયાકૃત 'ગામડુ બોલે છે'મા મારી છે ગામડાની ભૂમિ, પાદરનો પીપળો, વાણિયાની હાટડી તથા ગામનો ચોરો પોતાની વાત કરતા હોય ને ગામડાની જીવનપોથી ઉખેળતા હોય એવી આરંભની લખાવટ છેક સુધી ચાલશે એમ પ્રથમ લાગે, પણ એમ બનતું નથી. ગ્રામજીવનનો સામાન્ય પરિચય આ શૈલીએ આપ્યા પછી ગામડાના સરયા બતી જતા વ્યક્તિવિશેષોનો પરિચય આપવાનું શરૂ કરે છે ત્યા લખાવટ રેખાચિત્ર, પ્રસગચિત્ર અને વાર્તામાં સરી પડે છે. લેખક સૌરાષ્ટ્રના હોઇ ગ્રાથી વર્ણ્ય ગામડાને દેશી

રાજ્યનું એમણે ચીતર્યું છે. દેશી રજવાડાના કારભાર ને અંધેરના ઉપહાસમય અને સકટાક્ષ આલેખને પુસ્તકમાં ઘણી જગ્યા આથી રોકી છે. એ જ રીતે શ્રાવકોની જીવદયા પર પણ લેખકનો કટાક્ષ ઠીક ઊતર્યો છે. સામગ્રી અને શૈલીમાં ગળગચલતાને બદલે વિચ્છિન્નતાનો અનુભવ ઓછો નથી થતો, છતાં પુસ્તક રસપ્રદ વાચન આપવા સાથે ગ્રામજીવનનો પરિચય કરાવવાનો પોતાનો હેતુ ઘણે અંશે સાધે છે. 'રાખની ઢગલી' (પીતાંબર પટેલ) કેટલીય વ્યક્તિઓનાં જીવનને દુ:ખી બનાવી દેતી ઘટનાઓ જિવાતા જીવનમાંથી ઝડપીને પાંચ વાર્તાત્મક પ્રસંગચિત્રો દ્વારા રજૂ કરે છે. જનમત સમાજે એનો રસ્તો કાઢવો જોઈએ એવું લેખકનું સૂચન નહિ, આગ્રહ છે, એથી કલાકારનું તાટસ્થ્યબાટસ્થ્ય કોરે મૂકી એ પોતાના પાત્રોનો પક્ષ લે છે, રોષ પણ બતાવે છે અને વાતોને અંતે વાચકોને નાનકડું ભાષણ પણ સંભળાવે છે. પાંચમા પ્રસંગચિત્રમાનો કભારજાનો પ્રશ્ન સામાજિક નહિ પણ વ્યક્તિગત છે, બાકીનાંમાં કુલીનતા, ત્યક્તાઓ, એક પર બીજી તરીકે જતી સુશિક્ષિતાઓ, લગ્નમાં નડતા નાતજાતના ભેદ અને પરણવામાંથી મદંતર રહી જનારાઓ જે સામાજિક પ્રશ્ન ઊભા કરે છે તેનું નિરૂપણ છે. આલેખનની દૃષ્ટિએ 'રાખની ઢગલી' એ પહેલું પ્રસંગચિત્ર એનાં ચારે ભાંડુ કરતાં સારું અને અસરકારક બન્યું છે. એ પ્રસંગચિત્ર મટીને વાર્તા પણ બન્યું છે. 'જીવતાં મડાં'ને લેખકે નાહકનું લબાવ્યું છે. ઉત્તર ગુજરાતની લોકબોલીનો પ્રયોગ પુસ્તકમાં સભાનપણે ને સવિશેષ થયો છે. 'ગૃહજીવનનાં દૃશ્યો' (કુમુદ શેઠ) ના ખરી હકીકતમાં જ કલા છે એ ગાંધીવાક્યને સાચું ઠરાવતાં વાસ્તવચિત્રો ગૃહજીવનના કલેશ, ટૂંકા જીવ, સ્વાર્થમયતા, હેતપ્રીત આદિનું દર્શન કરાવવાની સાથે કેટલીક સામાજિક સમસ્યાઓ બહુધા સૂચવે અને ક્યારેક કહી પણ નાખે છે. લખાવટ સારી છે. 'ભગવાનનાં ઊરૂ' માં છેલ્લાં સાતેક વર્ષથી હરિજનસેવાને પોતાના શક્તિ ને વખત આપતા રા. પુરાતન બુચે પોતાને થયેલા અનુભવોમાંથી કેટલાક રજૂ કર્યા છે. એનાં આઠમાંથી સાત પ્રકરણોમાં સવર્ણ હિંદુઓના હરિજનો પ્રત્યેના દુર્વર્તાવના પ્રસંગો નોંધાયા છે, જેમાં વાર્તાતત્ત્વ છે પણ વાર્તાકલા નથી. પણ વાર્તાકલા નથી તે કંઈ અહીં દોષ નથી. પ્રસંગોને નિમિત્ત બનાવી આભડછેટઘેલી હિંદુ જનતાના હૃદયને ઢંઢોળી જાગ્રત કરી તેના તારને સ્પર્શવાનું જ ધ્યેય લેખકનું છે. એથી જ તો એ નિરૂપેલા પ્રસંગ પર પોતાનું ભાવ્યાત્મક ચિંતનસંવેદન પણ વ્યક્ત કરતા ગયા છે. પોતાના નિવેદનમાં એમણે કહ્યું છે કે રચનાત્મક કાર્યક્રમના અંગ તરીકે જ પોતે અસ્પૃશ્યતાનિવારણપ્રવૃત્તિને

નથી જોતા, માનવધર્મી વેદનશીલ હિંદુ તરીકે પણ પોતાને એ જરૂરી લાગે છે. એમની આ દૃષ્ટિ પુસ્તકની લખાવટમાં કામ કરતી દેખાય છે. છેલ્લા પ્રકરણમાં હરિજનો આગળ ધરવા ગાંધીજી પાસે લખાવેલા વિશુદ્ધ આચરણના નિયમો આપ્યા છે નામે અને સ્વરૂપે નવી લાગતી 'જીવન પરિવર્તન ('સોપાન') વસ્તુત એના લેખકની 'પ્રાયશ્ચિત્ત' એ નવલકથાના દ્વિતીય ભાગમાંની રામદેવકથા જ છે વાર્તામાંના 'હુ' ની ખરા હૃદયની સહાનુભૂતિ મરણસંતપ્ત અસ્પૃશ્ય રામદેવના હિંદુ જાતિ પ્રત્યેના ભભૂકતા રોપને અને ખ્રિસ્તી થઈ જવાના નિર્ણયને પિગળાવી નાખી એના જીવન પરિવર્તનમાં નિમિત્ત બને છે, એવું એ લાંબી કથાનું વસ્તુ હરિજનસેવાની પ્રવૃત્તિને પરોક્ષ રીતે મદદરૂપ બને એવું છે શ્રેણીના આ બધા પુસ્તકોને સચિત્રતાથી આકર્ષક બનાવાયા છે, જેનો જશ 'રવિ'ને જાય છે

સુરતના ત્રિશક્તિ કાર્યાલયની 'બાળકૃષ્ણ ગ્રંથાવલિ'ની બીજી ને ત્રીજી પુસ્તિકાઓ 'સુંદર વગેરે' અને 'સાકરી મા વગેરે' મા 'સ્ત્રીશક્તિ' મા છેલ્લા દશ વરસથી દર અઠવાડિયે એકેક વાર્તા આપનાર રા બાળકૃષ્ણ જોષીની અનુક્રમે પાચ અને ચાર મધ્યમ પ્રકારની સ્ત્રીવિષયક સામાજિક વાર્તાઓ સંગ્રહાઈ છે બીજા સંગ્રહમાં 'ઊર્મિલા' વાર્તા સારી છે. બીજીમાં વાર્તાનું હાડ બંધાતું નથી વાર્તાઓને એકએકથી ચડિયાતી કહેનાર પ્રકાશકને વાચકોનો ટેકો મળે એમ લાગતું નથી બીજા સંગ્રહના કરતા ત્રીજાની વાર્તાઓ ચડિયાતી છે 'નટી' તેમા વિશેષ ધ્યાન ખેંચે તેવી છે

અનુવાદોમા રવીન્દ્રનાથવિરચિત તીન સંગી'નો રા બચુભાઈ શુક્લે કરેલો અનુવાદ એ એક જ કૃતિ છે રવિવાર', 'છેલ્લી વાત' અને 'લેબોરેટરી' એ એમાંની ત્રણ વાર્તાઓમાથી પહેલીમા કલાકાર અને પ્રેમી 'નાસ્તિક' અભીકકુમારનું બીજીમા ખૂબ ભાવનાશાળી, બુદ્ધિશાળી અને ખરા પ્રેમી સ્ત્રીપાત્ર અચિરાનું, અને સફલ બની ગયેલી અને આગલી બે જેટલી આકર્ષક ન લાગવાના સંભવવાળી ત્રીજી લાંબી વાર્તામાં સોહિની ને ચૌધરીના પાત્રોનું આલેખન સુંદર ને આકર્ષક છે એમાનું પ્રણયનિરૂપણ, અને બુદ્ધિના તેજ, લાગણીના ઊંડાણ અને ભાષાનો અજબ છટાથી ઓપતા સંવાદ રવીન્દ્રનાથની પાકી વયના આ સર્જનને દિપાવે છે

નવી આવૃત્તિઓમા ભોજ અને કાલિદાસ' (અમાનાન જાની)'ભોજપ્રબંધ' ને આધારે ઘણા સમય પર પ્રકટ થયેલ પુસ્તકનું ભાષા તેમ રજૂઆતમાં શ્રમ

અને ખનપૂર્વક મપાદક ગ ગ્રક્ષ્મીનારાયણ મો પડયાએ કરેલા ઘણા સુધારા સાથેનું નવુ મરકરણ છે એમા આવશ્યક તેટલી તેના પિતા અને કાકાની કથા સાથે ભોજના ગમય જીવનનો ઐતિહાસિક અને કાલિદાસનો દાતકથિક પરિચય પ્રાન ભમા અપાયા બાદ ભોજ અને કાલિદાસ વચ્ચેના અનેક પ્રસગોની, શાસ્ત્રશાસ્ત્ર વિનોદની, કાલિદાસના અપૂર્વ ચતુરાઈ, કવિત્વ અને તેણે કરેલા અનેક કવિઓના ગર્વભજનની, બાણ મયૂર માઘ ધનપાલ રાજશેખર આદિની, અને ભોજ સબધી એ સિવાય અનેક પ્રસંગોની કથાઓ મસ્કૃત શ્લોકો ને પક્તિઓના પુષ્કળ ઉતાર સાથે આજની રુચિને અનુકૂળ વાર્તાશૈલીમા તેમાં રજૂ કરવામાં આવી છે વાર્તારસ ઉપરાત કાવ્યશાસ્ત્રવિનોદ અને વ્યવહારચાતુર્યનો બોધ બક્ષનાર આ ગ્રથ ગયાની માફક આજના જમાનામા પણ સામાન્ય જનતામા લોકપ્રિયતા મેળવી લેશે એમા શક નથી

સમીક્ષાવર્ષમા, હાસ્યરસિક મુનશીને વાર્તાકાર સ્વરૂપે રજૂ કરતી, વાર્તાના કલા સ્વરૂપની નહિ તેટલી તેના હેતુની સિદ્ધિ બતાવતી રા કનૈયાલાલ મુનશીની લાક્ષણિક વાર્તાઓના સગ્રહ 'નવલિકાઓ'ની પાચમી તથા રામા પ્રેમ અને ગનગુજર શેઠની એકમેકથી એક વેત ચડતી ખાનદાનીની 'પીળુ પાનુ' નામે વાર્તાના ઉમેરા સાથેની 'શૌર્યના તેજ' (મનુભાઇ જોધાણી) ની બીજી આવૃત્તિ ગુર્જરગ્રથરત્ન કાર્યાલયે પ્રકટ કરી છે સાત વાર્તાઓ અને 'મેના ગુર્જરી' ની નાટિકાનો અને 'માલ' ગુજરાતના 'કદરદાન ઘરાકો' એ ખપાવી દીધો હોવાથી 'જીવનના વહેણો' (રસિકલાલ પરીખ) ની બીજી આવૃત્તિ ભારતી સાહિત્ય સઘે પ્રકટ કરી છે કોમી એકતાની સેવા કરતી 'અણોજો' અને ગામડાની બરબાદીનું એક કારણ બતાવતી 'નવુ રેલ્વે સ્ટેશન' એ બે રા ચુનીલાલ શાહની ખેવલક્ષી સુવાચ્ય વાર્તાઓની પુસ્તિકાની ત્રીજી, અને જુદા જુદાં વય કોમ સસ્કાર ને ભાવનાવાળાં માનવીઓને ગાધીજીપ્રેરિત અહિંસાત્મક સત્યાગ્રહની લડતના

ભ્રમ ઉપજાવતી પુસ્તિકાની પાચે વાર્તાઓ એના લેખક ગ. મડિયાના 'વૂઘવતા પૂર' વાર્તાસંગ્રહમાંથી જ ઉપાડવામાં આવી છે

## રેખાચિત્ર

'સાદિપની' (? સાદીપનિ) સંજ્ઞાથી રા. રમણિક અરાલવાળાએ લખેલાં રેખાચિત્રો નરસિંહરાવના 'સ્મરણમુકુર' અને શ્રી લીલાવતી મુનશીના 'રેખાચિત્રો'ના વિદેહ ને વિદ્યમાન વ્યક્તિઓના વ્યક્તિત્વપરિચાયક સ્મરણસંસ્કારચિત્રોના કરતા એ રીતે જુદા છે કે એ ચોક્કસ જાણીતી વ્યક્તિઓનાં નહિ પણ જુદા જુદા વર્ગ ને પ્રકૃતિના માનવનમૂનાઓના પાત્રાલેખનો તેમજ પ્રસંગાલેખનો છે એ છે શુદ્ધ સર્જનો, અને સ્વરૂપ તથા કળાની દૃષ્ટિએ વાર્તાથી એ બહુ દૂર ન હોવાથી એના સંગ્રહ 'સાદિપનીના રેખાચિત્રો'-ને સ્વતંત્ર વિભાગનું માન આપી વાર્તાવિભાગની જોડાજોડ એને સ્થાન આપ્યુ છે એમાના બાર રેખાચિત્રોમા 'અમદાવાદની દિવાળી' અને 'હોળી' બે પ્રસંગચિત્રો છે, 'અમદાવાદની મિલ હોટેલ' સ્થળચિત્ર છે અને બાકીના નવ વ્યક્તિચિત્રો છે, જેમા 'હેડ જોબર' બીજા કરતા વધુ પ્રમાણમા વર્ગચિત્ર છે, બે પ્રસંગચિત્રોમાં એક અમદાવાદનું છે અને બીજુ હોળીનું ગામડાનું—ચરોતરનું—છે, તેમ બાકીનાં રેખાચિત્રોની પશ્ચાદ્ભૂ પણ ચરોતરના ગ્રામજીવનની અને અમદાવાદની-ખાસ કરીને ત્યાના મિલજીવનની-છે લેખકનો આ રેખાચિત્રોના લેખનકાળ સુધીનો જે કંઈ અનુભવ છે તે આ બે જીવનનો જ, એટલે આમ બનવુ સ્વાભાવિક છે આ સ્વાનુભવ ઉપરાંત દર્શન અને ચિત્રણ—જેના વિના કોઈ પણ સાહિત્યસર્જન અને તેમાંય આ રેખાચિત્રોનુ તો ખાસ, બને જ નહિ—ની શક્તિ લેખક પાસે સારી છે સમાજદર્શન અને માનવનિરીક્ષણ કરનારી આંખ અને જે જોયુ છે તેના ઉઠાવદાર ચિત્રણનું સામર્થ્ય ધરાવતી કલમ લેખક પાસે છે એ 'હોળી,' 'બાવીજી' 'મોતી નાયક' ને 'ગોકળકાકા' જેવા ચરોતરના ગ્રામજીવનના અને અમદાવાદની દિવાળી,' 'અમદાવાદની મિલહોટેલ,' 'હેડ જોબર,' 'અમરસિંહ દરબાર,' 'હકીમ' જેવા અમદાવાદ ને ત્યાના મિલજીવનને લગતા રેખાચિત્રો સ્વય કહી આપે છે વળી આ સંસારના 'ભાતભાત કે લોક' અને તેમની માનવતામા લેખકને ઘણો રસ હોવાથી તેમના સ્વભાવવર્તનાદિનો સવિગત અભ્યાસ એમણે કરી જાણ્યો છે, જેણે એમના પાત્રનિરૂપણને જીવન્ત બનાવ્યુ છે નરહરિભાઈ, બાવીજી અનામી ને ગોકળકાકાના રેખાચિત્રો આની સાબિતી છે ચરોતરની

હોળીનું વાતાવરણચિત્ર તો એમણે આબાદ ઉપસાવ્યું છે. રા. અરાલવાળાના રસિક કવિજીવડાએ 'હોળી'ના પ્રારંભના સ્વપ્નવર્ણનમાં જ નહિ, તે સિવાય પણ બધાં રેખાચિત્રોમાં આમતેમ વેરેલા અલંકારોમાં પોત પ્રકાશ્યું છે તેને લીધે, તેમ જ પ્રવાહી ને છટાદાર ગદ્યવાળી ને ઉપમાઓ તથા વર્ણનોમાં ચમકારા દાખવતી સમગ્ર પુસ્તકમાંની લખાવટને કારણે, શુષ્કતા ચાર હાથ દૂર રહી છે ને રેખાચિત્રોનું વાચન વાર્તારસ ચખાડે છે એ રા. અરાલવાળાને રેખાચિત્રોમાં મળેલી સફળતાનું ચિહ્ન છે. શીર્ષકના આગલા શબ્દમાં જ જોડણીભૂલ કરતા આ પુસ્તકમાં જોડણીભૂલો ઘણી રહી ગઈ છે એ ઘણાને ખટકશે.

## નવલકથા

નવલકથાનાં મૌલિક ૧૮, ભાષાંતરો ૬ અને નવી આવૃત્તિ એક એમ એકંદર ૨૫ પુસ્તકો સમીક્ષાર્થે મળ્યાં છે.

'જય સોમનાથ' પછી લાંબે વખતે મળતી એમની લાક્ષણિક શૈલીની રા. મુનશીની 'લોમહર્ષિણી' નવલકથા આ વિભાગમાં સહેજે મોખરે આવે છે. પ્રાગ્વૈદિક કાળથી પુરાણકાળ સુધીના સમયફલક પર આલેખાતાં બાર નાટકોના કર્તાએ સંકલ્પેલા મહાનાટકના પૂર્વાર્ધરૂપ 'પૌરાણિક નાટકો' અને 'લોપામુદ્રા'ના અનુસંધાનમાં એના ઉત્તરાર્ધની આ ખરા ઋગ્વેદકાલની કથા લખાય છે. નાટકને બદલે નવલકથા લખવાનું કારણ 'નાટક ગુજરાતી વાંચકોને સુગમ નથી ને ગમતું ય નથી' એવો રા. મુનશીને 'લોપામુદ્રા' એ કરાવેલો અનુભવ. એ ભલે, પણ નવલકથામાં ય કામ તો કરે છે એમની નાટ્યદૃષ્ટિ જ. વિશ્વામિત્રની ગેરહાજરીમાં વસિષ્ઠે કરેલા સુદાસના પુરોહિતપદના સ્વીકારથી તથા લોમહર્ષિણી અને રામ જામદગ્નેયને ઉઠાવી જવાના અર્જુન કાર્તવીર્યના અવિચારી કાર્યથી થતું અનુક્રમે દાશરાજ્ઞ વિગ્રહનું તથા રામાર્જુનવૈરનું બીજારોપણ એમાં કથાવસ્તુ બન્યું છે. આ બીજો મુદ્દો તથા રામના બાળપણની કથાવસ્તુમાં અલગ પડી જતી ખાસ્સો એક ખંડ રોકતી કથા અનુગામી નવલકથા 'ભગવાન પરશુરામ'ની પૂર્વસંજ્ઞા કે ભૂમિકા લેખે સમજાઈ જતાં તેને આ કથામાં મળેલું મહત્ત્વ વાજબી ઠરે છે. દોઢેક ખંડ રોકતી શુનઃશેપકથાને વાજબી ઠરાવતી હકીકત એ છે કે આ કથા 'લોપામુદ્રા'નું અનુસંધાન હોઈ 'લોપામુદ્રા'માં દોરાયેલા વિશ્વામિત્રના ચિત્રને પૂરું કરવાનું એથી જ બને છે.

શુનઃશેપને વિશ્વામિત્ર અને ઉગ્રાનો પુત્ર ઠરાવીને રા. મુનશીએ વિશ્વામિત્રને વધુ કસતી નવી પરિસ્થિતિ ઊભી કરી છે. 'યજ્ઞ એ તો સર્જનનું સાધન; વિનાશનો કુંડ નહિ. જેમાં માનવ હોમાય તે યજ્ઞ નહિ જ' (પૃ' ૧૬૪) એ શબ્દોમાં વ્યક્ત થતા નરયજ્ઞ સામેના તેમના અંતરાત્માના વિરોધે તેમ જ શુનઃશેપના સાચા અભિજ્ઞાને ઉપજાવેલ પરિસ્થિતિમાં વિશ્વામિત્રનાં મથન, મંથનોત્તર નિશ્ચય અને આત્મસંશોધનના ('લોપામુદ્રા'માંના એના પાત્રને વધુ આગળ લઈ જનારા) નિરૂપણને તો મુનશી વાજબી રીતે જ રામ જામદગ્નેયની બાલચેષ્ટાના વર્ણનની જેવો પોતાનો સફલમાં સફલ કથનપ્રયોગ માને છે. કથાના પાંચ ખંડ પાડ્યા છે, અને એ પાંચેમાં જુદાં જુદાં પાત્રો (જેમકે, પહેલામાં વસિષ્ઠ, બીજામાં રામ, બીજા ને ત્રીજામાં શુનઃશેપ, ત્રીજાચોથામાં વિશ્વામિત્ર, ચોથાપાંચમામાં અર્જુન અને રામ, પહેલા ને પાંચમામાં લોમહર્ષિણી) મહત્ત્વ ધારી બેસે છે, છતાં તેઓ ને તેમને લગતા બનાવો કથામાં અમુક રીતે ગંઠાઈ જઈ વસ્તુની મળ ગતા સાધી આપે છે. નાનામોટા એકેએક પાત્રનું સ્પષ્ટરેખ સજીવ આલેખન, અને બનાવોની ગતિ અને તેનું નાટ્યાત્મક નિરૂપણ એ બેઉને પ્રતાપે કથા આદિથી અંત લગી વાચકને જકડી રાખે એવી બની છે. એના રસપ્રવાહમાં જાતને તણાવા દીધા વગર કાંઠે જ ઊભા રહેવાનો નિશ્ચય કરનારને વર્ણશુદ્ધિ અને માનવતાની ભાવનાને શ્વસતા વસિષ્ઠ-વિશ્વામિત્રના કથામા થયુ છે તેવા આલેખનનું, શુનઃશેપ તથા રામની કથાનું અને સમગ્ર વાતાવરણનું, ટૂંકમાં રા. મુનશીએ પોતાની સર્જક કલ્પના અને કલાનાં અમીની અર્જલિ છાંટી વૈદિક સામગ્રીનાં વેરવિખેર અસ્થિમાંથી ઊભી કરેલી આ સૃષ્ટિનું, વેદપ્રામાણ્ય શકવાનું તેમ જ ભાર્ગવકુલોત્પન્ન મુનશીએ ભૃગુવંશના વીરોની જ પ્રશસ્તિગાથા માંડી છે એવી મશ્કરી કરવાનું દિલ થશે પણ એ બેક મભવોની પૂર્વાપેક્ષાએ ચતુર મુનશીએ 'લોમહર્ષિણી'ના આમુખમા આપી દીધેલો ખુલાસો તેમને પૂરા તો નહિ, પણ અર્ધા ચૂપ કરશે

ધમધોકાર ચાલતા 'ધૂમકેતુ'ની 'ચૌલુક્ય નવલગ્રંથાવલિ'ના કારખાનામાંથી 'વાચિનીદેવી' પછી આવતી 'જયસિંહ સિદ્ધરાજ' એના પુરસંધાનની આગલી કથાઓ જેવી સાહસકથા અને જાસૂસકથાના આકર્ષણોવાળી મુનશીશૈલીની ઐતિહાસિક કથા છે જયસિંહે બર્બરક ને નવઘણ પર મેળવેલ વિજય, મુંજાલે શક્તિશાળી પ્રતિસ્પર્ધીઓને દૂર કરી ને સાન્તુનો પ્રભાવ ઝંખવી મર કરેલી મુત્સદ્દીગીરીની ફત્તેહ, અને પિતાને આપેલાં વચન પાળી ચાર પરાક્રમ કરી પાટણ સાથેના વેરનું બેગારે રોપેલ બીજ એનો

કથાવિષય છે દરેક કથામાં એકાદ પાત્રમાં કોઈ મહાન સ્વપ્ન કે ભાવના 'ધૂમકેતુ' મૂકે છે તેમ આમા જયસિંહના હૈયામા ભરેલા વીર વિક્રમ બનવાના સ્વપ્નનું આલેખન, જગદેવ પરમારની શક્તિમાધના અને અજિતાકંકણ-સિદ્ધિની તથા બર્બરકની કથાથી અદ્ભુત રંગનું થયેલું નિષ્પાદન, અત્યાર સુધી ભૂત મનાયેલા બાબરા-બર્બરક-નું શિલ્પસ્થાપત્યની ધૂન અને નરસંહારનો શોખ એ બે નિસર્ગભિન્નાસ્પદ તત્ત્વો એમાં એકરસ બનાવી સંસ્કૃત જંગલી માનવ તરીકે કર્તાએ કરેલું શ્રદ્ધેય કે પ્રતીતિકર નહિ તેટલું નવીન નિરૂપણ મુંજાલની રાજરમત, ખેંગારના પાત્રની ચમક અને બર્બરક-બાબરા-ના પરાક્રમ કથાનું વાચન રસભર્યું બનાવે છે/ નવલકથાકાર પોતાની લેખનકલાની કાની સાથે ઐતિહાસિક પાત્રોના મહોરાંથી રમત રમી રહેલા લાગતા 'ધૂમકેતુ' કથાપટમા સખ્યાબંધ પાત્રોને ઉતારી તેમના નાનામોટા પગલાંઓથી તેને ભરી દઈ કથાવસ્તુને વધુ પડતું જટિલ બનાવી મૂકે છે આથી કુશળ વસ્તુસંવિધાનનો આભાસ ઊભો થાય છે પણ ઘણીવાર સમગ્ર દૃષ્ટિએ જોતા જેનું મહત્ત્વ બહુ હોય નહિ એવી બાબતો માટે ઘણાં પાત્રો ને પ્રસંગોનો ખર્ચ કરી નાખતા હોવાની, તેમ અમુક હેતુ પૂરતો પાત્રોનો ઉપયોગ કરી લઈ પછી તેને પડતાં મૂકતા હોવાની છાપ એ પાડ્યા વિના રહેતા નથી કોઈ મોહક કલ્પના કે અનુમાનથી જેને માધવગજ લક્ષ્મદેવ ઠગ્યો છે એ જગદેવની સાધનાથી રાજાને આત્મશ્રદ્ધા આવી એ રીતે બર્બરકવિજયમા એના પરોક્ષ હિસ્સા સિવાય એને નામે કથામા ગણી કશું જ જમા થતું નથી પિંગનિકા ને મનપાવનો કઈ રીતે કેવો સબંધ, નવઘણપુત્રીને ને એને શું નવઘણને અને બર્બરકને કેવો નાતો એ બધું અધ્યાહારથી મોઘમ સૂચવાય છે પણ વિગતોમા પ્રતીતિકર રીતે સ્પષ્ટ થયું નથી લાગે છે કે નવઘણને પગારસ કરવાની કર્તાની એ તરકીબ જ હતી જગદેવ પરમારને ને બાબરાને લાવ્યા તો ખાપરાને ય કથામા લાવવાની લાલચ કર્તા રોકી શક્યા નથી, પણ એને જરા વધુ પડતુ મહત્ત્વ અપાઈ ગયું છે પૃ ૫૬ ને ૭૪ ત્રિભુવનને જયદેવનો કાકો ઠરાવે છે તો પૃ ૮૫, ૯૪, ૧૫૦ ને ૧૫૮ જયદેવને ત્રિભુવનનો કાકો બનાવે છે એ ગોટાળો માત્ર ઉતાવળ કે શરતચૂકનું જ નહિ, ગ મુનશીકૃત 'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ના ઊંડા સંસ્કાર જે આની પુરોગામી કથાઓમાં તેમ આ કથામાં ય દેખાય છે તેનું પણ પરિણામ હોવાનું અનુમાન ખોટું ઠરે એમ નથી 'ગુજરાતના નાથ'ના કેટલાક મુખ્ય પાત્રો અને પ્રસંગ પોતાની કથા માટે પસંદ કરી 'ધૂમકેતુ'એ તેની જોડે 'જયસિંહ:સિદ્ધરાજ'ની સરખામણીનો સભાવ વહોરી લીધા છે એવી સરખામણીમાં તો ગ.

મુનશીની કૃતિ જ વધુ માર્ક મેળવી જાય એમ છે. એમની ભાષાછટાથી વંચાય તેટલી વાર આંજતાં 'ધૂમકેતુ'નાં મુંજાલ, સિદ્ધરાજ, ખેંગાર ને સોનલ ર઼ા. મુનશીનાં તે તે પાત્ર (ત્યાં સોનલ રાણક છે) જેવા આપણાં ચિરકાળનાં સ્મૃતિસાથી બની શકતાં નથી. નવઘણ ને ખેંગારની કટાક્ષયુક્ત કરડાકીવાળી તીખી ભાષા અને જયદેવના સ્વપ્નને આલેખતી ભભકવાળી ભાષા 'ધૂમકેતુ'નું ભાષાપ્રભુત્વ બતાવી આપે છે, પણ રેખા ('હાઇફન') ના વિરામચિહ્નનું પુસ્તકમાં દેખાય છે તેટલું બાહુલ્ય ગદ્ય કે શૈલીનું સુલક્ષણ નથી એ ખ્યાલ એમના અંતરમાં ઊગે તો સારું થાય.

'રાજા વિશળદેવ' નામની રા. ધનશંકર ત્રિપાઠીએ બે ભાગમાં લખેલી વાઘેલા વંશની નવલકથાને ય અહીં જ સંભારી લેવી ઠીક થશે. ધોળકાના વીરધવળ વાઘેલાનો પરાક્રમી ક્ષાત્રગુણોપેત બીજો પુત્ર વિશળદેવ ધોળકાનો મટી પાટણનો રાજા થાય છે ત્યાંસુધીની કથા બે ય ભાગમાં થઈને કહેવાય છે. રા. મુનશીનું અનુસરણ ઘણા ઐતિહાસિક નવલકથાકારો કરવા જાય છે તેમ આના કર્તાએ પણ કર્યું છે. વિશળદેવ, મુંજાલ ને કાકનાં ઝાંખાં પ્રતિબિંબ જેવાં મંત્રીશ્વર વસ્તુપાળ અને બ્રાહ્મણ નાગેશ્વરનાં મુત્સદ્દી અને પરાક્રમી પાત્રોથી ઢંકાઈ જાય છે. લખાવટ જૂની શૈલીની યાદ આપે તેવી સીધી કથનશૈલીની છે. ખેંચી જાય તેવો વેગ કે ઉત્કટતા એમાં નથી.

'પ્રેમભક્ત કવિ જયદેવ' ('જયભિખ્ખુ') અને 'મીરાં પ્રેમદીવાની' (રામચંદ્ર ઠાકુર) એનાં નામથી ચરિત્રગ્રંથો હશે એમ લાગે, પણ છે રસિક નવલકથાઓ. શૈલીછટા અને પ્રસંગાલેખનની કળાથી મૂળ વસ્તુ ઓછું છે છતાં તેને ફુલાવીને રસમય કરતાં બેઉના કર્તાને સારું આવડયું છે. બંનેમાં વસ્તુસંકલના ઘટ્ટ કે કાર્યપ્રવાહ ઝડપીલો નથી અને કથાકાર નિરાંતવા જીવે મંદ મંદ પગલે આગળ વધે છે. બંનેમાં તેનાં નાયકનાયિકાની વિરોધીઓ અને તેજોદ્વેષીઓ દ્વારા થતી આકરી કસોટીઓ અને ઇશ્વરી ચમત્કારોને મહત્ત્વનું સ્થાન મળ્યું છે. પહેલીમાં 'ગીતગોવિંદ'ની પંક્તિઓનો અને બીજીમાં મીરાંનાં પદોનો કથાવસ્તુમાં યથાપ્રસંગ ઉપયોગ કરાયો છે. આગલી કૃતિમાં જયદેવનું સંસ્કૃત 'ગીતગોવિંદ' અને પાછલીમાં મીરાંનાં ૧૦૨ પદો તેનો રજપૂતાની ભાષારંગ ઉપટવા દીધા વિના કથાને અંતે છાપીને વાચકોને સગવડ અને ખરીદનારાઓને માટે આકર્ષણ તેના

કર્તાઓએ રજૂ કરેલ છે. બંનેની ભાષા અનશુદ્ધ તો નહિ* છતાં સંસ્કારી ને મધુર છે બન્નેની લખાવટ જાણે સીનેમાચિત્ર નજર સમક્ષ રાખીને એ લખી હોય તેવી પ્રબળ છાપ પાડે છે. આગલી કથાનું 'સેનવંશ અને નવદ્વીપ' એ પ્રકરણ અને બીજીની 'ભૂમિકા' તેના લેખકોનું ખપપૂરતું અભ્યાસીપણું પણ સૂચવે છે. આમ એ જોડી પોતા વિશે એકમરખું કહેવાની સમીક્ષકને ઠીક તક આપે એવી છે. પણ સરખામણી કરવી હોય તો આગલી કૃતિને એની જોડીદારથી લેખનકલા તથા લેખકની પ્રતિભા બન્નેમાં ચડિયાતી કહેવી પડે. એની આકર્ષક વિશિષ્ટતાઓ : ૧૬ મા પ્રકરણમાનું ગીત નૃત્ય અભિનય અને દશ્ય સામગ્રીથી શોભતું 'ગીતગોવિંદ'નું નાટ્ય, જયદેવ-પદ્માવતીનો અમર પ્રેમ નિરૂપવો છે એ ભાને ઉત્તેજેલી લેખકની રસિકતાના ફળ જેવું (પણ જેમાં પદ્માની અવસ્થતા અનિવાર્ય ન હતી એ) 'સૌંદર્યપૂજા' પ્રકરણ, અને 'ભગવાનનું કાવ્ય એટલે માનવી' એમ ઉચ્ચારતા અને ગૌડેશ્વર પાસેથી ગોસેવા અને સુદામાઓની સેવાનું મહાનગથાળાનું કામ માગી લેતા જયદેવનું એની પાત્રતામાં એક છોગું ઉમેરતું આલેખન. બીજી કૃતિના નોંધપાત્ર તત્ત્વ ગણાશે, 'મીરાંમા'ના ગિરધારી સાથેના ભાવમસ્ત સંવાદો અને લીલાનાં ભાવદર્શનોનું તથા મીરાંજીવનના મોટા ક્ષોભક પ્રસંગોએ ગિરધારી તો હસતો જ હતો એવું તેના લેખકની એક નિરૂપણરૂઢિ બની ગયેલું દીસતુ આલેખન, અને રા. રવિશંકર રાવળ અને રા. કનુ દેસાઇનાં પુસ્તકાન્તર્ગત ચિત્રો તથા સચિત્ર પડખા ('કલેવર') અને પૂંઠાથી સધાયેલું બાહ્ય રૂપરંગનું સોહામણાપણું.

વર્તમાન સમયની વાત કરતી નવલકથાઓ પર હવે આવીએ છીએ. ઈ. સ. ૧૯૪૨ ના ઑગસ્ટના બનાવોએ જગાડેલ પ્રચંડ રાષ્ટ્રક્ષોભ અને તેના આનુષંગિક પ્રવૃત્તિપ્રવાહો અને આંદોલનો કેમ કર્યાં ય આપણા સાહિત્યમાં દેખાયાં નહિ એવી આપણે ત્યાં ઊઠેલી ફરિયાદનો રેપ કંઇક ઓછો કરાવવા આવતી બે કથાઓ પ્રથમ હાથ ધરીએ.

એ બેમાં વધુ સમર્થ અને ચડિયાતી કૃતિ છે 'અણખૂટ ધારા' ('અશ્વિનીકુમાર'). કથાનો પ્રારંભ મુંબઇ-અમદાવાદને જાણીતાં કોમી કુલ્લડથી કર્યો છે પણ તેમાં કેન્દ્રવર્તી પ્રસંગો અને વાતાવરણ છે બૅનાળીસના

* એની સાબિતી, આગલી કૃતિમા 'મસલ'નો 'સ્નાયુ' માટે અને 'કથા ય'નો 'ક્યાંક'ના અર્થમા થયેલો પ્રયોગ અને 'મિષ્ટ' જેવી ભૂલો, અને બીજીમા 'નિરાશ'-ના અર્થમા 'નિરાશ્રિત'નો અશુદ્ધ પ્રયોગ અને જોડણીભૂલો.

ઑગસ્ટની નવમી તારીખ પછીની લડતનાં જ. ગાંધીજીનું 'કરેંગે યા મરેંગે' એ સૂત્ર, લડતે લીધેલું સ્વરૂપ, અને તેને પ્રેરતી મનોદશા સમજાવવાનો સન્નિષ્ઠ પ્રયાસ એમાં થયો છે ગાંધીજી-બોધિત અહિંસા અને તેની પાળ તોડી ધસી આવેલી ભાંગફોડની પ્રવૃત્તિ એ બન્નેનું વસ્તુસ્થિતિના ચિત્ર કે પ્રતિબિંબ તરીકે એમાં એકલુ વાર્તાભાવી નિરૂપણ જ નથી, સૈદ્ધાન્તિક ભૂમિકાથી તેની તપાસણી ને ચર્ચા પણ કરવામાં આવી છે. ગાંધીજીની પદ્ધતિએ કામ કરતા સુધીર અને શાંતિભાઇની સામે જીતુ, કુલસુમ, રાયમલ આદિને મૂકી તેમના કાર્યો, વાણી અને મનેદના દ્વારા આ કાર્ય સાધવામાં આવ્યુ છે. સુધીરની જીતુ અને રાયમલ સાથેની ચર્ચાઓ આ સંબધમાં જોવા જેવી છે. કથામાં આખરે જીતુને એની પદ્ધતિની લડતમાં નિષ્ફળ થતો અને ઘણા સાથીઓના ભોગ પછી એકલો પડી જતો બતાવ્યો છે, તેની વાચકો પર એવી છાપ પડવાનો સંભવ છે કે લેખક એની કાર્યપદ્ધતિને પોતાનો મત આપતા નથી તેમ છતા એવી પ્રવૃત્તિમાં પડેલાં સર્વ—જીતુ, કુલસુમ, કિશોર, રાયમલ, રણજીત, મહેન્દ્ર—ની એકાગ્ર દેશભક્તિ, મોતની બેપરવાઇભરેલી વીરતા અને ઉગ્ર ધ્યેયનિષ્ઠાને આગળ કરી તેમના હેતુને આદરની અસંદિગ્ધ સલામી લેખકે આપી છે એ સ્પષ્ટ છે. ખરી રીતે તો, આ કે તે પોતાને સૂઝ્યા તે માર્ગે દેશની મુક્તિ અર્થે પોતાની શક્તિ અને પ્રાણ ખરચી નાખનારાઓની અને એમના સમર્પણની અણખૂટ ધારાની જ કથા લેખકને ઉદ્દિષ્ટ હતી. એવી કથા ઉદ્દિષ્ટ હતી માટે જ કેટલાક સાચા પ્રસગો તથા વ્યક્તિઓ પરથી લીધેલા લાગતા આ કથાનાં પ્રસગો ને પાત્રોને એમણે આદર્શનો પુટ આપ્યો છે. નવલકથાની કથનશૈલીમાં રવીન્દ્રનાથની 'ઘરે-બાહીરે'ની કથનશૈલીનું અનુસરણ કર્યું છે કથાનાં ત્રણ મુખ્ય પાત્રો સુધીર, જીતુ અને કુલસુમ કથાતતુ લબાતો ને વિકસતો રહે અને ક્યાંય વિચ્છિન્ન થાય નહિ એ રીતે અવારનવાર પોતાની વાત કહેતાં જાય છે. પ્રસગોના બયાન સાથે તે તે પાત્રના સંવેદન, મથન ને વિચારણા જાણવાનું વાચકોને આથી સુગમ પડે છે અને લેખકોને તાટસ્થ્યનો આભાસ ઉપજાવવાની સવડ મળી રહે છે. કથામાં પ્રસંગોનો પ્રવાહ અસ્ખલિત વહેતો રહે છે, તેનું નિરૂપણ ચિત્રાત્મક થયુ છે, અને લેખકની ભાષામાં જોમ, પ્રવાહિતા અને વેગ છે પરિણામે, ચર્ચા અને ચિંતનમંથનમાં અટવાતી છતા વાર્તા વાર્તા તરીકે પોતાનુ ખેંચાણ કરી શકે છે. પણ કથાનો અન્ત જાણે ઉતાવળે બાજી લપેટી લેતા લાગે છે. કુલસુમ અને કિશોરનાં મૃત્યુ એ પાત્રોના પ્રશંસક બનવા માંડતા વાંચનારાઓને

કોચવશે પણ ખરાં. લેખકોએ કથાને બીજા ભાગમાં લંબાવી હોત તો ? કે, એને લંબાવાય એવું ચાલુ વાતાવરણમાં એમણે કથા ય દેખ્યું નહિ ?

બીજી કથા તે 'ધુત્રડ બોલ્યુ' (નીરૂ દેસાઈ). એ પણ એ જ વાતાવરણની કથા છે કટોદરાના ગામલોકોએ સરકારમોકલી લશ્કરી ટુકડીનો મૂગો અસહકાર કરી આખરે ગામમાથી હિજરત કરી કેવો અજુનમ જુસ્સો બતાવ્યો તે એ વર્ણવે છે. પ્રારંભના પ્રકરણમા અડાસ ગોળીબારના બનાવે અને ૪ થી ૮ પ્રકરણોમા અમેરિકન લેખક સ્ટાઇનબેકની 'ધ મૂન ઇઝ ડાઉન' એ કથાએ લેખકને વસ્તુ પૂરું પાડયું છે. લડતના પ્રાણુ જોઈતારામ માસ્તર અને મુખીમાથી માસ્તરનું પાત્ર સારુ દોરાયું છે, પણ મૂળ કથાના મેયર ઑર્ડનને મળેલુ મહત્ત્વ મુખીને મળ્યું નથી તેમ તેટલુ તેજસ્વી નિરૂપણે એનુ થયું નથી. જૂની નવલોમાં આવતા ઉપસંહાર જેવા છેવટના અર્ધા પાનામાં ટુકડીનો ઉપરી સોહનસિંહ ગામ બાળ્યાનું પ્રાયશ્ચિત્ત એ જ ગામની માસ્તર ને મુખી વડે થતી પુનર્રચના વેળા એ ગામને પોતાનુ વતન બનાવી કરે છે એમ બતાવાયુ છે એ પરિવર્તન નાટકી લાગે છે. સોહનસિંહને સહેજ સંસ્કારી ચીતરીને એની પૂર્વભૂમિકા લેખકે તૈયાર તો કરી છે, પણ તો બ્રિટિશ સત્તાનો '૪૨-'૪૩ નો ખરો પ્રતિનિધિ એ નથી લાગતો. સ્ટાઇનબેકને અનુસરવા કરતાં આપણા દેશમાના સાચા બનાવોને વાર્તાવિષય કર્યા હોત તો કથા આપણી પોતાની લાગત.

• 'પાવક જ્વાળા' (ચુનીલાલ મડિયા)મા લડતનું ચિત્ર આવે છે, પણ એ ત્યાં કેન્દ્રસ્થાને નથી પણુ નાયકના મૃત્યુના એક નિમિત્ત તરીકે આવતું હોઈ આગન્તુક છે. વસ્તુતઃ તો એ જુવાન દિલના મંથન અને પ્રણયની કથા છે ભૂપતના વેવિશાળથી શરૂ થઈ વાર્તા તેના અભ્યાસ, ભાવનાવિકાસ અને વાગ્દત્તા કનુ તથા શહેરી સહાધ્યાયિની કીર્તિ વચ્ચે તેના હૃદયના ફગોળા ને મંથન વર્ણવી, શરૂ થયેલી રાષ્ટ્રિય લડતમાં તેને પોલિસના ગોળીબારનો પહેલો ભોગ બનાવે છે. આટલા વસ્તુવાળી આછા પોતની આ કથા વાચન વેળા આપણને ખેંચી તો ગમે છે, એ એના વસ્તુ-સંકલનોત્થ વાર્તારસથી નહિ પણ ગામડાના મધ્યમવર્ગના વાણિયા કુટુમ્બનાં લેખકનું સમાજદર્શન અને નિરીક્ષણ દાખવતા ચિત્રોથી, વછા પારેખના આકર્ષક પાત્રાલેખનથી, ભૂપત અને તેના સાથીઓનાં પાત્ર દ્વારા કોલેજના જુવાન વિદ્યાર્થીઓના માનસ અને રહેણીકરેણીના નિરૂપણથી, અને કાઠિયાવાડી લોકબોલી તેમજ જુવાનડાંના અંગ્રેજી-ગુજરાતીના ભેળનો

યથાવકાશ સરસ વિનિયોગ કરી જાણનાર લેખકના કલમચાપનથી જેની મજાની નિકટછબી ('ક્લોઝઅપ') વાર્તાના આદિમા ને અતમા લેખકે આપી છે તે અનુભવી વૃધ્ધોની પેઢીના નાદર પ્રતિનિધિ જેવા વછા પારેખનુ સંભારી શાણપણ, વહેવારીપણ, કરડકણી બોલી, ક્રોધાળતા અને અપત્ય-વાત્સલ્ય આદિ તેના વ્યક્તિલક્ષણો સાથે બગાબગ ઉપસાવાયેલું પાત્ર કથાનું મોટુ આકર્ષણ બની રહે છે ભૂપતને હૃદય આપી ચૂકેલી કીર્તિ તેના મૃત્યુ પછી તેને ઘેર રહેવા જાય અને દકડકતા રૂઢિચુસ્ત વછા પારેખ ઉદારતાથી તેને આનકારે એવુ કથાન્તે થયેલુ આલેખન વાસ્તવિક કરતા ભાવનારચ્યું અને અસ્વાભાવિક નહિ તો નાટકી લાગે છે આ કથાના નકશામા જેને સ્થાન નથી એ ૧૨ થી ૧૭ પ્રકરણો 'ત્રણેક કથાઓની માળામા વસ્તુને વિસ્તારથી રજૂ કરવાના' લેખકના મૂળ વિચારની આ કથામાં રહી ગયેલી નિશાની છે. તે વિચાર પડતો મૂકી કથાને ઉતાવળે આટોપી લીધાનુ પરિણામ કથાનો અન્ત સ્પષ્ટ બતાવી આપે છે

જાહેર સેવાને ખાતર સુમતિ રસિકને છોડી ચાલી ગઈ અને નષ્ટ-મોહ બની માતૃત્વની ઝંખના સાથે પાછી ફરી એટલું કહેવામાં ૩૩૪ પાનાં રોકતી 'પરિવર્તન' (પીતાંબર પટેલ) પ્રસ્તારમાં આગલી બેઉ નવલકથાને ટપી જાય છે વચગાળાને રસિકની દર્દદિલી, આણુ અને વતનની મુલાકાતો અને તેના પ્રત્યે આકર્ષાતી કુસુમની કથાથી, તેમ જ સુમતિના સંઘર્ષના મજૂરકાર્યના અને જેલના અનુભવ-અવલોકન અને તેણે જગાડેલ સંવેદનના નિરૂપણથી લેખકે ભરી દીધો છે એમાં કડક પ્રમાણભાન વિના દરેક વિગતને પૂરું આલેખન આપવાથી કથાનો પથરાટ ઘણો થઈ ગયો છે, કથાબંધ ઢીલો પડી ગયો છે, કાર્ય સ્ખલદ્ગતિ બની ગયું છે અને કથા પ્રારંભનું આકર્ષણ ટકાવી શકતી નથી રસિકની મનો-વ્યથા અને વિહ્વળતાનું તો શું લંબાવીને આલેખન કર્યું છે ! નાયકનાયિકાનાં પાત્રો, એમનું ઘડતર કથાહેતુને ખપ લાગે એવું જ થયું હોઈ, ત્રિભુવન અને શિવરામ જેવાં વાસ્તવિક દુનિયાનાં નક્કર ઘડતરનાં પાત્રોને મુકાબલે કાચાં, મુગ્ધ અને ઊર્મિલ લાગે છે રસિકની અત્યૂર્મિલતાને ખેંચી લંબાવી તેને આબુ લઈ જઈ ત્યાં જગતની વિષમતાઓને ઉકેલવાના સત્યાનંદ સ્વામીના ઉપદેશની, અને તેને વતન લઈ જઈ ગ્રામજીવન અને લોકસમાજના પોતાને ઠીક ફાવતા આલેખનની લેખકે તક લીધી છે સ્ત્રી હવે ઘરની બહાર નીકળતી થતાં તેના ગૃહિણીધર્મ અને જાહેરજીવન કે પ્રેમ અને સેવા વચ્ચે ઉપજતા સમન્વિત સવાલને ઓળખી લેખકે આ કથા દ્વારા આધુનિક નારીની ઘરે-બાહીરેની સમસ્યા ચિતરવા ધારી છે એ રીતે એમનો પ્રયાસ મહત્ત્વાકાંક્ષી છે, પણ નિરૂપણ કથાને અભિમતતામાંથી સામાજિક પ્રશ્નની કોટિએ બહુ પહોંચાડી શક્યું નથી તેમ વળી અન્ય હેતુવાળા બીજા પાત્રથી રવીન્દ્રનાથે 'ઘરે-બાહીરે'માં કર્યું છે તેમ અથવા બીજી કોઈ રીતે તેને સંકુલ બનાવ્યા વગર પ્રશ્નને સીધો સાદો કરી નાખવાથી આલેખનમાં ચમત્કૃતિને ઝાઝો અવકાશ રહ્યો નથી ભાષાદૃષ્ટિએ ર. પટેલની લખાવટ સારી છે

ર. નીરુ દેસાઈ-કૃત 'ત્રણ પાંખડી' એક પર બીજી પત્ની તરીકે જવાના ભણેલી યુવતીઓના વધતા જતા દાખલાએ ઊભા કરેલા સામાજિક કોયડાને વાર્તામાં વણવા જાય છે સુશીલ પતિવ્રતા પત્ની ઉમા પ્રત્યે પૂરા ફરજના ભાનવાળા સંસ્કારી મહેશનું અને કેળવાયેલી મંદાકિનીનું પરસ્પર ખેંચાણ, બેઉની અંતરગામણ ને તજ્જન્ય માંદગી, અને મંદા મહેશ-ઉમાની નજીકના મકાનમાં રહી બાળમંદિર શરૂ કરે અને ત્રણે જણને એક કાર્યની

ગોઠે બાધે એવો આખરે લવાતો ઉકેલ વાર્તાનો પૂરો ખ્યાલ આપી દેશે. કોયડાનો ઉકેલ છેવટે કહેવામાં આવે છે તેમ વ્યક્તિગત ઉકેલ જ છે ને તે પણ થીગડિયો છે. કોયડો રજૂ કરી શક્યા છે લેખક, પણ તેમાં ય જવાબદારીના ભાન વિના શરૂ થતા પ્રેમનું ને હૈયાદુબળાપણાનું જાણે પોતે ગૌરવ કરતા હોય એવું સહાનુભૂતિવાળું તેનું આલેખન એમણે કેમ કર્યું હશે એ પ્રશ્ન થાય છે મહેશ–મંદાના લાગણીમય, બુદ્ધિના અંકુશ વિનાના ને ત્યાગની તાકાત વિનાના પ્રેમ કરતા ઉમાના આર્ય જીવનની ને ત્યાગની તત્પરતાની છાપ વધુ સારી પડે છે પાત્રોનાં સ્વગત અંગ્રેજી પદ્ધતિએ ત્રીજા પુરુષમા લખાય છે એ ગુજરાતીમાં બેહૂદું લાગે છે.

'જ્યા જુઓ ત્યાં પ્રેમ જ પ્રેમ! એ સિવાય નથી તો લેખકોને કંઈ લખવુ સૂઝતું કે નથી ગમતું લોકોને બીજું કઇ વાંચવુ!' આવું વાક્ય 'સુરભિ'ની નાયિકા પાસે બોલાવનાર ર. પન્નાલાલ પટેલે પોતે તો 'સુરભિ' અને 'યૌવન' એ બેઉ નવલકથાને પ્રણયકથાઓ જ બનાવી છે. બે પ્રેમીઓ, સામાજિક–આર્થિક અસમાનતાને કારણે વિઘ્નો, અંતે પ્રણયસિદ્ધિ— આવું વસ્તુ : સુરભિના ભાઈ સનતની ખલનાયક જેવી લાગતી કારવાઈ : સુરભિ–જમુનું મિલન વિલંબાવતું અને છેવટે સુખદ આશ્ચર્યમાં તેમને નવડાવતું આસપાસ રહસ્યના પડળ જેવું સૂર્યકાન્ત શેઠનું કથામા ધ્યાન ખેંચતુ પાત્ર : સાહસ, મારામારી, શંકા, ગેરસમજ ઇત્યાદિને કારણે સધાતા પલટા ને નાટ્યોચિત તંગદિલી, સુખદ આશ્ચર્યવાળો અન્ત, એ સૌને કથામાં મળેલો અવકાશ : આ બધુ ચિત્રપટના ક્ષેત્રમાં ગયેલા ર૦ પન્નાલાલે ચિત્રપટને કામ આવે એવી ઓખે ટોકીઝના કેટલાક સુખાન્ત પ્રેમચિત્રોના ઢાળાની કથા 'સુરભિ'ને બનાવ્યાનું અનુમાન કરાવે છે. એ અનુમાન હવે તો હકીકતે સાચું ઠરાવ્યુ છે. કથાને વાસ્તવિકતાની કસોટીએ કસવા જેવુ અથી રહેતું નથી ગામડાના જીવનના કુશળ આલેખકની કલમે કરોડ- પતિના બંગલા ને અંદરના જીવનનું ચિત્ર આમ તો સારું દોર્યું છે પણ...

એમની બે ભાગમા પૂરી થતી નવલકથા 'યૌવન'નું વસ્તુ એના શીર્ષકને સાર્થ ઠરાવે છે એના જયંત, મદન, શકુન્તલા, ગૌરી, હરિ, સૌ પાત્રોને મદનનું કાલિદાસકથિત 'અનાસવાખ્ય કરણ' યૌવન સતાવી અને નચાવી રહેતું એમાં જણાય છે ઠઠીગાર પત્ની મદનથી અતૃપ્ત કથાનાયક જયન્તને વણમાણેલા યૌવનનો ત્રાસ ભોગવતી વિધવા શકુન્તલાના સંપર્કમા લાવી લેખકે એ બે વચ્ચે આકર્ષણ ઉગાડયુ છે પણ આકર્ષણ ઊગ્યુ કે તરત ફળી જતું નથી વાર્તાકારને હયાન પત્ની મદનને લીધે જયન્તના દિલમાં

થતી મારામારી દૂર કરવી છે, જયન્ત અને શકુન્તલાની પાત્રતા વધારી એમના પ્રણયને સાચો ને ઊંડો બતાવવો છે, અને સૌથી વધુ તો પોતાના સિનેમાક્ષેત્રના અનુભવ-અવલોકનને કોઈ રીતે કથામાં ઉતારવાં છે આ માટે એ પાત્ર વર્ગનો પડદો એ આશ્ચર્યપૂર્ણ પર પાડી દે છે, જે દરમિયાન એ મદનને યમસદન પહોંચાડે છે, અને શકુન્તલાને સિનેમાનટી બનાવે છે જયન્તને સિનેમાનો વાર્તાલેખક બનાવી પુનશ્ચ શકુન્તલાના સંપર્કમાં મૂકી અંતરમાં પ્રેમ ને મિલનની ઝંખના છતાં એ જ પ્રેમ ને તેણે જન્માવેલા અન્ય પ્રત્યેની ફરજના ભાનથી 'હૃદયની આજ્ઞા એક, ને ચરણનાં ચાલવા જુદાં'ની એમના હૃદયને ભારે પડી જાય એવી રમત રમાડી, એમના ખેલાતા પ્રણયદ્વંદ્વનો આખરે થતો દ્વંદ્વસમાસ લેખકે નિરાંતે નિરૂપી બતાવ્યો છે હરિ અને ગૌરીના પ્રણયનું આવું જ સમાન્તર ચિત્ર અને સ્યૂન-મરિયમની 'રોમાન્સ'નું પ્રથમ ભાગનું અવાન્તર ચિત્ર પણ કુશળતાથી દોરાયાં છે આવાં જુદાં જુદાં ત્રણ જોડાંની પ્રણયકથામાં લેખકે યૌવનની સાથે તેના સખા મદનનુંય સારું માન જાળવ્યું છે 'પ્રેમની પ્રબળતા જેટલી જ શારીરિક ભૂખ હોય તોપણ શું ? એમાં શરમાવા જેવું શું છે ?' એમ માનતો અને યૌવનસુલભ નારીભૂખથી જ પ્રથમ તો મદનને પરણવા તૈયાર થતો જયન્ત પછી પણ કાંઈ કવિ ન્હાનાલાલનો જયન્ત તો બનતો જ નથી મદનને ભ્રષ્ટ બતાવી જ છે અને શકુન્તલામાં પણ દેહની ઉગ્ર ભૂખ મૂકી મનમોહનથી થોડો વખત એ સતોષની એને આલેખી છે જે નાયકનાયિકાને અકલ સ્વરૂપ રાખવાની લેખકને બહુ ફિકર નથી એ પણ બતાવે છે અંદરની આવી સામગ્રીને લીધે ન પરણેલા તરુણો ને જુવાનોએ 'યૌવન' વાંચવી નહિ એવી સૂચના તેમના હિતસ્વીઓ આપવા નીકળી પડે તો નવાઈ નહિ. કથાના પહેલા ભાગમાં જેમ ગામડાનું તેમ બીજામાં સિનેમા સૃષ્ટિનું ભીતરનું વાતાવરણ સારું આલેખાયું છે કવિત્વ અને રસિકતા બતાવતા વચમાં મૂકેલાં કર્તાનાં કેટલાંક ગીતો અને પહેલા ભાગના પૃ. ૧૩૧ તથા ૧૪૮ પર છે તેવાં પ્રકૃતિવર્ણન આકર્ષક છે ગ. પન્નાલાલની આ કથા પણ આગલીની જેમ ચિત્રપટના બરની છે એ જોતું અઘરું નથી 'મળેલા જીવ ને વળામણાં'ના લેખકે સ્વતંત્ર સુકાન કંઈ દિશામાં વાળ્યું છે એ એ બતાવે છે બેચાર જગ્યાએ અસ્વાભાવિકતા ખૂંચે એવી છે છતાં પોતાના વાર્તારસથી રંજન તો આ કૃતિ અવશ્ય આપી જશે પણ પ્રકાશ ?

કવિશ્રી ન્હાનાલાલના ગોપિકા નામની ઊર્મિકા યાદ આપે તેવા વસ્તુવાળી, સ્વસ્થ શૈલીની અતિમંદ ક્રિયાવેગવાળી અને જરાક વેગ પકડે ત્યાં પૂરી

થતી યથાર્થનામા 'અધૂરી વાત' (બચુભાઇ શુકલ)માં વસ્તુ કરતાં પાત્રાલેખન અને પાત્રાલેખન કરતાં વાર્તાપ્રયોજન વધુ મહત્ત્વ ધારી બેઠું છે. ઝુમ્મરના ઠાકોર જીવાજીના અકાળ ગુજરી જનાર ભાવનાશાળી મોટાભાઇનો પુત્ર ઠરતો ગોપ તેના કાકાના જ ગામમાં આવી ચડે અને ઢેઢનાં બાળકોને સંસ્કારવા મંડી પડે, અને પ્રથમ તેનાં વ્યક્તિત્વ તથા પ્રવૃત્તિથી આકર્ષાતી રાજકુંવરી રાજબા અને પછી તેના પિતા જીવાજી ઠાકોર તેની પ્રવૃત્તિને સાથસહકાર આપવા માંડે એવું આ કથાનું નિરૂપણ વસ્તુદર્શી નહિ તેટલું ભાવનાપ્રધાન છે. નવપ્રકાશને વધાવનાર નિખાલસ સંતાનવત્સલ જીવાજી, લેખકે જેના આલેખન પર ઘણું ધ્યાન આપ્યું છે તે નૃત્યગાનનિપુણ મેધાવિની ભાવનાશાળી રાજબા, ઉદાત્તચરિત સ્વદેશવત્સલ રહસ્યવેષ્ટિત ગોપ, અને ગોપને પોતાનાં તનમન અને પછી એને બચાવવા પોતાનો પ્રાણ આપનાર વીજળી એ એનાં ચાર મુખ્ય પાત્રોનું આલેખન ધ્યાન ખેંચે તેવું છે. ક્રાંતિકારી મંડળોનો ય સંપર્ક સાધી આવેલો ગોપ ખૂણાના રજવાડામાં બેસી જઇ અસ્પૃશ્યોની સેવા, વણાટશાળા ને ઉદ્યોગગૃહની પ્રવૃત્તિઓમાં લેલીન બની જાય, તેમ જ ગાદીવારસ ઠર્યા પછી બેન રાજબાને લઇ વિલાયત જાય ત્યારે દેશની કારીગરીના વિકાસ અર્થે જોઇતાં નાણાં પરદેશીઓ પાસેથી કઢાવવા ઝુમ્મરના ઉદ્યોગગૃહમાં બનેલા દેશી કારીગરીના ને ભરત તથા ગાલીચાના નમૂના વેચવા એ સાથે લેતો જાય, એવા નિરૂપણમાં રાષ્ટ્રસેવા અને રાષ્ટ્રાભ્યુદયના ઉપાયો વિશે કર્તાના વિચારવલણો કે સૂચન મળી રહે છે. વાર્તા બીજા ભાગરૂપે આગળ લંબાશે એમ લાગે છે

નવચેતન સાહિત્ય મંદિરના 'રૂપા' (કૃષ્ણલાલ શાહ) અને 'ક્રાંતિનાદ' ('દિવ્યાનંદ') એ બે પ્રકાશનોમાં આગલું મુગ્ધ માનસનું સર્જન છે તો બીજું ધૂમાયિત મગજનું સર્જન છે. રૂપલી અને જેસાના ગામઠિયા પ્રેમી યુગલમાંથી રૂપલીને નર્તકી અને જેસાને દેશસેવક બનાવી, તેમજ એમના એવા ઘડતરમાં અનુક્રમે જેમનો હિસ્સો તે કલાકાર અને રંજનને પરણાવી કલા અને દેશસેવાના યોગના બે જોડાં રચી આપતી આગલી કથા અસંભવદોષથી પિડાય છે. બંગાળના ભૂખમરાને પણ કથામાં સ્થાન અપાયું છે. ૧૮૫૭ પછીના એક દાયકામાં ભારતીય ક્રાન્તિની ગુપ્તમંડળ તરફથી થતી યોજના વર્ણવતુ બીજી કથાનું વસ્તુ છે તો મહત્ત્વાકાંક્ષી, પણ એમાં કથાનું હાડ બંધાતું નથી, વસ્તુનો વણાટ ઢીલો છે, વસ્તુસંકલનાની સ્વયંપ્રકાશ સ્પષ્ટતા પણ નથી, અને 'કાળીન્દ્રી દેવી' સિવાય કોઈ પાત્ર આલેખનની દૃષ્ટિએ જીવન્ત નથી. વાર્તાનો ઢંગ નવલકથાનો છે છતાં કેટલાક પાનાંમાં

નાટકની અદા છે પુસ્તકમા ઘણી જગ્યા રોકતી ચર્ચાઓમા વિચારોની નવીનતા ને ચમકતો આભાસ થાય છે, પણ અર્થહીનતા ય ઓછી નથી. રામાયણ-મહાભારતનું એમા કરાવેલુ રહસ્યદર્શન જોવા જેવુ છે। પ્રકાશકોના પૂજ્યપાત્ર કથાલેખકનું પ્રસ્તાવનાવાક્ય વગર ટીકાએ ઉતારવા જેવુ છે: 'આ નવલકથા કલ્પના છે, ભાવના છે, અર્ચના છે, અભ્યર્થના છે, એ જ છે, અન્ય શુ હોય?' 'શ્રાવણના સરવરિયા વરસતા હતા,' 'નારીહીરો'(!), ધ્યેય માનવો' જેવા પ્રયોગો ઉપરાત જોડણીની, અનુસ્વારની અને વિરામ ચિહ્નોની અખ્યાબધ ભૂલોને ય એની નોંધપાત્ર વિશિષ્ટતા જ ગણવાની ને? જોડણી-અનુસ્વારની ભૂલો તો આગલી કૃતિમા ય ઘણી છે

રૂપાતરોમાં બે ભાગમા છપાયેલ 'સોહાગણ' (રમાકાન્ત ગૌતમ) એ એક જ કૃતિ ગણાવવાની છે અગ્રેજ હાસ્યલેખક વુડહાઉસનું એ રૂપાતર છે, પણ એની કઈ કૃતિનું રૂપાતર છે તે રૂપાતરકારે કહ્યુ નથી રૂપાતરમા સ્થળો કલકત્તા ને મુબઈના અને પાત્રોને ઉપના જમીનદાર વર્ગના બગાળી ને ગુજરાતી બનાવ્યા છે, છતા રીતરિવાજ અને વાતાવરણનું વિદેશીપણું ઘણે ઠેકાણે ઉઘાડુ પડી જાય છે સિનેમા સ્ટુડિયો અને સિનેઉદ્યોગના વાતાવરણ ને વિગતો અહીં સારા ઊતર્યા છે એ વાતાવરણ વચ્ચેજ વીણા-બિપિન અને પદ્મા-ચદ્રવદન, એ અનુક્રમે નાયકનાયિકા તથા મિત્રયુગલને મૂકી છેવટે સા જ પરણાવ્યા છે ઉદાર ને ભોળિયો ચંદ્રવદન, વીણાના ઉસ્તાદ 'દરબાર કાકા' અને સિનેમા કપનીના મેનેજર ખધા ખેલાડી રુસ્તમજીના પાત્રો યાદ રહી જાય તેવા છે કથા વાચકના મો પર જે કઈ સ્મિત ફરકાવશે એનો અર્ધો યશ રૂપાતરકારની હળવી લખાવટની નોંધપાત્ર ફાવટને જશે.

અગ્રેજી પરથી થયેલા ભાષાન્તરોમાં 'મેઘધનુષ્ય' (અનુ રમણલાલ સોની) અને 'શશી જતા' (અનુ જયતકુમાર ભટ્ટ) એ બે કૃતિઓ છે બેઉ યુદ્ધકાળના સર્જનો છે. આગલી કૃતિ મૂળ લેખિકા વાન્દા વાસિલેવ્સ્કાની ૧૯૪૩નું સ્તાલિન-ઇનામ જીતનાર કથા 'રેઈન્બો' ના અગ્રેજી અનુવાદનો અનુવાદ છે રશિયન ધરતીની છાતી પર ચડી બેઠેલા હિટલરી ધાડાએ એક ગામમા અડ્ડો જમાવ્યો ત્યારથી એક મહિને લાલ લશ્કર ગામને એમનાથી મુક્ત કરે છે ત્યાં સુધીની, એટલે કે ગામના એક મહિનાના પનોતીકાળની, એ રોમાચક કથા છે ચડાઈખોરોનો ક્રૂરકાટ, થાક, કટાળો ને હૃદયહીનતા તથા ગ્રામવાસી રશિયનોનો એમના તરફનો કાતિલ મૂગો તિરસ્કાર, ગેરીલાઓ પ્રત્યે નિષ્ઠા, લાલ લશ્કર પર શ્રદ્ધા, હૈયામા એકઠુ થતું ઉગ્ર વેર અને

વીરતાભરી મક્કમતા—એ સર્વનુ નિરૂપણ એમા સરસ થયુ છે માણસનો પ્રાણુ સાબૂત હોય તેવી ખમીરવતી આઝાદીપસદ પ્રજા જુલમગારોને ઘડીમા ગભરાવી પાડે એ દેખાડતી આ ગદ્યકથા જૂના વીરકાવ્ય (epic) નો રસાનુભવ કરાવે છે

'શશી જતા' એ અમેરિકન લેખક જોન સ્ટાઇનબેકની 'ધ મૂન ઇઝ ડાઉન' નવલકથાનો પ્રથમ 'માનસી' મા પ્રગટ થયેલો અનુવાદ છે નૉર્વે પરના નાઝી આક્રમણની એ કથા છે સુવ્યવસ્થિત પૂર્વયોજના અનુસાર પચમકતાંરિયા કોરેલની મદદથી થોડા જ સમયમા શુ બની ગયુ એ ગામલોકો જાણે તે પહેલા નાઝી ટુકડીએ ગામનો કબજો લઈ લીધો તો ખરો, પણ એની કળ વળ્યે, જેનો પ્રાણુ હોલવાઈ ગયો ન હતો એવી જિતાયેલી પ્રજાએ જે ટાઢો મૂગો ધિક્કાર વિજેતાઓ પ્રત્યે વ્યક્ત કરવા માડયો અને પોતાનો શાત રોષ કોલસાની ખાણોમાં ધીમુ કામ આપી, અનેકવાર ભાગફોડ કરી કામકાજ ખોરવી અને ભાવહીન તાબેદારી બતાવી દેખાડવા માડયો તેનું અને તેણે વિજેતાઓને કેવા ડરતા ને અકળાતા કરી મૂકયા તેનું, સરસ ચિત્રણ એમા થયુ છે 'મેવધનુષ' ની માફક પરદેશીઓની ભીંસમાથી ગામ છૂટે એ વિજય-ઘડી સુધી અહીં કથાને લઇ જવામા આવી નથી, પણ ગામ ને જનતાના પૂરા પ્રતિનિધિ અને કથાના સુદર પાત્ર મેયર ઑર્ડનને તાબે થવુ ન શીખેલા આઝાદ લોકોના વર્તનના બાન તરીકે પકડી ઠાર કરવાનો હુકમ થાય છે, ત્યારે દેવતાને પોતાનો ભોગ ધરવાનો છે અને એ ઋણ ભરપાઈ થશે જ,' એવા એના અતિમ શ્રદ્ધાટ કારમા વિજયની આગાહી મળાવી વાર્તા પૂરી થાય છે આગલીમાં જર્મન સૈનિકોની હેવાનિયતનુ જ નિર્લેપ ચિત્રણુ લેખિકાએ કર્યું છે, જ્યારે આ કથામા નાઝી અફસરોના લશ્કરીપણા નીચેના માનવીપણાને લેખકે બહાર કાઢ્યુ છે અને વાણીમા આગલી કથાના જેવા ધિક્કાર, રોષ ને કડવાશ નથી· એટલો એ બે વચ્ચે ફેર છે પૃ ૭૨ પર 'મને તેઓ બનાવી અને અણુબનાવી શકે છે' એ વાક્યનું, અણુબનાવ' ને આપણે ત્યા જુદુ અર્થવળગણુ છે એટલે, 'મને તેઓ થાપી અને ઉથાપી શકે છે,' એવુ ભાષાતર જ ઉચિત થાત

બેઉ કથાઓ આપણા જેવી પરાધીન પ્રજાને પ્રેરણા ને પ્રોત્સાહન આપે એવી છે

'વોલ્ગાથી ગગા,' માનવસમાજની પ્રગતિ વિશે સૈદ્ધાન્તિક ચર્ચા 'માનવસમાજ' નામક ગ્રથમા કર્યા પછી એ જ વસ્તુનું રસપ્રદ વાર્તાત્મક નિરૂપણ કરવાનો પ્રયત્ન મહાપડિત રાહુલ સાંકૃત્યાયને જે હિંદી ગ્રંથમાં કર્યો છે તેનું, સૌ સુભદ્રા ગાંધી અને રા ચદુલાલ ભટ્ટ એ બેના હાથે

થયેલું ગુજરાતી ભાષાંતર છે ચિત્ર હિંદી-યુરોપી, હિંદી-ઈરાની અને હિંદી પ્રજા પૂરતું મર્યાદિત છે, છતાં ઈ સ પૂર્વે ૬૦૦૦ થી માંડી ઇ. સ ૧૯૨૨ ની સાલ સુધીના વિશાળ સમયપટને એ ભરે છે એ કાર્ય કંઇ નાનુંસૂનું નથી. ૪૪૮ પાનામાંથી અર્ધોઅર્ધ હિંદી-યુરોપી, હિંદી-ઈરાની, હિંદી-આર્ય ને અસુરો જેવી પ્રજાનો અને ઇ સ ના પ્રારંભ સુધીનો ઇતિહાસ આપવામાં રોકાયા છે બાકીનામાંથી ૧૦૭ પૃષ્ઠ ઇ સ ના પ્રારંભથી ઇ સ ૧૨૦૦ સુધીના કાળના હિંદુ રાજ્યો ને સમ્રાટો માટે, ૪૪ મુસલમાન સમય માટે, અને ૭૨ કંપનીના આગમનથી માંડી '૨૧ સુધીના કાળ માટે, અપાયા છે આઠહજાર વર્ષનો કાળ ૧૯ પ્રકરણમાં માપવો એ ત્રણ ડગલામાં ત્રિભુવન માપવા જેવું વામનકાર્ય છે ઇતિહાસગ્રંથની અપેક્ષા આ ગ્રંથ પાસે રાખનારને આથી આ નિરૂપણ મંડૂકપ્લુતિ જેવું લાગવાનું, પણ ગ્રંથપ્રયોજન રાજકીય ઇતિહાસ નહિ પણ માનવસમાજની પ્રગતિ કેવી રીતે થતી આવી છે એ બતાવવાનું જ છે, અને એને લાંબા ગાળાને ટૂંકમાં પતાવવાથી નુકસાન નથી થયું ગ્રંથને રસિક બનાવવાની સભાન કોશિશ લેખકે કરી છે અને એથી જ સંવાદ, વાર્તા ને ચિત્રનો એમણે નિરૂપણમાં આશ્રય લીધો છે અને કલ્પના પાસેથી એ પ્રાચીન કાળને ભૂતની રાખમાંથી ઊભો કરવા ઘણું કામ લીધું છે ગ્રંથ આથી સળંગસૂત્રી શાસ્ત્રીય ઇતિહાસ કે શુદ્ધ નવલકથા નહિ પણ લેખક જે કહેતા-બતાવતા ગયા છે તે કથાઓ ને ચિત્રોની ખેરાતથી ભારી બન્યો છે ભાષાશાસ્ત્રીઓએ પ્રાગૈતિહાસિક હિંદી-યુરોપી આદિમ ભાષાની શાસ્ત્રશુદ્ધ કલ્પનારચના (Reconstruction) કરી છે તેવી એ કાળના માનવસમાજની નિશા દિવા આદિની કથાઓ દ્વારા થયેલી કલ્પનારચના, અશ્વઘોષ અને પ્રભાની કથા, કેટલીક નવી વાતો કહેતું હર્ષ ને બાબરનું આત્મવૃત્તાત્મક નિવેદન, બાબા નૂરદીનના તત્ત્વજ્ઞાન ને દૃષ્ટિ, અકબર બીરબલ અબુલફઝલ ને ટોડરમલની મંડળીનો ભાવનાશીલ વાર્તાલાપ અને રણજીતસિંહ અને નાનાસાહેબ વચ્ચેનો સંવાદ આ ગ્રંથમાં વાચકોને આકર્ષક લાગશે લેખકની પ્રૌઢ અને માર્ક્સવાદી દૃષ્ટિ નિરૂપણમાં સ્પષ્ટ રીતે પ્રવર્તેલી જણાય છે. વૈદિક દેવો, બ્રહ્મવિદ્યા અને બ્રાહ્મણો સબંધી તેમના ઘણા વિધાન ચિંત્ય અને ચર્ચાસ્પદ કોટિના છે પણ એકંદરે જેને વાચનનું માન આપ્યા વિના સરકારી માણસથી રહેવાય નહિ એવો ગ્રંથ તો આ છે જ

બંગાળી સાહિત્યકાર નરેશચંદ્ર સેનગુપ્તકૃત 'પાપેર છાપ'નો અનુવાદ 'અભિશાપ' (અનુ રમણલાલ સોની) એના નાયક કર્નઅપરાધણ સત્યનિષ્ઠ

ભાવનાશાળી દાક્તર મેઘનાદને તેની જીવનદેવતા મનોરમા અને ત્રાસવાદી અસિતની મંડળીના સંપર્કમાં લાવી શું શું વિતાડે છે એની રસપ્રદ કથા સંભળાવે છે. વ્યભિચાર અને ખૂન જેને સ્વાભાવિક થઈ પડ્યાં છે અને મેઘનાદની સેવા તથા સંપર્કથી પણ જેનામાં જરાય પરિવર્તન થયું નહિ એવી ગુનાઈત માનસની મનોરમાનું કથામાં આકર્ષક બનાવેલું પાત્રાલેખન અસ્વાભાવિકતાના અંશોવાળું એટલા માટે ગણાય કે તે આવી શાથી બની એની ખુલાસાદાર પૂર્વભૂમિકા કથામાં રજૂ નથી થઈ અને તેણે કરેલાં બે ખૂનનાં કારણો સ્પષ્ટ નથી થતાં. એ એવો અભિશાપ લઈને જ જન્મી છે એમ જ લેખકની પેઠે આપણે માનવાનું રહ્યું અલબત્ત લેખકને અનીતિનો રસ નથી. એ મનના પાપને પણ મોતની સજાને લાયક માનતી સુનીતિનું પાત્ર, મેઘનાદનાં મનોમંથનો અને એક બે સ્ખલનો બાદ કરતાં તેનું અણીશુદ્ધ ચારિત્ર્ય, અને ચારિત્ર્યબળ પર નવલકથામાં થતી ચર્ચા બતાવે છે.

એરિક મેરિયા રેમાર્કની યુદ્ધની સામે યુદ્ધ જગાડવા મથતી જગવિખ્યાત કથા 'ઑલ ક્વાએટ ઑન ધ વેસ્ટર્ન ફ્રન્ટ' ના સ્વ. હરજીવન સોમૈયાકૃત સુવાચ્ય અનુવાદ 'પશ્ચિમના સમરાંગણે' ની ભારતી સાહિત્ય સંઘે બીજી આવૃત્તિ પ્રગટ કરી છે. એની વિશિષ્ટતાઓની એના પ્રવેશકમાં ઘટતી નોંધ લેવાઈ છે.

## ચરિત્ર

નવલકથા પછી લઈએ સર્જનાત્મક અને શાસ્ત્રીય બેઉ વાઙ્મયપ્રકારોના સીમાડા કેટલીકવાર જેમાં એકઠા થાય છે એ સાહિત્યપ્રકાર, ચરિત્ર. એ વિભાગમાં મૂકી શકાય એવી બાર નવી અને એક પુનર્મુદ્રણ મળી કુલ તેર કૃતિઓ સમીક્ષાવર્ષમા પ્રગટ થઇ છે.

ઘણા સર્જનાત્મક અંશોથી દીપતી કૃતિ તરીકે આ વિભાગને મોખરે આવશે રા. વિજયરાય વૈદ્યલિખિત આપણા પહેલા સમર્થ વિવેચક નવલરામ પંડ્યાનું જીવનચરિત્ર નહિ પણ જીવનચિત્ર, નામે 'શુક્રતારક' એના નામનું સૂચન તેમ જ અંદરની સામગ્રી નવલરામના પહેલા ચરિત્રકાર ગોવર્ધનરામ પાસેથી કર્તાને મળ્યા છે. નવલરામના ગ્રંથો ને નોંધો, ગુજરાત શાળાપત્ર આદિ સામયિકો અને સ્વ. ડાહ્યાભાઇ દેરાસરીના બે સંસ્મરણલેખોની સહાય પણ યથોચિત લેવાઈ છે. એની વિશિષ્ટતા એની નિરૂપણપદ્ધતિમાં છે. એ "...યથાપ્રસંગ, દશ્યાલેખનની, વૃત્તાન્તકથનની, સંવાદની, વાસરિકાની, પત્રાલાપની એમ વિવિધ પ્રકારની રાખી છે." ચરિત્રને નવલકથા જેવું

બનાવી દેતા લિટન સ્ટ્રેચિ, આન્દ્ર મોર્વા, અને એમિલ લુડવિગને અનુસરી કલ્પના અને ચિત્રશૈલીનો ચરિત્રાલેખનમાં કરાયેલો આવો વિનિયોગ ચરિત્ર-નાયકના ચિત્રને સજીવતા, અને લખાણને યથાપ્રસંગ વાર્તાનો ને નાટકનો રસ અર્પે છે કર્તાએ 'શુક્રતારક' ને પોતાના સર્વ પુસ્તકોમા એક રીતે ઉત્તમ' અને 'ચિરજીવતાના ગુણવાળું' રચ્યું ને એમ કરી ગણાવવા માગ્યુ છે (જુઓ, 'ઊડતા પાન' પૃ ૧૧૭) તે તેની આવી રસવત્તા અને સર્જન કલ્પનાને કારણે હશે 'વીર નર્મદ', 'નરસૈયો—ભક્ત હરિનો' ને નર્મદ અર્વાચીનોમા આદ્ય' જેવા ચરિત્રોની સખ્યામા એમનો આથી ઉમેરો થાય છે સુરતી નવલરામને જીવતા કરવા એમના મોમા સુરતી બોલી મૂકીને ઉકરડાં કેટલાક વરસના પોતાના સુરતનિવાસ અને નર્મદયુગની સાહિત્ય-સામગ્રીના પરિશીલનના ફળરૂપ એ એથી પરનો પોતાનો કાબૂ ગ વિજયરાયે આમા ધરાઈને દેખાડ્યો છે એ બાબતમા તેમ કલ્પના અને ચિત્રશૈલી પરત્વે એક સારી વસ્તુનો અતિયોગ થઈ ગયાની પ્રતીતિ પણ પુસ્તક કરાવે છે અને કલ્પનાને તથા આવી લખાવટને જીવનચરિત્રમા આટલુ બધુ મહત્ત્વ ખરેખર વાજબી છે કે કેમ એવો પ્રશ્ન પણ ઊભો કરે છે નવલરામનું જીવન અસાધારણ બનાવો વિનાનું (eventless) એની ચિત્ર રચના કરવા જતાં કર્તાએ કેટલાય ચિત્રો એવા પ્રસંગોના દોર્યા છે જે તત્ત્વત હોય છે માત્ર સામાન્ય ને નજીવા એમાંથી નવલદ્યોતક માહિતી મળે છે ત્યારે ઓછી, અને ચરિત્ર ફૂલતુ જાય છે એવી નિવાર્ય–અનિવાર્ય પ્રસંગચિત્રસામગ્રીમાથી ચરિત્રનાયકની વ્યક્તિતા, એમનો જમાનો એમના સહયોગીઓ અને જીવનકાર્ય એ બધાની પિછાણ નથી મળતી એમ નહિ, પણ ચરિત્રનાયકની સળગ સુશૃંખલિત સ્પષ્ટાકૃતિ એમ થી આંકવાનું સામાન્ય વાચક માટે સહેજ અઘરુ બનશે પુસ્તકને અન્તે માહિતીમા આપેલી 'નવલરામના જીવનની રૂપરેખા' પહેલી વાચવાની કર્તાની વાચકોને ભલામણ કરવી પડી છે તે બતાવે છે કે તેઓ પુસ્તકની આ અન્તર્ગૂઢ નબળાઈ જાણે છે નવલરામે લખેલા નર્મદના 'કવિજીવન' ને જેમ ગ વિશ્વનાથ અને ગ મુનશીની નર્મદચરિત્રિકાઓ ઉથલાવી શકી નથી, તેમ ગોવર્ધનરામે લખેલ નવલજીવનકથાને આ 'શુક્રતારક' ખસેડી શકે નહિ એના અન્ય આકર્ષણો ને લાભ છતાં ચિત્રાલેખનની એ એક મર્યાદા છે અલબત્ત બન્નેના લેખનપ્રકાર લેખકનો આશય અને વાચકોને મળતો સ્વાદ જુદા જ છે

'ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ (ગોવિંદ વિ ભાગવત) સત્તાવનના સ્વાતંત્ર્ય-યુદ્ધ । ૩૬કમાં જેના જેવુ વિશુદ્ધ બલિદાન બીજા કોઈનું નહિ હોય એવી

રાણી લક્ષ્મીબાઈનો ચરિત્રાત્મક ઇતિહાસ છે. કન્યા તરીકેનાં એનાં તેજસ્વિતા સૈનિકોચિત તાલીમ ને વ્યાયામપટુતા, પત્ની તરીકેનાં સતીત્વ ને ધાર્મિકતા, રાણી તરીકેનાં બુદ્ધિમત્તા, કાર્યદક્ષતા અને મુત્સદ્દીગીરી, અને ક્રાંતિના અસ્તકાળે તેમાં ભળી તેની નેત્રી બનતી વીરાંગના તરીકેની યુદ્ધમાં તેણે એકથી વધુ વાર બતાવેલી અપ્રતિમ વીરતા—ત્રેવીસ વર્ષની અદીર્ઘ જીવનલીલામાં અજબ સત્ત્વસમૃદ્ધિ ચમકાવી ગયેલ ચરિત્રનાયિકાની આવાં ગુણલક્ષણોવાળી મૂર્તિ ઘડવામાં ચરિત્રકાર એકંદરે સફળ થયા છે. રાણીના વ્યક્તિત્વ સાથે બળવાની ભૂમિકા, તેનું સંચાલન, તે નિષ્ફળ થવાનાં કારણો, અંગ્રેજોનાં સામ્રાજ્યલાલસા અને અન્યાય—એ બધાંનો દસ્તાવેજી પુરાવાને આધારે સુરેખ માહિતીસમૃદ્ધ ઇતિહાસ પણ અંદર આલેખાતો જાય છે. રાણીનો વિદ્યુતઝબકાર ઝબક્યો તેના પૂર્વરંગ જેવાં પહેલાં ત્રણ અને તે આથમ્યો તે પછીની પૂર્ણાહુતિ જેવું છેલ્લું પ્રકરણ દેશની તત્કાલીન રાજકીય પરિસ્થિતિનું સાચી દેશદાઝથી પ્રેરાયેલું પૃથક્કરણ કે ચિકિત્સા રજૂ કરે છે. જીવનચરિત્રને સર્જનાત્મક કલાકૃતિ બનાવે એવી આગલી કૃતિમા દેખાય છે તેવી સભાન કલા કે છટા આમાં નથી, પણ ચરિત્ર ઓછું માહિતીપ્રદ ને રસિક નથી બન્યું. ટોઇલેટમાં રાચતી, ફોફી દૂબળી અને અર્ધો માઇલ ચાલતાં થાકી હાંફી જતી આજની લક્ષ્મીબાઈની જ વયની યુવતીઓ આ પુસ્તકનું પારાયણ કરી થોડી જાતસુધારણા કરે તો લેખકની કૃતાર્થતા કેટલી વધી જાય ?

સ્વ. કસ્તૂરબા ગાંધીની ચરિત્રસામગ્રી પૂરી પાડતા 'અમારાં બા'ના પહેલા 'પ્રસંગકથા' ભાગમાં કુ. વનમાળા પરીખે સંસ્મરણો તેમજ શક્ય તેટલાં સાધનોનો ઉપયોગ કરી બાનું દાંપત્ય, એમની આત્મસંપત્તિ, એમની દિનચર્યા, એમનાં આશ્રમજીવન ને જાહેરજીવન, અને એવી બાબતો. વિશે સંકલિત માહિતી રજૂ કરી છે. ડૉ. સુશીલા નય્યરે લખેલો 'વાત્સલ્યમૂર્તિ બા' નામક બીજો ભાગ ચરિત્રનાયિકા જોડે લેખિકાનાં એ શરૂ થઈ પૂરો થયો ત્યાં સુધીના સંબંધનો સ્મરણાલેખ છે. એ બીજા ભાગની ખરી કીમત ઈ. સ. ૧૯૪૨ના ઑગસ્ટની નવમી પછી આગાખાન મહેલમા બંદી બનેલ ગાંધીજી, બા અને મહાદેવ દેસાઈ એ સૌની ઉપર સરકારે પાડી દીધેલો પડદો ઊંચકી તે બધું કહી દેવામાં અને બાની નિકટછબી એ દોરી આપે છે એમાં છે, બેઉ લેખિકાઓ બાનાં અન્તેવાસી થઈ ચૂકેલાં હોઈ તથા બાનાં વાત્સલ્યનો લાભ પામેલાં હોઈ એ સ્વજનોચિત આત્મીયતાથી જ 'અમારાં બા' એમ બાને માટે લખે એમાં નવાઈ નથી. બંનેના લખાણ બાની અનન્ય પતિભક્તિ, આસ્તિકતા અને ધર્મભાવના, કુટુંબવાત્સલ્ય, નિરભિમાનિતા,

અત્યંત પાકટ વયે પણ નવું નવું ભણવાની તત્પરતા અને એવા એમના ગુણસમુદાયનો પરિચય કરાવી એ અલ્પશિક્ષિત પણ સંસ્કારવતી, પોતાના વ્યક્તિત્વવાળી છતાં '...કોઈને દુન્યામાં પણ નહિ હોય...' એવા પતિનાં જીવનકાર્યમાં પોતાનું મૂગું પણ ભવ્ય આત્મસમર્પણ કરનારી, હિંદની જનતાની 'બા' બનનારી નારીની જીવન-કસ્તૂરી મહેકાવી જાય છે આગલા ભાગમાં 'હરિલાલભાઈ'વાળું પ્રકરણ અને બંનેમાં બાની અંતિમ વિદાયનું વર્ણન હૃદયને સ્પર્શી તેને આર્દ્ર બનાવી જાય એવાં છે ગાંધીજીનું નિકટચિત્ર પણ મિષે મિષે પુસ્તકમાં થોડું દોરાતું ગયું છે એ એનો વધારાનો લાભ છે.

'આચાર્ય પ્રફુલ્લચંદ્ર રૉય' (નિરંજન વર્મા : જયમલ્લ પરમાર) એ ૫૬ પાનાની જીવનપરિચાયિકા કે ચરિત્રિકા છે દુનિયામાં નામ કાઢનાર ભારતીય વૈજ્ઞાનિક, 'હિંદુ રસાયણશાસ્ત્રનો ઇતિહાસ'ના કર્તા, બેંગાલ કેમિકલ વર્ક્સના સંસ્થાપક, પોતે સાદાઈથી રહી કમાણી વિદ્યાર્થીઓને અને સંસ્થાઓને દાનમાં આપી દેનાર સેવાવ્રતી અધ્યાપક, રેંટિયા અને સ્વદેશી દ્વારા દરિદ્રનારાયણનો તેમ દેશનો ઉદ્ધાર જોનાર, આજના યુગના તપોધન ઋષિ સ્વ પ્રફુલ્લચંદ્ર રૉય એના ચરિત્રનાયક છે. લેખકોની ભાષા પ્રવાહી અને લખાવટ રસાળ છે આચાર્ય રૉયની એક છબી તો પુસ્તિકામાં મૂકવી જ જોઈતી હતી, જેમ, ઉતાવળને લીધે કે પછી સૂઝયું જ નહિ એ કારણે, બન્યું નથી. 'મંત્રદ્રષ્ટા' જેવી જોડણીની ભૂલ તેમજ એ ઊણપ બીજી આવૃત્તિ વેળા સમારાઈ જાય તો સારું

બાકી રહી તે કૃતિઓમાં ધર્માચાર્યો ને સંતો ચરિત્રવિષય બન્યાં છે. એમાં શુદ્ધ ચરિત્રગ્રંથો અલબત્ત બે જ છે: 'શ્રીમન્નૃસિંહાચાર્યજી' (મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ) અને 'સ્વામી વિવેકાનંદ' (બ્રહ્મચારી આનંદ ચૈતન્ય)

'શ્રીમન્નૃસિંહાચાર્યજી' એ ગુજરાતના સંસ્કારઘડતરમાં એક કાળે ઘણો ફાળો આપી જનાર એના ચરિત્રનાયક, તેમના શિષ્યવર્ગ અને તેમના સાહિત્યનો પૂરો પરિચય આપી જનારો અને તેથી આવકારને પાત્ર ઠરતો ગ્રંથ તેના જુવાન લેખકના શ્રમ અને ખંત સ્પષ્ટ દેખાડી આપે છે શ્રેયઃસાધક અધિકારી વર્ગના આચાર્યશ્રી શ્રીમન્નૃસિંહાચાર્યજીના પૂર્વજો, માતપિતા, જન્મ, ઉછેર, શિક્ષણ સંસ્કાર ને કરી, વડોદરાનિવાસ, આચાર્યજીવન, કુટુંબજીવન, સાહિત્યલેખન અને સ્વરૂપાવસ્થાન સુધીની બધી વાત તેમાં કહી છે. ગ્રંથ ભક્તિભાવે લખાયેલો હોઈ આચાર્યશ્રીના અવ-

તારીપણાની વાત લગભગ ગૃહીત માની લઈ નિરૂપણ થયું છે ,અને કેટલાક ચમત્કારો આજની શંકાશીલ દષ્ટિનો અવરોધ ખમ્યા વિના વર્ણવાયા છે. લખાવટ સારી છે અને ચરિત્રલેખનના આદર્શનો લેખકને ખ્યાલ પણ છે. પરંતુ આચાર્યજીવન ઉપરાંત આચાર્યશ્રીનાં સંતાનો અને છોટાલાલ માસ્તર તથા શ્રેયઃસાધક અધિકારી વર્ગ વિશે તેમજ એ સર્વની સાહિત્યપ્રવૃત્તિ અને સંસ્કારસેવા વિશે પણ માહિતી આપતો સર્વસંગ્રહ એને બનાવી દેવાનો લોભ રાખતાં ગ્રંથવિસ્તાર બહુ થઇ ગયો છે અને ગ્રથ કલાત્મક ચરિત્ર બનતાં અટકી ગયો છે. મોહનસ્વરૂપજી આચાર્યશ્રીના ગુરુ ખરા કે નહિ તે અને એવી બીજી ચર્ચાઓ અને ઇતરોલ્લેખ ટાળ્યાં હોત અને આચાર્યશ્રીની ગદ્યપદ્યકૃતિઓના પરિચયને અલ્પવિસ્તારી બનાવ્યો હોત તો ચરિત્રનો ઘાટ સારો થાત. આચાર્યશ્રીના સાહિત્યનો ઉતારા ને સાર આપી લંબાણથી પરિચય આપ્યો છે તેની સાથે સાથે તેનું ગુણદર્શી છતાં દોષાંધ નહિ એવું જે સમતોલ વિવેચન કર્તાએ કર્યું છે તે એમની સાહિત્યસમજ ને તત્ત્વદષ્ટિ બતાવી આપે છે. એમની ભાષા પોતે ય શ્રેયઃસાધક વર્ગના હોવાથી તેમ એ વર્ગના સાહિત્યના દીર્ઘ પરિશીલનથી મિષ્ટ છતાં અનાવશ્યક સંસ્કૃતપ્રાચુર્યવાળી બની ગઇ છે. એ શૈલીનો કાળ હવે ગયો ગણાવો જોઇએ.

'શ્રી. રામકૃષ્ણલીલાપ્રસંગ,' અંગ્રેજીમાં લખાયેલ વિવેકાનંદચરિત, અને ભગિની નિવેદિતાના 'ધી માસ્ટર એઝ આઇ સૉ હિમ' એ ગ્રંથોમાથી તેમજ રામકૃષ્ણસંઘના સાધુઓ પાસેથી મળેલી હકીકતને આધારે સ્વતંત્ર રીતે લખાયેલ 'સ્વામી વિવેકાનંદ' વાર્તારસ આપી શકે એવુ વિવકાનંદચરિત્ર છે. સ્વામીજીના કુટુંબ, બાળપણ, તત્ત્વજિજ્ઞાસા, રામકૃષ્ણદેવની પ્રાપ્તિ, ધાર્મિક અનુભૂતિઓ, સંન્યસ્ત, ભારતયાત્રા, વિદેશગમન અને રામકૃષ્ણ મિશનની સ્થાપના વડે જીવનકાર્યની સિદ્ધિ–એ સર્વનો સુરેખ સુવાચ્ય ઇતિહાસ એમાં મળે છે. એમના વ્યક્તિત્વનો પૂરો પરિચય આપે એવા અનેક પ્રસંગો, એમની ભારતયાત્રા વિશે મળતી માહિતી અને એમનાં વ્યાખ્યાનો ને ચર્ચામાંથી યથાપ્રસંગ અપાયેલા સંક્ષિપ્ત ઉતારા પુસ્તકને સારાં ચરિત્રલક્ષણોથી સજાવે છે. જેમ રામકૃષ્ણદેવનાં ચરિત્રોમાં નરેન્દ્રકથા તેમ આ ચરિત્રમાં રામકૃષ્ણકથા આવશ્યક બનતી હોઈ એને ય ઘટતું સ્થાન અહીં મળ્યું છે રામકૃષ્ણ પરમહંસના જીવનના ભાષ્યકાર, દરિદ્રનારાયણની સેવાની હાકલ પ્રથમ કરનાર અને ભારતનાં તત્ત્વજ્ઞાન અને અધ્યાત્મદષ્ટિનો જગતને પરિચય કરાવનાર નવયુગના આ ભારતીય સંન્યાસીનું ચરિત્ર જુવાનોને માટે પ્રેરણાદાયી વાચન પૂરું પાડશે.

'ભક્ત મીરાં' (શાંતિલાલ ઠાકર) વિગત-ખચિત મીરાંચરિત્ર નથી મીરાંની જીવનરેખા જ છે મીરાંના આંતર તત્ત્વને મધ્યબિન્દુમાં રાખી ભાવિક દૃષ્ટિએ ભક્તિવર્ધક ગુટિકા તરીકે એની જીવનલીલા સંક્ષેપમાં આલેખવાનો જ આશય કર્તાનો રહ્યો જણાય છે એ હેતુને પોષે એવી ઝમકદાર શૈલીમાં મીરાંજીવન નિરૂપતાં "ભક્તિમાર્ગની અનેક ભૂમિકાઓમાંથી પસાર થતા એક સાચા ભક્ત—આત્માના આંતર ઇતિહાસનો પરિચય" આપવાની દૃષ્ટિ અધિકારી કર્તાએ રાખી છે એવો પરિચય જેમાંથી મળે છે તેવાં મીરાંનાં ગીતોનો વચમાં તેઓ ઉપયોગ કરતા ગયા છે અકબર મીરાંદર્શને આવી ગયાના પ્રસંગને મીરાંના મેવાડત્યાગનું નિમિત્ત બનાવવાનો અહીં થયેલો પ્રયોગ નવીન છે તેટલો ઇતિહાસસંમત જણાતો નથી અંતે મીરાંનાં ૫૪ પદો આપ્યાં છે મીરાંનાં પદોની સમીક્ષાવર્ષમાં ત્રીજા પુસ્તકમાં થતી એ લહાણી છે

'હિંદના આચાર્યો' (સ. સા. કાર્યાલય)માં તેર આચાર્યોનાં જીવનચરિત્ર આપવામાં આવ્યાં છે 'આચાર્ય' શબ્દ તેના પારિભાષિક કે શાસ્ત્રીય અર્થમાં અહીં વપરાયો નથી એ તેર ચરિત્રો જુદી જુદી ચાર કલમોએ લખાયાં છે દત્તાત્રેય, શંકરાચાર્ય, દાદુ દયાળ અને ગૌડસ્વામીનું ચરિત્રલેખન સ. સા. કાર્યાલયની વર્ષો સુધી લેખનદ્વારા સેવા કરનાર સ્વ૦ શિવપ્રસાદ પંડિતની કલમે થયું છે એમાં દત્તાત્રેયચરિત્રમાં ચરિત્ર જેવું ઓછું છે અને શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધમાંનો પોતે ચોવીસ ગુરુઓ કેવી રીતે કર્યા તેનો યદુરાજાને તેમણે કરેલો ઉપદેશ જ તેમાં મુખ્યાંશ બની ગયો છે દાદુ પરના ચરિત્રલેખમાં દાદુ વિશે સંક્ષેપમાં માહિતી અપાઈ દાદુપંથનો પરિચય આપવામાં આવ્યો છે ચરિત્રાંશો શંકરાચાર્ય અને ગૌડસ્વામીનાં જીવનચરિત્રોમાં વિશેષ છે શ્રીમદ્વલ્લભાચાર્ય પરનું લખાણ સ્વ૦ લલ્લુભાઈ પારેખના કલકત્તામાં ભરાયેલી સર્વધર્મપરિષદના ભાષણનો અનુવાદ છે એ લેખના ત્રણ વિભાગમાં પહેલામાં વલ્લભાચાર્યનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત છે બીજામાં શુદ્ધાદ્વૈત સિદ્ધાંત અને એમનો બોધ છે અને ત્રીજામાં એ વિષય સંબંધી કેટલીક ટીકાઓની નોંધ અને ખુલાસા છે શ્રમણ મહાવીર એ જૈનધર્મના ચોવીસમા તીર્થંકરનો અને તેમના જીવનકાર્યનો પરિચય રા. ધીરજલાલ ધ. શાહે કરાવ્યો છે એમાં મહાવીરને દેવત્વ અને ચમત્કારોના વેષ્ટનથી મુક્ત કરી યુગપુરુષ તરીકે રજૂ કરવાનો પ્રયત્ન થયો છે, અને તેમના જીવનકાર્યની સારગ્રાહી સમીક્ષા કરતાં અહિંસા, સર્વ સાધુસાધ્વીનાં પાંચ મહાવ્રતો ગૃહસ્થ શ્રાવકો માટેનાં બાર અણુવ્રતો તથા

સ્યાદ્વાદ વિશે સંક્ષેપમાં સારી માહિતી લેખકે આપી છે. ચોથી કલમ છે રા. શંકરદત્ત શાસ્ત્રીની. નાનક, મહર્ષિ દયાનંદ, રામાનુજાચાર્ય, નિમ્બાર્કનાં ચરિત્રો એમણે લખેલાં છે. ગ્રંથના તેરમાંથી સાત ચરિત્ર પોણાચારસો જેટલાં પાનાંમાં લખનાર રા. શાસ્ત્રીને ભાગે જ અધઝાઝેરું ગ્રંથકર્તૃત્વ આમ જાય છે. એમનાં લખેલાં સાત ચરિત્રોમાં નિમ્બાર્ક, રામાનુજ, મધ્વ અને રામાનંદનાં વિસ્તારમાં ટૂંકાં છે અને રા. શાસ્ત્રી તેમાં પરંપરાપ્રાપ્ત માહિતીથી વિશેષ કહી શકે એવું હતુ પણ નહિ. એમનાં લખેલા સાત ચરિત્રમાં તેમજ આખા ગ્રંથમાં ભાત પાડે એવું ચરિત્રાલેખન તો એમને હાથે થયું છે મહર્ષિ દયાનંદ, સ્વામી સહજાનંદ અને નાનકનું. એ ચરિત્રત્રિપુટી વિગતસમૃદ્ધ છે એટલું જ નહિ, લખાવટની દૃષ્ટિએ પણ ચમકદાર અને રસિક છે અને ચરિત્રાદ્ય પણ એમાં જ વિશેષ છે ગ્રંથનું સંપાદન ડૉ. હરિપ્રસાદ દેસાઈએ કર્યું છે, અને સંપાદક તરીકે તેમણે ગ્રંથારંભે જે નિવેદનલેખ લખ્યો છે તે ભારતના સંતો, મહાત્માઓ અને આચાર્યોનાં જીવન અને જીવનકાર્યના પોતે કેવા અભ્યાસી છે તે અને તેમનું એ વિષયનું વાચનમનન બતાવી આપે છે.

'મહાવીર' એ ઉપરના ગ્રંથમાંની શ્રમણ મહાવીરની ચરિત્રકથાની છૂટી છપાયેલી પુસ્તિકા છે. અન્તે મહાવીરવાણીમાંથી ચૂંટેલા ૩૬ સુભાષિતો એમાં ઉમેરવામાં આવ્યાં છે અને આરંભમાં શ્રદ્ધા અને ભક્તિમાં સાચો વિવેક રાખવા પ્રબોધતી પં. બેચરદાસની પ્રસ્તાવના જોડવામાં આવી છે.

રા. પુરાતન બુચે સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની 'આમ સાહિત્યશ્રેણી' માટે લખી આપેલી ચાળીસ ચાળીસ પાનાંની 'ભગવાન બુદ્ધ' અને 'શ્રીમદ્ શંકરાચાર્ય' એ બેઉ પુસ્તિકા એ બે ધર્માચાર્યોના લઘુચરિત્ર કે ચરિત્રિકાઓ હોવાની એમનાં નામથી જે અપેક્ષા જન્માવે છે તેને સંતોષતી નથી. આગલી પુસ્તિકા તેને માટે નિમિત્ત બનતા પ્રસંગોની ભૂમિકા સાથે બુદ્ધ ભગવાનના ત્રણ ઉપદેશ રજૂ કરે છે એમાં પહેલો તે સુજાતાએ બુદ્ધને કરેલો મધ્યમમાર્ગનો અને બુદ્ધે સુજાતાને કરેલો સાચા તપનો ઉપદેશ, બીજો તે યજ્ઞમાં થનાર હિંસા અટકાવી બુદ્ધે બિંબિસારને કરેલો યજ્ઞરહસ્યોપદેશ અને ત્રીજો શુભ સંસ્કારનું જતન કરવાનો બુદ્ધનો અંતિમ ઉપદેશ. પહેલા પ્રસંગમાં સુજાતા—સુદામાનાં પાત્રો ને તેમના સંવાદની પૂર્વભૂમિકા નાટક સ્વરૂપમાં આપી છે. બીજી પુસ્તિકામાં શંકરાચાર્યની જીવનકથા તેમના વતન નાતજાત સમય કશાના નામનિર્દેશ વિના ઝાઝા સંવાદો અને થોડા કથન સાથે કહેવાઈ છે. દંતકથાના ઉપયોગને લીધે બાલ શંકરના નિરૂપણમાં

અપ્રતીતિજનકતા આવી છે. શંકરાચાર્ય-મંડનમિશ્રના સંવાદ જેટલી અગત્ય તેની પહેલાંના મેના-પોપટના તેમ શંકરાચાર્ય-ઉભયભારતીના સંવાદને અપાવી જોઈતી ન હતી. અસ્પૃશ્યસ્પર્શ, માતૃમિલન અને માતાના અંત્યેષ્ટિ સંસ્કાર એ સંન્યાસી-ધર્મના શંકરાચાર્યે કરેલા ત્રણ અપવાદને કાળા ટાઈપમાં છાપી લેખકે માનવધર્મ પર ભાર મૂકયો છે.

અનુવાદોમાં હિંદુસ્તાનીમાં પંડિત સુંદરલાલે લખેલ પુસ્તકનો અજ્ઞાત રહેવા ઇચ્છના એક ભાઈએ કરેલો અને રા. કિશોરલાલ મશરૂવાળાએ તપાસી સુધારી આપેલો અનુવાદ 'હજરત મહંમદ અને ઇસ્લામ' (નવજીવન પ્રકાશન મંદિર) એક જ છે. પ્રથમ ચાર પ્રકરણમાં આરબો ને તેમના દેશની હજરત મહંમદના જન્મ પહેલાંની સ્થિતિ પશ્ચાદ્ભૂમિકા તરીકે વર્ણવી, પછીનાં ૨૫ પ્રકરણમાં એમની જીવનકથા સંક્ષેપમાં છતાં જાણવાજોગ બધી વિગતો સાથે કર્તાએ આપી છે. પ્રકરણો ૨૮ ને ૨૯ પયગંબરના ખાનગી ફકીરી જીવન અને ચારિત્ર્યની મહત્તાની બીજભૂમિ બતાવનારાં છે. બે ઉપાંત્ય પ્રકરણમાં ઈશ્વર એક છે અને બધા માણસો એક કોમ છે એ ઇસ્લામના સારરૂપ પયગંબરના બે મહત્ત્વના સિદ્ધાન્ત, અને બધા ધર્મો એક છે ને સૌ સાચા છે એવો એમનો બોધ કુરાનની આયતો ટાંકીને ઓળખાવાયો છે, અને પયગંબરનાં ઉપદેશ ને પ્રાર્થનાઓની થોડી વાનગી પીરસાઈ છે. અંતિમ પ્રકરણ યુરોપી પ્રશંસકો ને વિદ્વાનોએ પયગંબરને આપેલી અંજલિઓનું તારણ છે. પુસ્તક આમ ઇસ્લામના સ્થાપકનું ચરિત્ર આલેખે છે ને સાથે ઇસ્લામનો સાચો પરિચય પણ કરાવે છે. પુસ્તકમાં સંખ્યાબંધ ઇસ્લામી તેમ યુરોપિયન વિદ્વાનોના ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. લેખકનાં માહિતી ને શ્રમ ઘણાં, ભાષા સાફ, અભિગમ (approach) અનાસ્થા અને અતિભક્તિ વચ્ચેનો, અને આશય ઊંચો છે. 'ઇસ્લામ અને ઇસ્લામના સ્થાપક વિશે કેવળ અજ્ઞાનને કારણે જ ખોટા ખ્યાલો વસે છે તે દૂર કરવામાં આ પુસ્તક મદદરૂપ થશે. ખુદ મુસલમાનોને પણ આ પુસ્તક પોતાના પયગંબરને અને તેમના સિદ્ધાન્તોને નજર આગળ ખડા કરવામાં મદદગાર થશે' એ રા. મશરૂવાળાની પ્રસ્તાવનામાંની ફલશ્રુતિને આ સમીક્ષકનો ય ટેકો છે. અન્ય ધર્મો ને તેના સ્થાપકો વિશે ગુજરાતીમાં ઠીક ઠીક લખાયું છે. નહોતું લખાયું ઇસ્લામ ને તેના સ્થાપકને માટે. 'ઇસ્લામની ઓળખ' એ રા. કરીમ મહંમદ માસ્તરના પુસ્તક પછી એ જરૂરને સંતોષતું આ બીજું પુસ્તક આપણને મળે છે. એ છે તો અનુવાદ, પણ તેથી શું?

નવી આવૃત્તિમાં બંગાળના અને ભારતના પ્રતિભાસંપન્ન કવિવર અને ઋષિ રવીન્દ્રનાથનાં જીવનકવનને શ્રમર્પણપૂર્વક આલેખતી કૃતિ 'રવીન્દ્રનાથ ઠાકુર' (કાન્તિલાલ શાહ)ની બીજી આવૃત્તિ એક જ છે.

આટલું ચરિત્રસાહિત્ય વિશે. આત્મચરિત્રને પણ ચરિત્રભેગું સ્થાન છે, તો હવે એ લઈએ એમાં તો મોટા મેઝરવાળાં ને નાના ટાઈપમાં ખીચોખીચ ભરેલાં ૩૮૪ પાનાંનું નવજીવન પ્રકાશન મંદિરે પ્રકટ કરેલ 'જીવનનાં ઝરણાં' એ એક જ પુસ્તક વગ્મ ખાતે ગણાવવાનું છે એના લેખક રા. રાવજીભાઈ પટેલનું 'ગાંધીજીની સાધના' પછીનું આ બીજું પુસ્તક છે. આત્મકથા તો નહિ, એનાં જોખમ તો પોતે જાણે છે એમ કહી, ઇ. સ. ૧૯૦૭ થી ૧૯૩૭ સુધીના ત્રીસ વરસના પોતાના જાહેરપ્રવૃત્તિમય જીવનના પ્રસંગો ને અનુભવો જ પોતાની કોટિના વાચકોને ઉપયોગી થશે એમ માની પોતે રજૂ કર્યા હોવાનું લેખક પુસ્તકના પ્રારંભમાં તેમ અન્તમાં સ્પષ્ટ કહે છે. વિદ્યાર્થી, વેપારી, સમાજસુધારક, દક્ષિણ આફ્રિકાની અને ભારતીય સત્યાગ્રહલડતોના સૈનિક, મહાત્માના સેવક, મિત્ર પુત્ર પિતા ને પતિના વ્યવહાર બજાવતા કુટુંબીજન—આ સૌ સ્વરૂપે કર્તા આપણને પુસ્તકમાં જોવા મળે છે. કર્તાની વિકાસોન્મુખતા, બાપુભક્તિ, આસ્તિકતા, દેશપ્રીતિ અને ચિંતનશીલતાનું એમાં મઝાનું દર્શન થાય છે. સાધકનો વિષાદ બતાવતું એમનું પુસ્તકમાં લગભગ સતતવાહી રહેલું આત્મનિંદક આત્મપરીક્ષણ સેવકનો કેવો ઊંચો આદર્શ અને ગાંધીજીની અપેક્ષાનું કેટલું ઊંચું ધોરણ એમણે માન્યું છે તે, અને પોતે તેવા બની નથી શક્યા એનો અસંતોષ, બતાવે છે. પુસ્તકમાં, નિરૂપાયેલા સમયાવધિના ગુજરાતના સામાજિક અને રાજકીય જીવનનો સારો પરિચય મળી રહે છે. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડત, અસહકારની હિલચાલ, નાગપુર ઝંડાસત્યાગ્રહ, બોરસદ ને પેટલાદ તાલુકાના સત્યાગ્રહ, દાંડી કૂચ અને ૧૯૩૦થી માંડીને આજ દિન સુધીની લડતોનું ચિત્ર પણ એમાંથી મળી રહે છે. લેખક ગાંધીજીના એક આદિસાથી હોઈ તેમજ તેમના નિકટ સંબંધમાં આવેલા હોઈ ગાંધીજી પર પાર્શ્વપ્રકાશ પાથરતા કેટલાય પ્રસંગો અહીં આલેખાયા છે એ વળી પુસ્તકની ત્રીજી વિશિષ્ટતા છે પહેલા પુરુષનો આવા પુસ્તકમાં અનિવાર્ય એવો એમને કરવો પડેલો ઉપયોગ પણ જેને ખટકે છે એવા લેખકની નમ્રતા અતિનમ્રતા સુધી એમને ખેંચી જાય છે, અને એમની પાસે લખાવે છેઃ 'હું લેખક નથી......કથાકાર નથી કે વિચારક નથી...;' પણ લેખક એ ત્રણે વાના છે એ આ પુસ્તક બતાવી જાય છે.

## હાસ્યસાહિત્ય

યુદ્ધે સર્જેલી દારુણ મોંઘવારી કાળા બજાર અને અનેક પ્રકારની અન્ય હાલાકીથી સતપ્ત જનતાને બે ઘડી હસાવવા માટે કેમ જાણે પ્રકાશકો બહાર પડ્યા હોય તેમ અભીક્ષાવર્ષમા જુદા જુદા પ્રકાશકો તરફથી બધાં મળીને હાસ્યના દશ પુસ્તકો પ્રકટ થયા છે આમ દર વર્ષે નથી બનતું એ જોતા પિસ્તાળીમની સાલની આ ધ્યાન ખેચનારી વિશિષ્ટતા થઈ

શરૂઆત કરીએ ગ વિજયરાય વૈદ્યકૃત 'ઊડતા પાન' થી પુરોગામી 'નાજુક સવારી' ની માફક આ પુસ્તકમાં પણ ગ વિજયરાયની ગદ્ય-ગૌરી વિનોદગંગે રમતા નીમરી છે એને માટે નિબધિકાનો એણે આશ્રય લીધો છે મગ્રદની વીમે નિબધિકાઓ બધી એકસરખી અગભીર નથી, ન ૧૫ થી ૧૯ ગભીર છે છતાં સમગ્ર પુસ્તક વિનોદની હળવી હવા મારી જમાવે છે આ બધી નિબધિકાઓ તથા તેમાનો વિનોદ વિશિષ્ટ કહો તો વિશિષ્ટ અને મર્યાદિત કહો તો મર્યાદિત એ રીતે છે કે એ છે બહુધા આત્મલક્ષી કર્તાના પત્રકારજીવન પ્રોફેસરી અને બિમારી જેવી મોટી અને પ્રવાસ ને કામવાળી આવતી અટકતાં ગૃહ વ્યવસ્થા મચતા તરખાટ જેવી નાની, બાબતોએ જ અહીં એમને વિનોદવિષય પૂરા પાડ્યા છે તાવ અને પાડુરોગમા કર્તા જેટલુ ખરપાયા હશે તેટલુ કલમના કસબથી એનો સાહિત્યિક કસ કાઢી એમણે વસૂલ કરી લીધુ છે પોતાને હાસ્યનો આલબન વિભાવ બનાવી હાસ્યકારોનો જાણીતો શિરસ્તો એમણે પાળ્યો છે એટલુ જ નહિ, બીમારી જેવી મોટી અને બીજી કેટલીક નાની ઉપાધિઓ કે અગવડોએ કરાવેલા ક્લેશનું ઝેર એને હસી કાઢીને મન ટદેશમાથી કાઢી નાખવાનું તેમજ પોતાની પ્રાધ્યાપકીને ભને હસવા હસવામા પણ વારંવાર સભારી ઠીક અમર કરી જવાનું તેમણે કરી લીધુ છે પણ એ આપણે કહેવુ પડે એમ નથી એમણે પોતે જ 'પત્રકાર તથા પ્રાધ્યાપક તરીકેની એમની જીવનલીલામા પણ લોકોને જાણે શ્રીકૃષ્ણલીલા જેટલો રસ પડવાનો હોય એમ માની લઈ ' એવા શબ્દો લખી એના પર વિનોદ કરી લીધો છે એ શબ્દો જેમા દેખા દે છે એ પોતાની યાત્મા નામક લેખસાનુસારી પોતાની મૃદુનોધની છેલ્લી નિબધિકામા ગાભીર્યભર અગભીરતામાં પોતાના હાસ્યરસ માટે એમણે જે લખ્યુ છે—'એમનો કેટલોક મર્માળો ર ગરમ એના તરગીપણા વડે લાક્ષણિક નવીનતા આણનારો અને છ —તે આખા પુસ્તક પરત્વે સ્વીકારી લેવા જેવુ લાગે છે એના અ-અર્ધ-ગાભીર્યની ભીતરમાથી

દેખાઇ જતું ખરા વિજયરાયનું વ્યક્તિત્વ, પ્રાધ્યાપકજીવનનું હળવું દર્શન, આજના પ્રાધ્યાપકો અને વિદ્યાર્થીઓ વિશે કહેવાતી કેટલીક સાફ ને સાચી વાતો, અને ગ વિજયરાયનો લાક્ષણિક ગદ્યવિલાસ 'ઊડતા પાન' ની તરી આવતી વિશિષ્ટતાઓ ગણાશે. એટલું ખરુ કે એ જ કારણે, કર્તાને જાણનાર સાહિત્યસૃષ્ટિના જીવોને આપી શકશે એટલો રસ આ કૃતિ આમ વાંચકોની દુનિયાને આપી શકશે નહિ

'ગુજરાત' તેમજ 'કૌમુદી' મા 'તૂલિકાપાટવ' શીર્ષકથી પ્રકટ થયેલા રા મુનિકુમાર ભટ્ટના લેખો ઠંડે પહોરે' નામથી ગ્રંથસ્થ થતા, આપણા નર્મમર્મવિતર્ક હાસ્યકારોની ગણના વેળા રા મુનિકુમારનું નામ સંભારી આપવાની રા. વિજયરાય જેવાને હવે જરૂર નહિ પડે 'ઠંડે પહોરે'ના બાવીસ ગદ્યલેખોમા 'એક ઐતિહાસિક મૃત્યુ' અને 'એક ઉપયોગી વિનાશ' એ સંગ્રહના ઉત્તમ હાસ્યલેખોનું સ્વરૂપ વાર્તાનું—પાછલાનું તો પંચતંત્રી વાર્તાનું—છે, 'એક અભિનવ પરિષદ' કલ્પિત પરિષદનો હેવાલ છે, અને 'પરિષદ-ચિત્રો' મા અધકચરું સંવાદોનું નિયોજન છે, એ સિવાય બાકીના લેખો નિબંધનિબંધિકાના સ્વરૂપના છે લેખોમા મોટા ભાગના સાહિત્યવિષયક કેટલાક પ્રાસંગિક અને કેટલાક પરચૂરણ છે માનવ-પ્રાણીની ઉપહાસપાત્ર ખામિયતોને વેધક નજરે પકડી શકતા કર્તા હાસ્યનિષ્પાદન માટે ટુચકાનો, અતિશયોક્તિનો અને શબ્દરમતનો આશ્રય લે છે, પણ એમને સૌથી વધુ ફાવે છે ઉપહાસ અને કટાક્ષ અલબત્ત, એમના બધા કટાક્ષ દેશી રાજ્યના અમલદારોની લાયકાત પર પૃ ૪૮ પર કરેલા કટાક્ષની અને 'દરિયા ઉપર સૌથી પ્રથમ સ્વામિત્વ કેન્યૂટ નામના અગ્રેજ રાજાએ મેળવ્યુ હતું ત્યારથી અગ્રેજોનું એ મનાયું છે' જેવા કટાક્ષની કોટિના નથી, બધા ટુચકા પૃ ૧૭ પરના રુસ્તમજી સબધી ટુચકા જેવા સફળ નથી, અને 'ચોપડી-ચોપડાં' ને 'બદર' પરની શબ્દરમત ઠીક છે પણ ડિલિવરી' (પૃ ૧૫૭) પર કર્તાએ એવો પ્રયોગ કરતા હાસ્ય સ્થૂળતા ને અશિષ્ટતાથી થોડુંક ખરડાયુ છે 'ઠંડે પહોરે' મા સાથી વધુ તો ધ્યાન ખેચે છે 'ભદ્રભદ્ર'પ્રણાલીની પંડિત્યદભી સસ્કૃતમય ભાષાનો હાસ્યાર્થે થતો વિનિયોગ કર્તાનો એક મોટો હાસ્યવિષય છે સાક્ષર, એટલે એના ઉપહાસાર્થે સાક્ષરી ભાષાનો એ ઉપયોગ કરે ત્યાસુધી ઠીક છે, પણ પછી તો એ એમની હાસ્યશૈલીનું રૂઢિલક્ષણ અને હાસ્યનિષ્પત્તિની સસ્તી યુક્તિ જ બની ગયેલ છે કર્તાનુ હાસ્ય ઘણુખરુ બુદ્ધિલક્ષી જણાય છે, પણ એની સાધનામા વપરાતી તર્કવીનામા તૂલિકાપાટવ કે વાક્ચાપલ્ય અને પોતે કશુક

મામિઁક કહી નાખ્યાની છાપ પાડતા મથતું આભાસચાતુર્ય વિશેષ અને વૈશદ્ય ઓછું જણાય છે હાસ્યમાં પ્રયત્ન પણ ઘણે સ્થળે દેખાઈ આવે છે એનું મોટું ઉદાહરણ પુસ્તકની પ્રસ્તાવના છે પ્રવેશકમાંના શ્રી જ્યોતીન્દ્ર દવેના અનાયાસસિદ્ધ હાસ્ય આગળ કર્તાની પ્રસ્તાવના કેટલી ખેંચેલી અને પ્રયત્નસિદ્ધ લાગે છે! કર્તાને પોતાને એ લખતી વેળા મળ્યો હશે તે આનંદ અભિમુખ વાચકોમાંય પૂરો સંક્રાન્ત તો આ પુસ્તકના બધા લેખો નહિ કરી શકે, પણ 'એક ઐતિહાસિક મૃત્યુ,' 'એક ઉપયોગી વિતાવ,' 'એક અભિનવ પરિષદ,' 'સાહિત્યની ભાષા,' 'કથન અને વસ્તુ', 'ધરતીકંપ' અને 'બંદરનો સવાલ' જેવી સફળ રચનાઓ એમને હસાવ્યા વિના નહિ રહે પદ્યવિભાગની કેટલી રચનાઓ ગદ્ય તેમ પદ્ય બન્નેને વિનોદની સેવામાં પ્રયોજી શકતા કર્તાનું સવ્યસાચીપણું અને પ્રતિકાવ્યકૌશલ બતાવે છે 'ગુપેડિણા એનર' એમાંની સફલ રચના છે બીજીમાં એકકણાભાજી ને બે ઘડી મોજની વૃત્તિ છે

સ્વ. નવલરામ ત્રિવેદીના 'રેખા' મા. પ્રકટ થયેલા વિનોદલેખોના અવસાનોત્તર ગ્રંથસ્થ પ્રકાશન 'પરિહાસ'નો કટાક્ષવિનોદ 'ઠંડે પહોરે' કરતાં વધુ વાચકોને ખેંચી શકશે એમ લાગે છે એમાંના લેખોનું સ્વરૂપ એના કર્તાના આગલા સંગ્રહ 'કેતકીનાં પુષ્પો'ના લેખોના જેવું નિબંધાકારી છે કટાક્ષ, મશ્કરી, ટુચકા શબ્દરમત અતિશયોક્તિ અને પ્રતિલેખન એ નવલરામના હાસ્યાસ્ત્રો છે કટાક્ષ તો એમનું મોટામાં મોટું શસ્ત્ર છે એમાં એમની ફાવટ અનુભવી લેખકોથી ચડી જાય એટલી છે 'સમદૃષ્ટિ ગજાનન', 'શૌર્યના પ્રયોગો', 'પ્રચાર', 'ધર્મનું મહત્ત્વ', 'આપણું પતનમ્' ને એવા બીજા લેખમાં એમની કટાક્ષકળા સારું કામ આપે છે બીજી ફાવટ એમની ટુચકાના ઉપયોગની છે હડિયાણાના રમાકાંતના સિપાઈના દિવાસ્વપ્નના મિયાંભાઈની આંધી જાગના, માથાના કામના ને એવા હાસ્યપોષક ટુચકાનું ભંડોળ એમની પાસે સારું છે, જેનો એ યથેચ્છ ઉપયોગ કરી જાણે છે એમના હાસ્યની બુદ્ધિનિષ્ઠા એમની વિવેકનિષ્ઠ સામગ્રી કેળવણી, ધર્મ, લગ્ન, સાહિત્ય ને રાજકારણ જેવા વિષયોએ પૂરી પાડી છે ને જાણી આવે છે બીજેની હાસ્યેન્દ્રિય, વ્યાપક કરી શકાય એવું જ્ઞાનનિરીક્ષણ અને માહિતીભંડાર એ ત્રણેની હાસ્યકાર પણે કરી જેની મૂડી સ્વ નવલરામ પાસે સારા પ્રમાણમાં હોવાનું લેખો કહી આપે છે કેટલુંક હસવાહસાવવાનો હેતુ કેટલીક વાર મશ્કરી ને સમભાવમાં જ ઝાંખી પડાયું છે, છતાં એમનું હાસ્ય નર્યું 'પરિહાસવિજલ્પિત' નથી

પણ 'પરમાર્થેન' ગલવા જેવું ય એમાંથી ઘણું નીકળે છે. 'કેતકીનાં પુષ્પો'ની જેમ અહીં પણ જીવનના વિવિધ પ્રશ્નો પર સીધો નહિ પણ બાજુમાંથી છૂટોછવાયો પ્રકાશ નાખવા પ્રયાસ થયો છે એ તપાસનારને સ્વ. નવલરામનું સમાજસુધારકપણું તરત હાથમાં આવી જશે. અલબત્ત, એકવીસે લેખો એક સરખી કક્ષાના કે એકસરખું હસાવે એવા નથી, કોઈ કોઈ 'રેખા'નો માસિક લાગો ચૂકવવા ખાતર જ લખી નાખેલા લાગે છે, પણ 'કેળવણીની કલા', 'જાહેરાતની કલા', 'પ્રચાર', 'આપણું પાટનગર', 'શૌર્યના પ્રયોગો', 'પરીક્ષાની પરીક્ષા' અને 'મોંઘવારીમાં શું કરશો?' જેવા લેખો 'પરિહાસ'ના પ્રકાશનને વાજબી ઠરાવે છે. આપણા એક સફળ હાસ્યકારના લોકભોગ્ય વિનોદલેખોના આ સંગ્રહને હવે તો એમનું છેલ્લું સંભારણું કે પ્રસાદી જ માનવાની રહી, એ છે વિધિલીલા!

'અફલાતૂન ભેજાં', 'નવગાની નોંધ', 'હાસ્યહિલ્લોલ', અને 'જીવનહાસ્ય' એમ ચચ્ચાર પુસ્તકો વરસ દોઢવરસના ગાળામાં આપનાર 'નજીર'નું નામ હળવું હાસ્યલક્ષી સાહિત્ય લખનારાઓની યાદીમાં નવી ભરતી કરે છે. પ્રથમ પુસ્તકના ૨૮ લેખોને તેમણે સ્કેચોના સ્વરૂપના કહ્યા છે, પણ એ છે વાર્તાત્મક ટુચકાઓના સ્વરૂપના. એનું શીર્ષક માચું છે. કમાલ જેવો મૂરખ પ્રેમી, ભૂલકણા શાંતિભાઈ, સપનામાં વીરાતન દેખાડતા જોરમલ શેઠ, રંગીલદાસનાં શેઠાણી, ભણેલા ભગાભાઈ, બેકાર ગ્રેજ્યુએટ, મરજાદી મેંછાકાકી ખિલાડીના ખૂનનો પંચક્યાસ કરનાર ફોજદાર અને એવા કિસમ કિસમના માનવનમૂનાઓનાં ભાતભાતનાં ભેજાંની વાતો એમાં કરી છે. પણ વાતો એમના કોઈના કોઈ અનુભવ કે પ્રસંગની, એટલે હાસ્ય પાત્રલક્ષી છે એટલું જ પ્રસંગનિષ્ઠ પણ બન્યું છે. બીજા પુસ્તકમાં ટુચકાના થોડા મિશ્રણવાળા નિબંધાકારી હળવા લેખો છે. જેમા 'કવિ, કવિતા અને કદર', 'હુંસાતુંસી' અને 'પોણાત્રણ એક આનો' એટલા મૌલિક અને 'આળસુનો જામ' એ જેરોમ કે. જેરોમ પરથી પ્રેરિત લેખ ધ્યાન ખેંચે એવા છે ત્રીજા પુસ્તકમાં દશ વાર્તાઓ અને એક લેખ છે વાર્તાઓમા કેટલીક ટુચકા જેવી છે ને કેટલીક મોટી છે પાટલૂને દીધેલા દગાની, ગામડિયા સાળાએ મુંબઈવાસી બનેવીને કાયર કર્યાની, ઇન્ટરવ્યૂમાં થયેલ ભૂલની, ફોજદારી યુક્તિને ય હંફાવનાર ખાતાઓની અને એવી વાતો એમાં આવે છે. એમાં વધુ હસાવનારી અને લેખકની સફળતાની નિશાની જેવી વાર્તાઓ છે પ્રસંગપ્રધાન 'પરણી આવ્યો' અને પાત્રપ્રધાન 'શામળ મેતા.' ચોથા પુસ્તકમાં અમુક પાત્રને વચમાં રાખી તેની ચતુરાઈના અથવા તેના

છબરડાના પ્રસંગોની હારમાળા યોજી હાસ્ય નિષ્પન્ન કરવાની જાણીતી યુક્તિનો આશ્રય લઈ નથુકાકા અને ચંચીકાકીની જુગનજોડી દ્વારા હાસ્ય રેલાવવા લેખકે પ્રયાસ કર્યો છે. એમાં 'નાથ સેવા છે' અને 'ગેટ આઉટ'='ઘે ટાઉટ' જેવો શબ્દસ્મૃતિયો વિનોદ છે એમા અતિશયોક્તિ અને અસ્વાભાવિકતા પણ ઘણી છે જેમ ત્રીજા પુસ્તકની નવમી વાર્તામાં સુરતી બોલીનો તેમ આમા ગામડી કાઠિયાવાડી બોલીનો સારો પ્રયોગ થયો છે 'નફીર'મા વિનોદદષ્ટિ છે, લોકોને હસાવવાની હોંશ છે, હાસ્યાનુકૂલ પ્રસંગો યોજતા એમને આવડે છે, માનવીનુ ને જગતનું એમનુ અવલોકન પણ ઠીક છે, નથી એક મર્મની—સૂક્ષ્મ બુદ્ધિલક્ષી હાસ્યની—સાધના. એ આવે તો પરિસ્થિતિઓ અને પાત્રમાનસના આલેખનમા સ્વાભાવિકતા આવે ને તેમ છતાં એમાંથી હાસ્યનિષ્પત્તિ થઈ શકે

બે ઘડી નવરાશની વેળાએ પુસ્તકમાથી ગમે તે પાનું ઉઘાડી થોડી ગમ્મત મેળવવાની સવડ આપતા રમૂજસંગ્રહો અંગ્રેજીમાં ઘણા થાય છે ઉેલ્લા ૭ વરસથી 'નવચેતન'મા પોતે પ્રતિમાસ પીરસેલા ટુચકાઓ ને રમૂજોમાથી ચૂંટી કાઢેલ સામગ્રીનો ગ મૂળરાજ અંજારિયાએ તૈયાર કરેલો સમહ 'ટૂંકું ને ટચ' આપણે ત્યા એવા સંગ્રહની ખોટ પૂરી પાડવા આવ્યો છે લેખકના ટુચકાસંચયને દેશ, કાળ, વિષય અને વ્યક્તિના બંધન નડર્યાં નથી. આપણા ગુજરાતી સાહિત્યકારો તેમજ દેશપ-દેશના સાહિત્યકારોનાં જીવન અને રાજકારણ, સાહિત્ય, પત્રકારત્વ, અભિનેતૃજીવન, વેપારવણજ, જાહેરખબર—એ સૌ ક્ષેત્રામાથી કૌતુકો ને રમૂજ લેખકે વીણી ખંતથી એકઠા કર્યા છે એમાંનુ કેટલુંક બધાને હસાવશે, કેટલુંક કેટલાકને હસાવશે અને કેટલુંક કોઈને નહિ હસાવે એ પ્રવેશકકાર રા જયોતીન્દ્રની વાત સાચી છે. નહિ હસાવે તે ય કુતૂહલપોષક માહિતી તો આપી જશે વાક્‌ચાપલ, શબ્દ રમત અને પ્રતિકાવ્યનો ઉપયોગ સારા પ્રમાણમાં થયો છે, પણ તે બધો જ સફળ નથી અપરુચિ, સ્થૂળતા અને પ્રાકૃતતા પણ કયારેક હાસ્યમા ડોકાઈ જતાં જણાય છે રા હિંદુ અને પાકિસ્તાન સબંધી વાતોમા લેખક પક્ષકાર બની જવાથી હાસ્ય દંશદૂષિત બને છે જાણીતી ને મોટી વ્યક્તિઓની ધૂન કે વિલક્ષણતાના દાખલા જ ને ઘણું હાસ્ય એથી વધુ હોડું કે આથી જઈ શકતું નથી પુસ્તક સાથે જોડેલા 'લાણુ ને લય' નામના વિનોદી પ્રવેશકમા રા જયોતીન્દ્ર દવેએ ગુજરાતને હસાવવાના હોશીલા એના જુવાન લેખકને કરેલી લાંબા લેખો, નિબંધો અને રકચો લખવાની સૂચના વાજબી છે. હાસ્યવિનોદનાં ઊંડાણ, ગૌરવ અને સર્વસ્પર્શિતા એવી જ કોઇ

સાધના માગે છે. આ સંગ્રહમાં તો ટુચકાખોળુ કૌતુકરસિક ગમ્મતપ્રિય વૃત્તિ અને 'તજકણિયા' વાકૃચાપલથી વિશેષ મૂડીનું રોકાણ લેખકને કરવું પડ્યું નથી એ જ મૂડીથી કર્યો એવો ટુચકાવેપાર જ કર્યે રાખી એનો ઈજારો પોતાને હસ્તક કરી લેવાની મહેચ્છા રાખીને લેખક બેઠા હશે તો તો એ પ્રવેશકકારની સૂચના ક્યાથી સ્વીકારવાના હતા?

ગ. મનુ સૂબેદારના શબ્દોમા "'સસ્તું સાહિત્ય' નાં ધર્મેતર પુસ્તકોમા ધ્યાન ખેચે એવો વધારો" કરતા 'બિરબલ અને બીજા' એ ગ્રંથનું કર્તૃત્વ નહિ પણ સંપાદકત્વ આપણા અગ્રગણ્ય આધુનિક હાસ્ય લેખક ર૦ જ્યોતીન્દ્ર દવેનું છે અકબર અને બિરબલની વાર્તાઓના ગુજરાતીમા તથા હિંદી આદિ અન્ય પ્રાંતીય ભાષાઓમા છપાયેલા સંગ્રહો દુષ્પ્રાપ જેવા હોવાથી એ પુરાણા વારસાને સાચવી રાખવાની ઇચ્છાથી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે એ વાર્તાઓમાથી સારી સારીની ચૂંટણી કરી નવેસરથી લખી તેનું સંપાદન કરવાનુ કાર્ય ર૦ જ્યોતીન્દ્ર દવેને સોપેલુ, તેનું આ મૂર્ત પરિણામ છે 'મેં બધી વાર્તાઓ જોઈ તેમાથી મને જે ઠીક લાગી તેની પસંદગી કરીને જરા મઠારવાનું જ કામ કર્યું છે. બુઠ્ઠી થયેલી વાર્તાઓને ધાર કાઢી એને ફરી પ્રજા સમક્ષ રજૂ કરવા ઉપરાત મેં બીજુ કાઈ કર્યું નથી' એ ર૦ જ્યોતીન્દ્રનો ખુલાસો આ સંગ્રહને માટે કેટલે અંશે એમને યશના ભાગી ગણવા તેની આપણને સમજ પાડી દે છે. આજના ભણેલાઓને તો કોણ જાણે, પણ સ૦ સા૦ કાર્યાલય જેને પહોચવા માગે છે એ આમ જનતાને '...ચતુર પુરુષોની વ્યવહારદક્ષતા, અનુભવીઓનો વર્ષોનો અનુભવ અને પ્રતિભાશાળી પુરુષોનો રમણીય પ્રતિભાવિલાસ' પીરસતી અકબર-બિરબલની અહીં અપાયેલી તેત્રીસે વાર્તાઓ નિર્દોષ ગમ્મત સાથે ચતુરાઈના પાઠ ભણાવી જશે આમ જનતા તો ભોજ ને કાલિદાસની, બાદશાહ ને લવાની, અને અકબર ને બિરબલની વાતોની શોખીન હતી જ ને હજુ ય હશે સંગ્રહમા છેવટના સાઠેક પાનામા બિરબલના જેવા જ ચતુર અને હાજરજવાબી મુલ્લા દોપ્યાઝા, દક્ષિણ હિંદમા ચાલતી ન્યાયચાતુર્યની દંતકથાઓના નાયક મરીઆડા રમણ, અને તુર્કસ્તાનના બિરબલ ખ્વાજા નસિરુદ્દીન એ ત્રણની ચતુરાઈની અનુક્રમે પાચ, ત્રણ અને ચૌદ વાતો પણ આપવામાં આવી છે એને લીધે જ પુસ્તકનુ નામ 'બિરબલ અને બીજા' એમ રાખવામા આવ્યુ છે આગળ અવલોકેલા પુસ્તકોની અને આની, બીજા શબ્દોમા, અર્વાચીનો અને પ્રાચીનોના હાસ્યલેખનની, પદ્ધતિની નહિ—હાસ્યનિરૂપણની પદ્ધતિ તો જમાને જમાને બદલે તેમા નવાઇ નથી–

પણ કર્તાસિદ્ધિની દૃષ્ટિએ સરખામણી કરી હોય તો? તો એટલું કહેવું પડે કે કેટલાક અર્વાચીનોનું હાસ્ય ઘણીવાર એના લખનારને એકલાને જ હસાવે એવું હોય છે ત્યારે આ સંગ્રહમાં રજૂ થયું છે તેવું જૂનાઓનું હાસ્ય સર્વભોગ્ય નીવડ્યું છે વચગાળાની અનેક પેઢીઓને હસાવવું એ આજ સુધી જીવ્યું છે એ જ એનો પુરાવો

ઉપરના પુસ્તકના પોતાના નિવેદનમાં ગ મનુ સૂબેદારે જેમને નિર્મલના વીસમી સદીના અવતાર' કહ્યા છે એ રા જ્યોતીન્દ્ર દવેના રંગતરંગ'ના હજારેક પાનાના પાંચે ય ભાગમાંથી ચૂંટેલા તેર લેખો સ સા. કાર્યાલયે પોતાની 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'માં 'હાસ્યતરંગ' નામથી રા જ્યોતીન્દ્ર દવેની સંમતિથી એ શ્રેણીને અનુરૂપ સુધારાવધારા સાથે પ્રગટ કર્યા છે 'રંગતરંગ' વિશે એક પુરોગામી સમીક્ષામાં લખાઈ ચૂક્યું છે, એટલે અહીં તો લેખોની પસંદગી પૂરતું જ બોલવા અવકાશ છે સંપાદકે 'સર્વોપયોગી સાહિત્ય શ્રેણી'ના સમસ્ત ગ્રાહકવર્ગને ખાસ લક્ષમાં લીધો છે એમ એ પસંદગી પરથી જણાય છે શનિ'ના ૭ કટાક્ષચિત્રોએ પુસ્તકની શોભામાં ને રા. જ્યોતીન્દ્રના હાસ્યરસમાં અભિવૃદ્ધિ કરી છે

## વિવેચન

આ વિભાગના ૧૧ પુસ્તકોમાં પહેલી નોંધને પાત્ર છે પ્રો બલવંત રાય ઠાકોરકૃત 'વિવિધ વ્યાખ્યાનો'નો પહેલો ગુચ્છ એમાંના આઠ વ્યાખ્યાનોમાં ચાર ગોવર્ધનરામ પર અને ચાર એમની કૃતિઓ પર છે પ્રો ઠાકોરના વ્યવહારસાધક નહિ પણ ખરા સદ્ભાવ ને આદરને પાત્ર બનવું એ વિરલ સદ્ભાગ્ય ગણાય એવું સદ્ભાગ્ય ગોવર્ધનરામનું છે એ એ બધાં વ્યાખ્યાનો બનાવી આપે છે ગોવર્ધનરામ સંબંધી વ્યાખ્યાનોમાં ઉત્તમ ગણાશે તેમના જીવનના મુખ્ય બનાવોની તેમજ તેમની કૃતિઓની પ્રેરક ભાવનાઓનું વિવરણ કરતા 'પ્રમોધમૂર્તિ ગોવર્ધનરામ'ના બે ઠક્કરવ્યાખ્યાનો 'સરસ્વતીચંદ્ર' અને 'લીલાવતીજીવનકલા' પરના અનુક્રમે ત્રણ અને એક મળી કુલ ચાર વ્યાખ્યાનો કર્તાના તલાવગાહી અભ્યાસ અને મર્મગ્રાહી દૃષ્ટિ બતાવે છે 'સરસ્વતીચંદ્રમાં વસ્તુની ફૂલગુંથણી' અને સરસ્વતીચંદ્રમાં ઓગણો' પ્રો ઠાકોરનું વિવેચનસામર્થ્ય પ્રકટ કરે છે 'પ્રશસ્ત તથા ચિરંજીવ ગણાઈ ચુકેલી હોય એવી સુપ્રતિષ્ઠિત કૃતિને વિશે તો વિવેચકનું મુખ્ય કર્તવ્ય તેની વિશિષ્ટતાઓ રસિક રીતે પુનઃપુનઃ બતાવી આપવાનું છે' (પૃ ૧૧૯) એમ માનનાર પોતે 'સરસ્વતીચંદ્ર' સંબંધમાં એ જ

કર્તવ્ય બજાવ્યું છે. 'ઓરત્નો'વાળા વ્યાખ્યાનમાં રસિકતા ને સર્જકતાનાં તત્ત્વો પણ વિવેચનમાં ભળ્યાં દેખાશે. એ લેખમાં પાત્રચિત્રણ પરત્વે બોલતાં કલાકૃતિમાં વાસ્તવિક ચડે કે ભાવનામય એની તથા ગોવર્ધનરામ અને મણિલાલના 'તપોમય સુધારા'ની કર્તાએ કરેલી ચર્ચા છે સમગ્ર વ્યાખ્યાનની પીઠિકા જેવી અને દ્યોતક, પણ મૂળ વિષય કરતાં વધુ જગ્યા રોકીને લેખના શિલ્પને પ્રમાણહાનિ એ પહોંચાડે છે. છૂટા છૂટા મુદ્દા ચર્ચતા વ્યાખ્યાન 'પ્રબોધમૂર્તિ ગોવર્ધનરામ'માં પણ ગોવર્ધનરામની રાજકીય દૃષ્ટિ ન ઊઘડવાના અન્તના ચિન્ત્ય અભિપ્રાયની બાંધેલી લાંબી ભૂમિકા એ જ પરિણામ નિપજાવે છે. આ લેખો નહિ પણ વ્યાખ્યાનો છે એ હકીકત, તથા લેખો કે વ્યાખ્યાનોમાં આકારસૌષ્ઠવની જડ આસક્તિ ન રાખતાં પોતાનું મંતવ્ય વાચકોના મગજમાં ઠસાવવા લીધેલા મુદ્દાને પૂરો જ ઋણવાની પ્રો. ઠાકોરની રીત, આનો ખુલાસો આપી દે છે. પણ એને લીધે થતો હોય તો પ્રમાણભંગ, ઔચિત્યભંગ નહિ. એ થાય છે નરસિંહરાવને વિનાકારણ વચમાં લાવી તેની ટીકા પ્રો. ઠાકોર કરે છે ત્યારે. એમના કોઈ કોઈ પૂર્વગ્રહ ક્યાંક ક્યાંક આમ ઝળક્યા વિના રહ્યા નથી. પણ, આપણા વિવેચકો એ જોઈ શક્યા ન હોય અથવા એ કહેતા ડરતા હોય અને પોતે અશ્રુતપૂર્વ ધડાકો કરતા હોય એવી અદાથી જેને તેમણે 'અર્વાચીન ગુજરાતી સાહિત્યનું શિખર' કહ્યા છે (પૃ. ૬૨), પણ જેમની એવી મહત્તા સ્વયંસ્પષ્ટ છે એવા જે ગોવર્ધનરામ, તેમના 'મહાકાવ્ય'—આ શબ્દ 'સરસ્વતીચંદ્ર' માટે વાપરવાનું સૂચવનાર ત્યારે પહેલા પ્રો. ઠાકોર ઠરે છે!—'સરસ્વતીચંદ્ર'નું આ વ્યાખ્યાનોમાં મળતું લાક્ષણિક ઠાકોરશૈલીનું રસદર્શી, રહસ્યોદ્ઘાટક, મૂલગામી, સહૃદય અને સમર્થ વિવેચન એવી બાબતોને બહુ ઢાંકી દે છે. ગોવર્ધનરામના સાચા અભ્યાસીને તો આ 'વિવિધ વ્યાખ્યાનો' વાંચ્યા વિના ચાલવાનું નહિ.

વિલેપારલે સાહિત્ય સભાનો રજતમહોત્સવસ્મારકગ્રંથ 'સાહિત્ય પરામર્શ' એનાં બસોથી ય ઓછાં પૃષ્ઠોમાં પણ તદ્વિદોના ઠીક લખાણો મેળવી શક્યો છે ડૉ. રમણલાલ યાજ્ઞિક, રા. કેશવરામ શાસ્ત્રી, અને રા. મેઘાણી પાસેથી અનુક્રમે રંગભૂમિ, સ્વરભાર અને ભજનો સંબંધી, અને જાણીતા વિવેચકો પાસેથી સાહિત્યચર્ચાના લેખો મેળવનાર સંપાદકોએ રાજેશ્રીઓ દુર્ગાશંકર શાસ્ત્રી, જ્યોતીન્દ્ર દવે, મંજુલાલ મજમુદાર, યુસફ વાલા મર્ચંટ અને યજ્ઞેશ્વર શુક્લ પાસે અનુક્રમે છેલ્લાં સો-સવાસો વરસના ગુજરાતના વેદાન્ત, આપણા હાસ્યસાહિત્ય, મંદોધન, શિલ્પકલા અને ચિત્રકલાનો

ઐતિહાસદર્શી પરિચય લખાવ્યો છે સાહિત્યચર્ચાના લેખો વધુ ધ્યાન ખેંચનાર બન્યા છે રા રામનારાયણ પાઠકે રા ઉમરવાડિયાના 'મત્સ્યગંધા'ને 'લોમહર્ષિણી' એ બે નાટકોમા પહેલામાંની નાયિકાની રાગતા અને બીજામાંની ભાવના સ્વાભાવિકતા અને કલાની દૃષ્ટિએ ઝીણુ પૃથક્કરણ કરી ચર્ચ્યા છે રા ડોલરરાયે કાવ્યસ્વરૂપ'માં કવિસૃષ્ટિની ભાવાન્વિત વાસ્તવિકતાની અનેક આલંકારિકોના મતો ટાકીને સારી ચર્ચા કરી છે રા વિજયરાયે નાના છતા અર્થગંભીર લેખમા વિવેચકોના રસયોગી, વિવરણકાર અને છાપાળવા પ્રચારક બિનઅધિકારી અવલોકનકાર એવા ત્રણ પ્રકાર વર્ણવી આદર્શ વિવેચકની ષટ્સંપત્તિ ગણાવી છે રા વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ કવિતામા ભાષા, છંદ ને અલંકારની તાત્ત્વિક ઉપયોગિતા અને આ સમીક્ષકે ચરિત્ર નિરૂપણ સબધી લગભગ બધા મહત્ત્વના મુદ્દા પોતાના લેખોમા ચર્ચ્યા છે રા વિશ્વનાથ ભટ્ટે 'કવિતાની અંતિમ કસોટી' એ લેખમા આપણા અને પશ્ચિમના વિવેચકોનાં સંખ્યાબધ વચનોના ટેકાથી કોઈ પણ કવિની મહત્તાનો અન્તિમ આધાર એના વિષયના ગૌરવ ઉપર, એ વિષયના નિરૂપણમા એ દાખવી શકે તે જ્ઞાનસમૃદ્ધિ અને વિચારશક્તિ પર અને એના નીતિબળ તેમ નીતિવિચારોની આખા સમાજ ઉપર અસર કરવાના એના સામર્થ્ય પર રહેલો છે' એવુ પ્રતિપાદન કર્યું છે લોકસાહિત્ય'મા રા મેઘાણીએ ગોરખપથી ને માર્ગી સપ્રદાયના ભજનોની ઔપનિષદિક ને ભાગવતિક ભક્તિપ્રધાન રહસ્યવાદને પોતાની અનોખી સરળ ને લાક્ષણિક રૂપકશૈલીમા ગાતી વાણી કબીર આદિ મધ્યકાલીન સતોના ભોતનો પડઘો જ નથી પણ એમાં 'આત્મવિદ્યાનું સ્વાનુભવયુક્ત મર્મસવેદન ઝિલાયું છે' એમ સાબિત કર્યું છે આ બધા લેખોને પોતાની વિશિષ્ટતા છે એટલે એમાં નંબર કે માર્ક આપવાની જરૂર નથી પુસ્તક લેખો જેમ આવતા ગયા હશે તેમ તેમ છપાતું ગયુ લાગે છે, નહિતર નિક્ષેપારે સાહિત્ય સભાની ૨૫ વર્ષની કારકિર્દીના સુ-આલિન હેવાલ મજન'નું સ્થાન લેખોથી છૂટુ અથવા બે યા પ્રથાન્તે, અને એ સભાને તથા તે દ્વારા એવી સસ્થાઓને સંસ્થાસચાલન અંગે તેમજ કરવા જેવી સાહિત્યસેવા વિશે કેટલીક સૂચનાઓ આપતા પ્રો ઠાકોરના 'મગલાચરણ'નું સ્થાન સઘા લેખોની આગળ હોવુ જોઈતું હતું

'ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૪૩-૪૪'મના વર્ષિક ગ્રથસમીક્ષાવિભાગમા લલિત અને વિજ્ઞાનના વાઙ્મયના સમીક્ષકોના પ્રમાદને વાંકે રા હસમુખલાલ ટાક્કૃત લલિતેતર વાઙ્મયની સમીક્ષા એકલી જ

છપાઈ છે એ સમીક્ષકે પુસ્તકો ચીવટથી વાચી સ્પષ્ટ ભાષામા પોતાનો અભિપ્રાય આપ્યો છે અને ગુજરાત સાહિત્ય સભાએ કરેલી તેમની વરણીને વાજબી ઠરાવી છે શાસ્ત્રીય અને બોધક વાઙ્મય માટે પંચવાર્ષિક યોજનાની તેમની સૂચના આપણી સધ્ધર સાહિત્યસંસ્થાઓએ વિચારવા જોગ છે બીજા વિભાગમા સભાના સસ્કારપ્રેમી, તત્ત્વરસિક અને ઉત્સાહી ઉપપ્રમુખ ડૉ. હરિપ્રસાદ દેસાઈએ વ્યાખ્યાન તરીકે વાચેલી જહોન ડયુઈ જ્યોર્જ સાંતાયન અને વિલિયમ જેમ્સ એ ત્રણ અમેરિકી તત્ત્વચિન્તકોના ગ્રંથોના વાચન પરથી તૈયાર કરેલી પરિચાયક નોંધ છાપવામા આવી છે, જેને આ કાર્યવહીનું એક આકર્ષણ કેટલાક ગણશે રણજીતરામ સુવર્ણચંદ્રક-પ્રદાન ખાતે રોકાયેલા ત્રીજા વિભાગમા રા ભાનુપ્રસાદ શાસ્ત્રીએ લખેલી ચદ્રકના પ્રતિગ્રહીતા પં ઓંકારનાથજીની જીવનરેખા અને પંડિતજીનું 'આપણી સગીત સસ્કૃતિ' નામક વ્યાખ્યાન છપાયાં છે. ભારતીય સગીત-શાસ્ત્રના સાહિત્યનું પંડિતજીનું વિશાળ પઠન છતું કરતા એ વ્યાખ્યાનમા સાહિત્ય અને સંગીતના સબંધ, વૈદિક સગીત ભરતનાટયશાસ્ત્રાદિ ગ્રંથોમાથી મળતા સ્વર શ્રુતિ ને ગ્રામના ખ્યાલ, અને રાગના સ્વરૂપની ગર્વવિલાસી છટાવાળી ભાષામાં વિશદ માહિતીપ્રદ ચર્ચા થયેલી છે.

'ભાલણ, ઉદ્ધવ અને ભીમ' માં તેના લેખક રા રામલાલ મોદીએ બાવીસ વર્ષ ઉપર લખેલા પુસ્તક 'ભાલણ' પછી થયેલા સશોધનનો લાભ લઈ ભાલણના જીવન પર નવો પ્રકાશ નાખ્યો છે ભાલણનો સમય સં. ૧૪૬૧ થી ૧૫૪૫, તે ભીમનો ગુરુ, એનું જન્મનામ જ ભાલણ ને પાછળનું નામ પુરુષોત્તમ, એની જ્ઞાતિ ત્રિવેદી મોઢ બ્રાહ્મણની, એને બે પુત્ર વિષ્ણુદાસ અને ઉદ્ધવ—એટલી વાત સિદ્ધ ઠરાવી, એણે લીધેલા કહેવાતા સન્યસ્તને કર્તાએ શંકાસ્પદ ગણ્યુ છે એની કૃતિઓનો કાલાનુક્રમ તથા ગુણાનુક્રમ ગોઠવી તેના વિષય ઉત્તમ પંક્તિઓ ને વિશિષ્ટતાઓ સાથે એમનો સંક્ષિપ્ત પરિચય પણ પછી આપ્યો છે પછી તેના પુત્ર 'રામાયણ'કર્તા ઉદ્ધવ વિશે આછીપાતળી વાત કરી સારામા સારા પ્રાચીન કાવ્યોમા જેની કર્તા ગણના કરે છે તે એના 'બભ્રુવાહન આખ્યાન' નો વિપુલ ઉતારાઓ સાથે એમણે પરિચય કરાવ્યો છે એવુ જ ભીમ પરત્વે કરતાં રા કે કા શાસ્ત્રીથી એકબે મુદ્દામાં પોતાની મતભિન્નતા કર્તાએ રજૂ કરી છે પરિશિષ્ટમાં ભાલણકૃત 'કૃષ્ણવિષ્ટિ' નાં મળી આવતાં ચાર (દ્રૌપદીની સોપાલંભ રોષવાણીના) પદ છાપ્યાં છે, જે તો વિષ્ટિની પ્રસ્તાવના જેવાં જ છે

'ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો' (દી બ કૃષ્ણલાલ ઝવેરી) માં ૯ હિંદુ, ૫૦ પારસી અને ૮૫ મુસલમાન ગુજરાતીઓએ ફારસીમા લખેલા ગ્રંથોની યાદી આપવામા આવી છે 'પુરવણી' માં સૈયદ અબુઝફર નદવીએ વધુ ૩૯ હિંદુ અને ૪૧ મુસલમાન લેખકોના નામ ને માહિતી આપ્યા છે ગ્રંથોની યાદી બતાવે છે કે એ ગદ્ય તેમ પદ્ય બંનેમા લખાયા છે, અને વિષયોમા ઇતિહાસ, વિજ્ઞાન વૈદક, જીવનકથા, ધર્મ, સૂફીવાદ, પત્રવ્યવહાર, રાજનીતી—એમ ઘણુ વૈવિધ્ય દેખાય છે ગુજરાતના ઇતિહાસ સાહિત્ય લેખે એમાનો ઘણો ભાગ કામનો ગણાશે આ નોંધ 'ઘણી અધૂરી' છે એમ લેખક કહે છે તે સાચુ છે

નવી આવૃત્તિઓ બે છે: 'નર્મદ' (રામનારાયણ પાઠક) અને 'સાહિત્યસમીક્ષા' (વિશ્વનાથ ભટ્ટ) 'નર્મદ' તેના આ સ્વરૂપમા તો નવુ અને પ્રથમ પ્રકાશન છે, પણ સુરતની ગ બ કમળાશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાળા તથા મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાના ઉપક્રમથી અનુક્રમે વ્યાખ્યાન તરીકે વચાયેલ તથા પુસ્તિકારૂપે પ્રકટ થઇ ચૂકેલા રા પાઠકના 'નર્મદાશંકર કવિ' અને 'કવિ નર્મદનું ગદ્ય' એ બે વ્યાખ્યાનોનું તે પુનર્મુદ્રણ જ છે નર્મદના ગદ્ય તથા પદ્યના રા પાઠક જેવા અધિકારી વિદ્વાનના અભ્યાસ અને સમાલોચના એક જ પુસ્તકમા એકત્ર રૂપે પ્રકટ કરી પ્રકાશક સસ્થાએ લેખક તેમ વાચકો ઉભયની સેવા કરી છે નર્મદના ગદ્ય વિશે બોલવાનો એ વેળા પ્રસ્તાવ નહિ એટલે એના નાટકોની ચર્ચા 'નર્મદાશંકર કવિ' મા કર્તાએ કરેલી પણ નર્મદના ગદ્યનો અભ્યાસ પણ સાથે જ રજૂ કરતા આ પુસ્તકમા એનું સ્થાનાન્તર કરી 'કવિ નર્મદનું ગદ્ય' ભેગી એને ભેળવી દીધી હોત તો ઠીક થાત પણ મૂળ સ્વરૂપમા જ બેઉ લેખોને છાપવાનુ કર્તાને ઉચિત લાગ્યું જણાય છે

એમના પોતાના કહેવા પ્રમાણે ગ વિશ્વનાથના શરીરના ભોર જેવા પ્રૌઢ વિવેચનલેખોના પ્રથમ સગ્રહ 'સાહિત્યસમીક્ષા'ની બીજી આવૃત્તિ પહેલીનું કેવળ પુનર્મુદ્રણ નથી પહેલી આવૃત્તિમાં સ્થળસંકોચને કારણે છોડી દેવાયેલાં 'વિવેચનનો આદર્શ'નો પ્રાસ્તાવિક પરિચ્છેદ 'દલપતની છબી'ના પરિશિષ્ટરૂપ દલપતકૃતિઓની સાલવારી ને વર્ગીકરણ તથા લેખ-ગ્રંથ-સૂચી, અને 'નદશંકરની નવલકથા' ના પરિશિષ્ટના 'કરણઘેલા' મા અન્ય ગ્રંથોમાથી લેવાયેલી સામગ્રીના નમૂના અને ગ્રંથસૂચી 'થોડીક વિગતો' માં તેમા સામેલ કરવામા આવ્યા છે પુસ્તકનાં પ્રારંભના પૃ ૨ા પર મુકાયેલાં ગિબન,

બ્રાઉનિંગ, આનાતોલ ફ્રાન્સ, કાર્લાઈલ અને રવીન્દ્રનાથનાં વચનો પણ નવા ઉમેરા છે. અનુક્રમે પ્રથમ પ્રગટનાર 'કેટલાંક વિવેચનો' (નવલરામ ત્રિવેદી) અને આ 'સાહિત્યસમીક્ષા' એ જ અનુક્રમમાં બીજી આવૃત્તિ જુએ છે એ આપણે ત્યાં વિવેચનનો ભાવ વધ્યો હોવાનું બતાવે છે.

ટૉલ્સ્ટૉય પોતે જેને પોતાનો મોટામાં મોટો ગ્રંથ ગણતા અને એના અનુવાદક તથા ચરિત્રકાર મૉડે પણ જેને એમનો જબરો ગ્રંથ કહ્યો છે એવા, ઋષિ ટૉલ્સ્ટૉયના વિચારજાગૃતિકાળના ચિંતનાત્મક ગ્રંથોની માળાના મેરુ જેવા પીઢ ગ્રંથ 'વ્હૉટ ઇઝ આર્ટ' નો અનુવાદ કરી રા. મગનભાઈ દેસાઈએ આપણા સાહિત્યની એક સેવા જ બજાવી ગણાય. પંદર વરસના સતત મંથનને અન્તે માનવબંધુત્વ અને લોકસંગ્રહની દૃષ્ટિએ જ જોવા વિચારવા માગતા સત્યશોધક ટૉલ્સ્ટૉયના એમાં રજૂ થતા સ્પષ્ટ અને મૌલિક કલાદર્શનમાં પારગામિતા છે અને સાહિત્યકલાના ઉપાસકો ને રસિકોની આંખ ઉઘાડી નાખે એવી ક્રાન્તિકારકતા છે. સાધુતાથી અલગ એવા સૌંદર્યની અર્વાચીન કલ્પનાને નામંજૂર કરી, સૌંદર્ય અને કળા વિશેના સખ્યાબંધ કલામીમાંસકોના મતોની તેમજ પોતે જેને અવનત ( Decadent ) કહી છે એવી સમકાલીન અર્વાચીન કળાનાં અપલક્ષણોની કડક પરીક્ષા કરી, ટૉલ્સ્ટૉયે સાચી કળાનો પોતાનો ઇષ્ટ આદર્શ તેમાં વિગતે સમજાવ્યો છે. ધર્મપ્રતીતિ પર ઊભતી, કદી વસ્તુદારિદ્રય ન અનુભવતી, અને લાગણીના વ્યક્તિત્વ, વિશદ નિરૂપણ અને કલાકારની પ્રામાણિકતા કે સત્યનિષ્ઠાના બળે સહૃદયોને સૌથી વધુ સ્પર્શતી ધાર્મિક સાર્વભૌમ કળા જ એમને મન સાચી કળા છે. આપણા સમયની ધર્મપ્રતીતિ ખ્રિસ્તબોધિત માનવબંધુતા છે, તેથી માનવ એકતાની ભાવનાને પોષતી તથા તેનાથી પ્રેરિત-સંચાલિત થતી કળાને તેમણે ખ્રિસ્તી કળા નામ આપ્યું છે. આવી ખરી કળાના અર્વાચીન સમયમા દેખાતા અભાવનાં માઠાં ફળમાં માનવજીવનની ને મજૂરીની બરબાદી, ધનિક વર્ગના જીવનમાં આવતી કૃત્રિમતા ને શૂન્યતા, ખોટા મૂલ્યો, નીતિધર્મ ને સત્યને ભોગે થતી સૌંદર્યપૂજા, અને વહેમ, દેશાભિમાન તથા વિષયવાસનાના ચેપના ફેલાવાને ગણાવી, ટૉલ્સ્ટૉયે ભાવી કલાનું સ્વરૂપ એમ આલેખ્યું છે કે એ ઉપર વર્ણવી તેવી સાચી કળા હશે, સર્વસુલભ ને સાદી હશે, કલાવિધાનની જટિલતા, ધંધાદારીપણા તથા વસ્તુવિષયની કંગાલિયતથી રહિત હશે, અને સ્પષ્ટતા, સાદાઈ અને લાઘવ તેના ગુણો હશે. આ મહાન વિચારક ઋષી

વાર આપણી સંમતિ જીતી જાય તેમ નથી—અર્વાચીન કળા પર એ વધુ પડતા સખત થઈ બેઠા છે—છતા આત્મપ્રતીતિનો રણકાર અને માનવહિતના મિશનરીની ધગશ પુસ્તકના શબ્દેશબ્દમાં સ્પષ્ટ વરતાય છે. લખનારની જીવનદષ્ટિ એની કળાભાવનાને કેવી ઘડી આપે છે તે આ ગ્રંથ તથા અપ્ટન સિંક્લેર-કૃત 'મેમન આર્ટ' બતાવી આપે છે. ગુજરાતી વાચકને બહુ જરૂરી નહિ એવી ઘણી વિગતો છાડી કે ટૂંકાવી ટૉલ્સ્ટૉયના વક્તવ્યની મુદ્દાસર રજૂઆત પર જ ધ્યાન આપવામાં રા ભગનભાઈએ અનુવાદક તરીકે સારો વિવેક વાપર્યો છે અનુવાદની ભાષામાં 'ચોટડું' (= સચોટ, ચોટદાર), 'લોહીની ઓકસવણી' અને 'ચેપ' નામ પરથી બનાવેલ ક્રિયાપદ 'ચેપવું'-ના અનેક સ્વરૂપોના જરાય અનુમોદનપાત્ર નહિ તેવા શબ્દપ્રયોગો તથા કેટલોક કઢંગી વાકચરચનાઓ ખૂચે એવા છે 'ચેપવુ-ચેપાવુ'નો રૂઢ અર્થ તે શબ્દો પાસે જે નવા અર્થની વ્યંજકતાનું કામ અનુવાદક કરાવવા માગે છે તેની આડે આવે છે બાકી ગ્રંથ સૌ સાહિત્યરસિકો અને અભ્યાસીઓના આદરભર્યા વાચનમનનનો અધિકારી છે એ કહેવાની જરૂર રહેતી નથી

## ભાષા : વ્યાકરણ

'અક્ષર અને શબ્દ' તથા 'ભાષા, વૃત્ત અને કાવ્યાલંકાર' એ બે પુસ્તકો પ્રથમમીક્ષામા આ વિભાગ ઉઘાડી આપે છે

પહેલા પુસ્તકમાં રા કેશવરામ શાસ્ત્રીના ભાષા-વ્યાકરણના અગિયાર, લિપિવિષયક પાંચ અને જોડણી સંબંધી નવ મળી કુલ પચીસ લેખો સમહાયા છે મૂળભેદ, કર્મકભેદ પ્રેરકભેદ અને સહભેદ કે ચક્રયભેની તેમ મિશ્રકાળની, ગુજરાતી વ્યાકરણમાં અનાવશ્યકતા, ગુજરાતી વિભક્તિઓની વિશિષ્ટતા, અનુસ્વાર-અનુનાસિકના સ્વરૂપ ભેદ ને લેખન, વિવૃત્ત અ-ઓ, મૂર્ધન્યતર 'ડ-ઢ'અને જિહ્વામૂલીય 'ળ' ના ઉચ્ચારણ અને તેને લેખનમા વ્યક્ત કરવા યોજવાના સંકેત, સાનુનાસિક અત્ય 'ઈ-ઉ'ની દીર્ઘતા આ સર્વ મુદ્દાઓની રા શાસ્ત્રીએ કરેલી ઝીણવટભરી ચર્ચા તથા ઉત્તર-મધ્ય-દક્ષિણ ગુજરાતની અને કાઠિયાવાડની બોલીઓની તેમણે તારવી આપેલી લાક્ષણિકતાઓ પહેલા અગિયાર લેખોને એ વિષયના અભ્યાસીઓને માટે કીમતી બનાવે છે મૂર્ધન્યતર 'ડ-ઢ' વિશેનો લેખ તો રા. શાસ્ત્રીનું ગુજરાતી ભાષ ધ્રાઅને વિશિષ્ટ અર્પણ ગણાશે. અંગ્રેજી અથવા સંસ્કૃત વ્યાકરણને જ અનુસરીને આપણી ભાષાનાં વ્યાકરણો અત્યાર સુધીમા લખાયા છે ગુજરાતી ભાષાનાં બંધારણ, રૂઢિપ્રયોગો

અને લાક્ષણિકતાઓ તપાસી તેનું વ્યાકરણ લખનાર ગુજરાતીનો પાણિનિ તો હજી હવે જન્મવાનો છે એનો રસ્તો થોડોક સાફ કરવાનું શ્રેય રા. શાસ્ત્રીના વ્યાકરણવિષયક લેખોને જશે અનુસ્વાર અનુનાસિકની ચર્ચામાં તેમજ 'ગુજરાતી વર્ણસમામ્નાય'મા અંગ્રેજી વ્યાકરણને ચીલે ન ચાલવાનું કહેનાર રા શાસ્ત્રી સસ્કૃત વ્યાકરણનું દાસત્વ ગુજરાતી ભાષાના વ્યાકરણને માથે લાદશે કે શુ એમ થાય છે પણ ગુજરાતીનું મૂળ સસ્કૃત હોવાથી ગુજરાતી વર્ણો ને ઉચ્ચારના શુદ્ધ સ્વરૂપ જાણવા વેદકાલીન અને પુરાણકાલીન સસ્કૃતના વર્ણો ને ઉચ્ચારોનો પરિચય એ જરૂરી માની એને વિશેની વિગતો અહીં ઠાલવે છે તેનું એ પરિણામ છે લિપિવિષયક પાંચે લેખો લિપિના શાસ્ત્રીય અભ્યાસ સાથે છાપખાનાની અને બિમાનવીશની સગડ–તકલીફની એમની જાણકારીના ફળ છે. પણ રા શાસ્ત્રીનો વિશિષ્ટ અભ્યાસ તો ગુજરાતી જોડણીનો છે, જે એમના શ્રમ, અભ્યાસ અને ઉત્સાહને ડગલે ડગલે વ્યક્ત કરતા એ વિષય પરના નવે લેખ બતાવી આપે છે સાનુનાસિક અંત્ય 'ઈ–ઉ' દીર્ઘ છે (જો કે વાસ્તવ ઉચ્ચાર એનો હ્રસ્વ જ થતો હોવાનું પાછળથી એમણે સ્વીકાર્યું છે), જોડણીના અત્યારસુધીમાં થયેલા પ્રયત્નોમા 'સાહિત્ય પરિષદ-મંડળની જોડણી બીજી કોઈપણ નિયમાવલીઓની જોડણી કરતા ગુજરાતી ભાષાના સ્વરૂપને વધુમા વધુ નજીક છે, વિદ્યાપીઠના જોડણીકોશના ઘણા વિકલ્પો બિનજરૂરી છે, લઘુપ્રયત્ન 'હ શ્રુતિ, 'ય' શ્રુતિ અને 'વ' શ્રુતિ વિશિષ્ટ સંકેતથી દર્શાવવી જોઈએ—આવી આવી માન્યતાવાળા શાસ્ત્રોચ્ચાર-પરિશુદ્ધ જોડણીના આ હિમાયતીએ જોડણીની એકવાક્યતા અને વ્યવહાર-સારલ્ય ખાતર પોતાના કેટલાક આગ્રહ જતા કર્યા છે એ પણ એમાથી જણાય છે 'જોડણીની એકવાક્યતા' અને 'ગુજરાતી શબ્દોની વ્યવહારુ જોડણી' એ બે લેખો ખાસ વંચાવા જોઈએ મહાપ્રાણતત્ત્વવાળા સ્વર પછી 'હ' ને સ્થાને વિસર્ગ મૂકવાની રા શાસ્ત્રીની સૂચના વિચારવા જેવી છે, પણ એ બહુ પળાય તેમ લાગતુ નથી વર્ણો ઉચ્ચારણ ને વ્યાકરણ સબધી લેખોમા પાણિનિ–પતંજલિનો અને પ્રાતિશાખ્યોનો ખપ પૂરતો અને ભાષા-શાસ્ત્ર તથા જોડણીવિષયક લેખોમા એ વિષયો પર લખનાર જૂનાનવા સૌ વિદ્વાનોના લખાણોનો પોતાનો પૂરો અભ્યાસ રા શાસ્ત્રીએ પુસ્તકમા દેખાડી આપ્યો છે કયારેક અમુક મુદ્દાઓનુ પુનરાવર્તન થયું છે એક જ વિષય પર જુદે જુદે સમયે જુદાં જુદા સામયિકોમાં આ લેખો લખાયા હોઈ એમ બન્યું છે. પણ લેખોને ગ્રંથસ્થ કરતી વેળા એ ટાળી શકાયુ હોત ભાષા ને વ્યાકરણ

જેવા અલ્પ ગુણ પ થના આવા એકલદોકલ યાત્રાળુની યાત્રાનું ફળ લોકોને પીરસવાનું 'સાદસ' ખેડવા માટે ગુજરાત સાહિત્ય સભાને ધન્યવાદ ઘટે છે.

એની સામગ્રીથી ઉચિતનામ ઠરતું 'ભાષા વૃત્ત અને કાવ્યાલંકાર' એ પુસ્તક વ્યાકરણમાં અમરકોશ અને પિંગળને સ્થાન આપતા સ્વ કમળાશંકર ત્રિવેદીના 'બૃહદ્ વ્યાકરણ' ને ચીલે ચાલતું લાગે છે તેનું કારણ બી એ ના ગુજરાતીના એતદ્વિષયક અભ્યાસક્રમ પર દૃષ્ટિ રાખી વિદ્યાર્થીઓ માટે એનું પાઠ્ય પુસ્તક તેને બનાવવુ એના ઉત્સાહી કર્તા પ્રો કાંતિલાલ વ્યાસે ધાર્યું છે એ છે પુસ્તકને 'ભાષાશુદ્ધિ,' 'શબ્દશક્તિ વૃત્ત અને અલંકાર,' 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' અને કાવ્યવિવેચન' એ ક્રમમાં આવતા ચાર ખંડોમાં વહેંચવામાં આવ્યું છે વિરામચિહ્નો જોડણી અને તદ્ધિત તથા કૃત્ પ્રત્યયોની ચર્ચા કરતો પહેલો ખંડ આ પુસ્તકમાં બહુ ભાવતો નથી, પણ કોલેજના પહેલા બે વર્ષના વિદ્યાર્થીઓની જરૂરતને ય લક્ષમાં રાખ્યાનું એ પરિણામ છે પ્રતિષ્ઠિત ગુજરાતી સાહિત્યકારોની ભૂલો બતાવવું ને સુધારી દેખાડવું એનું પહેલું પ્રકરણ કર્તાનો ઉત્સાહ બતાવે છે, પણ એમાં બતાવાયેલી કેટલીક ભૂલો વસ્તુત ભૂલો નથી જેનું સ્થાન ચોથા ખંડની પડખે રાખવુ વધુ ઉચિત હતું એ બીજા ખંડમાના શબ્દશક્તિ' પ્રકરણ માટે જે કહેવાનું છે તે ચોથા ખંડને પણ લાગુ પડે છે તે એ કે સંસ્કૃત કાવ્યશાસ્ત્રને એની જ પરિભાષામાં ને પાઠ્ય પુસ્તકને લાયક સંક્ષેપમાં ગુજરાતીમાં રજૂ કરવા જતા ભાષા બાલાવબોધનું કામ આપી શકે નહિ એવી બની ગઈ છે બીજા ખંડના સાતમા પ્રકરણમાં ઉતારેલા રઘુવંશ' ને માર્કંડેયપુરાણ'ના સંસ્કૃત શ્લોકો કર્તાએ બતાવવા માગ્યુ છે તેમ યતિસ્વાતંત્ર્યને શોભતે નામે અત્યારે ઓળખાતા યતિભંગના નહિ પણ પ્રવાહી પદ્યરચનાના જ દાખલા છે ભાષાના ઉદ્‌ગમ પ્રકારો ને વર્ગોથી માંડી ગુજરાતી ભાષાના ઉત્પત્તિ અને વિકાસની માહિતી આપતો પુસ્તકનો ત્રીજો ખંડ એનો વિષય કર્તાના ચોખ્ખ અને વ્યાસંગનો હોઈ ખરેખર સારો બન્યો છે બી એ. એમ, એ. ના વિદ્યાર્થીઓને ગુજરાતીની ભાષાશાસ્ત્રીય પ્રવેશપોથીનું કામ એ આપે એવી રા વ્યાસની આશા વધુ પડતી નથી એ ખંડમાં તેમ કાવ્યસ્વરૂપ, નાટ્યસ્વરૂપ અને રસનિષ્પત્તિ નિરૂપતા ચોથા ખંડમા રા વ્યાસની અભ્યાસ શીલતા, ખંત અને મકનનશક્તિનું સારુ દર્શન થાય છે ત્રીજામા જેમ બધા ભાષાશાસ્ત્રીઓના તેમ ચોથા ખંડમા બધા આલંકારિકોના મતોનો યથાવકાશ કુશળતાથી ઉપયોગ કરી એનું સારુ સંયોજન વા સંકલન એમણે કર્યું છે.

છેલ્લા પ્રકરણમાં અર્વાચીન ગુજરાતી સાહિત્યસ્વરૂપોનાં બતાવેલાં લક્ષણો અતિવ્યાપ્ત ને અપર્યાપ્ત બેઉ કોટિનાં હોઈ સંતોષજનક નથી. બીજી આવૃત્તિ વેળા જેમ બીજા ખંડને છેલ્લો મૂકવાની, ચોથાની ભાષાને વિદ્યાર્થીગમ્ય બનાવવાની અને રા. સંજાનાએ આ પુસ્તકના પોતે કરેલા અવલોકનમાં ઝીણી નજરે દર્શાવેલી પુસ્તકની મુદ્રણની અશુદ્ધિઓની, અનવધાનની અને માહિતીદોષની કેટલીક ખરી ભૂલો સુધારી લેવાની જરૂર છે, તેમ છેલ્લા પ્રકરણનો અર્વાચીન સાહિત્યસ્વરૂપો વિશેનો આ ભાગ પણ સહેજ વિસ્તારથી અને શાસ્ત્રીય ચોકસાઇથી નવેસરથી લખવાની જરૂર છે. પાઠ્ય બનાવવા ધારેલા પુસ્તકમાં કશુંક આંગળીચીંધામણું નહિ સારું.

## ઇતિહાસ : પુરાતત્ત્વ

અમદાવાદ અને ખંભાતના ઐતિહાસિક અને સાંસ્કૃતિક ગ્રંથ આપણને અગાઉ આપનાર રા. રત્નમણિરાવ જોટેનો 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસઃ ઇસ્લામયુગ : ખંડ ૧' પહેલા ભાગમાં ઇસ્લામની પૂર્વભૂમિકા જેવો પ્રાગૈતિહાસિક કાળથી હિંદુ ગુજરાતી સામ્રાજ્યની છેવટની પડતી સુધીનો વિહંગાવલોકી ઇતિહાસ આપી, બીજામાં ખીલજી અને તઘલખ વંશની હકીકત કહી, ગુજરાતની સલ્તનતના પ્રારંભ સુધી આવી પહોંચે છે આપણે ત્યાં ઇતિહાસદૃષ્ટિ બગાસર ઊઘડેલી નહિ એનો અફસોસ કરી એ પરિસ્થિતિમાં સાહિત્ય સ્થાપત્યાદિ વડે ઇતિહાસનું સમુપબૃંહણ કરવાની જરૂર જોનાર ને એની હિમાયત કરનાર કર્તાએ ઇસ્લામયુગના તથા તેની પહેલાના યુગના દરેક રાજ્યકાળના લેખો, મંદિરો, સ્થાપત્ય, સાહિત્ય, અને સતો વિશે રાજકીય ઇતિહાસની જોડાજોડ યથોપલબ્ધ માહિતી પીરસી છે. ઐતિહાસિક ગુજરાતનું પહેલું પાટનગર જૂનાગઢ હતું, વલભી સમયમા ગુજરાતમા કાર્તિકેયની ભકિત પ્રચલિત હતી, સોલંકી કાળ સુધી મંદિરો લાકડાં ને ઇંટોના બનતાં, અથર્વ વેદનો ગુજરાતની ભૂમિ સાથે સંબધ હતો, ચાવડાઓ નાના ઠાકોરો ને ચોરલુટારા જેવા જ હતા—આવું આવું કેટલુંક નવું જ્ઞાન આ પુસ્તક આપણને આપે છે પણ એના નામને સાર્થ કરતું એવું ગૌરવપ્રકરણ તો છે 'ગુજરાતી સમાજનું બંધારણ' એ પંદરમુ પ્રકરણ. વેદકાલીન અસુરો, ભૃગુઓ, યદુઓ, નાગો (નાગરોના નાગજાતિ સાથેના સંબધની વિસ્તૃત ચર્ચા ધ્યાન ખેંચે એવી છે), આભીરો, ગુર્જરો, શકો, હૂણો અને જુદી જુદી નાતોમાં હિંદુ જાતિમાં ભેળવી દેવાયેલા કેદ પકડાયેલા મહમૂદના લશ્કરના મુસલમાન સૈનિકો—એવી જુદી જુદી જાતિઓના મિશ્રણ પછી

ગુજરાતની ધરતી પર થયેલા જુદા જુદા ધર્મ-સંપ્રદાયોના મિશ્રણની વિગતે વાત કરી ગુજરાતી સમાજનાં બંધારણ ને માનસ પર એની થયેલી અસર તેમાં કર્તાએ બતાવી છે. ગુજરાતીની સહિષ્ણુ અને સમધારણ પ્રકૃતિ તથા ઇતરપ્રાંતવાસીઓને મુકાબલે એના પ્રાંતિક અસ્મિતાના ઝનૂનની અનુત્કટતા એ મિશ્રણોનો પ્રતાપ છે, એવું એમનું પ્રતિપાદન છે. બધાને પોતામાં સેગીરી દેનારો હિંદુ સમાજ મુસલમાનો તથા ખ્રિસ્તીઓને કેમ પોતામાં સમાવી શકયો નહિ, એનાં કારણોમાં સહિષ્ણુતા અને વિચારસ્વાતંત્ર્યની અતિશયતામાંથી જન્મેલી અસહિષ્ણુતા અને સાંપ્રદાયિકતાની વિપુલતાને તેમજ પરધર્મ ને પરસંસ્કૃતિના આક્રમણ સામેના તેના પ્રતિકારક સંરક્ષણાત્મક વલણને કર્તાએ ગણાવેલ છે. મુસલમાનો તથા ખ્રિસ્તીઓની સંસ્કારભિન્નતાને તથા હિંદુ સંસ્કૃતિ જોડે ન ભળવાની તેમની સ્વધર્માગ્રહી મનોવૃત્તિને કર્તાએ નથી ગણાવ્યાં એમ નહિ, પણ પોતે ઉઠાવેલા પ્રશ્નનો અર્ધો જવાબ એમાં છે એ સમજ મુકાવે તેટલો ભાર એના પર એમણે મૂકયો નથી. પુસ્તકમાં સંપાદિત, સંકલિત ને સંશોધિત સામગ્રી પુષ્કળ છે. પાદટીપોમાં ઉલ્લેખાયેલા સંખ્યાબંધ પ્રાચીન મધ્યકાલીન ને અર્વાચીન ગ્રંથકારો ને ગ્રંથો તથા પોતાની સંમતિ વા અસંમતિ દર્શાવતી તેની રા. રત્નમણિરાવે કરેલી ચર્ચાઓ એમન ઇતિહાસભક્તિ, વાચન ને શ્રમની તેમ એમની સ્વતંત્ર દૃષ્ટિની સાક્ષી પૂરે છે. એમની ભાષા રસાળ નથી, તો ક્લિષ્ટ કે શુષ્ક પણ નથી. એમનું ગુજરાતના ઇતિહાસને અત્યાર સુધીમાં થયેલું અર્પણ આ પુસ્તકના ઉમેરાથી વિશેષ સ્મરણીય બને છે.

આપણા પ્રાચીન સાહિત્યના સંશોધક રા. ભોગીલાલ સાંડેસરાએ પોતાના ઇતિહાસ, સાહિત્ય અને ભાષાવિષયક બહુસંખ્ય લેખોમાંથી 'સામાન્ય કરેલા વિચારસિક વર્ગને કંઈક રુચિકર થાય તેવા' ચૌદ લેખોના સંગ્રહને 'ઇતિહાસની કેડી' એવું નામ આપ્યું છે તે ઉચિત છે. અમુક સમયાવધિનો કે રાજ્યકાળનો શાસ્ત્રીય ઇતિહાસગ્રંથ એ નથી, પણ ઇતિહાસ–પુરાતત્ત્વના અભ્યાસની કેડીએ વિચરતાં મધ્યકાલીન ગુજરાતનાં અને પ્રાચીન ભારતવર્ષનાં સમાજ, સાહિત્ય, સંસ્કૃતિ ને વિદ્યાકળા પર પ્રકાશ પાથરે એવું જે કાંઈ પોતાને જડયું તે છૂટા લેખો દ્વારા લેખકે એમાં 'વિચારસિક' —હા, એથી ઓછો અધિકારી વાચકવર્ગ તો એને પાલવશે નહિ—સામાન્ય જનતા આગળ ધરી દીધું છે. ઇતિહાસનો પણ સાંસ્કૃતિક ઇતિહાસ એવો વિશાળ અર્થ લેખકને અભિપ્રેત છે. પાટણ ને ત્યાંના ગ્રંથભંડારો, ગુજરાતનાં

સ્થળનામોની વ્યુત્પત્તિ, 'પ્રબંધ-ચિંતામણિ'ના ગુજરાતી અનુવાદની સાહિત્ય-લક્ષી તેમ ઇતિહાસલક્ષી સમીક્ષા, ગુજરાતનાં સંસ્કૃત નાટક, આપણા લોકવાર્તા-વિષયક સાહિત્ય અને નરસિંહ પૂર્વેના ગુજરાતી સાહિત્ય વિશેની અભ્યાસપૂર્ણ સંકલિત માહિતી, આયુર્વેદની સમાલોચના, દેવમંદિરોનાં ભોગાસનોનાં શિલ્પ, પ્રાચીન ભારતની વિમાનવિદ્યા તથા આજના જનરલ સ્ટોર જેવા પ્રાચીન ભારતના 'કુત્રિકાપણ' વિશેના લેખો—એ સૌને એથી જ આ પુસ્તકનાં બે પૂંઠાં વચ્ચે સ્થાન મળ્યું છે. બધા લેખોની ગુણવત્તા ને કક્ષા એકસરખી નથી. પાટણ ને તેના ગ્રંથભંડાર વિશેના લેખો તથા પ્રાચીન ભારતનાં ઐતિહાસિક કૌતુકો પીરસતા 'પ્રાચીન ભારતમાં વિમાન' ને 'કુત્રિકાપણ' એ લેખો માત્ર માહિતીદર્શક છે. 'કામદેવની મૂછ' પુરાતત્ત્વાભ્યાસીના વિનોદવ્યવસાયનું ફળ છે. દેવમંદિરોમાંનાં ભોગાસનોના શિલ્પ વિશેનો લેખ એવાં શિલ્પનું અંતર્ગૂઢ રહસ્ય અને તેના સર્જકોની દૃષ્ટિ સમજાવવા મથે છે. 'આયુર્વેદનું સંશોધન' આયુર્વેદની સિદ્ધિ અને વિશિષ્ટતાઓની માહિતી આપી તેની પુનઃપ્રતિષ્ઠા માટે કેટલીક મહત્ત્વની સૂચનાઓ કરે છે. સંગ્રહને સાહિત્યરસિકોની દૃષ્ટિમાં કીમતી બનાવનાર અભ્યાસપૂર્ણ લેખો છે 'ગુજરાતમાં સંસ્કૃત નાટક', 'પ્રબંધચિંતામણિ,' 'આપણું લોકવાર્તાવિષયક પ્રાચીન સાહિત્ય,' 'નરસિંહ પૂર્વેનું સાહિત્ય' અને 'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં 'ગુજરાત' ના ઉલ્લેખો. બધા લેખો રા. સાંડેસરાનાં બહુશ્રુતતા અને અભ્યાસીપણાની સચોટ પ્રતીતિ કરાવી આપે છે. ગુજરાતનાં સંસ્કૃત નાટકોનું તથા 'પ્રબંધ-ચિંતામણિ'નું વિવેચન બતાવે છે કે ઇષ્ટ વિષયના અભ્યાસનો શિથિલ પક્ષપાત રા. સાંડેસરાને નથી. એમની દૃષ્ટિ શાસ્ત્રકારના જેવી ને ચોખ્ખી છે, અને વૃત્તિ તથા લખાવટ સ્વસ્થ અને પ્રસન્ન છે. એમના નિત્યના અનુભવના શાંત વિદ્યાનંદનું વધુ વિતરણ આવા બીજા સંગ્રહો દ્વારા રા. સાંડેસરા કરતા રહો!

ગુજરાત સાહિત્ય સભાયોજિત ઇતિહાસ સંમેલનમાં પોતે રજૂ કરેલ નિબંધની રા. સાંડેસરાએ છૂટી છપાવેલી પત્રિકા 'વસ્તુપાલનું વિદ્યામંડળ' વિક્રમના તેરમા શતકના ઉત્તરાર્ધ અને ચૌદમાના પ્રારંભકાળના ગુજરાતના સંસ્કૃત વિદ્યાના વિલાસને વેગ આપનાર મંત્રી વસ્તુપાલનાં સાહિત્યરસિકતા અને કાવ્યસર્જન વિશે, તેમજ સોમેશ્વર, હરિહર, સુભટ આદિ તેના વિદ્યામંડળના સાત કવિ-પંડિતો અને તેના ગાઢ સંપર્કમાં આવેલા અમરચંદ્રસૂરિપ્રભૃતિ આઠેક જૈન સાધુ કવિઓ ને પંડિતો વિશે અભ્યાસોપલબ્ધ માહિતી આપી જાય છે.

આ વિભાગના બાકીનાં ત્રણે પુસ્તકો પંડિત જવાહરલાલ નહેરુના બે અંગ્રેજી પુસ્તકોના નવજીવન કાર્યાલયે પ્રકટ કરેલા અનુવાદ છે એનાં નામ (૧) 'ઇન્દુને પત્રો', (૨-૩) 'જગતના ઇતિહાસનું રેખાદર્શન-ખંડ ૧-૨' પોતાની એકની એક પુત્રી પ્રિયદર્શિની ઇંદિરાને સંબોધી તેના મનોવિકાસ અર્થે પંડિતજીએ ઇ સ. ૧૯૨૮માં લખેલા ૩૧ અને ૧૯૩૦ થી ૧૯૩૩ સુધીમા લખેલા ૧૯૬ પત્રોની માળા એમાં અનુક્રમે ગ્રથબદ્ધ થઈ છે પૃથ્વીની ઉત્પત્તિથી માંડી આ વિશ્વયુદ્ધ પહેલાના સમય સુધીનો જગત ભરનો માનવીનો સુબોધક ઇતિહાસ બાલભોગ્ય શૈલીમા પુત્રીને શીખવતા પંડિતજીના વિશાળ વાચન સંસ્મરપ્રેમ અને અપત્યવત્સલ પિતૃહૃદયનું દર્શન કરાવતી એ પત્રમાળાઓ લૉર્ડ ચેસ્ટરફિલ્ડની પરપરા સાવ આથમી ગઈ નથી એ બતાવે છે

'ઇન્દુને પત્રો' પૃથ્વીની ઉત્પત્તિ, તેના પર સજીવ વસ્તુઓનો ને પ્રાણીઓનો પ્રાદુર્ભાવ માનવીનો જન્મ અને માનવીએ રચેલી સસ્કૃતિના પ્રારભ ને વિકાસ—એ સર્વ વિશે, ટૂકમાં માનવ ઇતિહાસના ઉષ કાળ વિશે, બાળકોની સમજમા ઊતરે એવી માહિતી સરળ ભાષામા પીરસે છે પંડિતજીએ માત્ર માહિતી જ નથી આપી રાજાની પ્રથાના અનિષ્ટો ને અસ્પૃશ્યતાની મૂર્ખાઈ જેવી બાબતો પરત્વે પોતાનો અભિપ્રાય આપતા જઈ તેમજ 'જાતે શ્રમ ન કરવામા ગૌરવ નથી,' 'દુનિયાને લોકો સુખસતોષથી રહી શકે એવી બનાવવા મથવુ જોઇએ' એ મતલબનાં કથનો યથાપ્રસગ વેરતા જઈ કિશોરી ઇન્દિરાની દષ્ટિને કેળવતા જવાનું પણ તેમણે કર્યું છે બાળકોની જિજ્ઞાસા ઊઘડતી હોય એ વેળે એમની પાસે આ પુસ્તકમા છે એવી માહિતી મુકાય તો તેમને જગતને ને જીવનને સમજવાની સારી ભૂમિકા ને દૃષ્ટિ સપડાવી શકાય ખાલી પરીકથાઓ અને જોડકણામાથી ઊંચા આવી બાળસાહિત્યે મનોરજનને બદલે જ્ઞાનપ્રકાશને પોતાનું લક્ષ્ય બનાવવાની જરૂર હવે આવી પહોચી છે આ પુસ્તક એ રીતે જોતા બાળસાહિત્યે હવે પકડવાની દિશા બતાવી જાય છે

'ઇન્દુને પત્રો' જ્યાથી અટકે છે ત્યાથી 'જગતના ઇતિહાસનું રેખાદર્શન પોતાનો આરભ કરે છે એના બે દળદાર ખડોમાં પહેલો નેપોલિયનના અવસાન સુધી આવે છે અને બીજો ઠેઠ ૧૯૩૮ ની સાલ સુધી પહોચી જાય છે પ્રથમ તો પડિતજી ૧૯૩૩ ની સાલ સુધી જ પહોચેલા, પણ નવી આવૃત્તિમા ગ્રથ ફરી તપાસી જઈ કેટલાક ભાગો

તેમણે ફરીથી લખ્યા છે અને ઇ. સ. ૧૯૩૮ ની સાલના અંત સુધીના બનાવોનો એમાં સમાવેશ કર્યો છે. આ અનુવાદ એમના ગ્રંથની એ નવી આવૃત્તિનો છે. પત્રો કારાવાસમાં લખાયા હોઈ સારા સંદર્ભગ્રંથો મળવા વાંકે પંડિતજીને 'કેટલીક બાબતો માત્ર તેનો ઉલ્લેખ કરીને જ છોડી દેવી પડી તથા અમુક યુગોનું બયાન ઉપરટપકે કરીને સંતોષ માનવો પડયો.' છે એ અને ' વિષયનિરૂપણની પદ્ધતિ એક ઇતિહાસકારના જેવી વસ્તુમૂલક નથી. ઇતિહાસકાર હોવાનો મારો દાવો નથી. આ પત્રોમાં તરુણ વયનાં બાળકો માટેના પ્રાથમિક કક્ષાના લખાણનું તથા કેટલીક વાર પુખ્ત વયનાં માણસોના વિચારોની ચર્ચાનું બેહૂદું મિશ્રણ થયેલું છે. એમાં અનેક બાબતોનું પુનરાવર્તન થયું છે. સાથે જ, આ પત્રોમાં રહેલી ખામીઓ પારાવાર છે. પાતળા તંતુથી એક બીજા સાથે જોડેલા એ છીછરાં રેખાચિત્રો છે' જેવા પંડિતજીના વિનીત ઉદ્‌ગારનો તો એટલો જ અર્થ કરવાનો કે એમનો આ ગ્રંથ એચ. જી. વેલ્સના જગતના ઇતિહાસના રેખાદર્શનના ગ્રંથ જેવો વ્યવસ્થિત અને શાસ્ત્રીય ઇતિહાસગ્રંથ નથી. આ એની મર્યાદા હશે, પણ એ જ એની વિશિષ્ટતા પણ છે. પત્રશૈલીની લખાવટને લીધે આવતાં અંગતતા ને ઢીલાપણું એને શાસ્ત્રગ્રંથના અક્કડ ગાંભીર્યને સ્થાને જીવંતતા અર્પે છે. અને પંડિતજીના વ્યક્તિત્વનું એમાં એથી આબાદ પ્રતિબિંબ પડયું છે એ તો વળી મોટો લાભ છે. ઇતિહાસની છૂટા છૂટા દેશના રાજકીય ઇતિહાસની જુનવાણી કલ્પનાથી ક્યાં ય આગળ જઈ ધરાતલ પર માનવીની પ્રગતિકૂચની પ્રવાસપોથી પુત્રી વાસ્તે લખવા ઇચ્છી પંડિતજીએ દેશદેશના ઇતિહાસ આલેખી તેના તાર સાંધતા જઈ જગત આખાના ઇતિહાસનું, અખંડ માનવસમાજના વિકાસક્રમનું, સમન્વિત દર્શન અહીં કરાવ્યું છે. પણ દેશ દેશની માનવીની પ્રવૃત્તિઓની કાર્યવહી એકલી એના રહસ્યદર્શન વિના નકામી છે. પં. જવાહરલાલે પત્રશૈલીથી મળતી સગવડનો લાભ લઈ વચમા વારંવાર થોભતા જઈ ઇતિહાસનું એવું તત્ત્વચિંતન પણ સારા પ્રમાણમાં ગ્રંથમાં રજૂ કર્યું છે. ઇતિહાસ તો ફિલસૂફોએ લખવો જોઈએ, કારણ, ઘટનાઓને વિશાળ તેમ વેધક દૃષ્ટિથી તેઓ જ જોઈ શકે છે, એવી ક્રોચેની ભલામણનો આ જોતાં આ ગ્રંથમાં સહેજે અમલ થઈ ગયો લાગશે. રાજદ્વારી પ્રવૃત્તિમાં પડેલા જવાહરલાલમાં સંતાયેલા વિચારક ને ફિલસૂફનું દર્શન અહીં ઘણીવાર થાય છે. એમની દૃષ્ટિ સમાજવાદીની છે, જે ય બતાવે છે તો એ જ કે એમની નજર માનવ સમાજનાં સર્વોત્તમ સુખ ને શ્રેય પર જ છે. ઇતિહાસદ્રષ્ટા અને વેદનશીલ ચિંતક જવાહરલાલનું સાહિત્યકારપણું પણ સિદ્ધ કરી આપતા આ ગ્રંથ-

દૃષ્ટનું વાચન તેમની સાચી ઓળખ માટે તેમની આત્મકથાની જેટલું જ અગત્યનું મનાવું જોઈએ 'ઇન્દુને પત્રો' તથા આ ગ્રંથ ગુજરાતીમાં ઉતારનારી નવજીવન પ્રકાશન મંદિરે એક ઉપયોગી સેવા આથી બજાવેલી ગણાશે આગલા લઘુ પુસ્તકમા અજ્ઞાતવાસ ઇચ્છતા અનુવાદકે તેમજ આ જગત-ઇતિહાસના અનુવાદક શ્રી મણિભાઈ દેસાઈએ કમાયેલા અનુવાદોની જેમ કાળજીપૂર્વક મૂળનું યથાર્થ ભાષાંતર કર્યું છે આગલામાં ચિત્રો મૂકી તેની ઉપયોગિતા વધારી છે તેમ આ રેખાદર્શનના અને પ્રથમાં મૂકી શકાય એવા છે તે હોરેસિનના નકશા સામેલ નથી કરી શકાયા તેનો અપજશ યુદ્ધને જાય છે ઇંદિરાના ગુજરાતી ભાઈબહેનો તેમજ સરકારવાળુ મોટેરા આ ત્રણે પુસ્તકોનો પૂરો લાભ ઉઠાવે.

## સમાજશાસ્ત્ર

'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સંશોધન ગ્રંથમાળા'ના દશમા પુસ્તક 'ગુજરાતના પંચમહાલ જિલ્લાના ભીલો'ના પહેલાં પચીસ પાનામા ભીલ સેવા મંડળના આજીવન સભ્ય એવા તેના લેખક શ્રી પાંડુરંગ વણીકરે જાત-અનુભવ અને નિરીક્ષણને આધારે, દાહોદ ને ઝાલોદ તાલુકામા સવા લાખની સંખ્યામા વસતા ભીલોનાં રૂપ, ગુણ, સ્વભાવ, નિવાસ, ભાષા, વ્યવસાય, પહેરવેશ, શણગાર, જન્મ મરણ ને લગ્નની વિધિઓ, ગ્રહેણીકરણી, ખોરાક, જમણવાર, ધર્મ, વહેમો, તહેવારો ને ઉત્સવો સબધી સમાજશાસ્ત્રના અભ્યાસીઓને ખપની માહિતી રજૂ કરી છે પછીના પોણાસો પાનામા ભીલોના લગ્નગીતો, પુરુષોના શૌર્યગીતો, ગરબા, મડોળ, ગીતો, કહેવતો, અટકો ને ભિલોડી રામાયણ આપ્યા છે, જે ભાષા-સાહિત્યના અભ્યાસીઓને રસપ્રદ ખોરાક પૂરો પાડશે સ ૧૯૭૧ મા 'વસંત' મા આચાર્ય આનશકરે અવલોકેલ 'ભીલોના ગીત' (સગ્રાહક, નાથજી મહેશ્વર પાઠક) પછીનો આ બીજો સગ્રહ કહેવાય '...અત્યાર સુધી પ્રકટ થયેલા ગુજરાતી સાહિત્યના પ્રદેશમા આ એક રમણીય વનભૂમિ જડી છે—જ્યાની વગડાઉ વેલ આપણા નકની બાગો કરતા વધારે તાજી, સ્વચ્છ દી અને ઝીણી-મીઠી સુગધદાર હોઈ એ વેલે વેલે આનન્દથી ઊભા રહેવાનું મન થાય છે' એ સ્વ આનદશકર ધ્રુવના એને માટેના શબ્દો* આ સગ્રહને પણ સીધા લાગુ પડશે નૃવશવિદ્યાની દૃષ્ટિએ ભીલોની તપાસ રજૂ કરી એ શાસ્ત્રના રસિયાઓનીય સેવા કરી શકાત, પણ એમ થયુ નથી. જે પરથી હાલના

* 'દિગ્દર્શન' પૃ. ૩૫૦

ભીલો શુદ્ધ અનાર્ય ન હોવાનુ સાબિત થવા મંભર છે તે લખનૌ યુનિવર્સિટીના પ્રો. મજમુદારે કરેલી ભીલોની ત્તપાસનો પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે ખરો, પણ કર્તા પોતે ઘણું કરીને એ એમનો વિષય ન હોવાથી એ બાબતમાં ચૂપ રહ્યા છે. ભિલોડી રામાયણના તથા ધૂનોના નોટેશન, ભીલોના ચિત્રો અને ભીલી ભાષાના શબ્દોના અર્થ પુસ્તકની ઉપયોગિતા વધારે છે.

'વર્ણવ્યવસ્થા' (ગાંધીજી) છે તો '૩૪ વાળી આવૃત્તિનું પુનર્મુદ્રણ, પણ 'મારાં લખાણ વાંચવાની ચાવી' તથા એક ચર્ચાપત્રીને આપેલ જવાબ એ ગાંધીજીનાં લખાણ તથા શ્રી. કિશોરલાલ મશરૂવાળાની સાર-દોહનનોંધ સાથે જોડ્યા છે એટલા પૂરતી આ નવી આવૃત્તિય ગણાય, એવો પ્રકાશકનો દાવો ખોટો નથી વર્ણ ને આશ્રમ હિંદુ ધર્મની ભેટ છે. એ હોવા તો જોઇએઃ ધર્મ પણ રહ્યા નથી, લોકોએ એને અધિકાર બનાવી દીધા છેઃ અત્યારે આશ્રમ તો લુપ્ત જ, ને વર્ણને સ્થાને જાતિઓની અસંખ્યતા થઈ ગઈ છેઃ જાતિભેદ તો માનવીની નબળાઈનું ફરજંદ છેઃ ધર્મની દૃષ્ટિએ મનુષ્ય માત્ર સમાન છે, એથી વિરુદ્ધનું શાસ્ત્રો કહે નહિ, ને કહે તો માનવધર્મને–હૃદયધર્મને મુખ્ય માનવો, એને નહિઃ વધુ જ્ઞાની ને ધર્મશુદ્ધોનો ધર્મ આ ધર્મહીન સ્થિતિમા ને પરાધીનતાના સંજોગોમાં સ્વેચ્છાએ અતિશૂદ્ર બની જવાનો છે : આ છે જાણે પોતાનાં વિચારબિંદુઓને ઉતાવળે ટાંચણ માફક ટપકાવતા લાગતા ગાંધીજીની 'ચાવી' નો સાર. ચર્ચાપત્રીને તેમણે આપેલ જવાબનો સાર એ કે જ્ઞાતિ આજે જે સ્વરૂપે મોજૂદ છે તે જેની વેળા વીતી ગઈ છે એવી એક બેહૂદી વસ્તુ છે, સાચા વિકાસમા વિઘ્નકર્તા છે, ને તે જવી જ જોઈએ. જ્ઞાતિઓને તોડવાની આવશ્યકતા એક કાળે ગાંધીજીને ઇષ્ટ ખરી પણ અનિવાર્ય નહોતી લાગતી, આજે તે એમને અનિવાર્ય લાગે છે એમ આથી સમજાય છે. પુસ્તકમાં શાસ્ત્રાધાર ને તદનુરૂપ વિતંડા નથી, પણ એક જાગ્રતબુદ્ધિ માનવધર્મી જનહિતવત્સલ વિચારકની પોતાની પ્રતીતિઓ છે. વર્ણવ્યવસ્થા અત્યારે જ્યાં આવીને ઊભી છે તેથી ઉદ્ભવતી અનેક પૃચ્છાઓની પ્રકોપવાણી અને શંકાઓનો ગાંધીજીએ એમા વર્ણવ્યવસ્થાના મૂળ આદર્શ ને પ્રયોજન પર જ નજર રાખીને સરળ અસંદિગ્ધ ઉત્તર આપ્યો છે. જ્ઞાતિની નાબૂદીના હિમાયતી ગાંધીજી વર્ણનો ટકાવ ઇચ્છે છે, એ પણ એના મૂળ આદર્શને ખ્યાલમા રાખીને. વર્ણ પરના એમના વિચારો તત્ત્વસ્પર્શી તેમજ વ્યાપક દૃષ્ટિવાળા છે. વધુની સ્પૃહા

રાખી બીજા ધંધામાં દોડવા ન જતાં વર્ણમત વ્યવસાયમાં પડી દરેક માણસ બાકીનો સમય આત્માના શ્રેય અને વિકાસને માટે વાપરી શકે એવી સગવડ એમાં છે માટે ગાંધીજીને વર્ણવ્યવસ્થાનો આદર્શ ગમી ગયો છે ઔદ્યોગિક ક્રાન્તિ પછીની આજની દુનિયામાં જૂના હાથઉદ્યોગોના યુગને ઉચિત વર્ણવ્યવસ્થાની અવ્યવહારુ હિમાયત કર્યાનો આક્ષેપ ગાંધીજીને માથે આ પુસ્તક નહિ લાવે એમ નથી, પણ એમને, એમની સર્વોદય અને સમાજ-રાષ્ટ્ર-શ્રેયની ભાવનાને, અને એ ભાવનાએ પ્રેરેલા એમના અર્થશાસ્ત્રને સમજનારાઓ તરફથી તો એ આક્ષેપ નહિ આવે

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પોતાને હસ્તકના લક્ષ્મીબાઈ હરિયાણી ટ્રસ્ટના સ્ત્રીઓ સબંધી વિષયો પર લખાવેલા ને છપાવેલા સાત ઈનામી નિબંધોનો સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે 'સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો' નામથી પ્રકટ કરેલ સંગ્રહ સ્ત્રીઓની વર્તમાન સામાજિક આર્થિક, શિક્ષણવિષયક અને શારીરિક સ્થિતિનો અને એ બાબતમાં શું કરવું ઘટે એનો સારો ખ્યાલ આપનો હોઈ, સ્ત્રીઓએ આત્મમાનને ખાતર અને પુરુષોએ પોતાનાં સ્ત્રી પ્રત્યેનાં દૃષ્ટિ ને વલણની ભૂલો તથા સુધારણાની દિશા એ બતાવે છે તે જાણવા માટે, જરૂર વાચવા યોગ્ય છે એના સાત નિબંધોના લેખકોમાં ચાર પુરુષ ને ત્રણ સ્ત્રીઓ છે સાતમાંથી પહેલા ત્રણ નિબંધ— સ્ત્રીઓના વિકાસમાં નડતાં કાયદાનાં બંધન', 'સ્ત્રીઓનું આર્થિક સ્વાતંત્ર્ય' અને 'સ્ત્રીઓ અને સ્વાશ્રય'—માહિતીની દૃષ્ટિએ (જોકે એમાં પહેલામાં માહિતીની એક નાનકડી ભૂલ પૃ ૧૨ ઉપર 'રિપબ્લિક' ને પ્લેટોનીને બ ને પ્લુટાર્કની કૃતિ કહેવાની થઈ ગઈ છે) નોંધપાત્ર છે વિચારણા સાતે લેખોની સ્વસ્થ ને ઠરેલ છે આ પ્રકારના લેખોમાં આવેશ ને કૃત્રિમ ઊર્મિલતા પહેલા દેખાતા તે આમાં નથી પ્રકાશક સંસ્થા તરફથી ગ મનુ સૂબેદારનું અને સંપાદકો-વિદ્યાબેન નીલકંઠ અને પ્રભુદાસ પટવારી-નું એમ આરંભના બેઉ નિવેદનો અને ગ્રંથાન્તે છાપેલી સમાજમાં સ્ત્રીઓના સ્થાન વિશેના ગાંધીજીના વિચારોની ચૂંટણી વિચારપ્રેરક છે પુસ્તક જોવા પછી એક વિચાર સૂઝે છે: આવા છૂટા લેખોના સાધણ કરતા કોઈ અભ્યાસી સમાજશાસ્ત્રી પાસે સ્ત્રીઓને લગતા બધા જ પ્રશ્નોની આમૂલ શાસ્ત્રીય ચર્ચા કરતો ભારતની નારી' એવા નામનો સળંગસૂત્ર ગ્રંથ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય કે બીજી કોઈ લોકશિક્ષણના હેતુને વરેલી પ્રકાશક સંસ્થા ન લખાવે ?

બહારથી રૂડા દેખાતા ગૃહસંસાર પરથી પડદો ઊંચકી ભીતરમાં કેવી

હોળી સળગી રહી છે એનું વાસ્તવદર્શન કરાવતું 'કલેશાં-તનનાં ને મનનાં' એ પુસ્તક વડોદરાના દી. બ. વાસુદેવ વિનાયક જોશીએ મરાઠી 'સ્ત્રી' માસિકમાં અને પછી પુસ્તકરૂપે છપાવેલા પત્રોનો સૌ. શાન્તાબેન દેસાઈએ કરેલો અનુવાદ છે. કાયદાની સલાહ મેળવવાના ઉદ્દેશથી લખાયેલા એના બત્રીસ સાચા પત્રોમાં વય, સંસ્કાર, સ્વભાવ ને ભાવનાના ભેદે સર્જેલાં કલેશો, પતિ કે પત્નીની ધૂન અણસમજ જડતા કે દુર્વર્તન, અને એમનાં સંસારને ધૂળમાં મેળવતી અન્ય વ્યક્તિઓની લીલાઃ એમાંથી કોઈ ને કોઈ કારણે જેમનું પરિણીત જીવન ભડકે બળી રહ્યું છે એવા અનેક દુખિયાં સ્ત્રીપુરુષોએ—એવાદુખિયાંમાં પુરુષો કરતાં સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જ વધારે છે—પોતાની વેદના ઠાલવી એમાંથી ઊગરવાનો માર્ગ પૂછ્યો છે ઊગરવાનો એકમાત્ર ઉપાય લગ્નવિચ્છેદ હોય એવું ઘણા પત્રોમાં સ્પષ્ટ સૂચન છે. એ ઉપાય પણ બહુ સરળ નથી એ મૂળ લેખકે પોતાની પ્રસ્તાવનામાં બતાવ્યું છે. એ પ્રસ્તાવના ખાસ વાંચવા જેવી છેઃ પુસ્તકમાંના પત્રોમાં રજૂ થયેલ કેસો કે સમસ્યાઓનાં વર્ગીકરણ ને ભાષ્ય ઉપરાંત એ પત્રોના લેખકે આપેલા જવાબો ને કરેલ માર્ગદર્શનનો સમગ્રસાર તેમાં છે. સમાજના શ્રેયની ફિકર જેમને હોય એવા વિચારકોને કંપાવે અને સળવળાવે એવું આ પુસ્તક કકડે કકડે 'સ્ત્રીજીવન'માં અને પછી ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરી રા. મનુભાઈ જોધાણીએ 'સ્ત્રીજીવન'ના સંપાદક તરીકે સાચી દૃષ્ટિ બતાવી છે.

## અર્થકારણ

આ વિભાગમાં નવજીવન પ્રકાશન મંદિર અને ગુજરાત વિદ્યાપીઠ તરફથી બે, સંદેશ પ્રકાશન મંદિર તરફથી ચાર અને સયાજી ગ્રામવિકાસ માળા તરફથી બે, એમ એકંદર આઠ પુસ્તકો મળ્યાં છે. તેમાં ત્રણ ભાષાંતરો છે.

ગુજરાત વિદ્યાપીઠની 'આચાર્ય ગિદવાણી સ્મારકમાળા'નું સાતમું પુસ્તક 'હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર' (વિઠ્ઠલદાસ કોઠારી) હિંદનાં ખેતી, ઉદ્યોગો, બેંક ને શરાફી, નાણાચલણ, રેલવે, નહેરો, પરદેશનો વેપાર, લશ્કરી ખર્ચ, સરકારી પગારનીતિ, વહાણવટું, સહકારી પ્રવૃત્તિ, અને સરકારી દેવા જેવા વિષયો પર આંકડા ને વિગતો સાથે સામાન્ય વાચકને ઉપયોગી થાય તેવી માહિતી એવી સરસ રીતે રજૂ કરે છે કે હિંદના અર્થશાસ્ત્રના વિદ્યાર્થીને માટે એ યોગ્ય પ્રવેશગ્રંથ બનશે ખોરાક ને કપડાં જેવી જીવનની પ્રાથમિક જરૂરતની બાબતમાં સામાન્ય હિંદીની સ્થિતિ જેલના કેદી કરતાં બદતર

છે, રેલવે આગબોટ ને નાણાંચલણ હિંદમાંથી કાચો માલ લઇ જવા ને પરદેશી માલ ઘુસાડવા સરકારના હાથમાં મોટાં શસ્ત્રો છે, એવું ઘણું ઘણું સામાન્ય વાચકને એમાંથી જાણવાનું મળશે. નહેરો કરતાં રેલવેને પ્રાધાન્ય આપવામાં રહેલી દૃષ્ટિની, તેમજ મીઠાવેરો, મહેસૂલ, આબકારી આવક, પગાર ને હૂંડિયામણની સરકારી નીતિની સ્પષ્ટ શબ્દોમાં પણ આવેશ વિના પુસ્તકમાં યથાપ્રસંગ ટીકા કરવામાં આવી છે. મોટે ભાગે તો આંકડા જ બોલે છે એટલે લેખકને બહુ ઓછું બોલવું પડે છે. કુદરતી સાધનસંપત્તિથી આબાદ આપણો દેશ વિરાટ આર્થિક સ્રાવથી સતત પિડાતો ગરીબોનો દેશ બની ગયો તેનું કારણ પરદેશી સરકારની પ્રજાહિતવિરોધી નીતિરીતિ છે એમ આખું પુસ્તક બોલી ઊઠે છે. દેશનું અર્થતંત્ર એના રાજતંત્ર પર અવલંબે છે. દરિયાપારનાં સ્વજનોનું જ હિત જોતી પરદેશી સરકારને સ્થાને હિંદી જનતાનું હિત જ લક્ષતી દેશની પ્રજાકીય સરકાર આવશે ત્યારે જ બાજી સુધરશે એવી પોતાની પ્રતીતિને લેખકે ભાર સાથે વ્યક્ત કરી છે. છેલ્લા પ્રકરણમાં સર વિશ્વેશ્વરૈયાની, મુંબઇ–યોજના નામે ઓળખાતી ઉદ્યોગપતિઓની, રા. અગ્રવાલની અને રા. એમ. એન. રોયની એ ચાર તેમજ હિંદી અને મુંબઇ સરકારની યુદ્ધોત્તર આર્થિક વિકાસની યોજનાઓનો પરિચય કરાવ્યો છે. પણ એ તો ભાવી યોજનાઓ, હાલ તો રચનાત્મક કાર્ય જ જરૂરી, એવું રા. કોઠારીનું અંતિમ પ્રતિપાદન છે. એ બાબતમાં તેમ અન્યત્ર, અર્થશાસ્ત્રના સિદ્ધાંતોની તાત્ત્વિક ચર્ચા એમણે પુસ્તકમાં કરી નથી છતાં, એમનું વલણ ગાંધીવાદી, એટલે સ્વદેશી અને સર્વોદયને ભજતું, દેખાય છે. એથી જ રચનાત્મક કાર્યની માફક ગૃહઉદ્યોગોના ટકાવ ને ખિલાવની પણ એમણે હિમાયત કરી છે. નિત્યવિકાસશીલ આ શાસ્ત્રના અભ્યાસીઓ આ દૃષ્ટિવલણને જુનવાણી અને નવા સંજોગોમાં અકાર્યક્ષમ ગણવાના ખરા.

'ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ' એ જે. સી. કુમારપ્પાના 'વ્હાય ધ વિલેજ મુવમેન્ટ' પુસ્તકની ચોથી આવૃત્તિનો રા. નગીનદાસ પારેખે કરેલો અનુવાદ છે. ઐતિહાસિક ભૂમિકા, આધુનિક પરિસ્થિતિ અને ઉકેલ નામક ત્રણ ખંડમાં વહેંચાયેલું ખાદીકાગળમાં છપાયેલું આ પુસ્તક અર્થશાસ્ત્રના તાત્ત્વિક સિદ્ધાન્તોની મૂલગામી જનહિતલક્ષી દૃષ્ટિએ છણાવટ અને નવું માર્ગદર્શન રજૂ કરે છે. આર્થિક તંત્રોના વરુવર્ગના અને ગાયવર્ગના એવા અનુક્રમે પાશ્ચાત્ય અને ભારતીય પ્રકાર સમજાવી મૂડીવાદી અને સામ્યવાદી અર્થતંત્રની ખાસિયતો અને ખામીઓ દર્શાવી આપી, પૌરસ્ત્ય આદર્શ

પ્રમાણે સાંસ્કૃતિક મૂલ્યો અને માનવની સાચી હાજતોનાં તત્ત્વો પર રચાવા જરૂરી અહિંસક સમાજની સ્થાપનાની હિમાયત, કે વકીલાત કહો તો વકીલાત, એમાં ગ કુમારપ્પાએ કરી છે. પૌરસ્ત્ય લોકશાહીનો તાત્ત્વિક વિચાર કરી, તેના પાયા તરીકે કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણના લાભાલાભની સારી ચર્ચા કરી વિકેન્દ્રીકરણનો તેમણે પક્ષ લીધો છે એ જાણવા જેવુ છે. ગાંધીજીપ્રેરિત 'અખિલ હિંદ ચરખા સંઘ' અને 'અખિલ હિંદ ગ્રામોદ્યોગ સંઘ'ના કાર્યક્રમ અને કાર્યપદ્ધતિ પાછળની ભાવનાની તાત્ત્વિક ભૂમિકા આ રીતે આ પુસ્તક પૂરી પાડે છે. ઉપરના પુસ્તકની માફક આ પણ દરેક જાગ્રત દેશપ્રેમીએ વાચીને મનન કરવા જેવું છે.

અમદાવાદની 'સંદેશ આર્થિક ગ્રંથમાળા'ની 'હિંદની આર્થિક દુર્દશા' (ડુંગરશી સંપટ), 'રૂપિયાનું ભાવી' અને 'યુ કે. સી. સી અને હિંદ' એ ત્રણે પુસ્તિકાઓ વાચકને ઘણી ઉપયોગી માહિતી પૂરી પાડે તેવી છે. પહેલી પુસ્તિકા ખેતીની અધોગતિ, કરવેરાનું ભારણ, લશ્કરી ખર્ચ, વિશ્વ-યુદ્ધે કરેલી આર્થિક અસર અને ચલણનો ફુગાવો એ મુદ્દાઓ ચર્ચી આંકડા ને માહિતી સાથે હિંદની વર્તમાન આર્થિક દુર્દશાનો વાચકને ખ્યાલ આપવા મથે છે. બીજી પુસ્તિકા પ્રો વકીલ ને પ્રો. મુંજારિયા એ બે ગુજરાતી અર્થશાસ્ત્રીઓના 'ફ્યૂચર ઑફ ધ રૂપી' એ નિબંધનો અનુવાદ છે. વિશ્વયુદ્ધે સરજેલી પરિસ્થિતિમા રૂપિયાનું યુદ્ધોત્તર ભાવી નક્કી કરવામાં આતરિક તથા બાહ્ય બળોની અસર તથા રૂપિયાની દેશના હિતમા વાજબી બાહ્યાભ્યંતર કીમત નક્કી કરવાનું કાર્ય એમા ચર્ચાયેલ છે ત્રીજી પુસ્તિકા પ્રો. અગરવાલની અંગ્રેજી પુસ્તિકાનો અનુવાદ છે પ્રથમ પુસ્તિકા બ્રિટનના યુદ્ધના આર્થિક શસ્ત્ર તરીકે હરીફ અને તટસ્થ દેશોમાં દુશ્મનોને દંડાવવા સ્થપાયેલી પણ પછી બ્રિટિશ માલની અજાવર નિકાસનું સાધન બની બેસી હિંદી તેમ બ્રિટિશ વેપારીઓને અળખામણી થઇ પડેલી 'યુનાઇટેડ કિંગડમ કોમર્શિયલ કૉર્પોરેશન'ના પ્રતિહાસ, નીતિરીતિ તથા હિંદનાં વેપાર અને અર્થકારણને ગૂગળાવી મારતા કરતૂકો એનો વિષય છે. છેલ્લી બેઉ પુસ્તિકાના અનુવાદક. રા શંકરલાલ ભટ્ટ છે. જોડણીની અશુદ્ધિઓ બધીમા છે.

'સંદેશ'પ્રકાશિત 'વ્યાપારી સર્વજ્ઞાનસંગ્રહ' (ડુંગરશી સંપટ) માં સારો કહેવા જેવો ભાગ હિંદના ઉદ્યોગ, ખેતી ૪૦ વિશે જુદાજુદા દેશોની તદ્વિષયક પરિસ્થિતિની સરખામણી સાથે અપાયેલી માહિતી તથા 'વેપાર

અને અર્થશાસ્ત્રનું અવલોકન' છે. દેશો, શહેરો, ઔષધિઓ ને વેપારની ચીજો વિશેની માહિતી અને વ્યાપારવિષયક મહત્ત્વ એ ધરાવતી હોવાથી સંગ્રહમાં સ્થાને ગણાય, પણ 'વ્યાપારી' સર્વસંગ્રહમાં શરીરરચના ને સાહિત્ય જેવા વિષયો તેમ દુનિયાના મોટા ધટ જેવી કુતૂહલપોષક સામગ્રીનું સ્થાન શંકાસ્પદ છે. એવી ઘણી સામગ્રીને અત્ર શામિલ કરવામાં તો પુસ્તકના નામના ઉત્તરાર્ધ–'સર્વજ્ઞાનસંગ્રહ'–પર જ ઉત્સાહી સંપાદકની નજર રહી લાગે છે પૃ ૨૮૮ પર ગુજરાતી સાહિત્યની માહિતી આપતા ૪ થી ૧૪ સુધીની પંક્તિઓમાં કૃતિઓ ને કર્તાઓના નામોનો ગોટાળો થયો છે, પાંચમા પાના પર આપેલી અમદાવાદની વસ્તી પૃ ૧૭૨ પર આપેલી–ના કરતા બમણી છે, 'આયાત'ને માટે 'આમદાની' શબ્દનો ખોટો પ્રયોગ વારવાર થયો છે—આવી આ ગ્રંથની ભૂલોની યાદી લંબાવી શકાય તેમ છે આકરગ્રંથ બનાવવા ઇચ્છ્યો હોય, એવા ગ્રંથમાં શાસ્ત્રીય ચોકસાઈનો ઊંચામાં ઊંચો આદર્શ જળવાવો જોઈએ સામાન્ય માહિતીસંગ્રહથી વિશેષ કોઈ ગણાવવા જેવી અસામાન્યતા આમાં નથી '૧૯૩૯ થી ૧૯૪૪ સુધીનું હિંદના સાધનો અને અર્થશાસ્ત્રનું અવલોકન' પરિશિષ્ટરૂપે મુકાયું છે તે તથા સમગ્ર ગ્રંથ સંપાદકના શ્રમ ને ખંતની નિશાની છે એમાં શક નહિ.

'પાક કેમ વેચશો ?' (હરિવદન પરીખ) એ શ્રી સયાજી ગ્રામવિકાસમાળા'ના છઠ્ઠા પુષ્પમાં સમૂહ વેચાણ વ્યવસ્થિત બજારની યોજના મુજબ વેચાણ અને માલની પ્રતવારી કરી વેચાણ એ માલના વેચાણની ત્રણ યોજનાઓ ખેડૂત તેમજ વેપારી ઉભયને થતા તેના લાભ સાથે, લેખકના મધ્યપ્રાંતના વ્યવસ્થિત બજારના નિરીક્ષણ તથા બોડેલી બજારના સફળ સંચાલનના અનુભવને આધારે, વાર્તાત્મક સંવાદો રૂપે સમજાવવામાં આવી છે એ યોજનાઓને વડોદરા રાજ્યે પોષવા–ઉત્તેજવાનું આદર્યું છે તે પણ આ પુસ્તિકા વારે વારે બતાવ્યાં કરે છે એ જ માળાનું સાતમું પુષ્પ 'ગ્રામ પુનર્ઘટના' (રમેશ ગૌતમ) ગામડાની ગરીબી ગ્રામોદ્ધારની અગત્ય ને તેના માર્ગ, જમીનમહેસૂલ, ખેતીસુધારણા, કરજદારી સહકાર્ય અને પશુપાલન જેવા ગામડાના પ્રશ્નોની સારી ચર્ચા કરી વડોદરા રાજ્યે તે સંબંધમાં શું કર્યું છે તેનો હેવાલ પેશ કરે છે રાજ્યની ખેડૂતોપકારક પ્રવૃત્તિઓનો વધુ લાભ લેવાનું લોકોને કહેવા ખેડૂ પુસ્તિકાઓ લખાઈ લાગે છે. સાચી નિષ્ઠાથી રાજ્યો આવી પ્રવૃત્તિ ઉપાડે અને જેના હિત માટે એ ઉપાડે તેઓ એનો પૂરતો લાભ લે તો ગામડાની હાલની દુર્દશા પૂરી ટળે નહિ તો ઘણી ઓછી, તો થાય.

## રાજકારણ

આ વિભાગમાં નવજીવન-પ્રકાશનો પહેલું ધ્યાન ખેંચે છે. એમાં મૌલિક-અનુવાદિતના કે નવીજૂની આવૃત્તિના ભેદ વિના ગાંધીજીનાં ત્રણ પુસ્તકોને પહેલાં અવલોકીએ 'ગાંધીજીનો સરકાર સાથેનો પત્રવહેવાર' એમાં પ્રથમ નોંધને પાત્ર છે. તા ૯-૮-૪૨ ના રોજ પકડાયા પછીના બીજા દિવસથી ૯-૭-૪૪ સુધીના ગાળામા ઉપસ્થિત થયેલા જુદા જુદા અનેક મુદ્દાઓ સબંધે મુંબઈ ને હિંદી સરકાર સાથે તેમજ આગલા ને ચાલુ વાઇસરોય સાથે ગાંધીજીને કરવો પડેલો પત્રવ્યવહાર તેના સરકારી જવાબો સાથે એમાં પૂરેપૂરો છપાયેલો છે. એમા સૌથી મહત્ત્વનો છે ઓગસ્ટનાં તોફાનો માટેની જવાબદારી સબંધી પત્રવહેવાર, જે વાજબી રીતે મહત્ત્વનું પ્રમાણ ને સ્થાન અહીં રોકે છે, જેમ ગાંધીજીના મગજમાં પ એણે તે વેળા રોકેલ હશે. અત્યંત સ્પષ્ટ ભાષામા એ તોફાનો માટે સરકારી આક્રમક દમનનીતિને જ જવાબદાર ગણી, કોંગ્રેસ-લડતના સેનાની એવા પોતે તો પકડાઈ જવાથી કોંગ્રેસ-લડત શરૂ જ થઈ ન હતી એમ ગાંધીજીએ એમાં બતાવી આપ્યુ છે. સરકાર તરફથી પ્રસિદ્ધ થયેલી ઘણી વિગતો ખોટા યા વિકૃત રૂપમા મુકાયેલી હોવાથી 'હરિજન'માનાં સખ્યાબધ લખાણોના તેમજ અન્ય નેતાઓના ભાષણોના ઉતારા પણ એમને આપવા પડ્યા છે. સરકારના પોતાની નીતિના બચાવ અને કોંગ્રેસ પર કરેલા આક્ષેપો સામે સૌમ્ય ભાષામા પણ તેજસ્વી પુણ્યપ્રકોપ એમા વ્યક્ત કરી મહાસભાના આશયો ને નીતિરીતિનું સત્યલક્ષી સ્પષ્ટીકરણ પણ એમણે કર્યું છે. સેન્સર થઈ પરદેશમા અમુક જ રીતે પીરસાયેલ સમાચારો ને હકીકતો, ''૪૨-'૪૩ ના તોફાનો માટે મહાસભાની જવાબદારી' નામની હિંદી સરકારની પ્રચારપુસ્તિકા અને છપાયેલા અધૂરા પત્રવહેવારને લીધે સાચી વાત પર જે ઢાંકણુ વસાતું હતું તેના આપણા રાષ્ટ્રપુરુષાએ 'સત્યધર્મીય દૃષ્ટે' કરેલા આ અપાવરણનું દસ્તાવેજી મૂલ્ય ઘણું છે. ગાંધીજીને કેટલી બધી વાર દુભાવું પડ્યુ છે તેનો અને આપણા એ સત્યાગ્રહી-શ્રેષ્ઠની શાંત તેજસ્વિતાનો તેટલો જ પત્રોના મુસદ્દા ઘડવાની એમની પ્રયોજનક કુશળતાનો અને ભાષાપ્રભુતાનો આ પત્રવહેવાર સબળ પરિચય કરાવી જાય છે. પત્રવહેવારને નવ વિભાગમા વિષયવાર વ્યવસ્થિત રીતે ગોઠવવાનું તથા આગળ પરિચયદાત્રી પ્રસ્તાવના જોડવાનું કાર્ય રા. પ્યારેલાલે સફળતાપૂર્વક બજાવ્યું છે. મૂળ અંગ્રેજીનો ગુજરાતી અનુવાદ પણ સારો થયો છે.

'રાષ્ટ્રભાષા વિષે વિચાર'. એ ગાંધીજીનાં એ વિષય પરનાં વ્યાખ્યાનો તથા લેખોના સંગ્રહને રાજકારણનાં પુસ્તકો ભેગો અવલોકવાનું કારણ ગાંધીજીનાં પુસ્તકોને એકસાથે વિચારવાની સગવડ ઉપરાંત એ પણ ખરું કે હિંદની એકતા એનું લક્ષ્ય છે. પુસ્તકમાં રાષ્ટ્રભાષાની ચર્ચા છે, એટલે એના ઘણા લેખોના વિષય અંગ્રેજીનો વિરોધ, રાષ્ટ્રભાષાની અગત્ય, રાષ્ટ્રભાષાની વ્યાખ્યા ને તદંગે વ્યવહારુ સૂચનાઓ, પ્રાંતીય ભાષાઓ મરી જશે એ શંકાનું નિરસન, બંગાળ ને દ્રવિડની હઠ કે પૂર્વગ્રહને જીતવાની દલીલો, દક્ષિણમાં થયેલા હિંદીપ્રચારની આંકડાસહ માહિતી, હિંદી-ઉર્દૂનો ઝઘડો અને એવા હોય એ સ્વાભાવિક છે. પુસ્તકમાં રાષ્ટ્રભાષાપ્રચારના કાર્યના ઇતિહાસ તથા તેની વિકસતી જતી કાર્યપદ્ધતિનું દર્શન થાય છે. લેખો બતાવે છે કે ૧૯૦૯ માં 'હિંદ સ્વરાજ' લખ્યું ત્યારથી આજ સુધીમાં ગાંધીજીની રાષ્ટ્રભાષા સંબંધી માન્યતા સુસંગત રહી છે. અંગ્રેજી આંતરરાષ્ટ્રિય ભાષા તરીકે ભલે મહત્ત્વ પામે, રાષ્ટ્રભાષા તો એ નહિ જ થઈ શકે, રાષ્ટ્રભાષા તો હિંદી જ, હિંદી એટલે જે ઉત્તરમાં હિંદુ તથા મુસલમાન બોલે છે ને દેવનાગરી અથવા ઉર્દૂ લિપિમાં લખે છે—આ એમની માન્યતાએ કંઈક વિકાસ સાધ્યો હોય તો તે એ કે પહેલાં આવી રાષ્ટ્રભાષાને તે 'હિંદી' કહેતા, પછી 'હિંદી-હિંદુસ્તાની' અને હવે 'હિંદુસ્તાની' નામ આપે છે, અને પહેલાં દેવનાગરી અથવા ઉર્દૂ લિપિની એ વાત કરતા હતા, હવે દેવનાગરી અને ઉર્દૂ લિપિની હિમાયત એવા આગ્રહ સાથે કરે છે કે 'પૂરી રાષ્ટ્રભાષા' શીખનારે બેઉ લિપિ જાણવી જ જોઈએ. '...ઉર્દૂ કે રોમન એકેમાં દેવનાગરીના જેવી સંપૂર્ણતા અને ઉચ્ચારણશક્તિ રહેલી નથી' (પૃ. ૩૮) એમ સ્વીકારનારને ઉર્દૂ લિપિ ફરજિયાત શીખવાની હિંદુઓને સલાહ આપવી પડી છે તે હિંદુસ્તાન એક રાષ્ટ્ર નથી, બે રાષ્ટ્ર છે, એવા એક કોમની રાજરમતે ઊભા કરેલા સિદ્ધાન્તે જન્માવેલો વિખવાદ ગાળી નાખવા માટે જ, એ એમનું આ વાક્ય સ્પષ્ટ બતાવી આપે છે: 'મારે કબૂલ કરવું જોઈએ કે, ફારસી લિપિ શીખવાના મારા આગ્રહમાં હિંદુ—મુસ્લિમ ઐક્યનો પ્રશ્ન છે જ' (પૃ. ૧૦૮). આથી જ રાષ્ટ્રપ્રેમની દલીલને પણ એમને વચમાં લાવવી પડી છે. ગાંધીજીના આ નવા આગ્રહે ઠીકઠીક ક્ષોભ જગાડ્યો છે. હિંદી સાહિત્ય સંમેલનનો પચીસ વરસનો સંબંધ એમને છોડવો પડ્યો છે. એવે સમયે ગાંધીજીનાં એતદ્વિષયક લખાણોનો આ સંગ્રહ, તેઓ કહે છે તેમ, 'બરાબર વખતે' પ્રકટ થયો ગણાય.

'રચનાત્મક કાર્યક્રમ એ...સત્ય અને અહિંસામય સાધનો વડે કરેલી પૂર્ણ સ્વરાજની રચના છે' એમ જેના પહેલા વાક્યમાં અને '...રચનાત્મક કાર્યક્રમ વિના મને સવિનય ભંગ ચલાવવો એ લકવાથી જડ બની ગયેલા હાથે ચમચો ઉપાડવાનો પ્રયત્ન કરવા જેવું છે' એમ જેના છેલ્લા વાક્યમાં ગાંધીજીએ લખ્યું છે તે અંગ્રેજી પરથી ગ. ચંદ્રશંકર શુક્લે કરેલા અનુવાદ 'રચનાત્મક કાર્યક્રમ'ની ત્રીજી આવૃત્તિમાં 'કહેવાતા રાજકારણ અને વ્યાખ્યાનબાજી કરતાં પણ...વધારે રોચક લાગવો જોઈએ' એ રચનાત્મક કાર્યક્રમનાં કોમી એકતા, ખાદી આદિ તેર અંગો ઉપરાંત ચૌદમા અંગ બનતા આદિવાસીઓ વિશેનું તેમજ ખેડૂતો મજૂરો અને વિદ્યાર્થીઓ અંગેના કાર્ય પરત્વે કાર્યકર્તાઓને કરેલી સૂચનાઓનું એમ ગાંધીજીના બે મહત્ત્વનાં લખાણ પુરવણીરૂપે ઉમેરાયાં છે. ગાંધીજીની સાચામાં સાચી ઓળખ તો આ: એ ભારતના ભિષગ્વર છે. ભારતના રોગના ચિકિત્સા ને નિદાન ગાંધીજીએ 'હિંદ સ્વરાજ'ને આ પુસ્તિકામાં કર્યા છે એવાં કોઈએ નથી કર્યાં. રચનાત્મક કાર્યક્રમ ભારતના રોગનું એમણે સૂચવેલું રામબાણ ઔષધ છે. પણ એ છે મૂળને પકડતું ને ધીમી પણ પૂરી અસરની ખાતરી આપતું સાચા નાડીપરીક્ષક દેશી વૈદ્યનું ઔષધ, શીઘ્રફલદાયી ચીંગડિઓ આરામ આપતું એલોપથીના દાક્તરનું નહિ. પુસ્તિકાસમગ્રમાં ગાંધીજીની પ્રતીતિઓ જ બોલી રહી છે. એનું વાચન એમણે કરાવેલા સાચા ને પથ્ય માર્ગદર્શન પરત્વે એવી જ પ્રતીતિ પ્રજામાં જગાડી એમની કલ્પનાના કાર્યકરોની ફોજ ઊભી કરે એટલું જ ઇચ્છવાનું રહે છે.

'રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થીપ્રવૃત્તિ' (મગનભાઈ દેસાઈ) ઉપલી પુસ્તિકામાંની વિદ્યાર્થીઓ સબંધી ગાંધીજીની સૂચનાઓને ખાસ દૃષ્ટિ સમક્ષ રાખી એનો ભાષ્યવિસ્તાર કરી વિદ્યાર્થી-પ્રવૃત્તિ વિશે વહેવારુ સૂચનાઓ રજૂ કરે છે. લેખકના વક્તવ્યનો મોટો ભાગ 'વિદ્યાર્થી-સંગઠન' અને 'વિદ્યાર્થી-કાર્યક્ષેત્ર' એ બે પ્રકરણમાં સમાયો છે. સોળની ઉમરથી નીચેનાને સભ્ય ન કરવાની અને વાલીઓ-શિક્ષકો ને શિષ્યોનો વર્ગવિગ્રહ ઊભો ન કરવાની આગવામાની સૂચનાઓ ડહાપણની છે. વિદ્યાર્થીઓના કાર્યક્ષેત્રમાં આત્મશુદ્ધિ, રચનાત્મક કાર્યક્રમ, સેવાતાલીમ અને અભ્યાસવૃદ્ધિને ગણાવી એમાં પહેલી બાબત પરત્વે બીડી, વરણાગિયાવેડા, નાજુકાઈ, વિદ્યાર્થી-સ્વરાજના કામમાં ચાલતાં લાંચ-ખાયકી ઇ. અપલક્ષણો પરિહરવાની અને સાચા અર્થમાં વિદ્યા-અર્થી બનવાની જે સલાહ લેખકે આપી છે તે ખૂબ

સમયસરની છે. કૉલેજિયનોની શિસ્ત ઇ. પ્રશ્નો માટે લખેલાં પ્રકરણોમાં રા. મગનભાઈએ આજના વિદ્યાર્થી-જગતનો પોતાનો પરિચય બતાવી આપ્યો છે. સરદાર વલ્લભભાઇ પટેલની પ્રસ્તાવના આવતા સ્વરાજનો ભાર ઉપાડવા વિદ્યાર્થીઓએ કરવી જોઈતી તૈયારીનો ઇસારો કરે છે.

'અહિંસાની તાલીમ' એ રિચર્ડ ગ્રેગના 'એ-ડિસિપ્લિન ફૉર નૉન-વાયોલન્સ' નો તથા તેમની બીજી એક પત્રિકા 'ધ ટ્રેઇનિંગ ફૉર પીસ' ના કેટલાક ભાગોનો રા. ચંદ્રશંકર શુક્લકૃત અનુવાદ છે. ચોપડીના પોણા ભાગમાં અહિંસાની એવી તાલીમમાં લેખકને મન સૌથી મહત્ત્વના અંગ હાથકામને વિશે અને બાકીનામાં અભ્યાસ, ચર્ચા, સંગીત, ધ્યાન, લોકનૃત્ય, અહિંસા-વૃત્તિને પુષ્ટ કરતું વાચન ઇત્યાદિ વિશે ચર્ચા ને સૂચનાઓ કરવામાં આવી છે. અહિંસાની તાલીમનું મુખ્ય અંગ બનતું હાથકામ લશ્કરી તાલીમ ખીલવે એવા સ્વમાન સ્વાશ્રય સંયમ સંકલ્પબળ હિંમત સમત્વ નમ્રતા આદિ બધા ગુણોને ખીલવશે એમ લેખક માને છે. એ હાથકામ પણ વ્યક્તિગત નહિ પરંતુ સામુદાયિક હિત સાધનારું, ગરીબ સમાજને લાભદાયક અને લોકોની અનિવાર્ય જરૂરત પૂરી પાડે તથા ગરીબો અલ્પ મૂડીથી કરી શકે એવું જોઈએ એમ કહી, હાથકાંતણ અને હાથવણાટને એ મહત્ત્વનું સ્થાન એમાં આપે છે. આજ્ઞાપાલન માટે દંડનો ભય નથી, એટલે અહિંસાની તાલીમ લશ્કરી તાલીમ કરતાં ચડે, તેમજ રાષ્ટ્રિય પાયા પર અહિંસક પ્રતિકાર શક્ય છે એવી પોતાની શ્રદ્ધા પણ એમણે તેમાં વ્યક્ત કરી છે.

રા. અશોક મહેતા અને રા. અચ્યુત પટવર્ધને અંગ્રેજીમાં લખેલ 'ધ કૉમ્યુનલ ટ્રાયેન્ગલ ઇન ઇન્ડિયા' એ પુસ્તકનો નવજીવન-પ્રકાશિત અનુવાદ 'હિંદનો કોમી ત્રિકોણ' હિંદુ ને મુસલમાન બેઉ કોમની એકે એક સંસ્કારી વ્યક્તિએ વાંચવો જ જોઈએ. હિંદની અત્યારે કમનસીબે જટિલ બની બેઠેલી હિંદુ-મુસલમાન-એકતાની સમસ્યાના મૂળમાં આપણી નબળાઈએ તૈયાર રાખેલા ક્ષેત્રમાં અંગ્રેજ સરકારે વાવેલી ફૂટ ભેદનીતિ જ રહેલી છે એ, રાગદ્વેષ કે પૂર્વગ્રહથી મુક્ત દૃષ્ટિએ તથા જેના વિશે તકરાર લઇ ન શકાય એવા દસ્તાવેજી પુરાવાઓને આધારે લેખકોએ એમાં સિદ્ધ કર્યું છે. ૧૮૫૭ થી ૧૯૪૦ સુધીનું મુસ્લિમ રાજકારણ, કોમી પ્રશ્નનાં અંતરંગ ને બહિરંગ, હિંદના બે પ્રકારના રાષ્ટ્રવાદ, પાકિસ્તાનની સ્થાપનાને પોતાનું સાધ્ય બનાવી બેઠેલી મુસ્લિમ લીગ અને તેના પ્રત્યાઘાત ને પ્રતિકારમાં પોતાની નીતિરીતિ ઘડતી હિંદુ મહાસભા-એ બેઉ સંસ્થાઓની મનોદશા, એ સર્વનાં પૃથક્કરણ અને

સમાલોચના, અને સંકુચિત કોમવાદથી પર લોકશાહી-યુક્ત શુદ્ધ રાષ્ટ્રિયતાનું સુંદર નિરૂપણ આ પુસ્તકમા કરવામા આવ્યા છે એની વધુ સમીક્ષાના લોભમાં ન પડતા સ્વ મહાદેવભાઈએ તેને આપેલું પ્રમાણપત્ર જ રજૂ કરી દેવુ ઉચિત માનું છુ : 'આ પુસ્તકનો ટૂક અવલોકનમાં સાર આપવો અશક્ય છે કારણ, આખુ અર્થગર્ભ અને સારગર્ભ છે એમા બધુ જ વાચવા જેવુ છે, કશુ જ કાઢવા જેવુ નથી એની પુરવણીઓ આકડા અને હકીકતોથી ભરેલી છે એમ પણ કથન અપ્રમાણ નથી અને કડવા સત્ય અનેક ઠેકાણે કહેવાના હોવા છતા ભાષામા ભારે સયમ અને તટસ્થતા જળવાયેલાં છે" મૂળ પુસ્તકના ભાષાંતરની પુરવણી તરીકે 'ગાધી-ઝીણા-પત્રવ્યવહાર' ગુજરાતીમા આપ્યો છે એનું ઔચિત્ય સ્પષ્ટ છે

'હિંદના કોમી ત્રિકોણ'ના અનુપાન તરીકે વચાવા યોગ્ય રા કનૈયાલાલ મુનશીકૃત 'અખડ હિદુસ્તાન' પાકિસ્તાનની હિલચાલ સામે પ્રતિકાર લેખે 'અખડ હિદુસ્તાન નો મોરચો ખોલી રા મુનશીએ દેશમા મુસાફરી કરી જે ભાષણો કર્યાં તેના અને સ્વાનુભવિક ગીતાદર્શનના તેમના લેખોના અંગ્રેજી પુસ્તક 'અખડ હિદુસ્તાન' નો ગુજરાતી અનુવાદ જ નથી, 'હિદનું ઇતિહાસસાહિત્ય એક દૃષ્ટિ', 'સુવર્ણયુગના સર્જન,' 'નૈતિક વિશ્વવ્યવસ્થા ને અર્વાચીન દૃષ્ટિસ્વરૂપ', 'જ્યારે અસ્પૃશ્યતા નહોતી ત્યારે' અને 'માનવતાના આર્યદર્શન' જેવા એમના 'આદિવચનો ૧-૨' મા છપાયેલા ગુજરાતી વ્યાખ્યાનો તથા 'સ્વપ્નદ્રષ્ટા' નવલકથામાનું 'ભારતીની આત્મકથા' એ પ્રકરણ પણ તે ઉપરાત તેમા છપાયા છે એમા રા મુનશીનો આશય આર્ય સંસ્કૃતિ, આર્યાવર્ત અને આર્યત્વ સબધી પોતાના બધા લેખોને એક સાથે 'અખડ હિદુસ્તાન ના મત્રની સેવામા હાજર કરવાનો છે 'મારા જીવન ને કલ્પનામા ભારત સતત એક ને અખડ પૂજાર્હ વિભૂતિરૂપે રહ્યો છે, તેનું મારુ દર્શન આમા સમાયું છે જો તેમા કાંઈપણ મંત્રદર્શન હોય તો તેમાનું મુખ્ય અખડ હિદુસ્તાન' છે' રા મુનશીના આ ઉદ્ગારો ગ્રથપરિચય કરાવી દે છે પાકિસ્તાન-વિરોધી મોરચાના લેખોમા પાકિસ્તાનની રાષ્ટ્રત્વ-વિરોધિતા એ માગણી પાછળની મનોદશા, વિચ્છેદની નીતિની અનિષ્ટતા ને વ્યર્થતા હિદની સાસ્કૃતિક એકતા, હિદુઓની સામુદાયિક ભીરુતા અને નાગરિક ધર્મનો હ્રાસ અભ્યાસપૂર્ણ યોગ્ય દલીલો સાથે તેજસ્વી વાણીમા વ્યક્ત કરી હિદવિચ્છેદના આગામી સંકટને પારખી રા મુનશીએ એના પ્રતિકારનો ભૂગિયો

ફોલ પીટ્યો છે. આર્યાવર્ત ને આર્યસંસ્કૃતિ તથા ગીતા પરના એમના લેખો આના ટેકામાં, એની તાત્ત્વિક ભૂમિકા બાંધી આપે છે. સર્જનાત્મક પ્રતિકારને ઝિંદાદિલ માનવીના વ્યક્તિત્વના વિકાસ માટે મહત્ત્વનું સાધન ઠરાવી એનું તો રા. મુનશીએ શાસ્ત્ર બનાવી દીધું છે. અહિંસા, અભય ને સત્ય પરના તેમના લેખોમાં, દંભ ન કરતાં પોતાની જાતને વફાદાર રહી અહિંસા ને પ્રતિકારના મુદ્દા પર મહાસભામાંથી નીકળી જવાના પોતાના પગલાનો સૈદ્ધાંતિક 'ખુલાસો કે પૂર્વમંથન જોઈ શકાય છે. એ તથા 'આર્યસંસ્કૃતિ' વિષયક અને 'ઈશ્વરપ્રણિધાન' લેખો આર્યસંસ્કૃતિને સમજવાના તેમના આત્મવિકાસશીલ મંથનનું પણ દર્શન કરાવે છે. રા. મુનશીનાં વક્તૃત્વછટા, ભાવનાશીલતા, આર્યસંસ્કારની ભક્તિ, ઇતિહાસદૃષ્ટિ, વાસ્તવદૃષ્ટિ, સ્પષ્ટવક્તૃત્વ અને તેજસ્વી ગદ્યશૈલીનો આખા ગ્રંથમાંથી આપણને અચ્છો પરિચય થઈ જાય છે. ગ્રંથમાં છપાયેલાં સંસ્કૃતવ્યાખ્યાનો, 'ભારતીની આત્મકથા' આદિને અત્ર સ્પર્શ કરવો નથી, કારણ તે જૂની સામગ્રી છે અને એના વિશે અગાઉ વિવેચન થઈ ગયું છે. અનુવાદવિભાગ રા. ચંદ્રશંકર શુક્લ જેવા સિદ્ધ અનુવાદકની કલમનું ફળ છે.

અમદાવાદના 'ગ્રામસર્જન કાર્યાલય'ની 'ગ્રામરાજ ગ્રંથાવલી'ની અનુક્રમે પહેલી અને ત્રીજી પુસ્તિકાઓ નામે 'ગામડાનું સ્વરાજ્ય' (ઇન્દુલાલ યાજ્ઞિક) અને 'યુદ્ધ અને ગામડાં' (રામરાય મુનશી)માંથી આગલી ગ્રામજનોમાં વાચન ને પ્રચારને પાત્ર છે. એમાં પહેલા પ્રકરણમાં જૂની ગ્રામપંચાયતનો અને બીજામાં કોંગ્રેસ પ્રધાનમંડળે એને સજીવ કરવા કરેલા કાયદાનો તેનાં અર્થ ને પરિણામ સાથે ખ્યાલ આપી, ત્રીજાચોથામાં એનો લાભ લઈ ગ્રામસ્વરાજ ભોગવતા થવાની વ્યવહારુ સૂચનાઓ કરવામાં આવી છે. બીજી પુસ્તિકામાં ગામડાના જ બનેલા આ દેશમાં ગ્રામ-સ્વ-સત્તામાં જ ખરું સ્વરાજ છે એવી દૃઢ માન્યતાવાળા કર્તાએ યુદ્ધસમયમાં ગામડાં કરી શકે તે મદદ, અને તેને માટે સરકાર સવડ કરવાની નહિ એટલે ગ્રામજનતાએ પોતે આપમેળે કરવાનું કાર્ય, પૃ. ૨૭ થી ૩૫ માં સૂચવ્યું છે. કોંગ્રેસના મોવડીમંડળની નીતિ પરત્વે તેમજ એક-સત્તાકાંક્ષી પક્ષ તરીકે નહિ પણ અન્ય પક્ષો જોડે સહકાર કરી ગ્રામજનના ખાતર લડવા કોંગ્રેસની નવરચનાની અગત્ય વિશે જે ઉદ્ગારો અંદર આવે છે તેને ગામડાંના ઉદ્ધારના ધૂની આગ્રહીના ઉન્માદનું ફળ જ લેખવા જોઈએ.

'મહાત્મા ગાંધી અને પૂરનચંદ જોશી વચ્ચેનો પત્રવ્યવહાર', 'આઝાદીની લડતમાં મજૂરવર્ગનું સ્થાન,' હિંદી ખલાસીઓના ભવ્ય સંગ્રામની

તવારિખ ', 'વિજય અને હિંદી આઝાદી' અને 'પંડિતજી ! ફરી વિચાર કરો' : મુંબઈના લોકપ્રકાશન ગૃહે પ્રકટ કરેલી આ પાંચે પુસ્તિકાઓ અંગ્રેજીના ભાષાંતરો છે. હિંદના કમ્યુનિસ્ટ પક્ષની ગંજકીય નીતિ વિશે પાંચેમાંથી સારો ખ્યાલ મળી રહે છે એમાં સૌથી વધુ મહત્ત્વની ગણાય પહેલી પુસ્તિકા ૧૯૪૨ પછીની આ પક્ષની નીતિરીતિએ કૉંગ્રેસપક્ષીઓમાં ઘણો રોષ જન્માવ્યો છે ગાંધીજીની જાણ પર એ લાવવાનો પ્રયત્ન થતાં આ પક્ષે પોતાની જાતને ચોખ્ખી કરવાને ઇરાદે કરેલો પ્રયાસ ગાંધી-જોશી પત્રવ્યવહાર રૂપે મૂર્ત થયો છે. પોતાની પક્ષની નીતિને વાજબી અને લાંબી નજરે દેશહિતની ઠરાવવા સાથે પક્ષ પર થયેલા અને ગાંધીજીએ પૂછેલા ચાર સવાલોમાં ગર્ભિત રહેલા આક્ષેપોનો રા પૂરનચંદ્ર જોશીએ આવેશ સાથે અર્પેલો ઉત્તર અને ગાંધીજીની નિખાલસતા એમાં જોવા મળે છે. કમ્યુનિસ્ટ પક્ષની નીતિની સુસંગતતા બતાવવા મથતા ચાર પરિશિષ્ટો પણ પત્રવહેવાર સાથે જોડ્યા છે બીજીમાં રા રણદીવેએ શાહીવાદ સામે હિંદુ-મુસ્લિમ-અછૂતના સંગઠિત મોરચાની જરૂર બતાવી, કૉંગ્રેસને શેડ્યુ'ડ કાસ્ટ ફેડરેશનની માગણીઓ તથા અલગ મતાધિકારનું વાજબીપણું સ્વીકારવાની, તથા ફેડરેશનને હિંદની સ્વતંત્રતાને મુખ્ય ધ્યેય ગણી કૉંગ્રેસ સાથે સહકાર કરવાની, સલાહ આપી છે ત્રીજીમાં એ જ લેખકે કમ્યુનિસ્ટ દૃષ્ટિએ ટ્રેડ યુનિયન આંદોલનના પ્રારંભથી માંડી આજ સુધીની તેની તવારીખ આપી છે. ચોથીમાં રા પૂરનચંદ્ર જોશીએ વિશ્વયુદ્ધના અંત અને સાથી રાજ્યોના વિજયનું રહસ્ય તથા તેના સંભવિત પરિણામો બતાવી, સોવિયેત નીતિનો જ એમાં વિજય થયો છે એમ સિદ્ધ કરી, જેમ યુરોપના હિટલર-દલિત દેશોની તેમ ભારતની પણ આઝાદીને સોવિયેતનો ગમે ત્યારે ટેકો મળવાનો જ એવી શ્રદ્ધા લનકારી છે ભારતના કમ્યુનિસ્ટ પક્ષના મંત્રીની આ શ્રદ્ધા વધુ પડતી આશાવાદી છે કે સાચી જ છે એનો જવાબ નજદીકના ભવિષ્યે આપવાનો છે પાંચમી પત્રિકામાં પંડિત જવાહરલાલે જેલ બહાર આવતાં કમ્યુનિસ્ટોના '૪૨ના ઑગસ્ટ પછીના વલણ-વર્તન પર કરેલી ટીકાને પડકારતા અને કમ્યુનિસ્ટ પક્ષની નીતિ દેશદ્રોહી નહોતી એમ સિદ્ધ કરવા મથતા રા ગંગાધર અધિકારીના બે લેખ છપાયા છે પહેલી સિવાયની ચારે પુસ્તિકાઓ 'લોકયુદ્ધ'માં છપાઈ ગયેલા લેખો જ છે

એ જ પ્રકાશનસંસ્થાની પુસ્તિકા 'સામ્યવાદ' (ભોગીલાલ ગાંધી) બે વરસમાં ત્રીજી આવૃત્તિ જુએ છે એ તેનો થયેલો ને થતો બહોળો પ્રચાર બતાવે છે. ૬૦ પાનાંની એ નાની ચોપડી સામાજિક ક્રાંતિના

વિજ્ઞાનરૂપ માર્ક્સવાદ અને લેનિન તથા સ્તાલિને કરેલા તેના વિકાસનાં ઇતિહાસ તથા સ્વરૂપ સાદી ભાષામા સંક્ષેપમા સમજાવવા સાથે આદિમ સમાજના પ્રાચીન સામ્યવાદથી રશિયાની મજૂર-ક્રાન્તિ સુધીની વિકાસ ભૂમિકાઓનો પરિચય કરાવે છે રાજસત્તામાંથી સામતશાહી ને તેમાંથી મૂડીવાદી મધ્યમવર્ગી સમાજ વર્ગવિગ્રહથી જ સત્તાસપન્ન બન્યો છે અને મૂડી સામે મજૂરી પણ વર્ગવિગ્રહથી જ વિજયી બનશે, તેમજ રશિયાની શ્રમજીવી સરમુખત્યારી રાજ્ય કે સત્તા જ્યારે કરમાઈને ખરી પડી કે લુપ્ત થઈ ગઈ હશે એવા માર્ક્સભાખ્યા આદર્શ સામ્યવાદી સમાજ તરફ લઈ જતો વચનો તબક્કો જ છે, એ બે વાત એમા ખાસ સ્પષ્ટ કરવામાં આવી છે

એ પુસ્તિકાથી ચાલુ રાજકારણ મૂકી માત્ર માહિતી આપતા પુસ્તકોની હદ શરૂ થાય છે હિંદ અને રશિયા પર જ એ પુસ્તકો છે, એ એક નોંધવાજોગ બિના છે એમાના હિંદ વિશેનાં બેઉ પુસ્તકો પ્રથમ તપાસીએ

વિદ્યાર્થીઓને તેમ સામાન્ય જનને લક્ષમા રાખી લખાયેલું 'આપણી કોંગ્રેસ' (રમણીકલાલ શાહ) હિંદી રાષ્ટ્રિયતાની ઉત્તરોત્તર વિકસતી રહેલી આકાંક્ષાઓના પ્રતીક સમી હિંદી રાષ્ટ્રિય મહાસભાનો ગાંધી–ઝીણા મુલાકાત સુધીનો, એટલે કે રચાતા ઇતિહાસના ઉપાન્ત્ય પૃષ્ઠ લગીનો, સક્ષિપ્ત પણ સુરેખ ઇતિહાસ સરળ પ્રવાહી શૈલીમા આલેખે છે મહાસભાના વિકાસના આ ઇતિહાસમા એના હેતુ દૃષ્ટિ ને કાર્યનીતિમા જુદી જુદી ભૂમિકાએ થતા ગયેલા વિસ્તારનો પણ વાચકને ખ્યાલ મળી રહે છે. ૧૧૧ પાનામા પૂરા થતા આ લઘુ ઇતિહાસને પાંચ પરિશિષ્ટો જોડવામાં આવ્યા છે, જેમાના ચાર મહાસભાની નીતિ ને આકાંક્ષાઓનું સ્પષ્ટ ઉચ્ચારણ કરનારાં છે લેખકની દૃષ્ટિ અત્યન્ત રાષ્ટ્રિય અને મહાસભાવાદી છે, પણ વાચકમાં પૂર્વગ્રહ જન્માવે એવી ઊર્મિલતા કે આવેશ એની લખાવટમા જરાય નથી. પુસ્તક પ્રચારને પાત્ર છે, પણ એની કીમત આકરી પડે એવી ખરી

સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયની 'સર્વોપયોગી સાહિત્ય શ્રેણી'નું ૧૧ મુ પુસ્તક 'મારો ભારતદેશ' (કાન્તિલાલ પરીખ) ભારતના ઇતિહાસ સસ્કૃતિ સાહિત્યકલા વેપારઉદ્યોગો ઇ૰ વિશે માહિતી આપશે એમ એનું નામ જોતાં ધારવામાં આવે પણ કુદરતી સદેરે અને માનવીની કલાથી સુંદર બનેલાં કાશ્મીર, આબુ ગિરનાર દિલ્હી તાજમહાલ, મુબઈ આદિ સ્થળો વિશે

છલકતા અહોભાનનું ધ્રુવપદ ગુંજતી બાલભોગ્ય માહિતી જ એમાં અપાઈ છે

રશિયા–વિષયક બે પુસ્તકોમાં 'સોવિયેત રશિયા' (ભોગીલાલ ગાંધી) મહત્ત્વનું પ્રકાશન છે ઈ સ ૧૯૧૭ની ક્રાન્તિ પછી શ્રમજીવી સરમુખત્યારીએ રશિયાની ધરતી પર વર્ગવિહીન સમાજ–રચનાનું અંતિમ લક્ષ્ય તાકી જે ભગીરથ પ્રયોગ આરંભ્યો છે તેની અત્યાર સુધીની સફળતા અને સિદ્ધિનો ગુજરાતી જનતાને પરિચય કરાવવાનો તેના રશિયાપ્રશંસક ઉત્સાહી ને અભ્યાસી લેખકનો હેતુ છે પહેલા બે પ્રકરણમાં ૧૯૧૭ થી ૧૯૩૬ સુધીના બે દાયકાની રશિયાની 'ઝંઝાવાતી તવારિખ'ની રૂપરેખા દોરી, પછીના ૨૬ પ્રકરણોમાં સોવિયેત બંધારણ ને લોકશાહી, ખેતી, સહકારી ઉદ્યોગો, આર્થિક યોજનાઓ, કામદાર–જીવન, શિક્ષણ ને સંસ્કાર સાહિત્ય કલા રંગભૂમિ, વિજ્ઞાન, પત્રકારત્વ, નીતિજીવન, નારીજીવન લઘુમતી પ્રજાઓ, લાલ સૈન્ય અને વિદેશનીતિ વિશે પચાસ ઉપરાંત પુસ્તકોને આધારે આંકડા ને હકીકતોથી ભરપૂર જે માહિતી રા ભોગીલાલે આપી છે એનો સાર આપવો મુશ્કેલ છે સંસ્કારપ્રેમી જિજ્ઞાસુઓએ આખું પુસ્તક જ વાચવું જોઈએ આવા જિજ્ઞાસુઓની સંખ્યા આપણે ત્યાં જેમ મોટી હોય તેમ સારું આપણા દેશમાં પણ હવે નવું ઘડતર કરવાનું છે, તેમાં જેને સિડ્નિ અને બિએટ્રિસ વેબે નૂતન સંસ્કૃતિ કહી બિરદાવી છે એવી રશિયાની નવરચના પાસેથી આપણી ધરતી અને સ્થિતિસંજોગોને માફક આવે એવું શું–કેટલું–શીખી કે લઈ શકાય એમ છે તે જાણ્યા વગર ચાલવાનું નથી એ જાણવામાં આના જેવા પુસ્તકો સાધનભૂત બને છે અલબત્ત રશિયા હજુ પ્રયોગદશાથી પરવાર્યું નથી એના કેટલાક નિર્ણયો ને નીતિ સ્થિતિસંજોગાનુસાર ત્યાં અવારનવાર બદલાતા પણ રહે છે, જેમ સહ-શિક્ષણની તેમ શાળાકૉલેજોની ફીની બાબતમાં બન્યું છે પણ એને લીધે, કે ફિન્લૅન્ડ આદિ સબંધમાં તેની પરદેશનીતિને લીધે કે હિંદના કમ્યુનિસ્ટ પક્ષની નીતિને કારણે રશિયા પ્રત્યે પૂર્વગ્રહ સેવી તેના ભવ્ય પ્રયોગ તરફ આંખો બંધ કરવી સારી નહિ એટલું જ કે મગજ સાબુત રાખીને આવું બધું વાંચવું જોઈએ લેખકે સોવિયેત બંધારણ તથા શાસન-પદ્ધતિને 'જગતની સર્વોચ્ચ લોકશાહી કહી વર્ણવી સ્તાલિનની મનાતી સરમુખત્યારીની ચર્ચા કરી કનાકારની અને વૈજ્ઞાનિકની તથા ધાર્મિક સ્વતંત્રતાની વાત કરી છે એની પાછળ ઘણું કરીને રશિયા સંબંધી પ્રવર્તતા કેટલાક પૂર્વગ્રહોના નિરસનનો હેતુ લાગે છે 'ચોખવટ કે સ્પષ્ટતા કરે

છે' ને માટે 'મફાઈ કરે છે' (પૃ ૨૮૮) અને 'અપગ'ના વિરોધી શબ્દ તરીકે સપગ' જેવા ખોટા પ્રયોગ અને મિસાલ' ને 'ત ક્રી' જેવા શબ્દોનો મોહ બાદ કરીએ તો કર્તાની લખાવટ સાફ ને હેતુલક્ષી છે

મુબઈના લોક પ્રકાશન ગૃહે જે રા ભોગીલાલનું પુસ્તક પ્રગટ કર્યું તો અમદાવાદના લોક પ્રકાશન લિમિટેડે ન તેફુનકરના અગ્રેજી પુસ્તકનો 'રશિયામા ૩૦ મહિના' એ રા યશવત શુકન પાસે કરાવેલો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરી લોકોને રશિયા વિશે થોડું જાણવાનું પીરસ્યુ છે રાજકારણી નહિ પણ સરકારની દષ્ટિથી રશિયામા ત્રીસ માસ રહી આવેલા લેખકે ત્યાના પાટનગર રાજ્યતત્ર આગો ને બાળકોના દરજ્જા તથા મહત્ત્વ, લાલ સેના, પચવાર્ષિક યોજનાઓ અને સમૂહખેતી વિશે એમા માહિતી આપી છે, પણ તે સીધી રીતે, રશિયા વિશેના જાણીતા લેખક મોરિસ હિન્ડસની ગેતે નહિ પુસ્તકનું નામ લેખકના વ્યક્તિગત અનુભવો ને સસ્મરણોની ઉષ્માભરી છાપ એમા ઊડતી હશે એવી અપેક્ષા જન્માવે છે તે બહુ બર આવતી નથી લેખકનું સામાન્ય વલણ અવનત રશિયાની સિદ્ધિઓને સવામી આપવાનું છે પણ છેલ્ના પ્રકરણમા તેમણે બતાવ્યા મુજબ તે એના આધળા પ્રશસક નથી સ્તાલિન-પૂજા અને ભુમાગિયાવેડા જેવા દૂષણો ધમારીએ તત્રમા ઘણું સુધારવા જેવુ છે એમ પણ તેમણે કહ્યુ છે પુસ્તકમાં લેખકે પોતે રશિયામા પાડેલા ફોટા પણ છાપવામાં આવ્યા છે

## ધર્મ : તત્ત્વજ્ઞાન

ગુજ ાત વર્નાક્યુલર સોસાયટીની સશોધન ગ્રથમાળાનું ૨૬ મુ પ્રકાશન 'અભિધર્મ' ધર્માનદ કોસમ્બીજીએ સોસાયટીમ આપેલા પાચ વ્યાખ્યાનોનો સગ્રહ છે આત્મવાદનું નિરસન કરવા સ્કધાયતન ધાતુઓનું બુદ્ધ ભગવાને જે નિરૂપણ કર્યું છે તેમાથી અભિધર્મનો ઉગમ થયો છે એમ પહેલા વ્યાખ્યાનમા બતાવી, પછીના ચારમા અભિધમ ના સાતે પ્રકરણોનો સારગ્રાહી વસ્તુપરિચય તેમણે આપ્યો છે અશોકના સમય પછી બૌદ્ધ ભિક્ષુઓને યોગક્ષેમની ચિંતા ન રહેતા જે શાસ્ત્રલીલા એમણે આદરી હશે તેના ફળ જેવો 'અભિધર્મ' 'સુત્તપિટક'માના સર્વગ્રાહ્ય બુદ્ધોપદેશ જેવો સરળ નથી પરિભાષાનું જગત બહુ મોટુ છે સર્વગમ્યતાને તો કોસમ્બીજ પહોચી શક્યા નથી, જે એમણે કર્તવ્ય પણ છે 'અભિધર્મ'નો સારાંશ આપ્યો તેમ તેના પર આજના જિજ્ઞાસુઓ સમજી શકે એવી સમજૂતી તેમણે આપી હોત તો આ લઘુગ્રથ સુગ્રાહ્ય બનત

કથાવાર્તા કરતાં પુસ્તકલેખનના વધુ વ્યાપક પ્રચારશક્તિવાળા સાધનનો આશ્રય લઈ સ્વામી માધવતીર્થે જે જ્ઞાનપ્રચાર આદર્યો છે તેનાં ફળરૂપ સાત પુસ્તકો તે (૧) 'વેદાન્ત અને યોગ,' (૨) 'શ્રીમદ્ભાગવત-માર્ગદર્શિકા', (૩) 'ગુરુપૂર્ણિમા', (૪) 'જ્ઞાનનાં ઝરણા,' (૫) 'ધ્યાન અને જ્ઞાન', (૬) 'વિચારસૂર્યોદય' અને (૭) 'શ્રીરમણ મહર્ષિ.' પહેલાં ત્રણ સંદેશનાં ને બાકીનાં સ સા કાર્યાનવના પ્રકાશનો છે

શ્રીમત્ શંકરાચાર્યના કેવલાદ્વૈત અને શ્રી અરવિંદના પૂર્ણયોગની તત્ત્વપરીક્ષા અને તુલના કરવા મથતા પહેલા ગ્રંથનું નામ 'વેદાન્ત અને યોગ' અતિવ્યાપક છે 'શંકરાચાર્ય અને અરવિંદ' અથવા 'કેવલાદ્વૈત અને પૂર્ણયોગ' નામ એને માટે વધુ ઉચિત બનત અરવિંદ-શિષ્યને પૂર્વપક્ષી બનાવી તેની અને ઉત્તરદાતા શંકર-શિષ્યની વચ્ચે અવિદ્યા, જગતનું સ્વરૂપ, પૂર્ણયોગનું અંતિમ સાધ્ય ને સુષુપ્તિ જેવા વિષયો ચર્ચતો સંવાદ એમાં યોજાયો છે. સ્વામીજીએ પૂર્વાશ્રમમાં પોંડિચેરીની મુલાકાત લીધી છે તેમજ 'અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન' નામે પુસ્તક પણ લખ્યું છે એ ખરું, પણ તેમની નિષ્ઠા તો શાંકર વેદાન્તમાં દૃઢ થયેલી છે સમગ્ર ગ્રંથ તે દેખાડી આપે છે. સ્થાપન એમાં વેદાંતના દૃષ્ટિબિંદુનું જ થયું છે. તત્ત્વચર્ચામાં ઠીક ઝીણવટ ને ઊંડાણ આવ્યાં છે એથી સામાન્ય વાચકને આ ગ્રંથ ઊંડા પાણીમાં લઈ જતો લાગશે પણ વેદાંતના અભ્યાસીઓને તો એ ગમશે. બીજે પક્ષે, અરવિંદદર્શનને યથાર્થ રીતે રજૂ ન કરી શકયાનો આક્ષેપ પણ સ્વામીજીને માથે એના ખરા અભ્યાસીઓ મૂકી શકે એવું છે ખરી વાત તો એ છે કે તત્ત્વના ટૂંપણા કરતાં અનુભૂતિનો જ આ વિષય છે એવા પરમ તત્ત્વના ને આ બેઉ માર્ગ જેને સાધ્ય માને છે તેના ખરા 'અનુભવી' જ બેમાંથી કયો વધુ સાચો કે સારો એ કહી શકે સત્યો, જો એ ખરા સત્યો હોય તો, પરસ્પર-છેદક નહિ પણ પરસ્પર-પોષક-પૂરક જ હોય; અને તો, એવા 'અનુભવી'ને એ બેઉ સાચા લાગવાના નહિ?

'શ્રીમદ્ભાગવતમાર્ગદર્શિકા'માં ભક્તિ વૈરાગ્ય અને જ્ઞાનનો સરસ બોધ કરતા આપણા લોકપ્રિય ધર્મગ્રંથ શ્રીમદ્ભાગવતનું સમાધિભાષામાં રહસ્યદર્શન કરાવવાના શ્રીમદ્ વલ્લભાચાર્યે તેની ટીકા 'સુબોધિની'માં કરેલા પ્રયત્નને વધુ વિસ્તારમાં આવ્યો છે અજામિલ ને વૃત્રનાં આખ્યાન, પ્રિયવ્રત રાજાના રથનાં પૈડાએ સર્જેલા સાત સમુદ્ર ને દ્વીપ, અને ગોપી-વસ્ત્રહરણ, રાસલીલા તથા રુક્મિણીવિવાહની શ્રીકૃષ્ણલીલાનું સ્વામીજીએ

સમાજવેલું રહસ્ય મનનીય છે ગ. નાનાભાઈ ભટ્ટનો 'ભાગવતકથાઓ'માં ભાગવતના દૃષ્ટાંતોને રૂપકદૃષ્ટ્યા ઘટાવવાનો પ્રયત્ન આની જોડે સરખાવી જોવા જેવો છે ચોથા પ્રકરણમાં અમુક શબ્દોના સમાધિભાષાના વિશેષ અર્થ એમ ને એમ આપ્યા છે તેનો ભાગવતમાંની એની કથાના સંદર્ભમાં મેળ બેસાડવામાં ઘણું તાણીને ખેંચવું પડશે એમ લાગે છે, જે પુરાણકારનું ઉદ્દગત એ જ હશે કે કેમ એની શંકા ઉપજાવે છે પુરાણોના મર્મશોધન અને રહસ્યદર્શનમાં પણ એક રીતે દૃષ્ટિસૃષ્ટિવાદ જ પ્રવર્તતો હોય છે, એ આવાં પુસ્તકો બતાવે છે ભગવાને બ્રહ્માને કહેલા ચતુઃશ્લોકી ભાગવત, દશમસ્કંધમાંની વેદસ્તુતિ, એકાદશ સ્કંધ અને દ્વાદશમાંના શુકદેવજીના અંતિમ ઉપદેશ પરનું સ્વામીજીનું વિસ્તારી વિવરણ સારું છે ત્રીજા પ્રકરણમાંનું સ્વામીજીને મૂળ વિષયથી આઘે લઈ ગયેલું પ્રમેય પ્રમાતા ને સાક્ષીનું માયાસ્વરૂપદર્શી સચિત્ર ને સદૃષ્ટાંત વિવરણ માયાવાદ તથા દૃષ્ટિસૃષ્ટિવાદને વિજ્ઞાનના સાપેક્ષવાદ અને તરંગવાદથી મળતી પુષ્ટિ દર્શાવતું પરિશિષ્ટ, અને કથા કે વ્યાખ્યાનમાં ચાલે પણ પુસ્તકની તો ગૌરવહાનિ કરે એવા અત્યારની કેળવણી સ્વરાજપ્રવૃત્તિ આદિ પરના ઉદ્ગારો તો સ્વામીજીના અન્ય પુસ્તકોમાં પણ થોડાઝાઝા પ્રમાણમાં પુનરાવૃત્ત થતી સામગ્રી છે 'શાપ', 'શ્રેષ્ટ', 'દૃષ્ટી', 'સુક્ષ્મ' જેવી જોડણીભૂલો બીજી આવૃત્તિ વેળા પ્રકાશક સંસ્થાએ સુધારી લેવાની જરૂર છે

'ગુરુપૂર્ણિમા'માં પહેલા ૬૭ પાનામાં રામ ને વસિષ્ઠ, નચિકેતા ને યમ જનક ને યાજ્ઞવલ્ક્ય, ઋભુગણ ને જડભરતના અને એવા બીજા ગુરુ શિષ્યસંવાદોનો સાર આપી ગુરુમહિમા સમજાવ્યો છે અને પછીના ૧૦૩ પાનાના 'જિજ્ઞાસુને બોધ' નામક વિભાગમાં સ્વામીજીએ કેટલાક જિજ્ઞાસુઓના પત્રોના લખેલા ૧૦૮ ઉત્તરો છે એ પત્રમાળા વ્યવહાર સાથે પરમાર્થ સાધવાના દ્વૈતદૃષ્ટિ ટાળી સર્વાત્મભાવ કેળવવાના, જ્ઞાનથી માયાની રમત જીતવાના અને આત્મભાવે રહેવાની ટેવ પાડવાના સુપથ્ય બોધથી અને સાધકોને માટે કીમતી માર્ગદર્શનથી ભરેલી હોઈ શ્રેયાર્થીઓએ ખાસ વાચવા જેવી છે

સ સા કાર્યાલયની 'આમ સાહિત્ય ગ્રંથાવલિ'માં પ્રકટ થયેલી સ્વામીજીની ત્રણ પુસ્તિકાઓમાં જ્ઞાનનાં ઝરણાં' એવા જ બીજા ૪૦ પત્રોનો સંગ્રહ છે 'ધ્યાન અને જ્ઞાન'માં ધ્યાનની સોળ જુદી જુદી રીત તથા એના અભ્યાસના પાંચે કોશથી પોતાને પર માનવાના પાંચ પગથિયાં

આત્માનુભવનાં સાધન તરીકે બતાવવામાં આવ્યાં છે. એના લેખક સ્વામીજી હોવાથી એ બધાની પાછળ અનુભવનું બળ હોવાનું સહેજે માની શકાય. સાધકોને ખૂબ સહાયક નીવડનારી આ પુસ્તિકા બીજી આવૃત્તિમાં પ્રવેશે છે. 'વિચારસૂર્યોદય'માં સંક્ષેપમાં પણ સમર્થ રીતે વેદાંતસિદ્ધાંત સમજાવાયો છે. એના પારિભાષિક શબ્દોને તથા અતિસંક્ષેપે ઉપજાવેલા ઘનીકરણને લીધે એ પુસ્તિકા સર્વજનભોગ્ય કદાચ ન બને. એ જ સંસ્થા તરફથી પ્રકટ થયેલ 'શ્રીરમણ મહર્ષિ'માં પૉલ બ્રન્ટને જગજાહેર કરી મૂકેલા દક્ષિણના તિરુવન્નમલઈના વિદ્યમાન બ્રહ્મનિષ્ઠ સંત શ્રીરમણ મહર્ષિનો જીવનપરિચય અને બોધ સ્વામીજીએ રજૂ કર્યા છે. સ્વામીજીએ રમણાશ્રમમાં મહર્ષિનો તેર દિવસનો સહવાસ ને સત્સંગ સેવી આવ્યા પછી આ પુસ્તક લખ્યું છે. મહર્ષિના બોધ સાથે લેખકનો બોધ પણ પુસ્તકમાં એના સમર્થનાર્થે ઘણો ભળ્યો છે. દૃષ્ટિ-સૃષ્ટિવાદ, અજાતવાદ, માયા અને પરમહંસદશાની એમાં સારી તત્ત્વચર્ચા થયેલી છે. એમાં પહેલા મુદ્દાની ચર્ચા વેળા શ્રી. અરવિંદને વચમાં લાવવાની જરૂર ન હતી. મહર્ષિ જોડેની ચર્ચામાં ઉલ્લેખાયાં હશે તે 'યોગવાસિષ્ઠ'નાં ગાધિ ને લીલાનાં આખ્યાનો સારરૂપે રજૂ કરવાથી તેમજ આ બધી વેદાંતચર્ચાને લીધે પુસ્તક પુષ્ટ બન્યું છે.

એ જ સંસ્થાનું 'પ્રભુમય જીવનનું રહસ્ય' એના સંપાદક સ્વ. ભિક્ષુ અખંડાનંદના શબ્દોમાં ઉપનિષદોથી માંડી મધ્યકાલીન ને અર્વાચીન સંતોની વાણીના 'પંચામૃતના પ્રસાદનો પડિયો' છે ઈશ્વરસ્તુતિઓ, ઈશ્વરસ્વરૂપ, અને સંતોની વાણીની પ્રસાદીથી આખો પડિયો છલકાય છે. પ્રભુમય જીવન ગાળવાનો સુબોધ તથા પ્રેરણા આપી જતા આ પુસ્તકમાં પુનરુક્તિઓ ઘણી થઈ છે. ભિક્ષુએ કરી રાખેલાં ટાંચણો કોઈએ છપાવતાં પહેલાં તપાસી-ચાળી જઈ એ ટાળવી જોઈતી હતી. ભાષા સામાન્ય લખી-વાંચી જાણનારને ય ગમ્ય થાય એટલી સરળ છે. પુસ્તક ખૂબ પ્રચારને પાત્ર.

'સ્વામી વિવેકાનંદના ઉપદેશો—ભાગ ૧ થી ૧૩' ઉપરથી સંકલિત 'વિવેકાનંદસાર'માં સ્વામી વિવેકાનંદના વ્યાખ્યાનો, મુલાકાતો ને પ્રશ્નોત્તરી-માંથી સારા નમૂના ચૂંટવાની તેના અજ્ઞાતનામા સંપાદકે યથાશક્તિ કાળજી રાખી છે. અમેરિકાની સર્વધર્મપરિષદમાના વ્યાખ્યાનોમાં હિંદુધર્મ વિશેના ભ્રમોનું નિરસન કરી તેના સાચા સ્વરૂપનો પરિચય આપી સર્વધર્મ-સમભાવનું સ્વામીજીએ કરેલું પ્રતિપાદન, કર્મયોગ ભક્તિયોગ અને વેદાંત પરનાં વ્યાખ્યાનોમાં એ બધાનું તાત્ત્વિક રહસ્યદર્શન, તથા અન્ય વ્યાખ્યાનો અને 'પ્રશ્નોત્તરી' વિભાગમાં જુવાનોના મનહૃદયને ઢંઢોળી દેશસેવાની હાકલ

કરતી તેમની ઊભગતી દેશદાઝ, આજ પણ એટલા જ દ્યોતક, પ્રેરક ને ઉદ્‌બોધક હોઈ, એટલુ જ કહેવુ બસ છે કે આ સાર ભલે પ્રકટ થયો

ચિંતનાત્મક, અંજલિઓ, પ્રકીર્ણ, અવલોકનો અને કેળવણી-વિષયક એમ પાંચ વિભાગમાં વહેંચાયેલા લેખોના સંગ્રહ 'સ્ફુલિંગ'ના પહેલા ને ત્રીજા વિભાગના સુચિંતિત લેખો તેના વિદ્વાન લેખક ર શાંતિલાલ ઠાકરના શાસ્ત્રજ્ઞાન, અધ્યાત્મપ્રીતિ, વિચારોની સંગીનતા, સાહિત્યરસ અને ભાષાપ્રભુત્વ સારા પ્રમાણમા બતાવી આપે છે એ પાંચે ગુણો હિંદુ ધર્મ–તત્ત્વજ્ઞાનના સારા ભાષ્યકાર અને ધર્મશિક્ષક બનવાની એમની યોગ્યતા ને શક્તિ પુરવાર કરે એવા, ને એ એવા બને તો એમને સારુ કામ આપે તેવા છે. શ્રીકૃષ્ણ અને શંકરાચાર્ય જેવી સાતેક ભારતીય વિભૂતિઓના દિવ્ય જન્મકર્મનું સંક્ષેપમાં વક્તૃતાવત્ કૃત છટાદાર ભાષામાં સ્મરણ–સંકીર્તન કરતી અંજલિઓ, 'પારિજાત' ને 'વેદાર્થચિંતામણિ'ના અવલોકનો અને ગ્રંથવિષયની એકરંગિતાના લાભમા આ સંગ્રહમા ન મુકાયા હોત તો ઠીક થાત એ અન્યથા શાળા કેળવણી ને કેળવણીકારનો કર્તાનો ઊંચો આદર્શ પ્રકટ કરતા લેખો કરતા, પસંદગી જ કરવી હોય તો, સંગ્રહના પહેલા ને ત્રીજા વિભાગના લેખો ચડિયાતા છે 'જીવનનો હેતુ', 'ધર્મ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન', 'સ્વપ્ન', 'સૂફીવાદ', 'ભક્તિમાર્ગ' 'નાઉન સંપ્રદાય,' 'ઉર્વશી અને પુરૂરવા', 'આનંદમીમાંસા' અને 'સરસ્વતીચંદ્ર'ની સ્નેહની તેમ લક્ષ્યલક્ષ્યની મીમાંસા' જેવા લેખોના સ્ફુલિંગ ર ઠાકરને આગ્રહ કરીએ કે, તમારા વિચારાગ્નિમાંથી વધુ વધુ તણખા ઝરતા રહો

'નાથપ્રભુ', 'આનંદાશ્રમ ને તેના અધિષ્ઠાતા', 'શ્રીમન્‌નથુરામ શર્માજી' અને 'કૃપાનાથ–કપડવંજમાં' સમીક્ષાવર્ષમાં પ્રગટેલી આ ચારે પત્રિકા–પુસ્તિકાઓ પોતાના જીવન્ત દૃષ્ટાન્ત તેમજ ઉપદેશથી ગુજરાત–કાઠિયાવાડને સાચા બ્રાહ્મણધર્મનો અને યોગનો બોધ કરનાર બ્રહ્મીભૂત મહાત્મા શ્રીમન્‌ નથુરામ શર્માના ભાવિક શિષ્યોની બાધરૂ–બેલડીની ગુરુભક્તિએ ગુરુના દેહવિલય બાદ પોતે અભિવ્યક્ત થવા જે માર્ગ લીધો છે તેનાં ફળ છે પુરુષોત્તમ માસ, શંકરજયંતી અને એવા ઉત્સવદિનોએ ગુરુલીલામૃત ગાવાના સંકલ્પે લખાયેલી આ પુસ્તિકાઓમાં પહેલી ત્રણમા શ્રી. નથુરામ શર્માની સંક્ષિપ્ત જીવનલીલા કે જીવનપરિચય છે, અને ચોથીમાં એમની કપડવંજની મુલાકાતનો સ્મરણહેવાલ છે ઊભરાતો ભક્તિભાવ અને છટાદાર ભાષા ચારેનાં મુખ્ય લક્ષણ છે ત્રીજીના લેખક રા હરભમસિંહ ઠાકોર અને બાકીની ત્રણેના લેખક તેમના બંધુ રા દ્વારકાસિંહ ઠાકોર છે આગલી

ત્રણે પુસ્તિકાઓમા થોડો થોડો ફેર રાખવાની કોશિશ છતાં વસ્તુ લગભગ સરખું છે પણ ગુરુને સતત કીર્તયન્તો આ લેખકભાઇઓને ગુરુગાનનો જગઘ કંટાળો નથી, એથી ઊનટુ જ છે એ વિના, આ ચારની પહેલ્વા ગુજરાતી ને અગ્રેજીમા આવી ને આથી નાની પુસ્તિકાઓ તથા મોટા પુસ્તકો કુલ વીસ–એકત્રીસની સખ્યામાં ગાત્ર ગુરુલીલાસકીર્તનના આ એકજ વિષય પર એમણે લખ્યા હશે ?

હજી બે પત્રિકો–પુસ્તિકાઓની વાત કરવાની રહે છે એના લેખક છે રા વિષ્ણુદેવ પડિત જગ્ આડબરી લાગતા શીર્ષકવાળી પહેલી પત્રિકા 'બ્રાહ્મણમીમાસા'માં એમણે આજના નીચે ગયેલા બ્રાહ્મણત્વને મનુસ્મૃતિ ચીંધ્યો બ્રાહ્મણત્વનો આદર્શ તથા તેના કર્મ–ધર્મ સમજાવવા પ્રયત્ન કર્યો છે 'વીરાંગના વિદુલા' નામની બીજી પત્રિકામા કુન્તાએ પાંડવોને સદેશા તરીકે કહેવડાવેલી કાયર પુત્રને પાનો ચડાવનારી મહાભારતમાની વિદુલાવાણીનો ગુજરાતી અનુવાદ આગળપાછળના કથાવૃત્તાત સાથે આપ્યો છે શ્રી અરવિદે બગભગોત્તર જુવાળ વખતે તેઓ ચલાવતા તે પત્રમાં વિદુલા પર કાવ્ય લખી છપાવેલુ તે તેમા ભારતમૈયા જ જાણે પોતાના સતાનોને સાદ કરતી હોય એવો ધ્વનિ રજૂ કરવા, એ હિસાબે વર્તમાન દેશસ્થિતિમા વિદુલાવાણી ઠીક ઉપયોગી ગણાય

અનુવાદોની સખ્યા બહુ મોટી અઢાર જેટલી છે એમાંના પોણા ભાગના અનુવાદ સ સા કાર્યાલયના છે એ સસ્થાએ તૈયાર કરાવેલા અનુવાદ આ ગ્રથોના છે (૧) ૧૦૮ ઉપનિષદોમાંથી શ્રી રામ ચન્દ્રેન્દ્ર સ્વામીએ ચૂંટેલા ને કેટલાક ફેરફાર કરી વિષયવાર વીસ પ્રકરણમા ગોઠવેના મહાવાકયોનો સગ્રહ મહાવાકય રત્નાવલિ' (અનુ શાસ્ત્રી ગિરિજાશકર મયાશકર), (૨) અદ્વૈત વેદાતના ગ્રથમણિ 'યોગવાસિષ્ઠ મહારામાયણ'ના ૩૨૦૦૦ શ્લોકોમાંથી સારરૂપ ૬૦૦૦ શ્લોક તારવી કાશ્મીરના અભિનદ પડિતે ગોઠવેલ ગ્રથ લઘુ યોગવાસિષ્ઠ' (અનુ ભોગીન્દ્રરાય વૈદ્ય), (૩) સમતત્ત્વ આત્મવિચાર ને અવધૂત લક્ષણો વર્ણવતી સચ્ચિદાનદલીન મસ્ત યોગીશ્વર દત્તાત્રેયની ઉચ્ચાધિકારી ઓને જ ખપની અનુભવવાણીની સ્વામિ–કાર્તિકસવાદરૂપ અષ્ટાધ્યાયી 'અવધૂતગીતા' (અનુ શાસ્ત્રી પ્રતાપરાય ભટ્ટ), (૪) જનક ને અષ્ટાવક્રના સવાદરૂપે લખાયેલી સ્વરૂપાવબોધને મુખ્ય વિષય કરનારી 'અષ્ટાવક્રગીતા' (અનુ રજનીકાત મોદી), (૫) ભોગરતિમા ગીતાજ્ઞાન ભૂલી ગયેલા અર્જુનને

ઉત્તરવયમાં બ્રહ્મના સ્વરૂપ ને તેની પ્રાપ્તિના ઉપાય અને જ્ઞાની યોગીનાં લક્ષણો ને ધર્મ સમજાવતી શ્રીકૃષ્ણે શીખવેલી કહેવાતી ત્રણ અધ્યાયની 'ઉત્તરગીતા' (અનુ. શાસ્ત્રી ગિરિજાશંકર મ.); (૬) સુપ્રસિદ્ધ વેદાન્તગ્રંથ 'પંચદશી'ના કર્તા વિદ્યારણ્ય સ્વામીનો, જીવન્મુક્તિનાં પ્રયોજન, સ્વરૂપ, લક્ષણો, પ્રમાણ ને સાધનોની 'ગીતા', 'ઉપનિષદ', 'યોગવાસિષ્ઠ' આદિના સંખ્યાબંધ ઉતારા સાથે દ્યોતક ને વિશદ ચર્ચા કરતો અને પ્રારબ્ધ અને પુરુષપ્રયત્ન, જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ, તથા વિવિદિષા સંન્યાસ અને વિદ્વત્સંન્યાસનો ભેદ સમજાવતો ગ્રંથ 'જીવન્મુક્તિવિવેક' (અનુ. શંકરદત્ત શાસ્ત્રી); (૭) વસુદેવને નારદે, યદુને દત્તાત્રેયે અને ઉદ્ધવને શ્રીકૃષ્ણે કરેલો ઉપદેશ વર્ણવતો અને ભક્તિ જ્ઞાન તથા કર્મ એ ત્રણે યોગોનું તત્ત્વ સુંદર રીતે પ્રકટ કરતો 'શ્રીમદ્ ભાગવત'નો એકાદશ સ્કંધ' (અનુ. શાસ્ત્રી ગિરિજાશંકર); (૮) પોતાની અજ્ઞાનનિદ્રામાં આત્મદેવ પ્રવૃત્તિનિવૃત્તિરૂપ કેવા કેવા વિલાસ માણી રહ્યો છે એનું નિરૂપણ કરતો ધર્મસ્વરૂપ, પ્રવૃત્તિનિવૃત્તિ-ભેદ, નિષ્કામ કર્મયોગ, સુખ, ભક્તિ, વૈરાગ્ય, વેદાંતાભિમત તત્ત્વવિચાર ઈ૦ શાસ્ત્રવાણી સંતવાણી ને દૃષ્ટાંતાદિ સાથે રજૂ કરતો, સ્વામી આત્માનંદ મુનિપ્રણીત પ્રવચનશૈલીનો હિંદી ગ્રંથ 'આત્મવિલાસ' (અનુ. ચુનીલાલ શેલત); (૯) પરમાર્થ સાથે લોકમાં અનિંદિત અને વિજયી વ્યવહાર સાધવાનું માર્ગદર્શન કરતી; વિદ્યાર્થીઓ માટે પાઠ્યપુસ્તક બનાવવા પાત્ર, મહાભારતના ઉદ્યોગપર્વમાં આવતી ધૃતરાષ્ટ્રને પ્રાજ્ઞ વિદુરે કરેલા વ્યવહારજ્ઞાન–નીતિ–બોધની અષ્ટાધ્યાયી 'વિદુરનીતિ' (શાસ્ત્રી ગિરિજાશંકર મ.); અને (૧૦) નિત્ય હજારો ધર્મનિષ્ઠ હિંદુઓ વડે અને નૈમિત્તિક પ્રસંગોએ પુરોહિતો વડે લલકારાતા દેવદેવીપૂજનના અને અન્ય કંઠપાઠ્ય પુટકળ શ્લોકોનો સંગ્રહ 'કંઠાભરણ'. આ ઉપરાંત 'ગીતાસંકલન' અને 'વિચાર-સાગર'નાં ભાષાન્તરો એ જ સંસ્થાએ પ્રકટ કર્યાં છે પણ એ અન્ય સંદર્ભમાં ઉલ્લેખાશે. આ બધામાં 'લઘુ યોગવાસિષ્ઠ', 'જીવન્મુક્તિવિવેક' અને 'આત્મવિલાસ' સિવાય બાકીના અનુવાદો સમૂલ છે. 'ઉત્તરગીતા'નો અનુવાદ તેના પરની ગૌડપાદાચાર્યની 'દીપિકા' ટીકાને આધારે અને 'જીવનમુક્તિવિવેક'નો સ્વ૦ મ. ન. દ્વિવેદીના અંગ્રેજી, બે હિંદી અને એક પુરોગામી ગુજરાતી અનુવાદને પાસે રાખીને કરવામાં આવેલ છે. 'એકાદશ સ્કંધ' શ્રીધરી અને બાલપ્રબોધિની ટીકાઓને આધારે કરાયેલા સંસ્થાના ભાગવતભાષાંતરમાંથી અલગ તારવીને છાપ્યો છે. 'અવધૂત ગીતા'માં પરિશિષ્ટમાં સ્વામી વિશુદ્ધાનંદજીના 'પક્ષપાતરહિત અનુભવપ્રકાશ'

ગ્રંથમાંનું પ્રહ્લાદાખ્યાન છાપ્યું છે. પુસ્તકના સિદ્ધાન્તને જ પુષ્ટ કરતા એ આખ્યાનનું કૌતુક એ છે કે એમાંના બે સંવાદોના વક્તા ને શ્રોતા બધા જ જ્ઞાની હોવાથી એ મરતોના સંવાદ જેવું બન્યું છે. 'કંઠાભરણ'ને અંતે રા. દુર્ગાશંકર નાગરની ત્રણ ગદ્યપ્રાર્થનાઓ મૂકી છે. અનુવાદોમાં વેદાંતગ્રંથોનું બાહુલ્ય ખાસ ધ્યાન ખેંચશે. સંસ્થાએ સામાન્ય જનતાને પુરાણો ને ભક્તિગ્રંથો પીરસવાની સ્વ૦ ભિક્ષુ અખંડાનંદની નીતિથી એક ડગલું આગળ જઈ જિજ્ઞાસુઓને ઊંચા વેદાન્તગ્રંથોનું જ્ઞાન સુલભ કરી આપવાની આદરેલી પ્રવૃત્તિનું એ સુફળ છે.

ગુજરાત વિદ્યાપીઠ હસ્તકની 'શ્રી. રેવાભાઈ પટેલ સ્મારક ગ્રથમાળા'નો પહેલો ગ્રંથ 'શ્રીયોગવાસિષ્ઠ' મૂળ ગ્રથનો સારાનુવાદ અથવા સંપાદકના શબ્દોમાં 'આખા ગ્રંથનો સળગ સંક્ષેપ' છે. 'તેમાં મૂળ ગ્રંથનાં આખ્યાનો, ઉપદેશભાગો તથા શૈલીની છાપ સળંગ જાળવી રાખવા પ્રામાણિક પ્રયત્ન કર્યો છે. એક રીતે તેને મૂળ પુસ્તકનો નાના કદનો ફોટોગ્રાફ કહી શકાય.' આમ હોવાથી સ. સા. વ. કાર્યાલયવાળા 'લઘુ યોગવાસિષ્ઠ' ને આ ગ્રંથ બેવડાવતો નથી, ઊલટું એનો પૂરક બને છે. અત્યાર પહેલાં જૈન આગમો ને દર્શનગ્રંથોના તથા 'શ્રીમદ્‌ભાગવત'ના સોપોદ્‌ઘાત છાયાનુવાદો ગુજરાતને આપનાર રા. ગોપાળદાસ પટેલના સ્નેહશ્રમે અદ્વૈત વેદાન્ત સિદ્ધાન્તની પ્રક્રિયા સમજાવનાર તેમના આ પ્રિય સાધનગ્રંથને ગુજરાતીમાં ઉતારી કીમતી સેવા કરી ગણાશે. આ અદ્વૈતપુરાણ પ્રત્યે પ્રેમાદરથી છલકાતા અભ્યાસપૂર્ણ ઉપોદ્‌ઘાતમા તેમણે એના સમય, કદ, મહિમા, લોકપ્રિયતા, સંક્ષેપો, એના વિષયભૂત અદ્વૈતસિદ્ધાંતનો સારગ્રાહી પરિચય, એના ઉત્તરાર્ધને નિરર્થક વધારો ઠરાવતી દલીલો ને એવી ઘણી સુસંકલિત માહિતી રજૂ કરી છે. સાથે જોડેલા ગ્રંથમહિમા ગાતા રા. મગનભાઇ દેસાઇના લેખમાં ગીતા અને યોગવાસિષ્ઠની તુલના તથા આવા અતિ-પ્રશ્નોમાં જીવનના સામાન્ય પ્રશ્નોની અગત્ય વિસારી પાડવા સામે બતાવાયેલી લાલબત્તી નોંધપાત્ર છે. અને સમગ્રદષ્ટિએ નોંધપાત્ર તો આ નથી કે મોક્ષપ્રાપ્તિ માટે વૈરાગ્ય, તત્ત્વજિજ્ઞાસા અને વિચારને પ્રાથમિક સાધન અને વાસનાક્ષય મનોનાશ ને તત્ત્વજ્ઞાનને અંતિમ ઉપાય સૂચવતા, તેમજ જગતને એ કયારે ય હતું જ નહિ એમ કહી અજાતવાદ કે દૃષ્ટિસૃષ્ટિવાદથી ઉડાડી દેનાર, છતાં વ્યવહાર અને પુરુષાર્થનો સ્ફૂર્તિદાયક બોધ કરનાર, વસિષ્ઠપ્રણીત આ જ્ઞાનયોગના ભવ્ય વારસાને ગુજરાતની એક નહિ પણ બબ્બે આગેવાન પ્રકાશનસંસ્થાઓ એક જ વર્ષમાં પ્રકટ કરે છે!

એવું જ ગીતા સંબંધમાં બન્યું છે. 'ગીતાગીતમંજરી'નો તો કવિતાવિભાગમાં ઉલ્લેખ થઇ ગયો છે અને અહીં પાંચ બીજાં પુસ્તકોની નોંધ લેવાની પ્રાપ્ત થાય છે! એમાં ત્રણ ગીતાસંકલનનાં છે અને બે ગીતાવિચારનાં છે. ગીતાસંકલનનાં ત્રણ પુસ્તકોમાં મ. મા વ. કાર્યાલયની 'આમ સાહિત્ય ગ્રંથાવલિ'માં પ્રથમ વાર પ્રકટ થયેલી પુસ્તિકા 'શ્રીગીતાસંકલન'માં શ્રી રમણ મહર્ષિએ ૪૨ શ્લોકોમાં તારવેલું ગીતાનવનીત પીરસાયું છે. શ્લોકવરણીમાં મહર્ષિની જ્ઞાનદષ્ટિએ કામ કર્યું છે એ એ ૪૨ શ્લોકો પર દ્યોતક ભાષ્ય બની જતો એનો આમુખ બતાવી આપે છે પણ પુસ્તિકા એકલું ગીતાસંકલન જ નથી. રામચંદ્રને અંતરમાં અકર્તા-અભોક્તા રહી બહારથી દક્ષતાપૂર્વક લોકવ્યવહાર આચરવા કહેતો વસિષ્ઠની આદેશવાણીના 'યોગવાસિષ્ઠ'માંથી ચૂંટેલા દસ શ્લોક તથા 'દશશ્લોકી' 'વિવેકચૂડામણિ' અને 'શિવાનંદલહરી' પણ સાથે જોડવામાં આવ્યાં છે. ચારેના સંસ્કૃત શ્લોકોનો ગુજરાતી અનુવાદ આપવામા આવ્યો છે ગીતાશ્લોકો તળે ગ. મશરૂવાળાનો પદ્યાત્મક અને ગાંધીજીનો ગદ્યાત્મક અનુવાદ મુકાયો છે.

નવજીવનપ્રકાશિત 'સંકલિતા ભગવદ્ગીતા' (ટીકા કાલેલકર) માં ગીતાના અઢાર અધ્યાયને ભાગી નાખી વિષયના વિવેચનને અનુસરી તેનાથી ત્રણગણા એટલે ચોપન અધ્યાયમાં તેના સાતસો શ્લોકો વહેંચી નખાયા છે. ચોપન અધ્યાયને અંતર્ગત વિષય પ્રમાણે નામ આપી મૂળ અધ્યાયોની પેઠે તેને 'યોગ' શબ્દ જોડયો છે. અઢારના ચોપન યોગ બનાવવું આ વિભાગીકરણ અનાવશ્યક રીતે ઝીણું, પ્રસ્તારી અને અનિસરળ લાગશે, પણ 'વિદ્યાર્થિઓને માટે જ' એ વ્યવસ્થા થઈ હોવાનું પ્રાસ્તાવિક કથન એનો ખુલાસો છે. ગીતાની વિદ્યાર્થિભોગ્ય આ નવી વ્યવસ્થાને હવે પછી છપાવાનું કાકાસાહેબનું વિરગણ વાજબી ઠરાવશે આ પુસ્તક નવી વ્યવસ્થા પ્રમાણેનું સંસ્કૃત શ્લોકોનું મુદ્રણ જ છે પુસ્તકના ઉત્તરાર્ધમાં આ સંકલિતા ગીતાના શ્લોકોની રા. જેઠાલાલ ગાંધીએ તૈયાર કરેલી ચરણસૂચિ છપાઈ છે.

'શ્રી ગીતાના શ્લોકની સંકલના' (પુરુષોત્તમ ભાણજી પરીખ) માં ગીતામાં નિરૂપાયેલા મુખ્ય વિષયો, તેના આંશિક પેટા વિષયો, તથા મુખ્ય વિષયને 'સંબંધકર્તા' વિષયોને લગતા અધ્યાય તથા શ્લોકો તે તે વિષયના ક્રમ તળે એકઠા કરી આકડાથી, (આખા શ્લોકોના ઉપરના પુસ્તકમાં છે

તેવા મુદ્રણથી નહિ,) સૂચનવામા આવ્યા છે, જેને લીધે ગીતાના અભ્યાસીઓને 'રેફરન્સ બુક' તરીકે એ ચોપડી સારું કામ આપશે. એના કેટલાક શ્લોકોને અપાયેલા વિષયવિભાગ બરાબર નથી કર્તાના ગીતાભ્યાસ ને તેના કરતાં ય વધુ તો તેના ગીતાપ્રેમનું આ ચોપડી એક ચિહ્ન છે. એમણે શ્રમ ઘણો લીધો છે—ક્યારેક જરૂર વગર વધારે પડતો લીધો પણ જણાય છે.

છેલ્લા બે પુસ્તકો ભાષાંતર નથી, પણ રમણ મહર્ષિના 'ગીતાસંકલન'ના ભાષાતરની સાથે એને વિચારી લેવાની સવડ હતી:માટે એનો ઉલ્લેખ એની જોડે કરી લીધો છે. ફરી પાછા અનુવાદ પર આવવા માટે ગીતાવિચારનાં બેઉ પુસ્તકો સગવડ કરી આપે છે. 'ગીતાધર્મ' કાકા કાલેલકરના અને 'ગીતાહૃદય' સાને ગુરુજીના મરાઠીમા લખાયેલા પ્રવચનાત્મક લેખોના ગુજરાતી અનુવાદ છે.

ગીતા દરેક જમાનાને તેની જરૂર મુજબ 'જીવનપ્રવાહનું ધર્મશાસ્ત્ર' આપનાર જીવન્ત ધર્મગ્રંથ હોવાથી તેના 'મૂળ ઉપદેશને વળગી રહીને નવી દૃષ્ટિથી નવા અર્થો તેમા જોવા એમા સત્યનો કોઈ દ્રોહ નથી, પણ બંનેની કૃતાર્થતા જ છે' એમ માનતા કાકા કાલેલકરે આજ સુધી થતું આવ્યુ છે તેમ વ્યક્તિની ને આધ્યાત્મિક દૃષ્ટિએ નહિ પણ સમાજની ઐહિક સુસ્થિતિ અને ઉત્કર્ષની દૃષ્ટિએ ગીતાનો વિચાર કરી, ગીતાના સમાજધર્મનો પોતાને સમજાયેલો વ્યાપક સદેશો 'ગીતાધર્મ'ના પાત્રીસ લેખો વાટે આજના ગીતાપ્રેમીઓ આગળ રજૂ કર્યો છે. પુસ્તકના ૧૭૨ માથી ૧૧૨ પાનાંમાં ગીતાના ૧૬ મા અધ્યાયના પહેલા ત્રણ શ્લોકોમાના દૈવી સંપત્તિના ગુણો પર એમણે વિસ્તારથી વિવરણ કર્યું છે તે લોકજીવન કે સમાજજીવનને લક્ષમા રાખીને જ કર્યું છે એ ૨૬ સામાજિક ગુણોના નિત્યવ્યવહાર માટે ચાતુર્વર્ણ્ય અને આશ્રમવ્યવસ્થાવાળો સમાજ જરૂરી બનતો હોવાથી, પછી એ ચાતુર્વર્ણ્યની અને આશ્રમવ્યવસ્થાની સારી મીમાસા એમણે કરી છે આજના દેશકાળમા એ બનેની કેવી વ્યવસ્થા હોય એ પણ એમની વિચારણામાં આવે છે બાકીની વિચારણામા અહિંસાની અને કર્મયોગની એમણે સ્વચ્છ તાજી દૃષ્ટિથી કરેલી સુચિંતિત તત્ત્વચર્ચા પુસ્તકમા ખૂબ મહત્ત્વની ગણાય. 'ગીતાનો આદર્શ', તેનો આદર્શ પુરુષ, ગીતાની સાધનપદ્ધતિ અને તેની કલ્યાણવિષયક કલ્પના બધુ જ અહિંસા પર છે' એવો ગીતામાં હિંસાનું પ્રતિપાદન છે કે અહિંસાનું એ વિવાદ પરત્વે કાકાસાહેબે આપેલો ચુકાદો ખાસ ધ્યાન ખેંચે એવો છે.

સંગ્રહના છેલ્લા બે લેખો પુસ્તકમાંના અન્ય લેખો પાછળ પ્રવર્તતી દૃષ્ટિ એમાં વ્યક્ત થતી હોઈ, પ્રાસ્તાવિક ભૂમિકા લેખે પહેલા લેખની પહેલાં મૂકવા જરૂરી હતા.

'ગીતાહૃદય'ના કર્તા તરીકે નામ છે સાને ગુરુજીનું પણ પોતાના 'બે બોલ'માં તેમણે બતાવ્યું છે તેમ તે પોતે ય છે વિનોબાનાં ગીતાપ્રવચનોના માત્ર ઝીલનાર. એ જોતાં પિસ્તાળીસનું વર્ષ ખરેખર નસીબદાર ગણાય કે એને હિંદુ ધર્મ ને તત્ત્વજ્ઞાનના અર્ક જેવી તેમજ 'મહાભારત'ના નવનીતરૂપ ગીતા પર કાકાસાહેબ પાસેથી 'ગીતાધર્મ' તો વિનોબાજી પાસેથી ગીતાહૃદય–ગીતામર્મ મળ્યાં છે. ગીતાસંદેશને બીજા અધ્યાયમાં પૂરો થતો કહી અન્ય અધ્યાયોને તેના વિસ્તાર, ૧૬–૧૭ માને પરિશિષ્ટ અને ૧૮ માને ઉપસંહાર તેમણે ગણ્યા છે. કર્મયોગ અને સંન્યાસની એકરૂપતા, વિકર્મ દ્વારા અનાસક્તિસાધનાનો માર્ગ, આર્તાદિ ચાર ભક્તપ્રકારો વિશેની સમજણ, પિતૃયાન–દેવયાનની મરણગતિનો રૂપક તરીકે ખુલાસો, સર્વ માનવીને પરમાત્મા તરીકે જોવાનું નવમા અધ્યાયનું રહસ્ય, પરમાત્માનાં સગુણ અને નિર્ગુણ બંને સ્વરૂપને વિવેકથી ઉપાસવાની બારમામાં બતાવાયેલી ચાવી, તેરમામાં 'જ્ઞાન એટલે સદ્‌ગુણ' એ મુદ્દો, જ્ઞાન ભક્તિ ને કર્મની એકતા, સોળમામાં બતાવાયેલી દુઃખી–ગરીબો–ની સ્થિતિ સુધારના સમાજવાદની જરૂર, ૧૬–૧૭ મા અધ્યાયમાં યજ્ઞધર્મના ચાલુ સમયને અનુરૂપ આચાર બતાવતી યજ્ઞોપાસનાની ભાવના—આ સર્વ વિનોબાના ગીતારહસ્યદર્શનની વિશિષ્ટતાઓ છે. એમની વિચારણા સીધી અ–સંકુલ ને દષ્ટિમંત, અને લખાવટ સ્વચ્છ સાત્ત્વિક ને સરળ છે. આટલી સરળતા તો 'ગીતાધર્મ'માં ય નથી. વિનોબાના વ્યક્તિત્વે આખુંય પુસ્તક અંકિત છે. મહારાષ્ટ્રિય સંતોની તેમ પાશ્ચાત્ય કવિલેખકોની વાણીને ઘટતે સ્થળે ટાંકવામાં આવી છે, અને દષ્ટાંત પુષ્ટિ માટે ગાંધીજીના જીવનાચારને ઘણી વાર આમળ ધરવામાં આવ્યો છે. વાંચી રહ્યે સંતવાણીની જેમ અંતઃસ્નાન કર્યાનો આનંદ આપતા આ પુસ્તકમાંથી આચારપરિણામી સ્ફૂર્તિકર બોધ પણ ઠીક પ્રમાણમાં મળે છે.

'હું માનું છું કે મારા જીવનનો એકમાત્ર અર્થ એ છે કે મારો અંતરદીપ જે રસ્તો દેખાડે તે જ રસ્તે મારે ચાલવું, અને એ દીપકને માણસો આગળ ઊંચો ધરી રાખવો જેથી માણસો તેને જોઈ શકે'—આ માન્યતાને આચરતા ટોલ્સ્ટોયના ૧૫ નિબંધોના શ્રી. ચંદ્રશંકર શુક્લે કરેલા

અનુવાદ ' ચૂપ નહીં રહેવાય 'મા ટૉલ્સ્ટૉયની ઊંડી નીતિભાવના, ઊંચી ને સતેજ ધાર્મિકતા, વિચારશીલતા, દીનદુખી શ્રમજીવીઓ માટેની હમદર્દી, સંવેદનશીલતા, આચાર ને વિચારનાં બાહ્ય પડ તળે રહેલા દંભ અસત્ય કે ક્રૂરતાને પકડનારી સાફ ને વેધક દૃષ્ટિ, સાહિત્ય ને કલા વિશેની ભાવના, નિર્ભય સત્યકથન, પ્રેમધર્મ, અને જનસમૂહનાં કલ્યાણ ને પ્રગતિ અર્થે જ કલમ ઝાલવાનો મુદિતાશય—એ સર્વનું ચોખ્ખું દર્શન થાય છે વિપ્લવવાદીઓને અપાતી ફાંસીની અધર્મ્યતા અને ખ્રિસ્તાઈથી કકળી ઊઠેલા આત્માની ચીસ અને પ્રકોપવાણી સંભળાવતો સમહનો નામદાતા નિબંધ 'ચૂપ નહીં રહેવાય,' ટૉલ્સ્ટૉયના મંથનશીલ આત્મપંખીની પાંખોનો વિકાસોન્મુખ ફફડાટ અને એમનું નિખાલસ આત્મપરીક્ષણ દર્શાવતો ' મારું પરિવર્તન ', ધર્મના અભાવને આ યુગના સમસ્ત દુઃખનું કારણ ઠરાવતો ' ધર્મની શક્તિ ', ' કલા એ ધર્મવૃત્તિને તર્ક અને બુદ્ધિના પ્રદેશમાથી ખસેડી ભાવનાના–હૃદયના–પ્રદેશમા લઈ જવા માટેનું એક સાધન છે' એવી ટૉલ્સ્ટૉયની પ્રતીતિને રજૂ કરતો ' ભાવિ કલાનું સ્વરૂપ ', અને આજના યુગમા પ્રવર્તતા આર્થિક ને રાજકીય વિસંવાદની સમર્થ ચિકિત્સા અને નિદાન બતાવતા તેમજ પૃથ્વી પર ઈશ્વરના રાજ્યની સ્થાપનાની–પોતાના અંતરાત્માની જ આણ માનવાની–વાત કરતા ' આજનો જમાનો ' અને ' શું કરવું ? '—આટલા નિબંધો તો ખાસ વાચવા ને મનન કરવા યોગ્ય છે ' મારું પરિવર્તન 'મા પરિવર્તન પહેલાંના પોતાના લેખકજીવનની ટૉલ્સ્ટૉયે કરેલી સમીક્ષાનો આપણા સાહિત્યકારોએ પાઠ કરવા જેવો છે. ભાષાતર છે એમ પરખાય નહિ એવું શિષ્ટ પ્રવાહી ગુજરાતી લખાણ રા ચંદ્રશંકરની અનુવાદકળાની સિદ્ધિ છે ગુજરાતી વાચકોને રસ ન પડે એવી નિવાર્ય વિગતો મૂળમાથી એમણે ક્યાક કાપી નાખી છે, તો ક્યાક ક્યાક ટૉલ્સ્ટૉયના વક્તવ્ય કે વલણને સુસ્પષ્ટ કરવા તેના ને બીજાના ઉતારા તેમ પોતા તરફથી નોંધ કે ટિપ્પણ પણ એમણે આપ્યા છે કેટલી તન્મયતાથી એમણે પોતાનું કાર્ય બજાવ્યું છે તે એ બતાવે છે

' સુખનો સર્વસામાન્ય ચાવી ' જોસેફ પેન્ગ વે નામના ઑસ્ટ્રેલિયાવાસી ચીના થિયોસૉફિસ્ટના રેડિયોવ્યાખ્યાનોના સગ્રહનો રા ભૂપતરાય મહેતાએ કરેલો અનુવાદ છે ગુપ્ત જ્ઞાન, કુદરતના ભુવનો પુનર્જન્મ, મરણોત્તર જીવન, ને કર્મના નિયમ વિશે જરૂરી માહિતી આપવા સાથે આંતરિક સ્વાસ્થ્ય શાંતિ ને પ્રસન્નતા મેળવવાના માર્ગનું શિક્ષણ પણ આ પુસ્તક આપે છે ' વાવો તેવું લણો ' એ કાયકારણના મહાનિયમ પ્રમાણે

સ્થૂળ, કામિક, માનસિક અને આધ્યાત્મિક ભુવનોમા અનુક્રમે સાધણુ કાર્યો, સહાનુભૂતિ, કલ્પના અને મહેચ્છા રાખવાથી સુખી થવાય, અને એને માટે શરીર (કાર્યો), હૃદય (લાગણીઓ) અને મન (વિચારો)નો સંયમ ખાસ જરૂરી છે એમ કહી, સંયમને સુખની સર્વસામાન્ય ચાવી એમા ગણવામા આવી છે આમા કશુ અસામાન્ય નથી, તેમ સાવ સામાન્યે નથી. રેડિયોપ્રવચનોમા આથી વધુ ભારે થવાય પણુ નહિ

'ગુરુપ્રસાદ' 'ધ અર્લી ટીચિંગ્ઝ ઑફ ધ માસ્ટર્સ ૧૮૮૧–૧૮૮૩' માંથી ચૂંટી કાઢેલા જ્ઞાનપ્રધાન ફકરાઓનું રા પ્રભાકર મહેતાકૃત ભાષાન્તર છે. ધર્મ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનની દૃષ્ટિએ અભ્યાસ કરવા જેવા ભૂગોલમાલા, મન્વન્તર ગતિ, પ્રશ્નો અને ઉપપ્રશ્નો, વિશ્વસર્જન, અતિ–વિજ્ઞાન લાગે એવુ વિજ્ઞાન, અને એવા વિષયો પરત્વે થિયોસૉફિસ્ટોના શ્રદ્ધાભાજન મહાત્માઓના સંકલિત કરીને એમા અપાયેલા વિચારો ગૂઢવિદ્યાના જિજ્ઞાસુઓ અને રસિકોને આકર્ષશે આપણાથી વધુ જોઈ શકનારાઓની આ વાણી કહેવાય છે, તો તે અત્યારે આપણા જ્ઞાનના સીમાપ્રદેશની બહાર હોય, પણ ભવિષ્યમા માણસને તેનું જ્ઞાન મળતાં આમાંની કેટલીક અત્યારે ગપ્પાષ્ટક જેવી લાગતી વાતો સાચીય ઠરે એ સંભવ ઉવેખવાનો નથી

નવી આવૃત્તિઓ આટલી પ્રગટ થઈ છે: (૧) શ્રી કૃષ્ણાનંદ સ્વામીના જીવન તથા બોધનો સંક્ષિપ્ત પરિચય આપતી 'આત્મસાક્ષાત્કાર થયેલા એક મહાત્મા સાથેનો પરિચય' એ પુસ્તિકાની છઠ્ઠી આવૃત્તિ, (૨) આપણા તત્ત્વજ્ઞાને બાંધી આપેલા નિર્ણયો તેમજ ધર્મે ને આચારે પ્રવર્તાવેલી માન્યતાઓ અને પ્રણાલિકાઓને નિર્દાશુદ્ધિથી નહિ પણ શ્રેયાર્થી સત્યાન્વેષકની દૃષ્ટિયે મૌલિક લોકસંગ્રહાર્થી બૌદ્ધિક વિચારણાની એરણ પર ચડાવતા રા કિશોરલાલ મશરૂવાળાકૃત બહુમૂલ્ય વિચારગ્રંથ 'જીવનશોધન' ની સાધ્ય ખંડને યોગ્ય ખંડની આમળ લઈ ગયેલી અને ભાષામાં સ્પષ્ટતાલક્ષી સુધારા દેખાડતી ચોથી આવૃત્તિ, (૩) 'થિયોસૉફી ધન એવરિડે લાઈફ' ને આધારે લખાયેલી, ચારિત્ર્યઘડતરના અને આત્મવિકાસના પ્રયાસમા મદદરૂપ અને એવી ડૉ હરિપ્રસાદ દેસાઈની, તેમના આસ્તિકતા, સંસારપ્રીતિ, ચરિત્ર્યાગ્રહ અને દેશપ્રેમનું દર્શન કરાવતી પુસ્તિકા 'ઉચ્ચ જીવન' ની ત્રીજી અને ચોથી આવૃત્તિઓ, (૪) કર્મ, વિકાસક્રમ, ઋણાનુબંધ આદિની મદદથી તેમજ શાસ્ત્રવચનોને ટેકે પુનર્જન્મના મહાનિયમને ગળે ઊતરે એવી રીતે સમજાવતી અને એ રીતે જીવનની કેટલીક ગૂંચો ઉકેલવાની ચાવી પૂરી પાડતી

ગુજરાતના નિષ્ઠાવાન થિઓસૉફિસ્ટ રા. હરજીવનદાસ મહેતાની 'પુનર્જન્મનો નિયમ' એ પુસ્તિકાની ત્રીજી આવૃત્તિ; (૫) શુદ્ધાદ્વૈતમતપ્રવર્તક અને પુષ્ટિમાર્ગસ્થાપક શ્રીમદ્ વલ્લભાચાર્યની યથોપલબ્ધ જીવનરેખા, તેમની તથા તેમના વંશજોની ગ્રંથકૃતિઓ, તથા શુદ્ધાદ્વૈત વેદાન્ત અને પુષ્ટિસંપ્રદાયના સિદ્ધાંતો વિશે સંક્ષેપમાં સરળ ભાષામાં સારી માહિતી રજૂ કરતા 'શ્રી મહાપ્રભુજી' (વિષ્ણુદેવ પંડિત) ની બીજી આવૃત્તિ; (૬) હિંદની ચાર મુખ્ય ભાષાઓમાં તેમજ અંગ્રેજીમાં પણ અનુવાદનું માન પામેલ, વેદાન્તના પ્રમેયગ્રંથ ગણાતા નિશ્ચલદાસજીકૃત હિંદી ગ્રંથ 'વિચારસાગર'ના સ્વ. છોટાલાલ નરભેરામ ભટ્ટે સોળ વરસ પર અક્ષરશઃ નહિ પણ વિષય સમજવો સુગમ પડે એ રીતે કરેલા અનુવાદની ખંભાતવાળી અપ્રાપ્ય બની ગયેલી આવૃત્તિનો, સ્વામી માધવતીર્થે અહીંતહીં તપાસી–સુધારી આપેલી, વેદાંતપ્રિય જનતાને ખૂબ ઉપયોગી નીવડનારી, બીજી આવૃત્તિ; (૭–૮) સંવાદપ્રાવીણ્ય અને એમની વય જોતાં એમને માટે આદર ને આશ્ચર્ય ઉપજાવે એવી જ્ઞાનદૃષ્ટિ અને અંતરનો ભમવો રંગ બતાવતા, સુંદર પ્રવાહી ગદ્યમાં લખાયેલા 'જેસલ અને તોરલ', 'જાલંધર અને ગોપીચંદ', 'મેનાવતી અને ગોપીચંદ' તથા 'ભર્તૃહરિ અને વિક્રમ' એ કલાપીના ફરી ફરીને વાંચવા ગમે એવા દૃષ્ટિવિકાસક ને હૃદયસ્પર્શી ચાર સંવાદની, બબ્બે સંવાદની એક એમ બે પુસ્તિકાઓમાં સ. સા. કાર્યાલયે પ્રકટ કરેલી બીજી આવૃત્તિ.

## જીવનકલા

જીવનને મીઠું, સંસ્કારી અને સફલ બનાવવા મન, હૃદય, વ્યવહાર અને રીતભાતની વિશિષ્ટ કેળવણીની રીત શીખવવાની નેમથી લખાયેલાં ત્રણ પુસ્તકો માટે આ નવો વિભાગ ખોલ્યો છે.

મુખ્યત્વે પત્રનું એક આકર્ષક અંગ (ફીચર) ઊભું કરવાની તેમ કેટલીક વાર કટાર ભરવાની 'વંદે માતરમ્' દૈનિકના પત્રકારત્વની જરૂરતે નિપજાવેલા 'આપની સેવામાં'ના નિબંધિકા જેવા ૫૯ લઘુ લેખો, સામાન્ય વાચકને મિત્રદાવે સંબોધી તેની અનેક આધિ વ્યાધિ ને ઉપાધિઓમાં તેમ રોજિંદા જીવનવ્યવહારમાં તેને મદદગાર થાય કે ટેકો ને સ્ફૂર્તિ આપે એવાં વ્યવહારુ સૂચનાઓ અને વિચારો, તેની 'આંખ માટે' નહિ, તેના 'અંતર માટે,' તેના 'પુરુષાર્થ માટે', પીરસે છે. ઉશ્કેરાટ ને ઉતાવળ વર્જવાની, ખરી માણસાઈ ને ખાનદાની ખીલવવાની, દિવેલિયા નહિ પણ આશાવાદી અને ગુલાબી બનવાની, દ્રવ્યૈકપરાયણ મટી કલા ને ચિંતનના શોખીન બનવાની,

નિષ્ફળતાઓનો અભ્યાસ કરી જાતસુધારો કરવાની, પછડાટ ખાધા પછીયે ઊભા થઈ નજર ઊંચે જ રાખવાની, અન્યમાં રસ લેવાની, વાર્તાલાપની કળા અને સુવાસિત રીતભાત કેળવવાની—એમ અનેક પ્રકારની એમાં અપાયેલી સૂચનાઓ પ્રોત્સાહક હોઈ પુસ્તકના હેતુને સફળ કરનારી છે ૧૬ ૧૯, ૨૭, ૩૨, ૩૩ ૩૫ ૩૯, ૪૩, ૪૪ ૪૬ ૫૧, ૫૨, ૫૮ અને ૫૯ ના સખ્યાંકવાળા લેખો આકર્ષક છે પુસ્તકની આકર્ષકતા વિચારોની છે એટલી જ શૈલીની પણ છે અને કેમ ન હોય ? એના લેખક બીજા કોઈ નહિ, પણ રગીલી, ઠમીની ગુલાબી, નખરાળી—એમાથી ગમે તે વિશેષણ તમે જેને લગાડી શકો એવી શૈલીની સારવાર' કે માવજત' ના શોખીન, 'શું કહેવું' એના કરતા ' કેવી રીતે કહેવુ ' ની વધુ ફિકર કરનાર પત્રકારી લેખક રા. જિતુભાઈ મહેતા છે રમિકતા, નવીનતા અને શબ્દો તથા અલકારોમા ઔચિત્યની બેપરવાઈભરી અખતરાબાજીવાળી વિલક્ષણ વ્યક્તિત્વે ચમકતી એમની લાક્ષણિક શબ્દવિલાસ શૈલીનો ચમકાર બધા લેખોમા તો છે જ, પણ એનાં મથાળાને પણ તેણે કોરા મૂક્યા નથી કડિકાઓ 'વદે માતરમ્ 'ની કટારોમા ઠીક લાગતી હશે, પણ છાપેલી ચોપડીમા એ બહુ નાની નાની લાગે છે

સ સા કાર્યાલયની 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'ની ચોથી પુસ્તિકા જીવનની કલા ' ( રવિશકર મહેતા ) આરોગ્ય, માનસિક સ્વસ્થતા, ધ્યેયની સ્પષ્ટતા અને આત્મનિષ્ઠાનો સગ્રહ ગાંઠે રાખી બધા જોડે વ્યવહાર-ધધામાં પ્રસગ પડતા સામાનુ અહ ઘવાય નહિ પણ સતર્પાય એ રીતે એની ટીકા નહિ પણ પ્રશસા કરવાનું તેમજ સહાનુભૂતિથી એનામા રસ દેખાડી સ્મિતથી એને જીતવાનુ પ્રબોધીને જીવનની સફળતા માટે વ્યવહારુ માર્ગદર્શન' એ પોતાના ઉપશીર્ષકને સાર્થ કરે છે જન્મજાત સસ્કારિતા અને જનસ્વભાવનું જ્ઞાન હોય તો માણસમાં આવો વ્યવહાર સહજસિદ્ધ બની જાય છે એ શીખવો-શીખવવો પડતો નથી છતા ટેવ પાડીને એ કેળવી પણ શકાય છે એવી એની કેળવણી માટે આવા પુસ્તકો ઠીક માર્ગદર્શક બને પુસ્તિકામાંની ઘણી સૂચનાઓ તેમજ લખાવટ પર ડેઈલ કાર્નેગીકૃત ' હાઉ ટુ મેઇક ફ્રેન્ડ્ઝ એ જાણીતા પુસ્તકની ઘણી અસર છે લખાવટ શિષ્ટ છતા સરળ છે

નિત્યનો આચાર ' ( વામનનારાયણ વિ. પાઠક ) પુસ્તિકા પાંચમી આવૃત્તિએ પહોંચેલી રા ગોવિંદભાઈ દેસાઈની સારી રીતભાત'ના કર્તા

સહેજ જુદા હેતુથી લખાયેલી છે એટલે એ બેઉ પુસ્તિકાઓ એકમેકની પૂરક થાય તેવું છે. 'મારો વિષય વ્યક્તિનો સમગ્ર આચાર નથી, નિત્યનો આચાર છે' એમ કહેતા લેખકે પ્રાતરુત્થાનથી આરંભી શૌચ, સ્નાન, ભોજન, પોષાક જેવી દૈનંદિની જીવનચર્યા સંબંધી, તથા તેથી આગળ જઇ 'સ્વચ્છતા : વ્યવસ્થા : શોભા : અલંકાર,' 'જાહેરમાં વર્તાવ' અને અન્ય માણસો જોડે પ્રસંગ પડતા સેવવાના શિષ્ટાચાર સંબંધી, વિધિનિષેધાત્મક કેટલીક જે વ્યવહારુ સૂચનાઓ એમાં મૂળ તો કિશોર વિદ્યાર્થીઓ માટે રજૂ કરી છે તે, રીતભાત અને શિષ્ટાચારની બાબતમા અરાજકતાના આ સમયમાં નાનેરા ઉપરાંત મોટેરાંઓએ પણ ખાસ ધ્યાનમાં રાખવાની ને આચરણમાં ઉતારવાની બહુ જરૂર છે. માણસ સામાજિક પ્રાણી હોઈ સમાજસ્વાસ્થ્ય સારુ બીજાની સગવડઅગવડ માટે કાળજી રાખી સાચા નાગરિકધર્મ અનુસાર માણસનો વ્યક્તિગત તેમ સામાજિક આચાર ઘડાવો જોઇએ, એ દૃષ્ટિ આ સરકારશિક્ષિકામા કેન્દ્રમા રહી છે એ બરાબર થયું છે. ધંધામાં તેમ જીવનમાં સફળ થવાની ચાવી કે કળા વિશે તેમજ રીતભાત અને શિષ્ટાચાર વિશે પશ્ચિમમાં જેમ પુષ્કળ લખાયું છે તેમ આપણે ત્યાં બન્યું નથી. આગલાં બંનેની સાથે મળીને આ પુસ્તક આપણો એ સંબંધી અસંતોષ દૂર કરે છે. ત્રણેની ઉપયોગિતા વિશે કશી શંકા નથી.

બ્રહ્મચર્ય, સહશિક્ષણ, સ્ત્રીપુરુષસંબંધ, વિજાતિનો સ્પર્શ, કામવિચાર અને લગ્ન જેવી વ્યક્તિ તેમ સમાજનાં તન મન ને ચારિત્ર્ય પર જબરી અસર કરતી બાબતોને અધિકારયુક્ત વાણીથી ચર્ચતા, વિલાસિતા કામલોલુપતા તથા સ્ત્રીપુરુષસંબંધમાં નીતિશિથિલ સ્પર્શછૂટ સામે અસુગાળવા આજના યુગમા ધર્માવિરુદ્ધ કામની અગત્ય સ્વીકારતા છતાં સદાચારના સ્થૂલ નિયમોનું પાલન પુરસ્કારતા, અને સમજણી વયની વિજાતીય વ્યક્તિઓના નિષ્કારણ શરીરસ્પર્શને નિષેધના ગ. કિશોરલાલ મશરૂવાળાના 'સ્ત્રીપુરુષમર્યાદા' એ પુસ્તકની છેલ્લા એક વરસ દરમ્યાન લખેલા લેખોના ઉમેરાવાળી ત્રીજી આવૃત્તિ સમીક્ષાવર્ષમા બહાર પડી છે. વનસ્પતિથી આરંભી મનુષ્ય જાતિના જનનવ્યાપારની સચિત્ર સશાસ્ત્ર માહિતી આપી, રજોદર્શનથી માંડી લગ્ન માટે સાથીની પસંદગી સુધીની બાબતો પરત્વે વિવેકશીલ દૃષ્ટિથી જવાબદારીના નાજુક ભાન સાથે સરળ સ્પષ્ટ ભાષામાં મુગ્ધ કન્યાઓને પથ્ય સલાહ આપતી અને કામવિકાર સંબંધમાં 'સ્ત્રીપુરુષમર્યાદા' ની

નિષ્ફળતાઓનો અભ્યાસ કરી જાતસુધારો કરવાની, પછડાટ ખાધા પછીયે ટટ્ટાર ઊભા થઈ નજર ઊંચે જ રાખવાની, અન્યમાં રસ લેવાની, વાર્તાલાપની કળા અને સુવાસિત રીતભાત કેળવવાની—એમ અનેક પ્રકારની એમાં અપાયેલી સૂચનાઓ પ્રોત્સાહક હોઈ પુસ્તકના હેતુને સફળ કરનારી છે. ૧૬, ૧૯, ૨૭, ૩૨, ૩૩, ૩૫, ૩૯, ૪૩, ૪૪, ૪૬, ૫૧, ૫૨, ૫૮ અને ૫૯ ના સંખ્યાંકવાળા લેખો આકર્ષક છે. પુસ્તકની આકર્ષકતા વિચારોની છે એટલી જ શૈલીની પણ છે અને કેમ ન હોય ? એના લેખક બીજા કોઈ નહિ, પણ રંગીલી, છબીલી, ગુલાબી, નખરાળી–એમાંથી ગમે તે વિશેષણ તમે જેને લગાડી શકો એવી શૈલીની 'સારવાર' કે 'માવજત' ના શોખીન, 'શું કહેવું' એના કરતાં 'કેવી રીતે કહેવું' ની વધુ ફિકર કરનાર પત્રકારી લેખક શ્રી જિતુભાઈ મહેતા છે. રસિકતા, નવીનતા, અને શબ્દો તથા અલંકારોમાં ઔચિત્યની બેપરવાઈભરી અખતરાબાજીવાળી વિલક્ષણ વ્યક્તિત્વે ચમકતી એમની લાક્ષણિક શબ્દવિલાસુ શૈલીનો ચમત્કાર બધા લેખોમાં તો છે જ, પણ એનાં મથાળાને પણ તેણે કોરાં મૂક્યાં નથી. કંડિકાઓ 'વંદે માતરમ્'ની કટારોમાં ઠીક લાગતી હશે, પણ છાપેલી ચોપડીમાં એ બહુ નાની નાની લાગે છે.

સ. સા. કાર્યાલયની 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'ની ચોથી પુસ્તિકા 'જીવનની કલા' (રવિશંકર મહેતા) આરોગ્ય, માનસિક સ્વસ્થતા, ધ્યેયની સ્પષ્ટતા અને આત્મનિષ્ઠાનો ગ્રન્થ ગાંઠે રાખી, બધા જોડે વ્યવહારધંધામાં પ્રસંગ પડતા સામાનું અહં ઘવાય નહિ પણ સંતર્પાય એ રીતે એની ટીકા નહિ પણ પ્રશંસા કરવાનું તેમજ સહાનુભૂતિથી એનામાં રસ દેખાડી સ્મિતથી એને જીતવાનું પ્રબોધીને, 'જીવનની સફળતા માટે વ્યવહારુ માર્ગ-દર્શન' એ પોતાના ઉપશીર્ષકને સાર્થ ઠરાવે છે જન્મગત સંસ્કારિતા અને જનસ્વભાવનું જ્ઞાન હોય તો માણસમાં આવો વ્યવહાર સહજસિદ્ધ બની જાય છે, એ શીખવો–શીખવવો પડતો નથી છતાં ટેવ પાડીને એ કેળવી પણ શકાય છે. એવી એની કેળવણી માટે આવા પુસ્તકો ઠીક માર્ગદર્શક બને પુસ્તિકામાંની ઘણી સૂચનાઓ તેમજ લખાવટ પર ડેઇલ કાર્નેગીકૃત 'હાઉ ટુ મેઇક ફ્રેન્ડ્ઝ' એ જાણીતા પુસ્તકની ઘણી અસર છે. લખાવટ શિષ્ટ છતા સરળ છે

'નિત્યનો આચાર' (રામનારાયણ વિ. પાઠક) પુસ્તિકા પાંચમી આવૃત્તિએ પહોંચેલી ગ. ગોવિંદભાઈ દેસાઈની 'સારી રીતભાત'ના કરતાં

સહેજ જુદા હેતુથી લખાયેલી છે એટલે એ બેઉ પુસ્તિકાઓ એકમેકની પૂરક થાય તેવું છે. 'મારો વિષય વ્યક્તિનો સમગ્ર આચાર નથી, નિત્યનો આચાર છે' એમ કહેતા લેખક પ્રાતરુત્થાનથી આરંભી શૌચ, સ્નાન, ભોજન, પોષાક જેવી દૈનંદિની જીવનચર્યા સબંધી, તથા તેથી આગળ જઈ 'સ્વચ્છતા : વ્યવસ્થા : શોભા : અલકાર,' 'જાહેરમા વર્તાવ' અને અન્ય માણુસો જોડે પ્રસંગ પડતા સેવવાના શિષ્ટાચાર સંબધી, વિધિનિષેધાત્મક કેટલીક જે વ્યવહારુ સૂચનાઓ એમા મૂળ તો કિશોર વિદ્યાર્થીઓ માટે રજૂ કરી છે તે, રીતભાત અને શિષ્ટાચારની બાબતમા અરાજકતાના આ સમયમા નાનેરા ઉપરાત મોટેરાઓએ પણુ ખાસ ધ્યાનમાં રાખવાની ને આચરણમા ઉતારવાની બહુ જરૂર છે. માણુસ સામાજિક પ્રાણી હોઈ સમાજસ્વાસ્વથ્ય સારુ બીજાની સગવડઅગવડ માટે કાળજી રાખી સાચા નાગરિકધર્મ અનુસાર માણસનો વ્યક્તિગત તેમ સામાજિક આચાર ઘડાવો જોઈએ, એ દૃષ્ટિ આ સસ્કારશિક્ષિકામા કેન્દ્રમા રહી છે એ બરાબર થયુ છે. ધધામાં તેમ જીવનમા સફળ થવાની ચાવી કે કળા વિશે તેમજ રીતભાત અને શિષ્ટાચાર વિશે પશ્ચિમમા જેમ પુષ્કળ લખાયું છે તેમ આપણે ત્યા બન્યુ નથી. આગલા બંનેની સાથે મળીને આ પુસ્તક આપણો એ સંબધી અસતોષ દૂર કરે છે. ત્રણેની ઉપયોગિતા વિશે કશી શકા નથી.

બ્રહ્મચર્ય, સહશિક્ષણુ, સ્રીપુરુષસંબધ, વિજાતિનો સ્પર્શ, કામવિચાર અને લગ્ન જેવી વ્યક્તિ તેમ સમાજના તન મન ને ચારિત્ર્ય પર જબરી અસર કરતી બાબતોને અધિકારયુક્ત વાણીથી ચર્ચતા, વિલાસિતા કામ-લોલુપતા તથા સ્રીપુરુષસબધમા નીતિશિથિલ સ્પર્શછૂટ સામે અણુગમો બતાવી આજના યુગમાં ધર્માવિરુદ્ધ કામની અગત્ય સ્વીકારતા છતા સદાચારના સ્થૂલ નિયમોનુ પાલન પુરસ્કારતા, અને સમજણી વયની વિજાતીય વ્યક્તિઓના નિષ્કારણુ શરીરસ્પર્શને નિષેધતા ગ. કિશોરલાલ મશરૂવાળાના 'સ્રીપુરુષમર્યાદા' એ પુસ્તકની છેલ્લા એક વરસ દરમ્યાન લખેલા લેખોના ઉમેરાવાળી ત્રીજી આવૃત્તિ સમીક્ષાવર્ષમા બહાર પડી છે. વનસ્પતિથી આરંભી મનુષ્ય જાતિના જનનવ્યાપારની સચિત્ર સશાસ્ત્ર માહિતી આપી, રજોદર્શનથી માંડી લગ્ન માટે સાથીની પસદગી સુધીની બાબતો પરત્વે વિવેકશીલ દૃષ્ટિથી જવાબદારીના નાજુક ભાન સાથે સરળ સ્પષ્ટ ભાષામાં મુગ્ધ કન્યાઓને પથ્ય સલાહ આપતી અને કામવિકાર સંબધમા 'સ્રીપુરુષમર્યાદા' ની

બીજી પુસ્તિકામાં રા. વિઠ્ઠલદાસ કોઠારીએ પણ પ્રથમ સાર્જન્ટ યોજનાનાં સ્વરૂપ, નોંધપાત્ર વિચારો અને મહત્ત્વની ભલામણોનો પરિચય આપ્યો છે અને પછી 'ઉપસંહાર' માં તેની સમાલોચના કરી છે. એમાં તેમણે વ્યક્ત કરેલો મતભેદ આ ચાર મુદ્દા પરત્વે છે: (૧) યોજનાના અમલ માટેની ૪૦ વરસની બાંધેલી મુદત પરત્વે; (લેખક દસથી પંદર વર્ષ એને માટે પૂરતાં ગણે છે) (૨) ઉદ્યોગકેન્દ્રી કેળવણીના હિમાયતી યોજના-પ્રયોજકો સ્વાવલંબી કેળવણી (જે ગાંધીજીપ્રેરિત વર્ધા શિક્ષણયોજનાનું આગવું લક્ષણ છે)ની કામયાબીમાં માનતા નથી એ બાબત; (૩) માધ્યમિક શાળામાં અંગ્રેજીને ફરજિયાત બીજી ભાષા બનાવવા (રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીને જ માતૃભાષાની સાથે ફરજિયાત બનાવવાની હિમાયત લેખકે કરી છે); (૪) 'કેળવણીના વિષયમાં જાતીય ભેદ મૂલગત નથી' એમ કહી ઉપલાં ધોરણોમાં બીજા વિષયોની સાથે છોકરીઓ માટે ગૃહશાસ્ત્રનો વિષય રાખવાની ભલામણ સિવાય સ્ત્રીકેળવણીનો સ્વતંત્ર વિચાર કરવાની જરૂર યોજનાના પ્રયોજકોએ જોઈ નથી તે બાબત 'પુરવણી' માં મહત્ત્વનો ગણાય આપણી કેળવણીવિષયક પરિસ્થિતિનો સાચો ખ્યાલ આપતા આંકડા રજૂ કરતો ચોથો લેખ. સાર્જન્ટ યોજના પરત્વે આશંકા અને વર્ધા યોજનામાં (શબ્દોમાં અવ્યક્ત પણ સૂચવાઈ જતી) શ્રદ્ધા બતાવનાર બાકીના ત્રણ લેખ રા. મગનભાઈ દેસાઈના છે. એમના પહેલા લેખમાં પૃ. ૩૨ ની ઉપાન્ત્ય પંક્તિમાંનો 'ચિંતાતુર'ના અર્થમાં થયેલો 'ચિંતિત' નો પ્રયોગ ખોટો છે કેળવણીની આવી યોજનાઓ–પછી એ સરકારી હોય કે પ્રજાકીય હોય–ભલે અનુભવી દૃષ્ટિમન્ત ને શુભાશયી વિચારકોએ ગોઠવી હોય, પણ હોય છે કાગળ પરની જ. એનો અમલ કે અનુભવ એ દરેકમા સુધારાવધારા જરૂરી નહિ બનાવે એમ કોનાથી કહી શકાય એમ છે! વિકસતા રાષ્ટ્રને અનુભવથી જ શીખતાં શીખતા એમાં વધારા ઘટાડા ને ફેરફાર કર્યા જ કરવા પડે. કોઈ એક યોજના માટે વિશિષ્ટ આગ્રહ ભલે રાખીએ, પણ તેને અંતિમતા આપવાની જક ન પકડીએ એ જ આવી બાબતમાં વધુ ઇષ્ટ એમ હું માનું છું

ઘરશાળા પ્રકાશન મંદિરની 'ગુજરાત જ્ઞાનમાળા'ની છઠ્ઠી પુસ્તિકા 'ઘર' શાળા અને શેરી' (ગિરીશભાઈ ભટ્ટ)માં બાળકોના ભણતર કરતા સંસ્કાર-ઘડતર પર દૃષ્ટિ રાખીને તેના અધિકારી શિક્ષકલેખકે એવા સંસ્કારઘડતરમાં પ્રકટ–અપ્રકટ ઘણો ભાગ ભજવતાં ઘર, શેરી અને શાળા સંબંધમાં વાલીઓને

અને શાળાસચાલકોને કેટલીક વાતો સમજાવી છે અને વ્યવહારુ સૂચનાઓ આપી છે બાળકોની હિતરક્ષાની ચિતા અને તેને સારુ કયા શુ કેટલુ કરવાનુ છે એની સમજ એના બધા લેખોમા સ્પષ્ટ કળાય છે ભાષાની સુઘડતા અને તળપદા પ્રયોગોની સુગધ ધ્યાન ખેચે એવાં છે

રા પ્રસન્નવદન વકીલે તૈયાર કરેલા નિબધની 'સોવિયેટ મિત્ર મડળ, અમદાવાદે' પ્રકટ કરેલી પુસ્તિકા 'સોવિયેટ શિક્ષણ' રશિયાની ક્રાન્તિ પછી ત્યાની સામ્યવાદી સરકારે બધા સોવિયેટોમાંથી નિરક્ષરતા કેવી રીતે નાબુદ કરી, તથા કોઈ યોજનાને જડ બનવા ન દેતાં વાસ્તવિક જરૂરત ને સામ્યવાદી સમાજરચનાની સપૂર્ણ સ્થાપનાના ધ્યેયને લક્ષમા રાખી આજ લગીમા શિક્ષણપદ્ધતિમા કેવા કેવા ફેરફાર કર્યા છે તેનો સક્ષેપમા સારો ખ્યાલ આપી હાલની સોવિયેટ શિક્ષણવ્યવસ્થા, અભ્યાસક્રમ શિક્ષકો શિસ્ત આદિ બાબતો વિશે જાણવાજોગ માહિતી આપે છે રશિયાના આ વિષયના પ્રયોગોને સિદ્ધિ હવે હાથમા આવતા સ્વરાજમા આપણી નિરક્ષરતાનિવારણની પ્રવૃત્તિમા માર્ગદર્શક નીવડે એવાં હોઈ, તેના આપણે માટે આવશ્યક બનતા પરિચયને માટે થોડી સવડ કરી આપવામા આ પુસ્તિકાની કૃતાર્થતા છે

પાઠ્ય પુસ્તકોમા 'ઉર્દૂ લિપિ શિક્ષિકા' (હુસરાજ જૈન ગિરિરાજ કિશોર) 'સરલ નાગરિક શાસ્ત્ર' (રતનશી આનડા), અને 'હિંદનો રસિક ઈતિહાસ–ભાગ ત્રીજો' (મહાશકર ઇદ્રજી દવે) એ ત્રણને નોધવાના છે રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની શીખનારાઓએ નાગરી તેમ ઉર્દૂ બેઉ લિપિ જાણવી જોઈએ એ આગ્રહે હવે હિન્દુસ્તાનીનો પ્રચાર પહોચ્યો હોઈ નવજીવન પ્રકાશિત પ્રથમ પુસ્તક વિદ્યાર્થીઓને માટે ઉર્દૂલિપિનુ પાઠ્ય પુસ્તક અને 'રાષ્ટ્રપ્રેમી પ્રૌઢો માટે સ્વયશિક્ષિકા બને એ રીતે લખાયુ છે આ તેની બીજી આવૃત્તિ છે આગલી આવૃત્તિમા માધ્યમ હિન્દુસ્તાનીનું હતુ તે બદલી આમા ગુજરાતી કરવામા આવ્યુ છે તેમજ પ્રકરણો નવેસર પાડ્યા છે અભ્યાસપાઠો વધાર્યા છે અને નસ્ખ મરોડ વિશે આખુ એક પ્રકરણ ઉમેરવામા આવ્યુ છે 'ઉર્દૂ લિપિ વાટે હિન્દુસ્તાનીમા પ્રવેશ કરવા માટે બાળપોથી રૂપે પણ આ ચોપડી કામ દઈ શકશે' એ નિવેદનકારના શબ્દોને પુસ્તક ખરા પાડે એવુ છે ૧૯૪૦ ના નવા અભ્યાસક્રમ પ્રમાણે છઠ્ઠા ધોરણમા શીખવાના નાગરિકશાસ્ત્રના અભ્યાસક્રમને આવરતુ બીજુ લઘુ પુસ્તક વર્તમાનપત્રોના મમુદ્રવાચન ને દૈનિક સમાચારપત્રકની તૈયારી તથા દવા કેળવણી ન્યાય પોલીસ સામાજિક સેવા ઈ૰ બાબતોને સ્પર્શતા જિલ્લાના અભ્યાસ

પગલે વિદ્યાર્થી-યોગ્ય માહિતી આપે છે એના છેલ્લા તૃતીયાંશના ૯ થી ૧૨ પાઠો શાળામા વિદ્યાર્થીઓને નાગરિક પ્રવૃત્તિઓની તાલીમ કેમ અપાય તે બતાવવામાં રોકાય છે લેખક શિક્ષણકાર્યના વર્ષોના અનુભવી હોઈ પુસ્તક પાઠ્ય કે માર્ગદર્શક પુસ્તક બનવાની યોગ્યતાવાળુ બન્યુ છે ત્રીજા પુસ્તકમા ગુજરાતી સાતમા અને અંગ્રેજી ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ સારુ ૧૯૪૦ ના નવા અભ્યાસક્રમ મુજબ નકશા ને ચિત્રો સાથે મગધ અને અંગ્રેજ સત્તાનો આજ લગીનો હિંદનો ઇતિહાસ તેના અનુભવી શિક્ષકલેખકે સરળ ભાષામા લખ્યો છે પ્રધાન દૃષ્ટિ રાજકીય ઇતિહાસ લખવાની છે છતા સામાજિક ધાર્મિક અને વેપારઉદ્યોગની દૃષ્ટિને ય બેગી ભેળવવામા આવી છે અંતમા અંગ્રેજી અમલ તળેના હિંદનું ચાલુ રાજ્યબંધારણ સંક્ષેપમાં સમજાવ્યુ છે પુસ્તક તેના નામ પ્રમાણે વિદ્યાર્થીઓને રમિક લાગે તો ઘણુ સારુ.

'અધ્યયન' ('અભ્યાસી') અને 'પથદર્શિની' (ગિરધરલાલ જેસલપુરા) એ મુંબઈ વિદ્યાપીઠની ઇન્ટર આર્ટ્સ, સાયન્સ ને કૉમર્સની ૧૯૪૫-૪૬-૪૭ ની પરીક્ષાઓ માટેના ગુજરાતી અભ્યાસક્રમ પર લખાયેલી માર્ગદર્શિકાઓ એક 'વીર નર્મદ' પુસ્તકને જ ચર્ચે છે. બને છે અભ્યાસપૂર્ણ, અને પાઠ્ય પુસ્તક સંબંધી અભ્યાસપાત્ર મુદ્દા પ્રશ્નોત્તરીના રૂપમા વિગતે છણી બતાવે છે ફેર ત્યારે એટલો કે બીજીના લેખકે 'વીર નર્મદ'-ની સમીક્ષા પર જ ધ્યાન આપ્યુ છે અને અન્ય અભ્યાસીઓ અને વિવેચકોની ઘણી મદદ લીધી છે, ત્યારે પહેલીના કર્તાએ સમીક્ષા ઉપરાંત 'વીર નર્મદ'ના મહત્ત્વના વાક્યોનું રહસ્યદર્શન પણ આપ્યુ છે અને પોતા પર જ બધો આધાર રાખ્યો છે

## બાલસાહિત્ય

બાલસાહિત્યની ચોપડીઓ દર વર્ષે સમીક્ષાનું મેજ રોકી પાડે છે. તેમ આ વરસે, નવાઈ જેવુ કે, નથી બન્યુ અવલોકનાર્થે મળી છે માત્ર નવ ચોપડીઓ જેમા મૌલિક ત્રણ ને બાકીની ભાષાતરો છે ભાષાતરોમા ય એક નવી આવૃત્તિ છે. મૌલિક ત્રણ ચોપડીઓમા એક કવિતાની, એક વાર્તાની છે અને એક ચરિત્રની છે

કવિતાની ચોપડી 'રસપોળી' ગ. રમણિક અગાલવાળાના બાલગીતોનો 'નગીનાવાડી' પછીનો બીજો સંગ્રહ છે એના ૧૯ ગીતો જુદી જુદી ઋતુ, કુદરત, પશુ ગામના—અમદાવાદના—નદી તળાવ ને બાગ, અને ઉત્તરાયણ, ગોકળ આઠમનો મેળો ને દિવાળીના પર્વો જેવા બાલભોગ્ય વિષયોની તેમ

રાગોની ઠીક વિવિધતા દેખાડે છે. અરાલવાળાનું કવિપણું 'અગાસી,' 'આવ દિવાળી,' 'ચલો ચલો સૌ' અને 'ગાયું'તું ગીત' જેવાં ગીતોમાં સારું ચમક્યું છે. એ ચાર અને 'ચડોળા' ને 'ઝરણું' સંગ્રહનાં ઉત્તમ ગીતો છે. 'પણ પરદેશથી આવ્યાં નહિ અમે રમકડાં લઈએ' ને 'મ્હારે કાનાનું ગીત ગાવું ને કાના જેવા થાવું' જેવી પંક્તિઓમાં અને 'આવ દિવાળી' તથા 'ચલો ચલો સૌ' જેવાં કાવ્યોમાં આજની નવી ભાવનાઓ પણ બાળકોના મુખમાં મૂકવામાં આવી છે. એમાં બાલકક્ષાના અતિક્રમણનો દોષ કોઈને જોવો હોય તો ભલે જુએ, હું તો એને ગુણ ગણીશ. અલબત્ત 'સમીર', 'સુહાગિયાં', 'લીલા', 'હેલી', 'શાતા,' 'આવેગી', 'ગૌરવગાને', 'દાવાનલ', 'નભમંડલ', 'રગપરાગ', 'અભગ', 'ઝાંઝરી', 'મરજીવો', 'આઝાદીની સ્ફૂર્તિ', જેવા આ સંગ્રહનાં ગીતોમાં વપરાયેલા શબ્દો પરત્વે એ દોષનો બચાવ હું નહિ કરું.

'ચોખવટથી વાત કરજો' (દિનેશ ઠાકોર) અડવાનાં પરાક્રમો જેવા બાલુના ને ભાલુના છબરડાની કહાણી કહેતી લાંબી વાર્તા છે. એમાંથી 'આનંદ સાથે જ્ઞાન અને ગમ્મત' સાંપડશે એવી પ્રકાશકોને શ્રદ્ધા છે. પણ એમાંના ઘણા પ્રસંગો અસ્વાભાવિક છે. તે ગમ્મત તો આપશે, જ્ઞાન તો કોણ જાણે!

શ્રી સયાજી બાલજ્ઞાનમાળાનું ૧૮૪ મુ પુષ્પ 'તુલસીદાસ' (રમણલાલ નાનાલાલ શાહ) સરળ, પ્રવાહી ને રસિક ભાષામાં લખાયેલું કલિયુગના વાલ્મીકિ ને 'રામચરિતમાનસ'ના અમર સર્જક ભક્ત તુલસીદાસનું વાર્તારસવાળું ચરિત્ર છે. કિશોરો ઉપરાંત મોટેરાંઓને પણ ઉપયોગી નીવડનાર આ ચરિત્રમાં લેખકે ચરિત્રનાયક વિશે ઉપલબ્ધ વિપુલ સાહિત્યસામગ્રીનો તેમજ તેમના સંબંધમાં પરપરાથી પ્રચલિત અનેક દંતકથાઓ અને ચમત્કારોનો છૂટથી ઉપયોગ કર્યો છે એ સાથે આધુનિક શાસ્ત્રીય દૃષ્ટિ પણ પુસ્તકમાં કામે નથી લાગી એમ નથી.

અનુવાદોની છ ચોપડીઓમાં પાચ છે 'ટારઝન'ના છઠ્ઠાથી દસમા સુધીના પાંચ ભાગ (અનુવાદક, શંકર શાહ) ચિત્રપટને જેણે બરાબર ઘરળ્યું છે એવી જંગલકથા, સાહસકથા અને પ્રેમકથાનો ત્રિવેણીસંગમ સાધતી ટારઝનકથા કિશોરોને ખૂબ ગમશે એમ માની દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિરે તેના ગુજરાતી અનુવાદના પ્રથમ ત્રણ ભાગ છપાવેલા. તે પછી એ સંસ્થા બંધ પડતાં આર. આર. શેઠની કંપનીએ શરૂ કરેલી 'બાલસાહિત્યવાટિકા : મણ–૨' માં તેના બાકીના ભાગ છપાવા શરૂ થયા. દસમા ભાગ

સાથે એ કથા પૂરી થાય છે. છઠ્ઠા ભાગના ટગોજ ગેરીલાને મારી ટારઝને જેન પોર્ટરને તેના પંજામાંથી બચાવ્યાની તથા તેના હૈયામાં જેન પ્રત્યે ઉપજેલી સુંવાળી વૃત્તિની કથા છે સાતમામાં જેનના હૈયામાં ટારઝન માટે ઊગેલા પ્રતિપ્રેમની તથા ટારઝને આરનોટને માણસખાઉ હબસીઓના પંજામાંથી છોડાવ્યાની, આઠમામાં ટારઝનના ફ્રેન્ચ અને અંગ્રેજીના શિક્ષણની તથા જેન ચાલી જતા તેનો પત્ર વાંચી તેની પાછળ અમેરિકા જવાની તેણે કરેલી ઇચ્છાની, અને નવમામાં આરનોટ જોડે પેરિસ જઈ ત્યાંથી ટારઝન અમેરિકા પહોંચ્યાની વાત આવે છે અમેરિકામાં જેનના પિતાને જે ખજાનાની શોધમાં તે આફ્રિકા ગયેલા ને ત્યાં જંગલમાં ફસાઈ પડેલા તે ખજાનો સોંપી, જેને ક્લેટન જોડે પરણવાની હા પાડી તે જોઈ પોતે ક્લેટનનો મોટો ભાઈ થાય એ નવા જ્ઞાનને છુપાવી, જેનના સુખને ખાતર પોતાને વાનરમનુષ્ય તરીકે જ ગણાતો ખસી જતા ટારઝનના આત્મવિસર્જનની દશમા ભાગમાંની કથા વાર્તાના અન્તને ભવ્યકરુણ ને અસરકારક બનાવે છે.

અનુવાદ અને નવી આવૃત્તિ ખાતે જણાવવાની છઠ્ઠી ચોપડી બંગાળીમાંથી રા. પ્રફુલ્લ ઠાકોરે ગુજરાતીમાં ઉતારેલી 'બાળકોના વિવેકાનંદ' એ સંગ્ળ વિવેકાનંદચરિત્રની સ. સા કાર્યાલયે પ્રકટ કરેલી પાંચમી આવૃત્તિ છે. શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ (અમદાવાદ) એ છપાવેલી આગલી ચારે આવૃત્તિઓ ખપી ગઈ એ આ પુસ્તિકાનો ગુજરાતમાં થયેલો બહોળો ઉપાડ બતાવે છે.

## ઉપસંહાર

પુસ્તકવાર તથા વિભાગવાર કરેલું આ અવલોકન આગલાં વર્ષોને મુકાબલે તેમજ નિરપેક્ષ યોગ્યે ૧૯૪૫ ના ગુજરાતી પ્રકાશનોની શી નબળાઈ-સબળાઈ તેનો ખ્યાલ આપી રહેશે લલિત અને લલિતેતર બંને વિભાગે પુસ્તકો લગભગ સરખી સંખ્યામાં આવ્યાં છે લલિત વાઙ્મયમાં પુસ્તકોની સંખ્યાની દૃષ્ટિએ નવલિકાનો નંબર પહેલો અને નવલકથા, કવિતા, ચરિત્ર હાસ્યનિબંધ અને રેખાચિત્રના નંબર અનુક્રમે ત્યારપછી આવે. જેમ સંખ્યાની તેમ સત્ત્વની દૃષ્ટિએ પણ નવલિકા તથા નવલકથા આ વર્ષે વિશેષ ધ્યાન ખેંચે છે. નવલિકાએ રા. અકિંચન, ગ અખિલ્યાર અને 'સત્યમ્' એ ત્રણ ખરેખરા આશાસ્પદ નવા વાર્તાકારોનો આપણને પરિચય કરાવીને, લોકવાર્તાની મારી પ્રસાદી પીરસીને તથા 'માણસાઈના દીવા' જેવું કીમતી સંભારણું આપીને પહેલા નંબર માટે પોતાનો હક સિદ્ધ

કર્યો છે. નવલકથામાં એક 'ધૂમકેતુ' સિવાય રા. રમણલાલ દેસાઈ, રા. મેઘાણી, રા. ચુનીલાલ શાહ, રા. ગુણવંતરાય આચાર્ય જેવાં એ ક્ષેત્રમાં જાણીતાં નામ આ વર્ષે દેખાયાં નથી તો 'એ વાતનો ખરખરો કરશો નહિ, અમે છીએ ને', એમ કહેતા એ જૂનાને મુકાબલે જુવાન એવા નવદશ નવા નવલકથાકારોએ ગુજરાતી નવલકથાનું ક્ષેત્ર અત્રાવરું કે નધણિયાતું ન રહે એમ કરવા જાણે બીડું ઝડપ્યું છે અને પોતપોતાની શક્તિના પ્રમાણમાં ઠીક ચમક દાખવી છે. સૌથી વધુ નોંધપાત્ર વાત તો છે રા. મુનશી લાંબેગાળે તેમના આરાધ્ય ભગવાન પરશુરામના બાલ્યકાળની પૌરાણિક કથા લઈને ગુજરાત સમક્ષ હાજર થયા છે. એ કવિતાનો પાક આ વરસે બહુ સારો ઊતર્યો ગણાય નહિ. એ ખાતે નોંધવાજોગ બાબત હોય તો એ: રા. પૂજાલાલનાં ગીતો અને ભક્તિકવિતાનું ધ્યાન ખેંચતું પ્રમાણ. બાકીના વિભાગોમાં હાસ્યનિબંધ ઠીક છાપ પાડે એવો છે. ચરિત્ર-વિભાગે મોળો નથી, પણ ચરિત્રલેખનના સમર્થ કલાકારોની તંગી ટળવી હજી આઘી છે એમ તો લાગે જ છે. રેખાચિત્રમાં રા. અંબાલાલાળાએ પોતાની તેમ એ સાહિત્યપ્રકારની શક્યતાઓ સારી બતાવી આપી છે. નબળું રહ્યું છે લલિત વિભાગમાં નાટક; પણ એની દૂબળાઈની હવે આપણને ક્યાં નવાઈ કે શરમે રહી છે? લલિતેતર વાઙ્મયે આ વરસે પાંડી આપ્યા છે તે વિભાગોમાંથી દરેકમાં ઓછામાં ઓછી બેત્રણ કૃતિઓ ટકાઉ પોતાની ને સત્ત્વશાળી મળી છે તે દેખાયું જ હશે. સંખ્યાની દૃષ્ટિએ સૌને એમાં ટપી જતો વિભાગ ધર્મ–તત્ત્વજ્ઞાનનો છે એમાં નોંધાયેલો ૪૪ નો આંકડો લલિતેતર તેમ જ લલિત ઉભય વાઙ્મયપ્રકારોના આ વરસના કોઈ પણ વિભાગે બતાવ્યો નથી. ધર્મ–તત્ત્વજ્ઞાનના ગ્રંથોના અનુવાદો, સારસંકલનો, ભાષ્યચર્ચાગ્રંથો ઇત્યાદિરૂપે એ વિભાગમાં તો એ આવે છે જ, પણ કવિતા અને ચરિત્રના વિભાગમાં ય આવીને ધર્મ–તત્ત્વજ્ઞાને આગળના આસન પર બેઠક જમાવી છે. આને માત્ર આકસ્મિક ઘટના ગણવી, કે આપણી જનતામાં જીવતા રહેલાં ધર્માનુરાગ અને અધ્યાત્મ–પ્રીતિનું પ્રગટ ચિહ્ન લેખવું, કે એની 'આજ'થી થાકેલા ને અંતરની શાંતિ, કલ્યાણનો માર્ગ ને જગતનાં દુઃખદર્દોના ઉકેલ માટે ધર્મ તરફ નજર નાખવા મંડેલા જગતના એ નવા વલણનો પડઘો એને માનવો, એ સંબંધમાં જેને જેમ વિચારવું હોય તેમ વિચારે.

ધર્મ–તત્ત્વજ્ઞાનના વાઙ્મયની વાત થાય છે તો તેમાં ગણના-યોગ્ય

ફાળો આપનાર સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયને સંભાર્યા વિના ચાલે નહિ. સાધારણ જનસમાજની ભક્તિભાવના પોષે ને દઢાવે તેવાં પુરાણો પ્રકટ કરી લીધા પછી, અધિકારીઓને વેદાંતજ્ઞાન સુલભ કરી આપવાની એ સંસ્થાએ પોતાના નવા સંચાલનતંત્રમાં હવે હાથ ધરેલી પ્રવૃત્તિ આ વર્ષનાં એનાં પ્રકાશનોમાં સ્પષ્ટ રીતે મૂર્ત થઈ છે. એ પ્રકાશનસંસ્થાની 'આમ સાહિત્યશ્રેણી' તથા 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી' પણ નોંધ માગે છે. રાષ્ટ્રિય જાગૃતિ સાથોસાથ વધતા જતા થોડું લખીવાંચી જાણનાર પ્રૌઢોના-વર્ગ આગળ મૂકી શકાય તેવું 'મોટા અક્ષરોમાં છપાયેલું, બાળકો પણ વાંચી શકે એવી સહેલી ભાષામાં અને છતાંયે જીવનમાં ઉપયોગી એવા વિષયો ઉપર પ્રકાશ ફેંકનારું સાહિત્ય' ધંધાદારી વૃત્તિથી નહિ પણ પારમાર્થિક ભાવે પ્રકટ કરવાના શુભ આશયે એ શ્રેણીને જન્માવી છે. એ આશયની કદર કરવા સાથે, એની અમલબજાવણી આ વર્ષે જે રીતે કેટલાંક પુસ્તકો દ્વારા થઈ છે તે પરથી એટલું પણ કહેવા જેવું લાગે છે કે પુસ્તકોની તથા તેના લેખકોની પસંદગીમાં વિવેકનું કડક ધોરણ જાળવવું જરૂરી છે. ઢગલાબંધ નાની મોટી ચોપડીઓ બહાર પાડનાર આ પ્રકાશનસંસ્થા જેવો જ ઉત્સાહ આ વર્ષે નવજીવન પ્રકાશન મંદિરે તથા ભારતી સાહિત્ય સંઘે પણ બતાવ્યો છે એ અહીં જ નોંધવું જોઈએ. એ ત્રણ સંસ્થાઓના પ્રકાશનકાર્યે પિસ્તાળીસના ગ્રંથસ્થ વાઙ્મયને દુકાળિયું બનતું અટકાવ્યું છે.

સમીક્ષાવર્ષ દુકાળિયું નહિ ગણાય, પણ યુદ્ધ અને કાગળ–નિયમનને શિરે બધો દોષ ઢોળી શરૂઆતમાં મન વાળ્યું છે તે છતાં, એની ગ્રંથસંખ્યા મોટી તો કહેવાશે નહિ. યુદ્ધસમય ને કાગળનિયમન નડ્યાં તો હશે જ. પ્રકટ થવા માટે પુસ્તકોને કતારમાં ઊભું રહેવું પડે એ પરિસ્થિતિ હજી ય ચાલુ છે. કાગળના નિયંત્રિત પ્રમાણ ('ક્વોટા') વાળા પ્રકાશકોએ ખલાસ થઈ ગયેલી વધુ ખપતી ચોપડીઓનાં પુનર્મુદ્રણો જ કરાવ્યાં હશે, અને એની નોંધ નહિ લેવાય એમ માની સમીક્ષકને એવાં પુનર્મુદ્રણો મોકલ્યાં પણ નહિ હોય; જોકે મેં તો મોકલાયેલાંની બાબત જે કંઈ અભિપ્રાય છે તેની ચિઠ્ઠી ચોડી સંક્ષિપ્ત નોંધ લીધી છે જ. પણ ખરું પૂછો તો યુદ્ધ નડે તો પુસ્તકપ્રકાશનને, પુસ્તકોના લેખનને નહિ. સર્જન બાહ્ય પરિસ્થિતિથી હમેશાં નિયંત્રાતું નથી. એટલે આપણે વાજબી રીતે જ આશા રાખીએ કે એવું સર્જન સમીક્ષાવર્ષમાં પ્રકટ થયું તેના કરતાં ઘણું વધારે હશે અને અનુકૂળતા મળતા તે ઝપાટાબંધ પ્રકટ થવા માંડશે.

એક જ વરસનાં પ્રકાશનો પરથી આપણા સાહિત્યનાં વલણો, સિદ્ધિ-અસિદ્ધિઓ, ભયસ્થાનો વગેરે બાબતો સબધી મોટી વાતો તારવીને લલકારવા કે ચર્ચવા બેસવામા એક રીતે જોખમ છે સર્જાતા સાહિત્યનાં બળાબળોનો સાચો ક્યાસ કાઢવા માટે ઓછામાં ઓછા પાચ વરસના ગાળાના સાહિત્યનું અવલોકન જ ઠીક કામ આપે એટલું સામાન્યપણે કહી શકાય એમ છે કે સમીક્ષાવર્ષના વાઙ્મયમા આધુનિક જીવનનું પ્રજાના સામાજિક ધાર્મિક રાજકીય વલણો, આકાક્ષાઓ, પુરુષાર્થો, નબળાઈઓ, રસ, રુચિ, ફિકરો ઇત્યાદિ સાથે ઠીક પ્રતિબિબ પડેલું જોવાય છે પણ સાહિત્ય પ્રજાજીવનનો પડઘો જ પાડે કે એનું પ્રતિબિબ જ રજૂ કરે એ બસ નથી પ્રજાના આનંદમય અને વિજ્ઞાનમય કોશને પોષી-સતોષી, પ્રજાની આખમા જ્ઞાના-જન આજી, તેના પ્રાણમાં સ્ફૂર્તિ આ તેના પગમા પ્રેય અને શ્રેયની મગલ સિદ્ધિ ભણી નવા પુરુષાર્થો પ્રયાણ માટે બળ ભરી ટૂકમા પ્રજાના હૃદય સુધી પહોચી તેને સ્પર્શી, ઢંઢોળી, પ્રેરી તેનું સસ્કારનિર્માતા બળ બનવાનું કાર્ય બજાવીને જ સાહિત્યે કૃતાર્થ થવાનું છે આવુ સાહિત્ય સર્જવા માટે પોતાના અધિકાર અને સપત્તિ જેમ સાહિત્યકારોએ વધારવાની, તેમ ગ્રજન ધર્મીને બદલે પ્રકાશદાતા સાહિત્યને આસ્વાદનાં ઝીલતા વાચકવર્ગે શીખવાની જરૂર મોટી છે 'કળા એટલે શુ ?'મા વ્યક્ત થયેલી ટૉલ્સટૉયની કળા અને સાહિત્યની ભાવનાના માનદડથી મપાય તો ઓછી ન ઊતરે એવી કૃતિઓની સખ્યા આ વર્ષના પ્રકાશનોમા બહુ મોટી નહિ મળે એ વધવી જોઈએ એટલુ જ કહેવાનું છે

હવે તો એક બીજી દૃષ્ટિથી ય વિચારવાનું પ્રશ્ન થાય છે થોડા સમયમા સ્વરાજ આવવાનું જ છે ભારતના પુરુષાર્થનું એ પૂર્ણવિરામ નહિ હોય, સ્વરાજનો કારભાર ચલાવવાના અને રાજકીય ગુલામીના સવાસો દોઢસો વર્ષોએ આપણને દુનિયાથી જેટલા પાછળ રાખ્યા છે તે અતર કાપી નાખી ભારતને દુનિયાનું આગલી હરોળનું પ્રગતિશીલ રાષ્ટ્ર બનાવવાના મહત્તર પુરુષાર્થનું એ પ્રારભબિદુ જ હશે એ ભગીરથ કાર્યને માટે પ્રજાને તૈયાર કરવાના કામમા સાહિત્યકારોએ પોતાની રીતે પોતાના સાધનોથી સહાયભૂત થવુ પડશે આમ કરતાં એમણે મિશનધારી બનવુ પડે તો તેમાં કશી અનિષ્ટાપત્તિ નથી વળી ગુજરાત માટે સ્વતત્ર વિશ્વવિદ્યાલય પણ બેચાર વરસનો જ સવાલ છે ગુજરાત વિશ્વવિદ્યાલય ગુજરાતીને અધ્યાપનનું વાહન કે બોધભાષા બનાવશે એ પણ લગભગ નિશ્ચિત છે એ વખતે એને કઇક ગૌરવ વાળો અભ્યાસક્રમ મળી શકે એવા સાહિત્યની તેમજ ગુજરાતીમા લખાયેલાં

પાઠ્ય પુસ્તકોની તાણ ન પડે એવી પરિસ્થિતિ આ થોડાં જ વરસોમાં સરજી લેવાની રહે છે સર્જનાત્મક કે શુદ્ધ રસાત્મક સાહિત્યનું પ્રયોજિત નિયોજન ( Planning ) અશક્ય, શક્ય હોય તોયે શુદ્ધ સાહિત્યના લાભમાં એ બહુ રીતે નહિ, પણ માહિતીપ્રદ બોધક અને શાસ્ત્રીય લલિતેતર વાઙ્મયનું નિયોજન જરૂર થઈ શકે, અને કરવા જેવું પણ છે જ્ઞાનવિજ્ઞાનની શાખાપ્રશાખાઓનું શાસ્ત્રીય વાઙ્મય આપણે ત્યાં માતબર નથી એને કોઈ પંચવાર્ષિક કે દશવાર્ષિક યોજના વડે આપણી પામતીપહોચતી સાહિત્ય-સંસ્થાઓએ સમૃદ્ધ બનાવવાની '૪૩ના લલિતેતર વિભાગના સમીક્ષકની સૂચનાને મારો પૂરો ટેકો છે. લોકોની પુસ્તકખરીદશક્તિ વધ્યાનું અનુભવતા પ્રકાશકો જે રજક કલ્પનસાહિત્ય ( Fiction ) જેવુતેવું ય મૌલિક ન મળે તો ભાષાંતરો ઠગરીને પણ લોકોને આપવા મડ્યા છે, તેઓ પણ પોતાની વૃત્તિ ને પ્રવૃત્તિને સહેજ બદલી આ દિશામાં પ્રજાશિક્ષણને ખાતર ધારે તો ઘણું કરી શકે

સૂચનાઓમાં ગણતરી પડાયુ તો એક વધુ એ રજૂ કરાય છે છેલ્લી, પણ છે વસ્તુત સૌથી પ્રાથમિક અગત્યના ભાષાશુદ્ધિના પ્રશ્નને લગતી ભાષાની અશુદ્ધિ હજી અનેક પુસ્તકોમા દેખાયા જ કરે છે ઘણા પુરોગામી સમીક્ષકોએ એના તરફ ધ્યાન ખેંચી ટીકણી કર્યા કરી છે છતાં આ બાબતમાં પરિસ્થિતિ હજુ સુધરી નથી આગલા પૃષ્ઠોમા ભાષાની અશુદ્ધિઓ અને ભૂલો કેટલીક કૃતિઓના વિવેચન વખતે બતાવી છે જ વધુમા ચીંધી બતાવવા જેવો છે 'ખિસ્સાનો વધ કરે કામ સરી જતું હોત' ('પ્રેમભક્ત કવિ જયદેવ'), 'વગર પૂછે દોડે જતી હતી' ('યૌવન')એ વાક્યોમાં— 'પરિવર્તન'માં પણ એવાં ઘણા વાક્યો છે—દેખાતો અશુદ્ધ પ્રયોગ. નવજીવન પ્રકાશનોમા ય 'ભેદનિતી' ('હિંદનો કોમી ત્રિકોણ')ને 'અદ્‌ભૂત' ('જગતના ઇતિહાસનું રેખાદર્શન') જેવી ભૂલો—અતમત્ત એ છે રડીખડી જ—જોવા મળે એ હકીકત જ આ બાબતમા કેટલી બધી સાવધાનતા આવશ્યક છે એ દેખાડી આપે છે ઘણી અશુદ્ધિઓ મુદ્રણની હોય છે એ ખરું, પણ બધી ભૂલોને મુદ્રણની જ ગણી લેખકોને શકનો લાભ અપાય એમ હમેશા હોતુ નથી દરેક પ્રકાશક પેઢી કે સંસ્થા પોતે છપાવવા હાથ ધરે તે પુસ્તકોની હસ્તપ્રતોની ભાષા જોઈ જઈ અશુદ્ધિઓ સુધારનાર એક ભાષા-વિદને રોકતી થાય તો આ પરિસ્થિતિ તરત સુધરી જાય ભાષાની શુદ્ધિ પહેલી, એની મઠારાઈ પછી, એ લેખકોએય સમજી લેવાની જરૂર છે માતૃ-ભાષાના ઉચ્ચાર અને લેખનની અશુદ્ધિ તેના બોલનાર અને લખનારના

કેળવણી અને સંસ્કારની ગંભીર ખામી ગણાવી જોઈએ. જેમ આવો એકાદ ભાષાવિદ, તેમ પ્રકાશન માટે આવતાં પુસ્તકોની પ્રકાશનયોગ્યતા વિચારવા ને તે પર અધિકારી અભિપ્રાય આપવા એક એક સાહિત્યજ્ઞ નિષ્ણાત કે સલાહકાર પણ આપણી દરેક પ્રકાશક પેઢી કે સંસ્થા રોકે તો તેને તેમજ આપણા સાહિત્યને લાભ જ થાય. આવાં કશાંક પગલાં નહિ લેવાય તો વ્યાકરણની દષ્ટિએ અશુદ્ધ અને અર્થ તથા ઔચિત્યની દષ્ટિએ ઠેકાણા વગરના શબ્દો ને વાક્યપ્રયોગોથી છલકાતી ભાષામાં લખાયેલાં અને પ્રકટ થવાને અપાત્ર એવાં પુસ્તકો ગુજરાતી સાહિત્ય ધરતીને ચોમાસાના બિલાં-ડીના ટોપની જેમ ભરી દેશે.

ગુજરાત સાહિત્ય સભાએ મને સોંપેલું કાર્ય આ વરસ પૂરતું પૂરું થાય છે. સભાની વિનંતિથી જે જે પ્રકાશકોએ અને લેખકોએ પોતાનાં પુસ્તકો મોકલી આપી એ કાર્યને મદદ કરી છે તેમનો સહુનો સભા તરફથી તેમજ મારી પોતાની તરફથી હૃદયપૂર્વક આભાર માનું છું.

## ૨

# વિજ્ઞાન વિભાગ

સમીક્ષકઃ—પ્રો. ધનજીભાઈ ફકીરભાઈ પટેલ

સમીક્ષાના આ વર્ષ દરમિયાન વિજ્ઞાનવિષયક સાહિત્યપ્રવૃત્તિમાં જે કેટલીક ઘટનાઓ બનેલી મારી જાણમાં આવી છે તે વિષે ઉલ્લેખ કરતાં હર્ષ થાય છે.

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય વર્ષોથી ગુજરાતને ધર્મ, નીતિ, આરોગ્ય ચરિત્રાદિ વિષયોનાં પુસ્તકો આપતું આવ્યું છે. તેના સંચાલકોએ "સર્વોપયોગી સાહિત્ય શ્રેણી"નું પ્રકાશન હાથ ધરીને એક વિશિષ્ટ સેવા આદરી છે. ઓછું ભણેલા પ્રૌઢવર્ગ માટે આ માળા પ્રકટ કરવા માંડી છે તે લોકશિક્ષણનું એક ઉપયોગી સાહસ છે. સદ્દગત ભિક્ષુ અખંડાનંદે ગુજરાતને અનેક વાનીઓ પીરસી છે. હવે આ સંસ્થાદ્વારા સમાજનાં બીજા અંગોને પોષક જ્ઞાનની વાનીઓ પીરસવાની વ્યવસ્થા થઈ છે. એ પ્રવૃત્તિ ક્રમેક્રમે જનતાને વિશેષ ઉપકારક નીવડશે. અન્ય પ્રકાશન સંસ્થાઓ અને પ્રકાશકોને આ પ્રયોગ નમૂનારૂપ છે.

શ્રીમંત ગાયકવાડ મહારાજના હીરક મહોત્સવનિધિના વ્યાજમાંથી "શ્રીસયાજી ગ્રામવિકાસમાળા"ના રૂપમાં ગામડાંના પ્રશ્નોની છણાવટ કરતી સાદી ભાષામાં લખાયેલી પુસ્તિકાઓ પ્રકટ કરવાનો પ્રબંધ થયો છે એ પણ સ્તુત્ય પગલું છે.

આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીના આશ્રયનળે "તારક મંડળે" ખગોળવિષયક અનેકવિધ પ્રવૃત્તિઓ આદરી છે. અભ્યાસના વિષય ઉપરાંત વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ ઇતર જ્ઞાનપ્રદ રસપ્રવૃત્તિઓ અને શોખના વિષયોમાં પડે તો તે આવકારપાત્ર ગણાય. ખગોળનો અભ્યાસ અનેક દિશામાં ઝડપથી પ્રગતિ કરી રહ્યો છે. અણુઓના અભ્યાસથી જેમ રાસાયનિક ઉદ્યોગો ખીલ્યા અને "અણુયુગ" બેઠો તેમ ભવિષ્યમાં "ખગોળયુગ" બેસે તો તે અસંભવિત નથી. એમ થાય તો જ્યોતિષ કહે છે તે કરતાં પણ મનુષ્યો જોડે ગ્રહો અને તારાઓનો સંબંધ વિશેષ અસરકારક થાય. ખગોળના અભ્યાસ માટે "તારકમંડળ" જેવી અનેક પ્રવૃત્તિઓ પોતાનો ફાળો આપે એમ ઇચ્છીએ.

સમીક્ષા અર્થે પ્રાપ્ત થયેલાં પુસ્તકોમાં ઘણાં આરોગ્ય, વ્યાયામ અને ચિકિત્સા વિશેનાં છે, કોઈક ખેતીવાડી અને હુન્નરઉદ્યોગનાં છે અને શુદ્ધ વિજ્ઞાનનાં તો નહિ જેવાં છે. વિજ્ઞાનનાં કેટલાંક પાઠ્યપુસ્તકો છપાતાં કે પુનર્મુદ્રિત થતાં હશે (જે પ્રાપ્ત થયાં નથી), છતાં શુદ્ધ વિજ્ઞાનની અનેક શાખાનાં પુસ્તકો ગુજરાતીમાં પ્રકટ થતાં નથી એમ કહીએ તો ચાલે. વિશિષ્ટ ઔદ્યોગિક વિષયનાં પુસ્તકો સંબંધી પણ એમ જ છે. પંચાંગો, આરોગ્ય અને ઉપચારો જેટલી જનતામાં એમને માટે જરૂરિયાત ઊભી થઈ નથી કે પછી ગુજરાતી ભાષાદ્વારા એ વસ્તુઓનો પ્રચાર અને ઉપયોગ થતો નથી? ગમે તેમ પણ ગુજરાતીમાં એ વિષયની વાચકોને જરૂર લાગતી હોય એમ જણાતું નથી. આ પરિસ્થિતિ શોચનીય છે, પણ તેનો વિચાર કરનાર કોઈ નથી.

"તારક મંડળ" જેમ ખગોળ વિષયને વિશિષ્ટ પ્રવૃત્તિ બનાવી તે અર્થે જનતાની સેવા કરે છે તેમ કેળવણીમંડળો, સાહિત્ય અને વિજ્ઞાનમંડળો, પાઠશાળાઓ અને કૉલેજો શુદ્ધ અને વ્યવહારુ વિજ્ઞાનની એક એક શાખાને પોતાનો અભ્યાસવિષય બનાવી તેનો પરિપાક ગુજરાત આગળ ધરે તો સાહિત્યના આ ઉપેક્ષિત વિભાગને સારો ફાળો મળી શકે.

કેટલાંક સામયિકો વિજ્ઞાનલેખ, સમાચાર અને ચર્ચાને સ્થાન આપે છે સુરતનું "સ્ત્રીશક્તિ" યથાશક્તિ કાર્ય કરે છે. થોડા સમયથી "ઊર્મિ અને નવરચના" માસિક દરેક અંકમાં વિજ્ઞાન માટે ખાસ વિભાગ રાખ્યો છે, તે ઉપરાંત એનું સંચાલન વિજ્ઞાનના જાણકાર ત્રણ અધ્યાપકોને સુપરત કર્યું છે. આવી યોજનાથી વિજ્ઞાનના અર્ધદગ્ધ લેખો પ્રકટ નહિ થતાં શાસ્ત્રીય અને છણેલા લેખો પ્રકટ થશે બીજાં સામયિકો પણ આનું અનુકરણ કરે એ ઇચ્છનીય છે.

હવે પુસ્તકો જોઈએ પ્રથમ એક પુસ્તક, જે નાનું છતાં જેનો વિષય ઘણો વ્યાપક છે, તે લઈએ.

**વિજ્ઞાનની પરિભાષા** (પદાર્થ વિજ્ઞાન અને રસાયણ), (નવજીવન કાર્યાલય, અમદાવાદ)–વૈજ્ઞાનિક વિષયો ગુજરાતીમાં શીખવવાની મહત્ત્વાકાંક્ષાથી સદ્ગત પ્રોફેસર ગજ્જરે વિજ્ઞાનની જુદીજુદી શાખાના પારિભાષિક શબ્દો યોજવાનો આરંભ કર્યો ત્યારથી અત્યાર સુધીમાં વૈજ્ઞાનિક પરિભાષા કોશ માટે અનેક પ્રયત્ન થયા છે હાઇસ્કૂલોમાં વિજ્ઞાનનો અભ્યાસ ગુજરાતીમાં કરવાનું અને મૅટ્રિકની પરીક્ષામાં વિજ્ઞાનના ઉત્તર ગુજરાતીમાં લખવાનું

મુંબઈ યુનિવર્સિટીએ માન્ય કર્યા પછી ગુજરાતી ભાષામાં વિજ્ઞાનના વિષયને ઘણો વેગ મળ્યો છે છતાં પારિભાષિક શબ્દો નિશ્ચિત અને દૃઢ થયેલા નહિ હોવાથી શિક્ષણ અને પરીક્ષા અંગે ઘણી ગૂંચવણ ઊભી થતી રહી છે. આ મુશ્કેલી ટાળવા સારુ અત્યાર સુધી થયેલા પ્રયત્નોનો સુમેળ કરી પરિભાષાનું એકધારાપણું સાધવાના હેતુથી વિજ્ઞાનના લેખકો અને શિક્ષકોની બનેલી "વિદ્યાપીઠ પરિભાષા સમિતિ" નીમવામાં આવી. આ સમિતિએ પ્રથમ મેટ્રિકના ધોરણ સુધીના પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્રને લગતા પર્યાયો નક્કી કરવાનું ધ્યેય રાખ્યું આ પુસ્તક એ સમિતિના પ્રયત્નનો પરિપાક છે. એમાં પદાર્થવિજ્ઞાનના ૧૦૨૪ અને રસાયણવિજ્ઞાનના ૬૧૫ પર્યાયો છે

પર્યાયો પસંદ કરવા તથા ઘડવામાં તે તરજુમિયા નહિ પણ અર્થસૂચક હોય, સંસ્કૃત કે અરબી મૂળ પરથી જ નહિ, અને જડબાતોડ કે અવહેવારિક ન હોય પરંતુ ગુજરાતીમાં ફાવી જાય, ભળી જાય એવા, નૈસર્ગિક, સરળ અને સહજ હોય, વળી તેમાંથી સાધિત રૂપ, સંબદ્ધ અને વિરોધી શબ્દો બની શકે એવા હોય, એ ધ્યેય રાખ્યું હતું આ સિદ્ધાંત અનુસાર કેટલાક શબ્દો રચાયા છે તે ધ્યાન ખેંચે એવા છે કેટલાક ભારેખમ શબ્દોના સાદા પર્યાય ઘણા બંધબેસતા છે. જેમકે, torsion આમળ, deflect વંકાવુ, વાંકાણ, clockwise સવળું, expansion ફુલાવો, extension તણાવ, absolute zero ઉષ્મારંભ, candle power બત્તી શક્તિ, baking powder બિસ્કિટનો સોડા, calcinate પકવવું ઈ જે રસાયણ દ્રવ્યો અને પદાર્થોના નામ ગુજરાતીમાં જાણીતા નથી તે અંગ્રેજી રૂપમાં જ સ્વીકારી લીધાં છે, આથી ઘણા શબ્દોના પર્યાય સરળ થઈ જાય છે, જેમકે, ક્લોરિન, ક્લોરિનનો, પેરોક્સાઇડ, કેલ્સિયમ ફૉસ્ફેટ, ઈ વળી મૂળરૂપે ચાલતા થયેલા અંગ્રેજી શબ્દો પણ લઈ લીધા છે; દા. ત. પંપ, એન્જિન, ટેલિફોન લેન્સ, લીટર, ફનેરી, પિપેટ, અને વાપરવા હોય તો, થર્મોમિટર, બેરોમિટર, સુધ્ધાં જેનાં ગુજરાતી નામ જાણીતાં હોય તે ગુજરાતી રૂપમાં વપરાય છે

અનેક શબ્દો જોઈ વિચારી આ પુસ્તકમાં એક જ પર્યાય આપ્યો છે, તે અવ્યવસ્થા દૂર કરવા ઘણું અગત્યનું પગલું છે એક અંગ્રેજી શબ્દ માટે અનેક પર્યાય જોવામાં નથી આવતા એ આ કોશની વિશેષતા છે અને પર્યાયો સ્થિર સ્થાપિત થવાનું એ સૂચક છે જો કે કેટલાક સામાન્ય

વપરાશના શબ્દોને એમ બાંધી લેવાય નહિ, જેમકે, ગરેડી યા ગરગડી, ખૂણો યા કોણ, વજન, યા તોલ, ઈ૦.

ખાસ નાજુક પ્રશ્ન અંગ્રેજી નામો ઉપરથી સાબિત શબ્દો અને ક્રિયાપદ બનાવવાનો, અને બનાવવા કરતાયે તેઓને વાપરવાનો છે. અહીં સૂચવેલા શબ્દપ્રયોગો પ્રથમ દૃષ્ટિએ હારયાસ્પદ લાગે છતાં તેમાં કંઈક રહસ્ય અવશ્ય રહેલું છે. કેવળ ઉપયોગથી જ તેની સફળતા, ફાવટ, સ્વાભાવિકતા કે વિપરીતતા જણાઈ આવશે એવા પર્યાયો અત્યારે કસોટીની સ્થિતિમાં જ લેખાય. solidify ઘનવવુ થાય તો vaporiseનું બાષ્પવવું, aeratedનું વાયુવવું એ પણ કર્ણને પરિચિત બને! amalgamatedનું પારવવું, oxidise પરથી ઓકમવવુ, clorinatedનું ક્લોરવવું, ક્લોરવણી, galvanise માટે જસતવું, magnetise માટે ચુમકાવવું, electrify માટે વિજકાવવું, વિજક, વગેરે તો હજી એથી એક ડગલું દૂર! કેટલાક પ્રયોગ તો મૂળ ગુજરાતી નામ અને વિશેષણ ઉપર જ કરવાના છે: magnify મોટવવું, મોટવણી, diminish નાનવવું, નાનવણી, diverge પહોળાવવું, converge એકઠાવવુ, refregerate ટાઢવવું. જીવત ભાષાના પ્રવાહને કોઈ રોકી શકતું નથી. અંગ્રેજી ભાષા તો એ રીતે જ સમૃદ્ધ થતી રહે છે. ગુજરાતીમાં પણ "ઝુકાવનાર" જોઇએ ·

આ કોશમાં પર્યાયો સાદા સરળ અને સહજ બનાવવાના ઘણા નમૂના છે છતાં વચ્ચે વચ્ચે ભારેખમ જડબાતોડ શબ્દો પથરાયેલા છે. પ્રથમ પ્રયત્નની સફળતા પછી વિશેષ પ્રમાણમાં સાદા ગુજરાતી પ્રયોગો અને તળપદા શબ્દોની શોધ કરવામાં આવે તો તે જરૂર હાથ લાગે, અથવા યોજી શકાય, અને જીવત ગુર્જરીની શક્તિનો પરચો મળે. એવા જયવંત ભાવિની આપણે આશા રાખીએ. પરંતુ બીજી તરફ કેટલાક ભાષાશાસ્ત્રીઓ અખિલ ભારતવર્ષીય અથવા સંસ્કૃતસંબદ્ધ ભાષાઓ માટે એકસરખી પરિભાષા સર્જવાના હેતુથી તળપદા પર્યાયોથી ઊલટી દિશામાં પ્રયાણ કરવા માગે છે. જ્યારે અંગ્રેજી ભાષામાં લેટિન ગ્રીક શબ્દો દૂર કરી સાદા વૈજ્ઞાનિક શબ્દો રચવાનો પ્રયત્ન થાય છે ત્યારે આપણે ઊંધો ક્રમ લઈશુ? ભવિષ્યની વ્યવહારુ બુદ્ધિ એનો નિર્ણય કરશે

હાલને તબક્કે વિજ્ઞાનના પર્યાયો હવે અમલમાં મુકાય છે અને પરિભાષા નિશ્ચિત અને સ્થિર થવાની ઘણી જરૂર છે ત્યારે વ્યવહારુ દૃષ્ટિએ અને ગુજરાતી ભાષાને ફાવતી આવે એવી રીતે પર્યાયો યોજવાનો

આ પ્રયત્ન ઘણો આવકારદાયક છે. શિક્ષકો, લેખકો વિદ્યાર્થીઓ, વગેરેની ઉપયોગી સૂચના અને ખૂટતા શબ્દોની ટીપ મળે તે બધાનો ઉપયોગ કરી છેવટના રૂપમા પરિભાષા–કોશ બહાર પડે તો પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર પૂરતું કામ પૂરુ થાય આ કોશ સાથે હોય અને તેમાં ગુજરાતી કકારાદી પ્રમાણેની પણ શબ્દોની ટીપ આપવામાં આવે, તો વધારે ઉપકારક નીવડે આ પછી યુનિવર્સિટી તથા સરકારે એ પર્યાયો અભ્યાસ તથા પરીક્ષા માટે વાપરવાનો ઠરાવ જાહેર કરવો જોઇએ મુબઈ યુનિવર્સિટી મેટ્રિક માટે સામાન્ય વિજ્ઞાનને ફરજિયાત બનાવવાનું વિચારી રહી છે તેથી વિજ્ઞાનની બીજી શાખાઓની પરિભાષા પણ નિશ્ચિત કરવાની આવશ્યકતા ઉપસ્થિત થઇ છે. એ કામ સમિતિ દ્વારા જલદી સિદ્ધ થવુ જોઇએ

**જગતમાં જાણવા જેવું**—લે. છોટાલાલ મા કામદાર (સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબઇ) સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની "સર્વોપયોગી સાહિત્ય શ્રેણી'નું આ એક પુસ્તક છે, અને શ્રેણીના નામને શોભાવે છે જે પુસ્તક ઘણી મહેનત કે પૂરુ લક્ષ્ય આપ્યા વગર જોઇએ તેમ, અધુરું કે પૂરું, વાચ્યા પછી ઘણી બાબતો જાણવાની મળે પહેલા નહોતા જાણતા એવી માહિતી પ્રાપ્ત થાય, કેટલુક કુતૂહલ પોષાય, કેટલાંક કૌતુક જાગે, કેટલીયે ઉપયોગી બાબતો જાણવા મળે, જો એવું પુસ્તક સર્વોપયોગી કહી શકાય તો આ પુસ્તક એવુ છે. સવાસો પૃષ્ઠનું આ પુસ્તક વાચ્યા પછી સામાન્ય જ્ઞાનભડારમા વૃદ્ધિ થયેલી લાગે છે, હજારો બાબત વિચારક્ષેત્રમા નવા રૂપે ચમકતી થાય છે અને "કેટલું બધુ જાણીએ છીએ" એવુ આત્મભાન થાય છે. માનવીને જ્ઞાનપ્રકાશ આપનાર બધું જ માનવીની કીમત વધારી દે છે. લેખકના શબ્દોમા "દૈનિક જીવનમાં ડગને ને પગને જેની માહિતીની જરૂર પડે છે" એવી માહિતી સૌ કોઈ પોતાની વૃત્તિઅનુસાર થોડે કે ઘણે અંશે આ પુસ્તકમાંથી સપાદન કરી શકે છે. છતાં આ કોઇ આકર ગ્રથ કે જ્ઞાનચક્ર નથી

તમને રસ પડે એવા એકાદ વિષયથી શરૂ કરો. અજાયબ જગત અને માનવ અજાયબીયો આરંભ કરો, અથવા, "આપણો હિંદુસ્તાન" અથવા "આપણું વિશ્વ" લો અથવા "આપણુ શરીર"થી શરૂઆત કરો. જગતમા અને હિંદમા મોટામાં મોટુ શું શું છે તે, અથવા ઉદ્યોગ, વેપાર, વહેવાર, નાણાં અને આકડા જાણવાની વહેવારુ દૃષ્ટિ હોય તો એ વિષયો ઠીક પડશે.

ત્યારપછી, ન જાણતા હો તેવું અને કારણ સહિત જાણવા માટે પૃષ્ઠ ૪૦ થી ૭૪ વાંચી નાખો, પોતાના સામાન્ય જ્ઞાનની જાતે પરીક્ષા લેવા "સામાન્ય જ્ઞાનના પ્રશ્નો," "ભૌગોલિક પ્રશ્નો" "પ્રાણી સંબંધી પ્રશ્નો" અને "વિજ્ઞાનના પ્રશ્નો"ના જવાબ પોતે આપો, અને કેટલા ટકા માર્ક મેળવી, કયા વર્ગમા ઉત્તીર્ણ થાઓ છો તે જાતે નક્કી કરો એ પ્રશ્નોના ઉત્તર, પુસ્તકમાં જ અન્ય સ્થળે આપેલા છે તે આ હેતુ માટે ઉપયોગી છે. આમાંના કેટલાક ઉત્તર સ્પષ્ટ નથી અને કેટલાક ભૂલભરેલા જણાય છે, દા. ત. સામાન્ય જ્ઞાનના ઉત્તર ૧૦૨, ૧૧૪, ભૌગોલિક પ્રશ્ન ૪, પ્રાણી સંબધી ઉત્તર ૧૯, વિજ્ઞાનના ઉત્તર ૯ ૨૦ અને ૪૬.

કેટલીક અજાયબ વસ્તુઓના ચિત્ર આપ્યા છે તે ઉત્તમ છે. આવાં ચિત્રોની સખ્યા વધારવામાં આવે તો પુસ્તકના વિષય વિશેષ રસપ્રદ બને. જ્ઞાનવર્ધક અને જ્ઞાનપ્રેરક આવા પુસ્તકને માટે લેખક તથા પ્રકાશકને અભિનદન ઘટે છે જુદા જુદા દૃષ્ટિબિંદુથી આ પ્રકારનું પ્રકાશન ચાલુ રહે એવુ ઇચ્છીએ છીએ

**વિશ્વદર્શન (તારક પરિચય)** : છોટુભાઇ સુથાર (ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ) વિદ્યાર્થી કોઇ નવી શાળા કે વિદ્યાપીઠમા દાખલ થાય, અથવા, આપણે કાર્યવશાત્ કોઇ નવા ગામમાં કે ઓફિસમાં રહેવુ પડે તો પ્રથમ સર્વત્ર માણસો માણસો ને માણસો જ દેખાય છે. ધીમે ધીમે કેટલાકનો પરિચય થાય, કેટલાક મિત્ર બને, કેટલાક વર્ગ સાથે વિશેષ સંસર્ગમાં આવવાનું થાય, તેમ તેમ ટોળાને બદલે આપણે મિત્રભાવ અને સબધ અનુભવીએ છીએ. જો કોઇ પરિચય કરાવનાર હોય તો ઓળખાણ અને મિત્રતા જલદી સધાય છે આકાશ સંબધી એમ જ છે. અપરિચિતને આકાશમાં તારા તારા ને તારા જ દેખાય છે. પરંતુ કેટલાક ખાસ ચળકતા અને રંગિત તારાઓનો પરિચય થાય છે, તારાઓએ રચેલી કેટલીક આકૃતિઓ ઓળખાય છે, તેઓના નામ, દતકથા અને વિશિષ્ટતા જાણવા મળે છે, તેમ તેમ તેઓ આપણા ઓળખીના ને મિત્ર બનતા જાય છે અને આકાશ પરિચિત મિત્રોથી ભરેલું લાગે છે. પણ અપરિચિતોનો પરિચય કરાવનાર કોઈ સુહૃદ હોય તો કામ ઘણું સરળ થઈ જાય છે આ પુસ્તિકા અને "તારક મંડળ"ના બીજા પ્રયત્નોનો હેતુ તારાઓનો પરિચય કરાવી આપવાનો છે આ માટે તારા-નકશા તૈયાર કરવાનું કામ ઉપાડ્યું છે અને "આ પુસ્તિકા ખરી રીતે તારા-નકશા

વાપરવાની હાથપોથી છે" નભોમંડળ ગોળ ફરતું રહે છે અને એક વરસમાં એક આંટો ફરી મૂળ સ્થાન લે છે, તેથી ઋતુ ઋતુના આકાશનું દર્શન કરાવતા છ નકશા આ પુસ્તકમાં આપ્યા છે ખાસ મોટા નકશા પાસે ન હોય તો આ નકશા કામ લાગશે આ નકશાઓ વડે એક જ રાતના જુદા જુદા સમયે આકાશના ભિન્ન ભિન્ન ભાગનો પરિચય થઈ શકે છે

આકાશમંડળનો પરિચય આરંભના ધ્રુવ તારો અગ્રસ્થાન લે છે તેની આસપાસ ફરતા 'બ્રહ્મ ઘડિયાળ'ના કાંટા જેવા જુદા જુદા આકારો મઘર્ષિ શર્મિષ્ઠા કાલિય વૃષપર્વા વગેરે છે એ બ્લ્યૂપ્રિન્ટમાં એઓનાં સ્થાન દર્શાવ્યા છે એઓની એંધાણી રાખી આપણે પટ ઉપર ફરતા થઈએ ત્યાં તો આકાશગંગાને કિનારે આવી પહોંચીએ છીએ એ નદીને તટે તટે ઉત્તરથી દક્ષિણમાં જતા તટ પરના અનેક તારામંડળોનો પરિચય થાય છે બીજો મોટો રાજમાર્ગ પૂર્વથી પશ્ચિમમાં મધ્ય આકાશે પ્રયાણ કરતા સૂર્યચંદ્ર અને ગ્રહોનો માર્ગ છે તે પર બાર રાશિઓ અને કેટલાયે નક્ષત્રો આવેલાં છે એમ પ્રેક્ષક મુખ્ય રાજમાર્ગોને ધ્યાનમાં રાખી સમસ્ત આકાશમાં આગળ વધે છે

તારાની આકૃતિઓને વિશેષ જીવત બનાવતી છબીઓ જેવી કે સપ્તર્ષિ આગળનું રીંછ સિંહ રાશિ, તુલારાશિ, વગેરેની પૂર્ણ છબીઓ, પુસ્તકમાં આપી છે તે ઘણી આકર્ષક છે એવી જ રીતે કન્યા કુંભ મૃગ યયાતિ, ધનુ, વગેરેની છબીઓ આપી હોય તો પુસ્તક વિશેષ આકર્ષક બને હરણાં, વીંછુડો વગેરેની સહજ ઓળખથી બીજા મંડળોને ઓળખવાનું સરળ બને છે છૂટક છૂટક મંડળોનાં ચિત્રો આપ્યા છે તે વિષયને સ્પષ્ટ કરે છે નકશા કેમ વાપરવા અને અવલોકન કેમ કરવુ, વગેરે સૂચનાઓ આપેલી છે કોઈ મિત્ર આપણી પડખે ઊભો રહીને આપણને તારામંડળો બતાવતો ઓળખાવતો અને તેઓ વિશે રમૂજથી બોલતો હોય એવી એમાંની ભાષાશૈલી આ પુસ્તકને માર્ગદર્શક બનાવી દે છે

ગ્રહો આકાશથી દૃશ્યનું અતિ રસમય અંગ છે, કારણ કે સૂર્યચંદ્રની પેઠે તેઓ પોતાની સ્વતંત્ર પ્રવૃત્તિ કરે છે એમના સ્થાનાદિ પંચાગ ઉપરથી જાણી શકાય છે ભાં આટલા નાના પુસ્તકમાંયે ગ્રહો સંબંધી વધારે હકીકત અને તેઓના સ્થાન વગેરે શોધવાની રીત વિશે વિસ્તારથી જાણવાની અપેક્ષા રહે છે પરિશિષ્ટોમાં તારકમંડળો રાશિઓ નક્ષત્રો અને પ્રથમ વર્ગના

તારાઓનાં નામની ટીપ તથા વિષયને લગતાં પુસ્તકોની નામાવલિ આપી છે. તારકમંડળનાં નામ આપ્યાં છે તે સાથે અંગ્રેજી કક્કાવારી પ્રમાણે અંગ્રેજી નામ ગોઠવીને આપ્યાં હોય તો અભ્યાસકને અનુકૂળતા પડે. રાશિઓનાં નામ સાથે જ રાશિની અંદર કે પડખે આવી જતાં નક્ષત્રો અને યોગતારાનાં નામોનું નવું પરિશિષ્ટ ઉમેરવામાં આવે તો સ્મરણશક્તિ અને નિરીક્ષણને સહાય મળશે.

તારા ગ્રહાદિનો ગાઢ પરિચય થતાં વિશ્વ આપણને પરદેશ જેવું લાગતું નથી, પણ "વિશ્વ આ તો ગૃહતાતનું છે" એવો અનુભવ થાય છે અને એ જગતાતની "ગેમી કચેરીમાં" દર રાત્રે જવાનું ને બેસવાનું માન તેમજ આનંદ પ્રાપ્ત થાય છે.

**ભારતીય પ્રત્યક્ષ પંચાગ વિ. સં. ૨૦૦૨,** સંપાદક અધ્યા. હરિહર પ્રા. ભટ્ટ (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ). સ્ટેશન પર ટાઇમટેબલ ચોડેલું હોય પરંતુ ટ્રેન ટાઇમટેબલ પ્રમાણે આવતી ન હોય તો કાં તો ટાઇમટેબલ બદલવું જોઈએ કે ટ્રેનના સમય બદલવા જોઇએ. પંચાંગો સંબંધે એમ જ બન્યું હતું. પંચાંગ પ્રમાણે નક્ષત્રો આવતાં નથી, ગ્રહણોમાં લગભગ બે કલાકનો ફરક પડે છે. ઉત્તરાયણ તથા ઋતુઓમાં ૨૩ દિવસનો ફરક પડે છે। જો ખગોળનો મેળ ન મળે તો પંચાગમાં આપેલાં મુહૂર્ત, પર્વો, વ્રત અને ફલજ્યોતિષના સમય પણ ખોટાં. નક્ષત્રોની ગતિમાં આપણે ફેરફાર કરી શકતા નથી, તેથી તેઓનું ટાઇમટેબલ જ બદલવું જોઈએ. નક્ષત્રાદિની ગતિ સાથે મેળ ખાય તે પ્રત્યક્ષ પંચાંગ. એવો મેળ મેળવવા છેલ્લાં સો વરસથી હિંદના વિદ્વાનો પ્રયત્ન કરે છે. ગુજરાતમાં વીસેક વરસથી આને સારુ પ્રવૃત્તિ શરૂ થઇ છે, તેમાં અધ્યા૦ હરિહર ભટ્ટનો ફાળો અગ્રસ્થાને છે. તેમની ગણત્રીઅનુસારનાં અનેક પ્રત્યક્ષ પંચાગ નીકળે છે. એમની પદ્ધતિમાં નિશ્ચિત અને સ્થિર આરંભસ્થાન લીધું છે. સંવત ૨૦૦૧ થી વિક્રમની નવી સહસ્રાબ્દીનો આરંભ થાય છે તે વર્ષના સૂર્યની સ્પષ્ટ મેષસંક્રાંતિ તા. ૧૩-૪-૪૫ના ૧૨-૪૫ સ્ટાં. ટા. ને સમયે આવે છે તે સમયનો સૂર્ય (લગભગ) ૨૩ અંશ છે. એ તારીખે ૨૩ અંશ અયનાંશ લઈ, એ બિંદુને સ્થિર રાખી, બધી ગણત્રી કરી છે. આ રીતે ખગોળગતિ સાથે પંચાંગના સમયનો સુમેળ થાય છે.

પંચાંગમાં આપેલા સમયના આંકડા એક મિનિટ સુધીની ઝીણવટવાળા છે. સમય સ્ટાંડર્ડ ટાઇમમાં આપેલો હોવાથી વડોરામાં સુગમતા

પડે છે અમદાવાદના સૂર્યોદય ઉપરથી ઘડી પળ ગણેલી છે. અમદાવાદની સરખામણીમાં અન્ય સ્થળોના અક્ષાંશરેખાંશ પરથી તે તે સ્થળનો સમય કેવી રીતે શોધી શકાય તે દાખલા આપીને સમજાવ્યું છે

આકાશના મધ્ય ભાગમા આવતાં નક્ષત્ર રાશિ વગેરે દર્શાવતા બે નકશા સમજણ સાથે પંચાગમાં આપ્યા છે વળી પંદર પંદર દિવસને આતરે બધા ગ્રહોના શર અને ક્રાંતિ આપ્યા છે સૂર્ય અને ગ્રહોની ગતિ, ઉદયાસ્તકાળ, વગેરે આપ્યાં છે. એથી પચાગ ખગોળના અભ્યાસ અને ગ્રહાદિના પ્રત્યક્ષ અવલોકન અર્થે સહાયરૂપ થઇ પડશે

દરેક માસની બધા ધર્મોની તિથિ તારીખ, વાર, નક્ષત્ર, યોગ, ચંદ્રનું સ્થાન, અને સૂર્યોદય—સૂર્યાસ્તના સમય આપ્યા છે. વળી દરરોજ સવારના સૂર્ય ચદ્ર અને ગ્રહોનાં સ્થાન ચોકસ આપ્યાં છે અને દૈનિક લગ્નસારણી પણ છે. ધાર્મિક વ્રતો, પર્વ, શુભાશુભયોગ, ૪૦ પાછલા ભાગમા માસ વાર આપ્યા છે.

જેમની પચાંગપદ્ધતિ હિંદના જુદા જુદા ભાગમાં સત્કાર પામી છે એવા ખગોળવિદ્યાના નિષ્ણાત વિદ્વાન ગુજરાતમાં છે એ બિના ગુજરાતીઓને ગૌરવ લેવા જેવી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આશ્રય તળે ચાલતા ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગમાં જ્યોતિષશાસ્ત્રના અભ્યાસની -સાથે જ્યોતિષના ગણિત વિભાગને અદ્યતન પદ્ધતિએ મૂકવામા આવ્યો છે. ગુજરાત યુનિવર્સિટી સ્થપાય ત્યારે તેમા ખગોળવિદ્યાની શોધખોળ સુધી વિકાસ સધાશે એવી આશા રાખીશુ

, કાલોત્પત્તિવિજ્ઞાન રહસ્ય (મહાકાળ પુરુષ વર્ણન) શ્રીકૃષ્ણાત્મજ (પ્રકાશક ધીરજલાલ મ પરીખ, માતુમા) મોટી સાઇઝના પોણી ત્રણસે પૃષ્ઠનાં આ દળદાર પુસ્તકના પ્રથમ ભાગમા સૂર્યસિદ્ધાતાદિ પ્રાચીન ગ્રંથો અનુસાર લેખકે કાલમાનની સમજ આપી છે નક્ષત્રો અને સૂર્ય ચદ્રની ગતિથી દિવસ માસ વર્ષના કાળ નિર્ણીત થાય છે લઘ-ગોલક અને સૌર વર્ષનો સમય ઘડિયાળના ઉદાહરણથી સ્પષ્ટ કર્યો છે કાળના સૂક્ષ્મ ભાગ ઘટિકા, પળ, વિપળાદિ છે. કાળના અલ્પાંશો માટે આંખના પલભાગ, શ્વાસના સમય, વગેરે વાપરવાની જૂની રીતો છે ચડતી શ્રેણીમાં "યુગથી" ઉપરના કાળના એકમો હજાર હજારના ગુણકથી બનાવવામાં આવે છે. લાંબા કાળમાપનની એ ગણિતયુક્તિ છે એક માનની બીજા માન સાથે સરખામણી કરવાના ઘણાં પત્રકો પુસ્તકમા આપ્યાં છે. અહન

ગતિ અને તે વિશેના મતભેદોનો ઉલ્લેખ કર્યો છે અને પત્રક આપ્યું છે, પણ એ વિશે સ્પષ્ટતા થતી નથી' લેખક ભલામણ કરે છે કે " વિદ્વાનો તથા અભ્યાસકો આચાર્યોના સૂર્યસિદ્ધાંતાદિ ગ્રંથોનો અભ્યાસ કરે તેમાં સર્વ બાબતો સહેલાઈથી મળી આવશે." અલબત, દરેક શિક્ષિત અને સમજદાર મનુષ્યે પ્રાચીન તથા અર્વાચીન ખગોળશાસ્ત્રોનું યથાશક્તિ જ્ઞાન પ્રાપ્ત કરવુ યોગ્ય છે, પરંતુ તેને કોઈ નિગૂઢ અદ્વિતીય રહસ્યરૂપે જોવા કે પ્રતિપાદન કરવામા કઇ લાભ નથી પંચાંગના દોષોનું સંશોધન કરવાનું કર્તવ્ય દેશના વિદ્વાનોનું છે અને તેઓએ તે સકારણ સિદ્ધ કરી આપવા લેખક કહે છે આ સબંધે હ પ્રા ભટ્ટ કૃત " ખગોળ ગણિત ભા ૧ "–માંથી માત્ર એક અવતરણ ટાંકીશુ : " સૂક્ષ્મ ગણિત અને સૂક્ષ્મ વેધના પાયા ઉપર આધુનિક ખગોળ ગણિતની ઇમારત ઊભેલી હોવાથી તે દ્વારા આવતી ગ્રહસ્થિતિ પ્રત્યક્ષ અનુભવ સાથે તંતોતત મળી રહે છે પ્રાચીનોને ગણિતના આ સિદ્ધાંતનું યથાર્થ જ્ઞાન નહિ હોવાથી તેમજ તેમના વેધનાં સાધનો અત્યારના કરતા અત્યંત સ્થૂળ હોવાથી તેમના ગણિત દ્વારા આવતા ગ્રહસ્થિતિ અને પ્રત્યક્ષ અનુભવ વચ્ચે ઘણો ફરક રહે છે અને એ સ્વાભાવિક છે "

પુસ્તકના પાછલા ભાગમા જુદા જુદા માસ તથા ઋતુમા આવતા વ્રતાદિનું પ્રયોજન અને માહાત્મ્ય સમજાવ્યું છે. ગ્રંથના મોટા ભાગમાં અધ્યાત્મ, ધર્મ, સંસ્કૃતિ, સમાજ, વગેરે વિષયો પર લેખકે પોતાના વિચાર છૂટથી દર્શાવ્યા છે. પ્રાચીન ધર્મશાસ્ત્રના અભ્યાસકો અને આચાર્યોમાં પૂર્વગ્રહો બંધાઈ ગયેલા હોવાથી તેઓ જૂનાની સ્તુતિ ને નવાની નિંદા કરે છે, અથવા આધુનિક પ્રગતિ વિજ્ઞાન અને તેના સાધનોને ઉતારી પાડે છે, આ રીતે તેઓ પોતાના શ્રોતા અને વાચકોના મનમા યુગસમન્વય સાધવામાં અંતરાય ઊભો કરે છે તેઓ પોતે આધુનિક ખગોળવિદ્યા અને ખગોળ-ગણિતપદ્ધતિ જોવાની થોડી તસ્દી લે તો સમન્વય કેમ થઈ શકે તે શોધી, જનતાને યોગ્ય દોરવણી આપી યુગધર્મ બજાવી શકે પુસ્તકમાં અનુક્રમણિકા કે વિષયસૂચિ નથી આપી તે વાચક માટે થોડી અગવડ ઊભી કરે છે

વ્યોમના ક્ષેત્ર પરથી હવે આપણે ભૂમિના ક્ષેત્ર પર ઊતરીએ.

**શાસ્ત્રીય ખાતરોનો ઉપયોગ** સોમાભાઈ શ્રી પટેલ ( શ્રી સયાજી ગ્રામ વિકાસમાળા, વડોદરા ) ખેડૂતો માટે ખેતીવાડી કૉલેજના એક

વિદ્યાર્થીના વાર્તાલાપના રૂપમા આ વ્યાવહારિક અને શાસ્ત્રીય વિષયને યોજીને તેને રસિક અને સામાન્ય ખેડૂતો સમજી શકે એવો બનાવવાનો પ્રયત્ન લેખકે કર્યો છે ખાતરનાં ત્રણ મુખ્ય ઉપયુક્ત તત્ત્વો-નાઇટ્રોજન, ફોસ્ફરસ અને પોટાશ-વગર પાક ઉપર કેવી અસર થાય છે, અને એ તત્ત્વો કયા કયા પદાર્થમાથી કેટલા પ્રમાણમા મળી શકે છે તે પ્રથમ જ સમજાવ્યુ છે જમીનના કસ ઓછા થવા એ વાત સાચી, પણ તેનું કારણ જમીનના તત્ત્વો પાકમાં ચુસાઇ ગયા તે છે લેવડદેવડથી વહેવાર ચાલે છે ખાતરવાળી જમીનમા પાકેલુ અનાજ ખાતર વગરની જમીનમા પાકેલા અનાજ કરતાં શરીરને વધારે પોષણ આપે છે ફળઝાડને ત્રણે તત્ત્વોવાળુ ખાતર નહિ મળવાથી તેનાં ફળ નાના થતાં જાય છે

ઢોરના છાણ અને મૂત્રમા ત્રણે તત્ત્વો છે, તેથી તે સપૂર્ણ ખાતર છે છાણ જેવી ખાતરની કીમતી ચીજ બાળી મૂકવી એ દેશની દોલત ઓછી કરવા બરાબર છે. છાણનું ખાતર કેમ બનાવવુ, સાચવવુ અને વાપરવુ તેની સાદી સમજ પુસ્તકમા આપી છે તેલીબિયામાથી બનતા ખોળમા ત્રણે ઉપયોગી તત્ત્વો છે ખોળ પન્દરા ચડાવવાને બદલે ઢોર ખાઇ શકે તેવા ખોળ ઢોરને આપવા પરતુ બીજા ખોળ ખાતર તરીકે વાપરવા ખોળનો કેવી રીતે અને કેટલા પ્રમાણમાં ઉપયોગ કરવો તેની સમજણ પુસ્તકમાં પાડી છે હાડકામા ૨૫ ટકા ફોસ્ફરસવાળા તત્ત્વો હોવાથી તે ઉત્તમ ખાતર છે દળેલાં હાડકાનો ભૂકો અને બાળેલા હાડકાંની રાખનો ખાતર તરીકે ઉપયોગ થઇ શકે

જેના મૂળ ઉપર બેક્ટિરિયા નાઇટ્રોજન એકઠો કરે છે તેવા કઠોળ સણ વગેરેના છોડ વધ્યા પછી તેને જમીનમાં દાટી દે છે તેને લીલું ખાતર કહે છે કુવાડિયા જેવા નકામા છોડ, ડાખળાં, ઘાસ, કચરો, વગેરે-માંથી ખાતર બનાવી શકાય છે તમાકુના ડાંખળા, સૂકાં પાંદડા, વેલા, ગામનો કચરો અને તળાવડીની માટી ખાતર તરીકે વાપરી શકાય મરઘા, બતકાં, ચામાચીડિયાં, વગેરે પક્ષીની વિષ્ઠા, લોહી, એ સૌ જુદી જુદી રીતે ખાતર તરીકે ઉપયોગી છે ચામડાનો છોલ અને લાકડાંને સડાવીને ફળઝાડ માટે તેનો ઉપયોગ થાય માછલીનું ખાતર ફળઝાડ અને શેરડીના પાક માટે વપરાય છે મરેલાં જાનવરને ખાડામા દાટી બાર માસ પછી તેનો ખાતર તરીકે ઉપયોગ થઈ શકે એમ કુદરતમાં કઈ પણ નમાલુ કે હલકુ નથી એ વાત આપણે સમજીએ તો ઘણી નકામી મલિન જણાતી વસ્તુ ઉપયોગી થઈ જાય. મનુષ્યના મળમૂત્રનો ખાતર તરીકે ઉપયોગ કરવાના નાજુક

વિષયંને પણ સરળ અને વહેવારુ રૂપમા રજૂ કર્યો છે.

રાખમાં રહેલો પોટાશ કદમૂળને ફાયદો કરે છે. જમીન તથા પાકને સારુ મીઠા અને ચૂનાનો ઉપયોગી ગુણ જણાવ્યા છે. રસાયણિક ખાતરોના પ્રકરણમાં સલ્ફેટ ઑફ એમોનિયા અને નાઇટ્રેટ ઑફ સોડા, નાઇટ્રેટ ઑફ પોટાશ અને બોન સુપર ફોસ્ફેટનો ઉલ્લેખ છે

૫૪ પાનાંના આ નાનકડા પુસ્તકમાં ઘણી ઉપયોગી માહિતી સરળ રીતે આપી દીધી છે તેથી ખાતર સંબધી બીજાં વિસ્તૃત પુસ્તકોના અભ્યાસનાં પ્રવેશદ્વારરૂપ આ પુસ્તિકા છે. ગામડાંના લોકોને સહેજે સમજાય એવી સાદી રીતે સાદી ભાષામા તેઓને ઉપયોગી વિષયો પર આવી પુસ્તિકા પ્રકટ કરવા બદલ શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાને ધન્યવાદ ઘટે છે.

**ખાદી વિદ્યા પ્રવેશિકા** આવૃત્તિ ૨જી (નવજીવન કાર્યાલય, અમદાવાદ): આ વરસનાં સમાલોચના કરવાના પુસ્તકોમાં આ પુસ્તક નમૂનેદાર ટેક્નિકલ પુસ્તક છે. અનેક કાર્યકારોના અનુભવ, અભ્યાસ, પ્રયોગ અને શોધખોળનું એ પરિણામ છે બીજી આવૃત્તિમાં ઘણા સુધારાવધારા જોવા મળે છે તે સ્વભાવિક છે, કારણ કે આ એક વિકસતો હુન્નર છે. ખાદી તૈયાર કરવા સારુ નાનાં મોટાં અનેક યંત્રોની જરૂર તો પડે છે જ તેથી એમા યંત્રશાસ્ત્રના સિદ્ધાંતો જાણવાની જરૂર છે છતા આ યંત્રો ચલાવવા પશુબળ વરાળ કે વીજળી જેવુ બાહ્યબળ યોજવામાં આવતું નથી મોટા ભાગે માનવીનાં શરીરબળ અને હસ્તકળા ઉપર ને અવલબે છે અને એમા હમેશાં માનવસર્જનશક્તિ કાર્ય કરી રહેતી હોય છે "કારીગરને પોતાની ચતુરાઈ અને બુદ્ધિની શક્તિ વાપરવાને સંપૂર્ણ છૂટ રહે એ રીતે ગતિ વધારવાની કે બીજી ગમે તે શોધ ખાદી વિદ્યામાં કરવી તે આવકારલાયક ગણાય" કળાસર્જકની રીતે દરેક કામ કરવાથી જે સૂતર અને ખાદી તૈયાર થાય છે તેમાં ઊંચા આંક, મજબૂતાઈ, સફાઈ, વગેરે લાભ પ્રાપ્ત થાય છે પણ તે સાથે કારીગરે સતત સાવધ રહેવુ પડે છે અને ટેવનીગે ક્રિયાઓ સહજ થઈ જાય છે. "હાથની આંગળીઓના દબાણમા એવી ભારે વિવેકશક્તિ સમાયેલી છે કે ઉત્તમ કપાસ સ્વચ્છ કરી, કપાસિયાને ઓળી, એકસરખા ગુણવાળા લાબા રેસાવાળું રૂ એકઠું કરી તેને કાત્યુ હોય તો સૂતરમાં બારીકાઈ, સફાઈ, મજબૂતી, સમાનતા ને સ્થિતિસ્થાપકતા વગેરે ગુણો આવી શકે. ઉત્તમ સૂતરના ઘડતર માટે આ વસ્તુઓ અનિવાર્ય છે." આ ક્રમાનુસાર પુસ્તકમાં

કપાસની ખેતી અને પાક, અને રૂના ગુણનું શાસ્ત્રીય નિરૂપણ કર્યું છે. પછી કપાસની પિંજાઈ માટેના ચરખા, ચરખી, અને લુનાઈનો વ્યવસ્થિત વિચાર કર્યો છે પીંજવા માટે કામઠીપીંજણ, મધ્યમ પીંજણ, બારડોલી પીંજણ, મોટી પીંજગપીંજણ, શુદ્ધપીંજણ, વગેરે તેમના ચિત્રો અને ઉપયોગ સાથે બારીકાઈથી વર્ણવ્યાં છે આ બધામાં પીનવાળા રોલરથી પીંજતી "યંત્રપીંજણ" સિદ્ધાંતમાં જુદી પડે છે. એમાં હસ્તકળા અને બુદ્ધિનો સતત ઉપયોગ થતો નથી પીંજ્યા પછી પાટલા અને સળીથી પૂણી બનાવવાની સમજ આપી છે

કાતણ માટે પ્રથમ સાદી અને સગવડ ભરેલી તકલી આવે છે તેમાં રેંટિયા જેવી કાંતવાની શક્તિ છે બારડોલી તકલી, આસન, કાંતવાની રીત ફરવાની ઝડપ વગેરે ચિત્ર અને આંકડા સાથે દર્શાવ્યા છે પોનાડના એક રહીશે શોધેલી 'ધનુષ તકલી' રેંટિયા અને તકલીના મિશ્રણ જેવી યોજના છે. ત્રાકને ગરેડી અને ચક્રથી ફેરવવાને બદલે તકલી જેવી ત્રાકને ચામડાવાળા ધનુષથી ફેરવવામાં આવે છે અને ત્રાકને બને છેડે બે હાથે કાંતી શકાય છે એ ઘણુ ઝડપથી કામ આપે છે ધનુષતકલી બહુ સસ્તામાં બનાવી શકાય છે. બીજુ સાધન, રેંટિયો. દેશના જુદા જુદા ભાગમાં જુદી જુદી જાતના રેંટિયા પ્રચલિત છે નવી અને સુધરેલી ઢબમાં બારડોલી રેંટિયો અને બે ચક્રોવાળો, પેટીમાં રહે તેવો કે ગડી વળાય તેવો રેંટિયો (યરવડાચક્ર, ગંડીચક્ર કે કિસાનચક્ર) છે વળી પગથી ચલાવી શકાય એવા દગજીની પાવડીવાળા કે સાઇકલિયા પાવડીવાળા (મગન) રેંટિયાથી બે ત્રાક ઉપર બે હાથે ઘણી ઝડપથી કાંતી શકાય છે એવી રીતે રેંટિયાનો વિકાસ થયો છે અને થતો જાય છે રેંટિયાના અનેક પ્રયત્નો છે, તેમણે એની અનેકવિધ રચના અને વિકાસ જાણવા તથા સમજવા જેટલી રસવૃત્તિ દર્શાવવી જોઈએ.

ખાદીવિદ્યાનું આ પુસ્તક કતામણ આગળ અટકી જાય છે, વણાટનો એમાં બહુ વિચાર કર્યો નથી, એ એની અપૂર્ણતા જણાય છે

તૈયાર થયેલા સૂતરના "આંક", 'કસ' એટલે મજબૂતી, અને "સમાનતા" કેમ કાઢવા તે સૂતરની પરીક્ષાના વિભાગમાં આપ્યુ છે ખાદીગણિતમાં ગણત્રી શીખવવાનો હેતુ છતાં કાતણ વણાટ વગેરે વિષયના દાખલાઓ આપેલા હોવાથી તે પ્રસ્તુત વિષયનું ગણિત બની જાય છે વર્ધા શિક્ષણયોજનાના પાઠ્યપુસ્તકમાં આપેલા પ્રશ્નોના ઉત્તર અને ચર્ચા "કાંતણ પીંજણનું યંત્રવિજ્ઞાન" નામક વિભાગમાં આપ્યાં છે ભૌતિક-

શાસ્ત્રના મૂળ સિદ્ધાંતોથી શરૂ કરી યંત્રશાસ્ત્રના સિદ્ધાતો કાંતણપીંજણને લાગુ પાડી વિષયોને વિદ્યાર્થી સમજી શકે એવા, સરળ બનાવવા પ્રયત્ન કર્યો છે; જોકે વિદ્યાર્થી અથવા કારીગર, એને માટે, પદાર્થવિજ્ઞાન અને ગણિતનું ઠીક જ્ઞાન ધરાવનો હોવો જોઇએ. ટૂંકમા આ પુસ્તક પાઠ્યપુસ્તકનું રૂપ લે છે. યંત્ર તથા ક્રિયાઓમાં ઊભી થતી "કેટલીક મુશ્કેલીઓ" અને "પરચૂરણ પરિશિષ્ટો"મા ઘણા વ્યાવહારિક પ્રશ્નો સમજાવ્યા છે, એ સર્વે આ પુસ્તક સિદ્ધાંતાત્મક કે વર્ણનાત્મક જ નથી, પણ વિશિષ્ટ પ્રમાણમા ક્રિયાત્મક છે તે સિદ્ધ કરે છે. ખાદીને અગે જે જે કરવાનું છે તેમાં કળા અને વિજ્ઞાનનો સમન્વય થયેલો છે એમ આ પુસ્તક વાચતા લાગ્યા વગર રહેતું નથી.

ભાતભાતનું ભરતકામ અને ગૂંથણકામ—શ્રી લીલાવતી બહેન ચુ. પટેલ (એન. એમ. ઠક્કરની કપની, મુબઇ). માસિકમાં છૂટા છૂટા લેખ પછી પુસ્તકરૂપે પ્રકટ થઈ ત્રણ વરસમા એની આ બીજી આવૃત્તિ પ્રકટ થાય છે એ જ આવા વિષયના પુસ્તકની ઉપયોગિતા સિદ્ધ કરે છે. ભરતકામ વિશે એમા બહુ થોડુ કહ્યુ છે, ઊનનુ ગૂંથણકામ પુસ્તકનો મોટો ભાગ રોકે છે. લેખિકા પોતે મુશ્કેલીઓમા થઈને પાર ઊતર્યા હોવાથી બીજાની મુસીબતો સમજે છે અને શિખાઉ બહેનોને બહુ ઝીણવટથી અને સ્પષ્ટતાથી સૂચનાઓ આપે છે. બાળકની ટોપી, કોટ, સ્વેટર, ફ્રોક, બાબાસુટ, મોટા બાળકના અને પુરુષના સ્વેટર, પુનઓવર વગેરે ગૂથવા સંબંધી વિસ્તૃત વીગત આપી છે, દરેક ભાગ માટે લાઇનમા ટાકાની સખ્યા, પ્રકાર, માપ રીત વગેરે આપ્યા છે અને ભાગો છૂટાછૂટા ગૂથી તેઓને કેવી રીતે જોડવા તે કહ્યુ છે વળી ચિત્રો આપીને તે સમજાવ્યુ છે. ભરતગૂંથણની સુંદરતા જેવુ પૂંઠા પરનું ચિત્રણ અને પુસ્તકની છપાઇ સુંદર છે.

આપણો ખોરાક—એમ. આર. મસાણી (સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, મુબઇ.) શ્રી મોનુ મસાણી એક સિદ્ધહસ્ત લેખક છે અને હકીકતોની સુસ્પષ્ટ રજૂઆત કરી વાચકના મન ઉપર સચોટ છાપ પાડી શકે છે. વળી જે વાત કહેવી હોય તેની ખાતરી કરી આપવાની કાબેલિયત ધરાવે છે. એમના અન્ય પુસ્તકોની જેમ અહીં પણ સૂચક ચિત્રોદ્વારા ઘણી વિગતો અને માહિતી સુસ્પષ્ટ અને જીવત કરી દેવામા આવી છે. પરિમાણો અને તુલના ચિત્રો વડે દર્શાવ્યાં છે, તે આ પુસ્તકની વિશેષતા છે. Your Food નામના અંગ્રેજી પુસ્તકનો ગુજરાતી અનુવાદ જાણીતા

વિદ્વાન લેખક ચંદ્રવદન મહેતાએ કર્યો છે, તેથી અનુવાદમાં સોના સાથે સુગંધ મળી છે

આમુખમાં શ્રી એચ પી મોદી કહે છે કે આપણી વસ્તીનો મોટો ભાગ ભૂખમરાના કિનારા પર હોય છે અને વધારે અને વિશેષ સારો ખોરાક કેમ ઉત્પન્ન કરવો એ આપણે માટે પ્રશ્ન છે દુર્ભાગ્યે સમીક્ષાના આ વરસે ખોરાકનો પ્રશ્ન હિંદ માટે ઘણો ગભીર અને ઉગ્ર બન્યો છે તેથી આજે આ પુસ્તક અતિ અગત્યનું બની જાય છે લેખક હિંદના પોષણ અંગેનો એક કોયડો આપણી સમક્ષ મૂકીને ક્રમે ક્રમે તેને ખોલવા તેનો ઉકેલ શોધવાનો પ્રયત્ન કર્યો છે પહેલા પ્રકરણોમાં ભૂમિકા તૈયાર કરી છે શરીરને કયાં તત્ત્વોવાળા ખોરાકની જરૂર છે, આદર્શ આહાર કેટલો જોઈએ, જરૂર પૂરતો સમતોલ આહાર કેટલો જોઈએ તે નક્કી કર્યું છે વચલા પ્રકરણોમાં હિંદના જુદા જુદા ભાગના લોકો સરેરાશ કેટલો ખોરાક લે છે તે દર્શાવી લેવાતો આવતો ખોરાક પૂરતો અને સમપ્રમાણ નથી એ સિદ્ધ કર્યું છે શારીરિક અને નૈતિક નબળાઈ, કામ અને ઉત્પન્ન કરવાની શક્તિમાં મોટી ખામી, મરણનું મોટુ પ્રમાણ સરેરાશ ઓછુ આયુષ એ બધા પરિણામ ખોરાકની ઊણપને કારણે જાય છે અત્યારની વસ્તીને ખોરાક પૂરો પડતો નથી તો વધતી જતી વસ્તીની સરતમાં ખોરાક કેવી રીતે સાથે રહી શકશે ?

આના ઉપાય માટે ખોરાક વધારવા તેને પૂરતો અને પોષક બનાવવાનાં તાત્કાલિક શક્ય પગલાંનો વિચાર છેલ્લાં પ્રકરણોમાં કર્યો છે પ્રશ્નને સ્પષ્ટ અને અસરકારક બનાવવા હકીકતોની જે ગૂંથણી કરવામાં આવી છે તે ઘણી રસપ્રદ અને સચોટ કરે એવી છે દેશના રહેવાસીઓને આ પ્રશ્નની ગંભીરતા સમજાય અને તેઓ તેને પહોંચી વળવાના વિચાર કરતા થાય તો જ આ પ્રશ્નના ઉકેલની આશા રાખી શકાય. હિંદુસ્તાનમાં ઉત્તરથી દક્ષિણ તરફ જઈએ તેમ લોકોના શરીરના બાંધામાં જે ફેર જોવામાં આવે છે તે મુખ્યત્વે તેઓના ખોરાકની યોગ્યાયોગ્યતાનું પરિણામ છે એમાં વિશેષ ઘઉં અને ચોખાના પોષક તત્ત્વની અસર અને દૂધના ઉપયોગની અસમાનતા કારણભૂત છે

જોકે નિષ્ણાતોની ગણતરી આ બાબતમાં એકમત થતી નથી તો પણ એક કારણ સ્પષ્ટ છે કે પૂરતા ખોરાક માટે જોઈએ એથી ઓછી જમીન માથા દીઠ આવે છે, અને વસ્તીના વધારા સાથે ખેડાતી જમીન પ્રમાણસર વધતી નથી હવે યોગ્ય ઉત્તેજનથી ખેડાણ જમીનમાં ૨ કે ૩

ટકા વધારો થઈ શકે નહેરો, ખાતર, સારી જાતના બી, નવા સાધનો, જમીન સંરક્ષણ, અને વૈજ્ઞાનિક તપાસ તથા શોધખોળથી હિંદના અનાજનું ઉત્પન્ન થોડાક વર્ષોમા બમણું કે ત્રણગણુ થઈ શકે એમ છે અનાજના ઉત્પન્ન સાથે કપાસ, શણુ, તમાકુ વગેરે માટે કેટલી જમીન રોકાય છે તેની પણ ચર્ચા કરી હોત તો આ પ્રશ્ન ઉપર પ્રકાશ પડી શકત પ્રજાનો વિસ્તાર નહિ પણ પ્રકાર સુધારવા તરફ લક્ષ રાખવુ જોઈએ જીવનનું ધોરણ ઊંચું આવે અને અક્ષરજ્ઞાન વધે તેમ જન્મપ્રમાણ ઘટે છે

માનવ વસ્તીની પેઠે ઢોરની પણ વસ્તી આપણા દેશમા વિશેષ છે, પરતુ તેમને જોઈતો ખોરાક મળતો નથી એટલે બીજા દેશોના પ્રમાણમા ઢોર દીઠ ઠુ જેટલી જ દૂધની ઊપજ થાય છે ઢોર મોટી સખ્યામા હોવાથી જમીનની ઊપજનો સારો જેવો ભાગ ખાઈ જાય છે છતા અર્ધભૂખ્યા રહેવાથી સારી ઊપજ આપી શકતા નથી તેમનો ખોરાક તથા પ્રકાર સુધારવાની જરૂર છે

આર્થિક રીતે નવી વ્યવસ્થા અને વિકાસથી ખોરાકના પ્રશ્નનો કેટલોક ઉકેલ થઇ શકશે જમીનના નાના ભાગલા ન પડે, જમીનદારીના કેટલાક અનર્થ દૂર થાય, ખેડૂતો દેવા અને ભારે વ્યાજમાથી મુક્ત થાય, સયુક્ત અને સહિયારી ખેતી થાય, અનાજને ખેડૂતથી ખાનાર સુધી પહો ચાડવામાં વચલા દલાલો ભાગ પડાવે છે તે બધ થાય, સહકારી મડળો કામ કરે અને વાહનવ્યવાહર સુધરે તો લાભ થાય

દરેક કુટુબની આવક સુધરે તો તે સાથે ખાદ્યનુ ઉત્પાદન અને ખોરાક સુધરી શકે છે જેઓને બાધ ન હોય તેમને માટે ઈંડા, માછલીનું તેલ વગેરેથી પણ ખોરાકમા વધારો કરી શકાય વળી ખોરાક સાચવવાની રીત સુધારવી જોઈએ ખોરાક તૈયાર કરવામા ઉપયોગી તત્ત્વો વેડફાઈ ન જાય, એની સંભાળ રાખવાથી એની પોષકતામા વધારો થઈ શકશે આ બધા વિશે પુસ્તકમા સવિસ્તર ચર્ચા કરેલી છે

આહાર અને પોષણ-ઝવેરભાઈ પટેલ (ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ) આ પુસ્તિકા પાઠ્યપુસ્તકની ઢબે લખાયેલી છે માતા અને બાળકોની વચ્ચે વાતચીતના સ્વરૂપમા રોજના અનુભવ અને બનાવોનો આધાર લઈ બહુ સરળ અને ઘરગથુ રીતે વિષય ચર્ચ્યો છે પાઠને છેડે પ્રશ્નો છે, અને કેટલાક પાઠને અતે પ્રયોગો પણ આપ્યા છે તે વિષયને વધારે સ્પષ્ટ અને

વહેવારુ બનાવે છે શરીરના અંગો તથા દ્રવ્યોના નામ અને બીજા વિશિષ્ટ શબ્દોની અર્થ સાથે ટીપ પુસ્તકને છેડે આપવામાં આવે તો અભ્યાસકોને ઘણું ઉપયોગી થાય વિષયની ખિલવટ રસિકવાર્તા વડે આગળ વધતી જાય છે આરોગ્યને અર્થે ઉપયોગી માહિતી અને બીનાઓને નૈસર્ગિક રીતે વાત ચીતમાં ગૂથી લીધી છે અને દાખલાઓ આપી સરળ કરી દીધી છે શરીર વધે છે, વજન વધે છે, એ વાત ઉપરથી વિદ્યાર્થીમાં જિજ્ઞાસા ઉત્પન્ન કરી એમ થવાના કારણો, ઉપાય અને સાધનો ક્રમે ક્રમે રજૂ કર્યા છે, અને શરીરની કેવળ સ્થૂળ વૃદ્ધિ નહિ, પણ તેને ચપળ અને કાર્યદક્ષ બનાવવા તરફ દૃષ્ટિ વાળી છે શરીર માટેનાં પોષક તત્ત્વો અને પોષણની રીત આપી તે સમજવા પૂરતી શરીરરચના અને તેની ક્રિયાઓનું વર્ણન કર્યું છે શરીરનાં આરોગ્ય સારુ તાપ કસરત, માલીસ ખુલ્લી ચોખ્ખી હવા અને વિશુદ્ધ પરિસ્થિતિનો ઉલ્લેખ કર્યો છે કઇ દૃષ્ટિએ રાંધવુ અને જમવુ તેની સૂચના 'વન-ભોજન'ના પાઠમાં આવી જાય છે

નવીન અને સચોટ ઉદાહરણો અને ઉપમાઓ વડે સમજાવવાની અને વિષયને સ્પષ્ટ કરવાની રીત ખાસ આકર્ષક છે જેવી રીતે મીણથી મધ પૂડો બને છે તેવી રીતે પ્રોટિનથી આપણુ શરીર બને છે મધથી જેમ પૂડાનું વજન વધે છે તેમ ગળ્યુ ખાવાથી બાળકોનું વજન વધે છે ભટજી ખાઈ ખાઈને જાડા નથી થયા એ સુઈ સુઈને જાડા થયા છે જો કામ ન કરીએ તો શક્તિનો ઉપયોગ ન થાય ને શરીરમા ચરબી એકઠી થાય વધારાનું અનાજ કોઠીમા ભરી નાખીએ છીએ તેવી જ રીતે ચરબી એ કોઠીમાં ભરેલું શરીરનું અન્ન છે જન્મથી જ બાળકના શરીરમા હાડકાનો સામના ચરબીનાં એવા અનેક ખેતરો બનેલા છે તે ઉપરાત વડની વડ વાઈઓ અને ખેતરના છોડ સાથે શરીરના રોગોની સરખામણી, નીંદણ અને ઘસાયેલા કોશોની સરખામણી શરીર ઉપર પાણીની અસરની કપડાં પર થતી અસર સાથે સરખામણી લીંબુના ટીપાથી ફાટતુ દૂધ, અને શેરડીના રસ અને કૂચાની પાચનક્રિયા માટે ઉપમા, વગેરે ઉત્તમ દાખલા છે "ગાય તડકામા ફરે છે એટલે તેના શરીરમા વિટામિન ડી તૈયાર થાય છે ને તેના દૂધમા ઊતરે છ માતા જો તડકામા ફરે તો તેના શરીરમાં પણ ડી વિટામીન તૈયાર થાય જે ઓઓ પડદામા રહે છે તેમને તડકો કદી મળતો જ નથી અને તેથી તેમના શરીરમા તે બહુ ઓછો હોય છે ' પાણી પાવાથી ખેતરના ઘઉં લાંબા ગાળા સુધી લીલા રહ્યા અને ત્યાંસુધી જમીનમાંથી રસ ચૂસતા રહ્યા જેથી કેમ ન મોડી ઉતરી પણ ઉતાર

સારો આવ્યો એ જ રીતે શરીરના કોશ વધારે ઉમર સુધી 'પોષણ ચૂસી શકે તો ઘડપણ મોડું આવે" આવી ઉપમાઓ સાથે આપેલું શિક્ષણ સહેજે યાદ રહી જાય એમ છે. કોઈ કોઈ દૃષ્ટાંત બાળકના મનમાં ગેરસમજ ઉત્પન્ન કરે એવાં છે, જેમકે "જન્મથી જ બાળકના પેટમાં ભગવાન દેવતા સળગાવેલો રાખે છે. પ્રાણવાયુ ન મળવાથી પેટની આગ પણ હોલવાઈ જાય પાણી નાખ્યા વગર શાક ચડવા મૂકીએ તો તે બળી જાય છે કે નહિ ? તેવી જ રીતે પાણી ન પીએ તો આપણું શરીર બહુ ગરમ થઈ જાય" શરીરમાં અતિ ઉષ્ણ નહિ પરંતુ મંદ પ્રજ્વલન થાય છે એ સ્પષ્ટ સમજાવવાની અગત્ય છે. આહાર અને પોષણનો વિષય સમજવા બાળકો અને સામાન્ય વાચક માટે આ નાનું પુસ્તક ઘણું ઉત્તમ છે

**વીસમી સદીનું પાકશાસ્ત્ર.** સુમતિ ના પટેલ: [ એન. એમ. ઠક્કરની કંપની, મુંબઇ ] જીવનની અનેકવિધ જરૂરિયાતોમાંથી અનેક હુન્નર ઉદ્યોગ ઉદ્ભવે છે, જ્ઞાનશાખાઓ ખીલે છે અને કળામય બને છે. શરીરપોષણની આવશ્યકતામાંથી આહારવિદ્યા અને પાકશાસ્ત્ર ઉદ્ભવ્યાં છે. દૃષ્ટિનો વિષય તેજસ્વિતા અને સૌંદર્ય છે, શ્રવણનો વિષય ધ્વનિ અને સંગીત છે, રસેન્દ્રિયનો વિષય રસાસ્વાદ અને ખાનપાન છે ખાદ્ય વસ્તુઓની પોષક અને રસયુક્ત તૈયારી એ પાકશાસ્ત્ર રસોડું એની પ્રયોગશાળા છે, જેમાં અનેક ગૃહિણીઓ અને કન્યાઓ નિત્ય શ્રમ કરે છે અને નવા નવા પ્રયોગ યોજે છે આ રીતે જોતા સાધારણ ઉપાધિરૂપ લાગતો રસોઈનો વિષય સંગીત અને ભરતગૂંથણ જેવો વિજ્ઞાનકળાનો વિષય બની જાય છે. આજની શિક્ષિત સુંદરીઓ આ વિષયને વિજ્ઞાન કળારૂપે આવકારી લે તો તેઓ તેને રસપ્રદ બનાવી તેનો સારો વિકાસ સાધી શકે વધતા જતાં જ્ઞાન અને સાધનોના ઉપયોગ તથા નવા પ્રયોગો માટે અહીં પૂરતું સ્થાન છે. "રજભાનું રસોઇ-ઘર" ના લેખિકાનું આ પુસ્તક છે અને એ વિષયને અહીં વિસ્તૃત રૂપમાં આપ્યો છે એ પુસ્તિકાઓના બધા ઉત્તમ તત્ત્વો આ પુસ્તકમાં સમાઈ જાય છે આહારની આવશ્યકતા, પોષક તત્ત્વો, માણસ દીઠ પ્રમાણ, રસોડાનાં આવશ્યક અને ઉપયોગી અંગો અને વ્યવસ્થા, વગેરેનું વર્ણન અને સમજણ એમાં આપ્યાં છે. સાદી રસોઈની ચીજો દાળ, કઢી, કઢીના અનેક પ્રકાર, વિવિધ શાકભાજી, અનેક જાતનાં અથાણાં ચટણી, પાપડ, વડી, જુદી જુદી જાતનાં મિષ્ટાન્ન, પાક, ફરસાણ, ફરાળ, શરબત, અને માંદાના ખોરાક વગેરે કેમ બનાવવા તેનું સાદી ભાષામાં, ચોખવટ અને ઝીણવટથી વર્ણન કર્યું છે ૪૩૦ પ્રકારની ખાદ્ય ચીજોના વર્ણનવાળું ૧૫૦ પૃષ્ઠનું આ પુસ્તક સૌને ઘણું ઉપયોગી નીવડશે

તંદુરસ્ત શરીર માટે આવશ્યક ખોરાકનાં તત્ત્વોની માહિતીથી બધું પતી જતું નથી; એ તત્ત્વોને રોજની રસોઇમાં કેવી રીતે ભેળવી લઇ સ્વાદિષ્ઠ વાનીઓના રૂપમાં જમનાર આગળ મૂકવાં એ અતિ અગત્યનો પ્રશ્ન છે, વીસમી સદીના પાકશાસ્ત્રની કળામાં જે નિપુણ હોય તે જ ફતેહમંદ રીતે એ કરી શકે શાળામાં પાકશાસ્ત્રનું શિક્ષણ આપવું જોઈએ અને રસોયાને યોગ્ય તાલીમ અને અનુભવ મળવો જોઈએ એ પર લેખિકા ભાર મૂકે છે તે યોગ્ય છે. રાષ્ટ્રના બળનો આધાર આહાર પર અવલંબે છે. આહારવિદ્યા અને પાકશાસ્ત્રનો વિષય કન્યાશાળાઓમાં જો ફરજિયાત ન થઇ શકે તો મરજિયાત વિષય તરીકે સ્વીકારી લઈ આવાં પુસ્તકોનો ઉપયોગ થવો ઘટે છે. શિક્ષિકાઓ આ પ્રશ્નમાં રસ લે તો શાળામાં રસોડાની પ્રયોગશાળા રચી શકે અને આજના કન્યાશિક્ષણની એક મોટી ઊણપ દૂર કરવામાં સહાયરૂપ થઇ શકે.

દરેક મોટા પ્રશ્નમાં દેશ અને ગૃહ, ગૃહ અને રાષ્ટ્ર સંકળાયેલાં જ છે, તે નીચેનાં બે પુસ્તકો સ્પષ્ટ કરે છે.

ગૃહિણી મિત્ર [ડૉ. શા. મહેતા, એન. એમ. ઠક્કરની કંપની-મુંબઇ] આર્ય ધાર્મિકતા, સંસ્કૃતિ, નીતિ અને રીતરિવાજનું વાતાવરણ ઊભું કરી લેખકે ગૃહ અને સમાજમાં આધુનિક સ્ત્રીના કર્તવ્ય અને વર્તનની રજૂઆત કરી છે શરીરસ્વાસ્થ્ય અને બાળઉછેરનો પ્રશ્ન પુસ્તકનો સારો જેવો ભાગ રોકે છે. ધાર્મિક દૃષ્ટિએ ગૃહિણીના આદર્શ અને તત્સંબંધી અતિશયોક્તિથી લેખક જુનવાણી વિચારના અને દઢમતવાદી જેવા લાગે, છતાં જૂના અને નવા જમાના ઉપર, દેશ અને પરદેશ ઉપર દૃષ્ટિ રાખી, જાણ્યે કે અજાણ્યે બંને ત્યાં તેમનો સમન્વય સાધવા અથવા વચલો માર્ગ કાઢવા તરફ લેખકનું વલણ જણાય છે. વિજ્ઞાનાદિ જ્ઞાન અને પ્રગતિને અનુકૂળ રીતે અપનાવી વિષયોને અદ્યતન બનાવવાનો પ્રયાસ પણ લેખકે કરેલો છે અંતભાગમાં બ્રહ્મદેશ, આધુનિક રશિયા, ઇજિપ્ત તથા જાપાનના સ્ત્રીજીવનનાં દૃષ્ટાંતો આપ્યાં છે, તે અનુકરણપ્રેરક છે.

આધુનિક કન્યાશિક્ષણની ખામીઓ ઘણી સચોટ અને તીવ્ર સ્વરૂપે લેખકની દૃષ્ટિ આગળ છે. નીતિ, ગૃહિણીધર્મ, દાંપત્યધર્મ, ગૃહસ્થાશ્રમ અને ગૃહપ્રબંધના વિષયો, શરીર અને આરોગ્યનું જ્ઞાન, સૂતિકાપ્રબંધ, શિશુપાલન, અને રોગીની શુશ્રૂષાના વિષયનું સ્ત્રીકેળવણીમાં આવશ્યક સ્થાન હોવું જોઈએ. વળી ગૃહઉદ્યમની પણ તેમને તાલીમ મળવી જોઈએ. રસોઇ

સામગ્રી, વસ્ત્રાદિ અને બીજી ગૃહવ્યવસ્થા કરવા સંબંધી તેમજ નિત્ય કાર્યક્રમ અને વખતના સદુપયોગ સંબંધી સૂચના આપી છે. સીવણકામ, ઘરનો હિસાબ રાખવા અને જૂની તથા નવી પદ્ધતિએ પત્રવ્યવહાર કરવા વિશે નમૂનાઓ સાથે સમજ આપી છે.

પુરુષ જ્યારે ગૃહસ્થાશ્રમનો સર્વભાર ઉપાડવા લાયક થાય ત્યારે જ તેનું લગ્ન થવું જોઈએ તે જ પ્રમાણે કન્યા પણ પતિના ઉપાર્જન કરેલા દ્રવ્યની યોગ્ય વ્યવસ્થા કરવા લાયક અને ગૃહસ્થાશ્રમ ચલાવવા લાયક થઈ હોય, પતિના પ્રત્યેક કાર્યમાં સહાયતા કરી શકે તેવી હોય, સંતાન પાલન કરવાનું શિક્ષણ પૂર્ણ રીતે પ્રાપ્ત કર્યું હોય ત્યારે જ તેનાં લગ્ન કરવાં જોઈએ." વળી "સંતાનને દેશ, જાતિ અને સમાજસેવાના વિકાસ માટે ઉત્પન્ન કરવા એ જ શ્રેયસ્કર છે. સંતાન એ રાષ્ટ્રની સંપત્તિ છે. સદૈવ દેશ અને સમાજના કલ્યાણ પ્રતિ દૃષ્ટિ રાખી સંતાનના આંતરિક સદ્ગુણના વિકાસનો યત્ન કરવો એ માતપિતા માટે આવશ્યક છે....સમાજ સન્તાન માટે છે અને સન્તાન સમાજ માટે છે." ખચીત આ આદર્શો ઘણા ઊંચા છે! પતિ અને ઘરનાં બધાં માણસ સાથે કેમ વર્તન કરવું તે પણ પુસ્તકમાં જણાવ્યું છે. પ્રકરણ ૪ થી ૯ મા શુદ્ધ હવા, પૌષ્ટિક આહાર અને વ્યાયામથી શરીરસ્વાસ્થ્ય કેમ જાળવવું તેની ચર્ચા છે. માસિકધર્મ અંગેની સંભાળ અને કેટલાક ઉપાયો, ગર્ભાધાન, ગર્ભરક્ષણ, પ્રસૂતિમાં સંભાળ, બાળઉછેર અને બાળ-પોષણ તથા રક્ષા ઉપર વિસ્તૃત વિવેચન છે. ઉપલા પ્રસંગો માટે, સ્ત્રીઓના સામાન્ય રોગો અને બાળકના રોગો માટે ઔષધ-ઉપચાર આપ્યા છે. એમ અનેક ઘરગથ્થુ બાબતોના માર્ગદર્શનથી આ પુસ્તક ગૃહિણીના મિત્રની ગરજ સારે છે.

આરોગ્ય તનનું મનનું ને દેશનું—[ ડૉ. હરિપ્રસાદ દેસાઈ, સંદેશ પ્રકાશન, અમદાવાદ ] આ પુસ્તકમાં લેખકનાં લેખો, ભાષણો, પત્રો અને ચિંતનનો સંગ્રહ છે. પુસ્તકની ગોઠવણીમાં વિષયો છૂટા પડી ગયેલા છે અને કેટલીક પુનરુક્તિ થાય છે છતાં બધા વિષયો એક મધ્યવર્તી વિચારનાં અંગો છે. શરીરનું આરોગ્ય જાળવી તેને હૃષ્ટપુષ્ટ તથા કાર્યદક્ષ બનાવવું, ઘરો, શેરીઓ અને પોળોની વ્યવસ્થા, સુઘડતા અને સૌંદર્ય વધારવાં, ગામડાં અને નગરોને સ્વચ્છ અને આરોગ્યભર્યાં બનાવવાં, તે સાથે માનસિક વિકાસ અને માનસિક આરોગ્ય સાધી આખા રાષ્ટ્રને નીરોગી અને આદર્શ બનાવવું એ સમગ્ર કર્તવ્યપ્રદેશ લેખકની દૃષ્ટિ સમક્ષ છે. વિષયોની વિવિધતા છતાં

સર્વ એક સુવર્ણ તંતુ વડે ગૂંથાયેલા છે અને સમષ્ટિનો ચિરસ્થાયી ભાવ સર્વને આવરી લે છે લેખકની વેધક, સારગ્રાહી, હાસ્યપ્રિય અને કટાક્ષમય શૈલી બધા વિષયોને વાચવા યોગ્ય અને રસમય બનાવી દે છે એ શૈલી કેટલીક વાર ઘરગથ્થુ વાર્તાલાપનું રૂપ લે છે તો કેટલીયે વાર સૂત્રો અને મંત્રોનું સ્વરૂપ ધારણ કરે છે અંગત અનુભવો, અવલોકનો, હૂબહૂ બયાનો, કુદરત અને સૌંદર્યના વર્ણનો લેખકની કલાપ્રિય દષ્ટિની પ્રતીતિ કરાવે છે એક અનુભવી ડૉક્ટરની કુશળતાથી, જનહિતેચ્છુના સેવાભાવથી, પ્રજા-ઘડતરની રાષ્ટ્રભાવનાથી કળાપ્રેમીની દષ્ટિથી અને સર્વ ઉપરાંત નીતિ અને ઈશ્વરપરાયણતાના ભક્તિભાવથી તેઓ સર્વ વિષયને જુએ છે વાસ્તવિક બયાનો સાથે આદર્શો અને ભાવી દર્શનો ઓતપ્રોત થયેલા છે એને છૂટા પાડવા વિવેચક માટે દુસાધ્ય તેમજ અયોગ્ય છે, કારણ કે ગઈકાલના સ્વપ્ન તે આજના સત્ય બની જાય છે

વ્યાયામની જરૂર પર ભાર મૂકી લેખકે વ્યાયામ-પ્રવૃત્તિનો ઇતિહાસ તેમજ રોજ કરવા લાયક કસરતો, આસનો, ઈત્યાદિની સચિત્ર માહિતી આપી છે ગામેગામ અને લત્તાવાર મરદાની રમતગમતની વ્યવસ્થા તેમજ ફરજિયાત લશ્કરી તાલીમની એમણે હિમાયત કરી છે કસરતથી શરીર નીરોગી સુદૃઢ અને ઘાટીલું બને છે, એટલું જ નહિ પણ નીડરતા, મનોબળ અને નીતિ કેળવાય છે એવું એમનું મતવ્ય છે

શરીરની રચના સમજવાથી તેની ચમત્કૃતિ, ભવ્યતા અને દિવ્યતાનું ભાન થાય છે તેથી પુસ્તકમા જુદા જુદા અવયવોની ચિત્રો સાથે રસપ્રદ સમજ આપી છે વળી આદર્શ ખોરાક કેવો હોવો જોઈએ તેની પણ વિસ્તૃત ચર્ચા કરેલી છે ગૃહકાર્ય અને વ્યવસ્થાની ઝીણામા ઝીણી બાબતનો આરોગ્ય સાથે કેમ સમય સાધવો તે સ્પષ્ટ કર્યું છે ઘરો તો મંદિર જેવાં હોવા જોઈએ ઘર સજાવનાર મિત્ર અને ઘરને મધુર બનાવનાર ગૃહિણીનાં ઉદાહરણો સુંદર છે લેખક કહે છે કે, ' કવિતા કેવળ શબ્દોની ન રચાતી હોત તો ભાતિ ભાતે ચિત્રો ખૂણે ખૂણે મૂર્તિઓ અને સ્થળે સ્થળે ઋષિ આશ્રમો અને ગુરુકુળો જેવા વૈભવો ઊભા હોત ! "

શહેરની ભૂમિ સ્વચ્છતા અને શોભાથી પવિત્ર થાય છે એની રચના એ પણ કળા, સૌંદર્ય અને ઉત્તમ સર્જનનો વિષય છે ગામડાં, નગરો અને શહેરો કેવા હોવા જોઈએ તે આદર્શ શબ્દચિત્રો અને વાસ્તવિક વર્ણનોથી દર્શાવ્યું છે કલકત્તા, કરાંચી, મહિસુર, મદ્રાસ, નૈનિતાલ અને કેટલાક પુરાતન

શહેરો આવાં આદર્શ ચિત્રો રજૂ કરે છે. પેટલાદ, અને કેટલીક પોળોના આરોગ્યોત્સવો, આનંદપુર જેવું ગામડું અને સહકારી સોસાયટીઓ તથા ઉદ્યાન નગરોમાં આ આદર્શો ફલિત થાય છે. એની સામે ઉમરેઠ, ખેડા જિલ્લાનાં કેટલાંક ગંદાં ગામડાં અને અમદાવાદની પોળો છે. અમદાવાદની પોળોની ગંદકી અને તેના સુધારાના મહાભારત પ્રયત્નનો લેખકે જીવંત ચિતાર આપ્યો છે અને રસભરી કટાક્ષમય શૈલીથી રોમાંચક બનાવ્યો છે. શહેર-સુધારના ઇતિહાસમાં એ એક અજોડ નમૂનો છે. એક સુધરતા શહેરનો ચિતાર અને ઇતિહાસ અહીં આલેખેલો છે.

સામાન્ય અને માનસિક આરોગ્ય અંગે તેઓ જણાવે છે કે, "સો વર્ષ કરતાં જેટલું ઓછું આપણે જીવીએ છીએ તેટલો રાજસત્તા અને સમાજ-વ્યવસ્થાનો દોષ છે." "શારીરિક આરોગ્ય પૂરું પાડવાનું કામ મ્યુનિસિપાલિટિઓનું છે તેમણે માનસિક અને આધ્યાત્મિક આરોગ્ય પણ પ્રજાજનોનું વધે એવા એવા પ્રયત્ન કરવા જોઈએ." "જ્યાં રોજના હજારો સ્ત્રીપુરુષો સંસારના ક્લેશકંકાસ ભૂલી શાંતિ મેળવે...દુઃખીને દિલાસો મળે તે દરેક શહેર અને ગામડામાં બહુ જ જરૂરની વસ્તુ ગણાવી જોઈએ." લેખકના એક ડૉક્ટર મિત્રની સર્વાંગી આરોગ્યવાળી દિનચર્યાનું વર્ણન પ્રેરણાત્મક છે. જીવનનો આનંદ માણવા સંબંધી એક અંગ્રેજી પુસ્તકના લેખકના અનુવાદમાંથી કેટલાક ઉતારા આપ્યા છે તે પણ માર્ગસૂચક છે.

આ પુસ્તક નાગરિક જીવનનું કેવળ સિદ્ધાંતાત્મક નહિ પણ વ્યવહારુ સૂચનાઓ આપતું પુસ્તક છે. એમાં ગત દશકાઓની પરિસ્થિતિ અને પ્રવૃત્તિનો જીવંત ઇતિહાસ નજર આગળ ઊભો થાય છે. અત્યાર સુધી કેટલી પ્રગતિ સધાઈ તેનું સરવૈયું કાઢવાનું જુવાનો માટે એથી અનુકૂળ બને છે. શાળાઓમાં આરોગ્યશાસ્ત્રનાં પાઠ્યપુસ્તક શીખવાય છે, પરંતુ આરોગ્યનાં અનેક વ્યાપક અને વિસ્તૃત અંગોની દૃષ્ટિએ આરોગ્યનો વિષય શીખવા અને વાસ્તવિક ઉદાહરણો ગ્રહણ કરવા ઊંચા વર્ગોના વિદ્યાર્થીઓ માટે આ યોગ્ય પુસ્તક છે ગૃહસ્થ, નાગરિક અને રાષ્ટ્રના અંગરૂપે આરોગ્ય સંબંધી પોતાનું કર્તવ્ય સમજવા યુવાનો અને ઊંચા વર્ગના વિદ્યાર્થીઓના હાથમાં આ પુસ્તક આપવું જોઈએ. કૉલેજના વિજ્ઞાનના વિદ્યાર્થીઓ સારુ ગુજરાતી પાઠ્યપુસ્તક એ મુકાય એ ઇચ્છવાજોગ છે.

**બ્રહ્મચર્ય અને કાયાકલ્પ:**—સ્વામી જીવનતીર્થ (જીવન યોગાશ્રમ, વડોદરા) આ પુસ્તકમાં વિદ્વાનોનાં મત અને શાસ્ત્ર તથા અનેક

ઋષિમુનિઓના વચનો ટાંકી બ્રહ્મચર્યના બળ અને માહાત્મ્ય સમજાવ્યાં છે બ્રહ્મચર્યની શાસ્ત્રોક્ત વ્યાખ્યા આપી છે બ્રહ્મચર્ય એટલે ઈશ્વર ચિંતન, શાસ્ત્રાધ્યયન અને વીર્યરક્ષણ ઉન્નતિનું ધ્યેય અને જ્ઞાનવૃદ્ધિનો મનન પ્રયત્ન પ્રભુભક્તિનું પહેલું પગથિયું બ્રહ્મચર્ય છે સ્વામી વિવેકાનંદના શબ્દોમા જ જેનાથી બ્રહ્મચર્યનું પૂરેપૂરું પાલન થઈ શકતું હોય તે જ સાચું શિક્ષણ છે " "આપણને સંસારમાં મોટામાં મોટો રોગ દેખાતો હોય તો તે ભોગનો જ રોગ છે." ભોગ અને મૈથુનથી થતા અનિષ્ટ પરિણામોના દેશવિદેશમાથી દૃષ્ટાંતો આપ્યા છે બ્રહ્મચર્યજીવનના નિયમો અને ઉચ્ચ વિચાર તથા આદર્શોના ૧૦૦ ઉપદેશ આ ચોપડીમાં આપ્યા છે "સાચું કાયાકલ્પ વીર્યદોષોનો નાશ કરવાથી જ થાય છે બ્રહ્મચર્યનું પાલન અને સૂર્યનમસ્કાર કરે તો તે માણસ કાયાકલ્પ કરી શકે છે"

સૂર્યનમસ્કાર અને મનુષ્યજીવન [ શ્રી જીવનબંધુ શ્રીમાળી, શ્રી ભુવનશક્તિ આશ્રમ સલુણ, નવચેતન સાહિત્ય મંદિર અમદાવાદ ] આ પુસ્તકમા સૂર્યનમસ્કાર વ્યાયામની પદ્ધતિસર સમજ આપી છે અને અનુભવસિદ્ધ ઉદાહરણો સાથે એના લાભ સમજાવ્યા છે સૂર્યનમસ્કારની બાર અવસ્થાઓ છે જેમાં યોગના આસનો સમાઈ જાય છે એક મિનિટમાં ત્રણ "નમસ્કાર" થઈ શકે છે અને દરેક નમસ્કાર દરમિયાન ત્રણ પ્રાણાયામ થાય છે નમસ્કારની અવસ્થાઓ સાથે અમુક ઉત્તમ ઉચ્ચ વિચાર અને સંકલ્પ કરવાના છે જેથી એ માનસિક ક્રિયા પણ બની જાય છે દરેક અવસ્થાના ચિત્રો હોવા જોઈએ એમ પુસ્તિકા પરથી જણાય છે પરંતુ દુર્ભાગ્યે પુસ્તિકામા એકે ચિત્ર આપ્યું નથી. બાર અવસ્થા જોડે બાર આસનો અને શરીરના બાર અંગો જોડી અંગો ઉપર થતી અસર સમજાવી છે વળી બાર અવસ્થા જોડે બાર મહિના, બાર રાશિ અને બાર સૂર્ય (એટલે સૂર્યના ગુણદર્શક નામ) આપ્યા છે અને ઋતુઓના ગુણ અને તેને યોગ્ય આહાર દર્શાવ્યા છે વૈદક અને વિજ્ઞાનની દૃષ્ટિએ સૂર્ય-કિરણો ઘણાં આરોગ્યવર્ધક છે એ સમજાવ્યું છે, છતાં સૂર્યનમસ્કાર વખતે સૂર્યના કિરણો પચાવવા ઉપર ભાર મૂકેલો જણાતો નથી એ આશ્ચર્ય છે વ્યાયામ પછી શવાસન કરી રટવાના મંત્રમા ઊંચી ભાવના છે "નમાઝ અને નમસ્કાર બન્ને એક જ જાતનો શારીરિક તથા આત્મોન્નતિનો વ્યાયામ છે" એમ સમજાવવા લેખકે પ્રયત્ન કર્યો છે

પ્રચારકના ઉત્સાહ સાથે જનશિક્ષકના ડહાપણથી આવાં પુસ્તક લખાય તો વિશેષ લાભ થાય

ઉગ્ર રોગોમાં નિસર્ગોપચારઃ [ રમણલાલ એન્જિનિયર, ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ ] શરીરની રચના જ એવા પ્રકારની છે કે તેમાં કંઈ વિકાર થાય તેનો સામનો કરવા અને વિકારને દૂર કરવા આખું તંત્ર પ્રયત્નશીલ બની જાય છે. આ પ્રયત્નને સહાયક બને એવા સંજોગ અને સાધનોનો ઉપયોગ કરવામાં આવે તેને ઉપચાર કહે છે. ગૂમડું આપમેળે પણ ફૂટે છે; તેને ફોડીને શરીરની ક્રિયાને મદદ કરવામાં આવે તો તેમાં કંઈ જ અનૈસર્ગિકતા નથી. તેમજ શરીરના રોગ ટાળવાના પ્રયત્નમાં તેને તુલસી કે સિંકોના, સોડા બાયકાર્બ કે બીજા કોઈ દ્રવ્ય વડે, વરાળ કે વીજળી વડે સહાય કરવામાં આવે તો એ અનૈસર્ગિક નથી. રોગના કારણ વિશેનાં દૃષ્ટિબિંદુ તે માટે નિયત કરેલા ઉપચારોની ભિન્નતા અને ઉપચારનાં પાછળથી સારાં કે માઠાં પરિણામ અંગે મતભેદ અને વિરોધ ઉત્પન્ન થાય છે. આવા મતભેદ નિષ્ણાતો માટે છે; સામાન્ય દર્દીને તો સાજા થવા સાથે જ વાત છે. એથી સામાન્ય વાચક વર્ગ દરેક જાતની વૈદ્યકીય પદ્ધતિ તરફ આકર્ષાય છે, અને જુદી જુદી પદ્ધતિનાં પ્રકાશનો પણ સારા પ્રમાણમાં થાય છે. નિસર્ગોપચાર નામક પદ્ધતિ વડે ઉગ્ર રોગ કેમ મટી શકે તે આ પુસ્તકમાં લેખકે અનેક દલીલ અને ઉદાહરણ સાથે સમજાવ્યુ છે. વિષયને વિવિધ દૃષ્ટિએ રજૂ કરવાની સચોટ રીતથી વાક્પ્રવાહમાં વાચક ખેંચાય છે, અને લેખકની અનુભવસિદ્ધ સ્પષ્ટ સમજ અને આગ્રહથી નિસર્ગોપચારની વાત વાચકને ગળે ઊતરી જાય છે બે પદ્ધતિઓનો તફાવત સમજાવતા લેખક કહે છે કે "એલોપેથી (ઔષધવાદ)નું દૃષ્ટિબિંદુ એ છે કે ચેપી રોગોનું મુખ્ય કારણ રોગજંતુઓ એ હોય છે એટલે રોગજંતુઓના નાશમાં જ એ રોગનો નિકાલ જુએ છે. એલોપેથી બીજ ઉપર અતિશય ભાર મૂકી ક્ષેત્રની સદંતર ઉપેક્ષા કરે છે. એમનાથી ઉલટી રીતે નિસર્ગોપચારકો અને હોમિયોપેથો બીજની ઉપેક્ષા કરી ક્ષેત્ર ઉપર વધુ ભાર મૂકે છે." "જંતુઓ તો શરીરની ગંદકી ઉપર ગુજરાન ચલાવનાર જીવો છે ..... નિસર્ગોપચારનું શિક્ષણ એવું છે કે જે હજારો રોગો જોવામાં આવે છે તેના મૂળમાં થોડાક જ શારીરિક કારણો રહેલાં છે...નિસર્ગોપચારના મત મુજબ સૌ રોગો અશક્તિ, અશુદ્ધિ અને અતંત્રતા આ ત્રણ શારીરિક કારણોમાંથી ઉદ્ભવે છે. એટલા માટે સાચી સારવાર આ ત્રણ કારણોને દૂર કરવામાં છે."

ઉપચારોમાં આરામ, માનસિક શાંતિ, ઉપવાસ, લીંબુ અને ફળના રસ, સામાન્ય સ્વચ્છતા, શુદ્ધ હવા, જલોપચાર, વર્ણોપચાર, "મસાજ" અને

હોમિયોપેથિક કે નિર્વિષ વનૌષધિ સામાન્ય છે. આ પુસ્તકમાં, માથાનો દુખાવો, શરદી, ઇન્ફ્લુએન્ઝા, ન્યુમોનિયા, કોલેરા, મેલેરિયા, ઓરિયા, અને એપેન્ડિસાઇટિસ માટે વિભાગ વાર ઉપર કહેલા ઉપચારોની વિસ્તૃત ચર્ચા કરી છે.

ઉગ્ર રોગોમાં નિસર્ગોપચાર આપમેળે કરી લેવાના નથી, પરંતુ પદ્ધતિસર અને નિષ્ણાતને હાથે કે તેની દેખરેખ તળે કરવા જોઈએ. સામાન્ય માણસને ગમે તે પદ્ધતિ કે ઉપચારનો પક્ષપાત હોય છતાં જોખમ ખેડવા તો સિદ્ધહસ્ત અનુભવી કે પ્રયોગકાર જ તૈયાર હોય. અમુક પદ્ધતિ વધારે સાચી કે વાજબી છે એવી પુસ્તકિયા સાબિતીથી કોઇએ જીવનું જોખમ ખેડવા તૈયાર થવું ન જોઈએ સાદા અનારોગ્યમા ગમે તે ઉપચારપદ્ધતિની અંગત રીતે અજમાયશ કરી શકાય, પરંતુ ઉગ્ર અને હઠીલા રોગ એ નિષ્ણાતો અને ધંધાદારી ઉપચારકોનો વિષય છે આપણા દેશમાં આયુર્વેદિક, યુનાની, એલોપેથિક, હોમિયોપેથિક, નિસર્ગોપચાર વગેરે પદ્ધતિઓ વચ્ચે આમવર્ગ ઝોલા ખાય છે. રસોઈની પરીક્ષા જમવાથી જ થઈ શકે એ ન્યાયે પોતાની પદ્ધતિથી રોગ મટાડવામાં વધારેમાં વધારે સિદ્ધિ મેળવીને તે પદ્ધતિની ઉત્તમતા સિદ્ધ કરી શકાય. તેથી નિષ્ણાતો, અનુભવીઓ અને જેમને તક મળી શકે તેઓ પોતાની પદ્ધતિનાં વ્યાવહારિક પરિણામો દર્શાવે એ જ યોગ્ય છે.

ઉપવાસ અને ફળના રસ સાથે ઉગ્ર રોગોમાં નિસર્ગોપચારની પદ્ધતિમા જલોપચારને મુખ્ય સ્થાન અપાય છે જ્યારે ઔષધોપચારને ગૌણ સ્થાન અપાય છે. આ પુસ્તકમાં જલોપચારની પાંચ પદ્ધતિ કહી છે : (૧) પ્રિસનિટ્ઝની (૨) કુહનેની (૩) સ્પેનિશ, (૪) ફાધર કનાઈપની અને (૫) દૂધના પેક. આમાની ૪ થી પદ્ધતિનું પુસ્તક આ વરસે અવલોકન માટે મળ્યું છે

સાગે જલોપચાર [ સેબેસ્ટીઅન કનાઇપ, અનુવાદઃ કાન્તિલાલ શાહ, ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ ] જર્મનીના એક નિષ્કામ ધર્માચાર્યે પોતાની સાદગીમાં અને પોતાની જાત ઉપર જલોપચાર કર્યા હતા, તેમજ અસંખ્ય દર્દીઓની સેવા કરતા જલોપચારના અનુભવસિદ્ધ અનેક પ્રયોગો કર્યા હતા તેનો નિચોડ પુસ્તકરૂપમાં તેમણે આપ્યો છે તે પુસ્તકનો આ ગુજરાતી ભાવાનુવાદ છે અનુવાદની ભાષા પ્રસ્કારી અને પ્રવાહી છે ફાધર કનાઈપનો ઉદ્દેશ કોઈ પણ અસ્તિત્વ ધરાવતી વૈદકીય પદ્ધતિને વખોડવાનો

કે તેના પર પ્રહાર કરવાનો નથી. આ ઉપાધિ વગરના પ્રયોગકારના અનુભવોને ધંધાદારીઓ અપનાવી લે એવી લેખકની ઇચ્છા છે. " બળવાન પેઢીઓ કે બળવાન કુટુંબો ઠંડા પાણી સાથે હમેશાં દોસ્તી ધરાવતાં આવ્યાં છે. નબળાઈ, નાજુકાઈ અને રોગથી ભરેલા આ સુધારાના જમાનામાં ઠંડા પાણીના ઉપયોગનો સનાતન રિવાજ જીવનમાં પુનઃ પ્રતિષ્ઠિત કરવાનો સમય આવી ગયો છે "

તંદુરસ્તી જાળવવા તથા વધારવા, શરીરને ખડતલ બનાવવા અને અંગોને સુદૃઢ કરવા ભીના ઘાસ કે પથ્થર અને પાણીમાં ચાલવાની ક્રિયાઓનું નિરૂપણ કર્યું છે જુદાં જુદાં અંગોનાં સ્નાન, અર્ધકટિસ્નાન, પૂર્ણ સ્નાન, પ્રક્ષાલન, ફુવારા-સ્નાન, વરાળ-સ્નાન, વગેરે સાદી અને જાણીતી ક્રિયાઓ છે. પરંતુ તે દરેકના સમય અને ઉષ્મામાન વગેરે મર્યાદા નક્કી કરી તથા સાવચેતી આપી તેઓને શાસ્ત્રીય બનાવી છે. જુદા જુદા પ્રયોગોને સુસ્પષ્ટ કરતાં ૪૦ જેટલાં ચિત્રો પુસ્તકમાં આપ્યાં છે. લેખક કહે છે કે " હું તો કોઈ પણ જાતના જલદ અને ઉગ્ર ઉપચારોની વિરુદ્ધ છું. શું પાણીના ઉપયોગ વિશે કે શું ઔષધના ઉપયોગ વિશે, મારું મંતવ્ય તો એક જ છે કે જેમ આવા ઉપાયોની ઉગ્રતા ઓછી તેમ એ વધારે સારું. મારા માલુમ કે એના નબળા શરીરની સાથે હળવે હાથે કામ કરીને જ હું કુદરતના કાર્યમાં મદદ કરું છું. અરે હળવા ઉપચારો પણ એક વખત તેનું કાર્ય સિદ્ધ થઈ ગયું...એટલે બંધ કરી દઉં છું " " સૌથી હળવા પ્રયોગો સૌથી ઉત્તમ. " ઘણાખરા સ્નાનો એકથી વધારેમાં વધારે ત્રણ મિનિટના છે. શરીરને જાણે આઘાત આપી સચેત કરી દેવા કે શરીરમાં પ્રતિક્રિયા જાગ્રત કરવા પૂરતાં જ સ્નાન હોય. જળપાન એમણે કેવળ આરોગ્યની દૃષ્ટિએ સમજાવ્યું છે " જ્યારે જ્યારે તરસ લાગે ત્યારે પાણી પીઓ અને તરસ છીપે તેટલું પીઓ. એકી સાથે વધારે પડતું પાણી પીઓ નહિ. પાચન-અવયવોની મોટા ભાગની ફરિયાદ પાણી પીવાના સામાન્ય નિયમોના ભંગને આભારી છે. " પાચક રસ અને પાચનક્રિયાને મદદ થાય એવી રીતે જલપાન કરવાનું છે.

આખા શરીરનું અને જુદાં જુદાં અંગોનું પ્રક્ષાલન અને ફુવારા-સ્નાન જુદાંજુદાં પ્રકરણોમાં વર્ણવ્યાં છે, તે ઘણાં હળવાં અને સરળ છે. વરાળ-સ્નાન આખા શરીરનું નહિ બલ્કે મસ્તક, પગ કે જુદા જુદા અંગનું અને બહુ હળવા રૂપમાં લેવાની લેખકની પદ્ધતિ છે. દરેકમાં કેટલીક સાવચેતી

ઘણી આવશ્યક છે અગો માટેના ભીના પાટા, ટૂકા પેક, ભીનો ઝભ્ભો અને ભીની ચાદરના પ્રયોગ બિન–અનુભવીએ ખામ કાળજીથી કે નિષ્ણાત ની મદદથી કરવા જેવા લાગે છે અમુક રોગ ઉપર કયા ઉપચાર કરવા, કયા પ્રયોગ સાથે સાથે વાપરવા તે તથા તેઓનો સમય નિર્ણીત કરવાનો હોય છે અને તે માટે નિષ્ણાતની જરૂર છે બીમાર અને નબળા માણસ માટે નિષ્ણાતની સલાહ અને સહાય લઈને જ ક્રિયા કરવી એ સહીસલામતી–ભરેલુ છે નિસર્ગોપચાર એટલે આપમેળે કરી લેવાનો ઉપાય એમ સમજવામા આવે તો ઊલટવૈદુ થવાનો સભવ છે

"શ્લેષ્મ," "યકૃત" જેવા શબ્દો સાથે "સ્ટ્રોક" લાગવો, વગેરે શબ્દપ્રયોગ ગુજરાતી અનુવાદમા જોવામા આવે છે વળી કેટલીક ઓષધિનાં નામો અગ્રેજી અક્ષરમા જ છાપ્યા છે પુસ્તક વાચનાર સસ્કૃત અને અગ્રેજીથી પરિચિત છે એમ માની લેવુ અનુવાદક માટે ઠીક નથી ગરમ પાણીમાં નાખવાની કેટલીક વનસ્પતિના મૂળ નામ ( હે ફ્લાવર આઇબ્રાઇટ, વગેરે) આપ્યાં છે, એને સ્થાને એવા જ ગુણવાળી કઇ કઇ વનૌષધિ આપણે વાપરી શકીએ તે અનુવાદકે અનુભવ પરથી કહ્યુ હોત તો ઉપયોગી થાત અગ્રેજી પુસ્તકમા લેખકે જુદી જુદી ઓષધિ અને તેના ઉપયોગ વિસ્તારથી આપેલા છે તેને મળતુ ગુજરાતી અનુવાદમા કઈ નથી વળી અગ્રેજી પુસ્તકમાં જુદા જુદા રોગોના શીર્ષક નીચે તેઓના ઉપચાર આપ્યા છે, તેવી વ્યવસ્થા પણ ગુજરાતી અનુવાદમા નથી એટલા પ્રમાણમા અનુવાદની ઉપયોગિતા ઓછી ગણાય

આરોગ્ય સાધના, લે ડુંગરશી ધ સપટ (સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ, મુબઇ) ઓછુ ભણેલા પ્રૌઢ વર્ગ માટેની સાહિત્ય શ્રેણીનું ૧૪૦ પૃષ્ઠનુ આ પુસ્તક ૧૦ વિભાગમા વહેચી નાખેલુ છે આરોગ્ય, આપણુ શરીર, હિંદનુ આરોગ્ય, અને આરોગનુ મૂળ ગરીબાઈ, એ પહેલા ચાર વિભાગ પુસ્તકના વિષયની સામાન્ય ભૂમિકાનુ દિગ્દર્શન કરાવે છે છેલ્લા ૭ વિભાગ આરોગ્યના વિશિષ્ટ વિષયને સ્પર્શે છે પ્રથમ આરોગ્ય અને અનારોગ્યના મૂળભૂત સિદ્ધાત ચર્ચ્યા છે, પછી શરીરરચના અને તેની ક્રિયાઓનો ઉલ્લેખ કર્યો છે જો કે એમાં કેટલીક અસ્પષ્ટતા અને અક્રમપણુ જણાય છે હિંદમાં ધનિક, મધ્યમ વર્ગ અને ગરીબ સૌ અનારોગ્યના ભોગ બનેલા છે એના સામાન્ય અને રાષ્ટ્રીય કારણો અને એ સ્થિતિનો ચીતાર આપ્યો છે ગામોમાં ઓછુ ઉત્પાદન પરદેશી અમલ

અને સૌથી વિશેષ ગરીબાઈને રજૂ કરવામાં આવ્યાં છે "મહેનતુ માણસો પોતાની પેદાશના આઠ ટકા જેટલો ભાગ ખોરાકી માટે ખર્ચે છે, છતાં એમને પૂરતું પોષણ મળી શકતું નથી." અનેક આંકડા આપી આ સ્થિતિને સુસ્પષ્ટ કરી છે. આ પુસ્તકની બીજી આવૃત્તિ છપાય ત્યાં સુધીમા હિંદની રાજકીય અને રાષ્ટ્રીય સ્થિતિમા ઘણું પરિવર્તન થઈ જશે, તેથી અનારોગ્યના કારણોની છણાવટ વધારે મચોટ રીતે કરવી પડશે

ખોરાક વિશેના એ વિભાગમા ખોરાકના પોષકતત્વો, જુદા જુદા પ્રકારના ખાદ્યોનાં ગુણદોષ, 'યુક્તાહાર'ના અઠવાડિયાનો કોઠો, (પરિશિષ્ટમા) ખોરાકમા રહેલાં તત્ત્વોનું પૃથક્કરણ, તથા ખોરાક લેવા સંબધીની સૂચનાઓ ઘણી ઉપયોગી છે વસ્ત્રોના વિભાગમાં વસ્ત્રો અને શરીરના અવયવોની સંભાળ તથા ઘરની સ્વચ્છતાના નિયમો, તેમજ બાળ યુવાન અને વૃદ્ધો માટે આરોગ્યના નિયમ, વ્યાયામ, રમતગમત અને તાલીમ વિશેની સમજ આપી છે તે મનનીય છે "જે મનુષ્ય મહેનત-મજૂરીના સૌન્દર્યને સમજતો નથી તે પોતાના શરીરનો મોટામા મોટો શત્રુ છે શરીરને આરામ, સુખ-વિલાસ, ભોગ, મોજમજાહ આપવા એ આત્મઘાતી પગલું છે રોગો અને મરણ એના પરિણામો છે કઠોર, મહેનતુ, વ્યાયામપ્રિય જિંદગીની કિંમત સામાન્ય જનતા સમજતી નથી, પરિણામે સુસ્ત આળસુ, નાજુક અને નબળા યુવકો આપણે જ્યાં ત્યાં જોઈએ છીએ......આપણો ઉદ્ધાર આપણે જ કરવો જોઈએ બીજાઓ પરની જૂઠી આશા આપણે રાખવી જોઈએ નહિ." લેખકનું આ કહેવું ખાસ લક્ષમા લેવા જેવું છે

છેલ્લા વિભાગમાં જીવનશક્તિ ઘડનાર મનુષ્યના લક્ષણ આપી છેવટે નિસર્ગોપચારના મુખ્ય અંગો સમજાવ્યા છે. આ પુસ્તક સામાન્ય વાચકને અનેક રીતે ઉપકારક છે

**ગુજરાતના પંચમહાલ જિલ્લાના ભીલો :** પાંડુરંગ ગો. વણીકર (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી) ગુ વ. સોસાયટીની ઉચ્ચ અભ્યાસ અને સંશોધન યોજના અનુસાર સમાજશાસ્ત્ર (Sociology) વિભાગમા ગુજરાતની ભિન્ન ભિન્ન જાતિઓ ઉપર નિબંધને અન્વયે આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. સાહિત્યદૃષ્ટિએ આ પુસ્તકની સમાલોચના થઈ ચૂકી છે, કેવળ માનવવિદ્યા અને નૃકુળવિદ્યાની દૃષ્ટિએ જ એને અહીં તપાસીશું હિંદુસ્તાનના આદિવાસીઓમાંની ભીલ એક કોમ છે. પંચમહાલ જિલ્લાના ખાસ દાહોદ અને ઝાલોદ તાલુકામાં સવા લાખ જેટલી સખ્યામા વસે છે તેઓમાં ભીલ

સેવામંડળ સુધારાનું કાર્ય કરે છે, એ મંડળના સભ્ય તરીકે લેખકના ભીલો સાથેના ગાઢ પરિચયનું આ પુસ્તક ફળ છે. આ પુસ્તકના "પ્રાસ્તાવિક"માં ભીલોનાં રૂપ, ગુણ, સ્વભાવ, પહેરવેશ, શણગાર, ખોરાક, ભાષા, ઉદ્યોગ, ઘર, ખેતર, ધર્મ, વહેમો, રહેણીકરણી, જન્મમરણ અને લગ્નાદિ વિધિ, તહેવારો, ઉત્સવો, વગેરે અનેક વિષય ઉપર માહિની આપેલી છે. આ માહિતી અને પુસ્તકમાં આપેલાં કેટલાંક ચિત્રો ભીલોની સ્થિતિ આબેહૂબ રજૂ કરે છે. "ગોહી" અથવા હરણ કરવાની કે ગાંધર્વ વિવાહનો પ્રથા, "ગોહરી" પડવાની રીત, તેમજ ખેતરો પર છૂટાં ઘર બાંધીને રહેવાની અને બીજી ભિન્નતા અને વિશેષતાઓ ખાસ ધ્યાન ખેંચે છે અને તેમનો જીવનવ્યવહાર જીવંત સ્વરૂપમાં રજૂ કરે છે. જેમને ભીલોનો થોડો પણ પરિચય કરવા માટે પ્રસંગ પડે તેમને ભીલોનાં જીવન, માનસ અને સંસ્કૃતિ સમજવા સારું આ પુસ્તક માર્ગદર્શક થઈ પડશે. પુસ્તકના પાછલા ભાગમાં ભીલોની કહેવતો, કાયટાંની ભણતરી, અને જુદા જુદા પ્રસંગનાં ગીતો આપ્યાં છે, તે ભીલોની જીવંત ભાષા, માન્યતા, રસિકતા અને સંસ્કારનું ભાન કરાવે છે. કેટલાક "મંડળો"માં તેઓનાં ઐતિહાસિક પ્રસંગો વર્ણવેલા જણાય છે. આ પ્રસંગો સંબંધી વિશેષ જાણવાની જિજ્ઞાસા વાચકને સહેજે થાય છે. કેટલાંક ગીતો ભીલોએ અપનાવી લીધેલાં લાગે છે અને કેટલાંક એમને માટે રચવામાં આવ્યાં છે; એમનું મૌલિક સાહિત્ય - જુદું પાડીને જોવામાં આવે તો ખાસ અભ્યાસને યોગ્ય બને. આ ગીતસાહિત્ય એકઠું કરવામાં લેખકે ઘણો શ્રમ લીધો છે, વળી ભીલ શબ્દોના અર્થ આપીને વાચકનું કાર્ય સરળ બનાવ્યું છે.

પ્રાસ્તાવિકમાંના વિષયોને માનવવિદ્યા અને નૃકુળવિદ્યા (એન્થ્રોપોલોજી અને એથ્નોલોજી)ને શાસ્ત્રીય રીતે વિકસાવીને અને તેમના ઇતિહાસ તથા ક્રમ સહ વિકાસ અનુસાર ખીલવીને આપવામાં આવે તો આ પુસ્તક વિશેષ ઉપયોગી અને પ્રમાણભૂત ગ્રંથ બની શકે. એક જીવંત આદિ જાતિનું સામાજિક અને માનસિક જીવન તથા સાહિત્ય અને સંસ્કૃતિ આ પુસ્તકદ્વારા જોવા મળે છે. વધતા જતા વેગથી આ કોમના જીવનમાં પરિવર્તન થતું જાય છે, તેથી એમનાં સાહિત્ય અને સંસ્કૃતિની નોંધ બને તેટલી મૂળ સ્વરૂપમાં સાચવી રાખવા જલદી અને પૂરતો પ્રયત્ન થવો ઘટે છે. ભીલો અંગે શાસ્ત્રીય અભ્યાસ માટે વિશાળ ક્ષેત્ર છે. પોતાના આગળ વધતા અભ્યાસ, અનુભવ અને સંશોધનથી લેખક આ પુસ્તકને વિશાળ અને ઊંડું બનાવશે એવી આશા રાખીશું.

ધરતીનાં 'બાળમેળો—ઇન્દુપ્રસાદ' ભટ્ટ અને મણિલાલ 'ઠાકર, (નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ). મેરી બેયનના અંગ્રેજી પુસ્તકને આધારે લખાયેલા આ બાળપુસ્તકમાં દુનિયાના જુદા જુદા નવ દેશોનો બાળ-દૃષ્ટિએ પરિચય થાય છે. આમાં તે દેશોની ભૂગોળ નથી પણ તે તે દેશનાં બાળકો પોતાનાં દેશનાં જીવંત વાતાવરણમાં પોતાની જીવનકથા રજૂ કરે છે. તેઓ "પોતાના દેશમાં રમતાં ખેલતાં રજૂ થાય છે." તેમના દેશનાં આબોહવા, ઋતુ ઋતુનાં જીવન, પહેરવેશ, રીતભાત, તહેવાર, ગૃહ અને સમાજજીવન, ઉપજ, ઉદ્યમ વગેરે તેમનાં બાળમુખે સાંભળવા મળે છે. પુસ્તકમાંનાં અને પૂઠાં પરના ચિત્રો પુસ્તકને વિશેષ આકર્ષક અને વાસ્તવિક બનાવે છે. ચીના દરિયામાંના પાપુઆ બેટનું તેમજ બરફવાળા લેપલેંડનું બાળક અને રણમાં મુસાફરી કરતો અરબ છોકરો, અમેરિકામાં ઘઉંના ખેતરો પર ઊછરતી બાળા, ઓસ્ટ્રેલિયાના ઘેટાંઓમાં ઊછરતો ભરવાડનો છોકરો અને હોલેંડની નહેરો પર ફળફૂલ વચ્ચે રમતાં બાળકો, સ્વિટ્ઝ-લેંડમાંના પોતાના પહાડી ઘરનું સ્મરણ કરતો લંડનની હોટેલમાં કામ કરનાર, ચીનના એક ગૃહસ્થનું કુટુંબ અને હિંદનાં કુંભારનાં બાળકો, એ બધાં એક પછી એક એમ એક સાથે આ પુસ્તકમાં આપણને મળે છે અને તેમની મુલાકાતનો આનંદ હૃદય ઉપર મૂકતા જાય છે.

બાલવિજ્ઞાન વાચનમાળા ધોરણ પાંચમું—ન. મૂ. શાહ અને ડા. શ્રી. ઠાકોર (બાલગોવિંદ કુબેરદાસની, કંપની, અમદાવાદ). વર્ધા શિક્ષણ યોજનામાં ધોરણવાર નક્કી કરેલા અભ્યાસક્રમ અનુસાર લેખકોએ વિજ્ઞાન વિષયની પુસ્તકમાળા લખી છે. કેળવણી ખાતાએ સ્વીકારેલા અભ્યાસક્રમમાં પાડેલા વિભાગો અને વિષયો અનુસાર પાઠ્યમાં યોગ્ય માટે આ પુસ્તક લખાયું છે. જીવનમાં જરૂરના, ઉપયોગી અને આપણી સૃષ્ટિમાંના જાણવા જેવા વિષયો આ અભ્યાસક્રમમાં દાખલ કરેલા છે તે સાથે એ વિષયોની બાળગમ્ય અને યોગ્ય રજૂઆત કરવી એ એટલું જ અગત્યનું છે. પ્રખ્યાત વિજ્ઞાનીઓનાં જીવનચરિત્ર અને શોધો જાણવાનો હેતુ ગેલીલિયો તથા સર સી. વી. રામનના જીવન પ્રસંગો ઉત્તમ રીતે ફલિત કરે છે. એ જીવનવૃત્તાં-તોમાં ભૌતિક વિષયના ઘણાક મુદ્દાઓ પણ આવી જાય છે ખગોળ અંગે સૂર્યમંડળ, ચંદ્ર, ધૂમકેતુ અને પૃથ્વીનું પરિભ્રમણ, વળી હવાના ભૌતિકગુણો પાણીમાં થતાં દ્રાવણ અને સ્ફટિક સંબંધી પાઠ આપેલા છે. આરોગ્યદૃષ્ટિએ હવા, પાણી અને આહાર સાથે પાચનતંત્ર અને પાચનક્રિયા સમજાવ્યાં છે. જીવવિદ્યામાં બીજ, ફળ, અને વૃદ્ધિની રીતો, કલમ કરવાનું વ્યાવહારિક જ્ઞાન,

અને ઝેરી સાપ તથા હડકાયા કૂતરા સમ્બંધીની માહિતી આપી છે એવા આઠ વિષયો ઉપર ૨૭ પાઠ છે અને ૬૩ જેટલા ચિત્રો આપ્યા છે, જેમાંનાં ઘણા ચિત્રો આકર્ષક અને સૂચક છે બધા પાઠ સંવાદ અથવા વાર્તાલાપની ઢબે લખેલા છે, જો કે એ શૈલી બધા પાઠમાં એકસરખી રસિક અને જીવંત રહેતી નથી દરેક પાઠને અંતે પાઠમાના મુખ્ય મુદ્દા તારવીને સારાંશરૂપે આપ્યા છે તે વિદ્યાર્થીને મદદરૂપ થઇ પડશે.

વોલ્ટાની બેટરીમાંના પરપોટા સમ ધે, એવા ક્યાક ક્યાક દોષ નજરે ચડે છે. આ પુસ્તકમાળાના પાઠોમાં ભૌતિક અને રસાયણ વિષયો માટે વિદ્યાપીઠ સમિતિએ યોજેલા પારિભાષિક શબ્દ વાપરવાનો આગ્રહ રાખવામા આવે તો તે ગુજરાતીમા વૈજ્ઞાનિક શબ્દોની એકવાક્યતા સાધવામાં સહાયક થઇ પડશે એકંદરે આ પુસ્તક ભાગવિજ્ઞાન માટે એક સફળ પ્રયત્ન છે

મળેલા દરેક પુસ્તકની સમીક્ષા કરી તે બધા પર હવે છેવટની સમગ્ર દૃષ્ટિ નાખીએ ખેડુત જમીનને યોગ્ય શાસ્ત્રીય ખાતરોથી રસાળ બનાવી તેમાથી અન્ન અને રૂનું ઉત્પન્ન કરે છે, રૂ પીંજી, કાતી કાપડ બનાવવામા આવે છે, અને સીવણ ગૂંથણ ભરતથી વસ્ત્ર સરજાય છે પોષક આહારથી શરીર, પ્રજા અને રાષ્ટ્ર સજાય છે ગૃહિણી ગૃહકુશળતા વડે યોગ્ય સ્વાદિષ્ટ ભોજન સર્જે છે અને ગૃહજીવનના અનેક અંગોને વિકસાવે છે. બ્રહ્મચર્ય અને યોગ્ય રહેણીકરણી, વ્યાયામ, રોગ નિવારણ અને સ્વચ્છતાથી નીરોગી અને સુદૃઢ શરીર સમાજ અને રાષ્ટ્ર ઘડાય છે જ્ઞાનવૃદ્ધિ અને સૃષ્ટિ અવલોકનથી, નભોમંડળ અને માનવકુળો જેવા છે તેવા જોવા અને જાણવાથી માનસિક વિકાસ થાય છે અને વિચાર તથા આનંદ સધાય છે એમ અનેક દિશામા સર્જન અને વિકાસ સધાવતા પુસ્તકોનું અવલોકન કરવા મળ્યુ છે એ પુસ્તકો મોકલી આપનાર લેખકો તથા પ્રકાશકોનો અને એ પ્રસંગ પ્રાપ્ત કરાવનાર "ગુજરાત સાહિત્ય સભા"નો આભાર માનું છુ

# સમીક્ષિત ગ્રંથોની યાદી

## કવિતા

પુસ્તક — કર્તા-પ્રકાશક — નોંધનું પૃષ્ઠ

૧ હંસાકુલી : કેશવરામ શાસ્ત્રી : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ (૪)
૨ મીરાં અને નરસિંહ : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ (૫)
૩ રૂબાઈયાત ને બીજાં કાવ્યો : હરગોવિંદ ત્રિવેદી : આર. આર. શેઠની કં. મુંબઈ (૬)
૪ શરદિની : કેશવ હ. શેઠ : અડાયતા મુદ્રણકલા મંદિર, અમદાવાદ (૭)
૫ ગુરુ ગોવિંદસિંહ : ગોવિંદ હ. પટેલ : પદ્મજા પ્રકાશન, વડોદરા (૮)
૬ ગીતાગીતમંજરી : જુગતરામ દવે : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ (૯)
૭ જપમાળા : પૂજાલાલ : શ્રી. અરવિંદાશ્રમ, પોંડિચેરી (૧૦)
૮ ઊર્મિમાળા : ,, : ,, ,, (૧૦)
૯ ગીતિકા : ,, : ,, ,, (૧૦)
૧૦ શ્રી ગંગાચરણે : શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ (૧૧)
૧૧ તુજ ચરણે : ,, ,, ,, ,, ,,
૧૨ હૃદયપોકાર : ,, ,, ,, ,, ,,
૧૩ મનને : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ (૧૨)
૧૪ જીવન પગલે : ,, ,, ,, ,, ,,
૧૫ ગીતગુચ્છ : જયંતીલાલ મં. ઓઝા : શ્રી. રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ (૧૩)
૧૬ અભિલાષ : સ્વ. શ્રીમતી : રામકૃષ્ણ સેવા સમિતિ અમદાવાદ (૧૩)
૧૭ કાવ્યાંગના : જટિલરાય વ્યાસ : પોરબંદર. (૧૩)
૧૮ ગુંજિયો : લોકપ્રકાશન ગૃહ, મુંબઈ (૧૪)
૧૯ હૃદય પાંખડી. 'રસજ્ઞ' : સાવલી (૧૫)
૨૦ શ્રીમંતોનો સેડો : ઈશ્વર ધોળકિયા સ. સા. વ. કાર્યાલય, અમદાવાદ (૧૫)
૨૧ અશ્રુમતી : ડૉ. એમ. ઓ. સુરૈયા; જોગેશ્વરી, મુંબઈ (૧૫)
૨૨ ગોવિંદદામોદર સ્તોત્ર : શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ (૧૫)
૨૩ સ્તોત્રસંગ્રહ : ,, ,, ,, (૧૫)

| પુસ્તક | કર્તા-પ્રકાશક | નોંધનું પૃષ્ઠ |
|---|---|---|

૨૪ મુમુક્ષુઓની જ્ઞાનગંગા : લાલજી વી જાની " : જામદણ (૧૬)
૨૫ રવીન્દ્રવીણા . ઝવેરચંદ મેઘાણી : ભારતીય સાહિત્ય સંઘ અમદાવાદ(૧૬)

નાટક

૨૬ ધરા ગુર્જરી : ચંદ્રવદન મહેતા : આર. આર. શેઠની કું. મુંબઈ (૧૭)
૨૭ વેનિસનો વેપારી: હંસા મહેતા : એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ (૧૮)

નવલિકા

૨૮ ઉન્નયન : 'સુંદરમ્' : આર. આર. શેઠની કં. મુંબઈ (૧૯)
૨૯ માણસાઈના દીવા ઝવેરચંદ મેઘાણી : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ(૨૦)
૩૦ રંગ છે બારોટ " " " " " (૨૨)
૩૧ પરીકથાઓ : નિરંજન વર્મા-જયમલ્લ પરમાર " " (૨૨)
૩૨ દેશદેશની લોકકથાઓ : " " : સી. શાંતિલાલની કં. મુંબઈ (૨૨)
૩૩ ઘૂઘવતા પૂર : ચુનીલાલ મડિયા : એન. એમ. ત્રિપાઠી, મુંબઈ (૨૪)
૩૪ પાંખડિનાના : ઉમેદભાઇ મણિયાર : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ (૨૫)
૩૫ નિશિગંધા - 'સત્યમ્' : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ (૨૬)
૩૬ પ્રેમળ જ્યોત : મુરલી ઠાકુર " " " " (૨૭)
૩૭ દેવકુસુમ મુકુંદ પારાશર્ય : ગ્રંથવતી પ્રકાશન મંદિર, ભાવનગર (૨૭)
૩૮ ભાગવતકથાઓ : નાનાભાઈ ભટ્ટ આર. આર. શેઠની કં મુંબઈ (૨૮)
૩૯ પ્રાચીન શીલકથાઓ : ગોપાળદાસ પટેલ : ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ (૨૮)
૪૦ પ્રકાશના પગલાં : કરમનદાસ માણેક : મ મા વ કા. અમદાવાદ (૨૯)
૪૧ ઇતિહાસને અજવાળે : ઇન્દ્ર વસાવડા " " " (૨૯)
૪૨ ગામડું બોલે છે : ચુનીલાલ મડિયા : " " " "
૪૩ ગામની દસણી : પીતામ્બર પટેલ : " " " (૩૦)
૪૪ ગૃહજીવનના દૃશ્યો : કુમુદ શેઠ " " " "
૪૫ ભગવાનના છોરું : પુરાતન બુચ " " " "
૪૬ જીવન પરિવર્તન : 'સોપાન' (૩૧)
૪૭ સુંદર વગેરે : બાળકૃષ્ણ જોષી ઓરિએન્ટ ગ્રંથાલય, સુરત (૩૧)
૪૮ સાવકી મા વગેરે " " " "

| પુસ્તક | કર્તા–પ્રકાશક | નોંધનું પૃષ્ઠ |
|---|---|---|
| ૪૯ તીન સંગી | બચુભાઈ શુક્લ : આર. આર. શેઠની કં. મુંબઈ | (૩૧) |
| ૫૦ ભોજ અને કાલિદાસ | લક્ષ્મીનારાયણ પંડ્યા : એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ | (૩૧) |
| ૫૧ નવલિકાઓ | કનૈયાલાલ મુનશી : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | (૩૨) |
| ૫૨ શૌર્યનાં તેજ | મનુભાઈ જોધાણી : „ „ „ | (૩૨) |
| ૫૩ જીવનનાં વહેણો | રસિકલાલ પરીખ : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | (૩૨) |
| ૫૪ અણોજે ને નવું રેલ્વે સ્ટેશન | ચુનીલાલ શાહ : સ. મા. વ. વર્ધક કાર્યાલય, અમદાવાદ | (૩૨) |
| ૫૫ જીવનનો મર્મ | 'સોપાન' : સ. સા. વ. કાર્યાલય, અમદાવાદ | (૩૨) |
| ૫૬ નવજવાન | „ „ „ | „ |
| ૫૭ અહિંસાનું રહસ્ય | „ „ „ | „ |
| ૫૮ એ વૃદ્ધ પુરુષ | „ „ „ | „ |
| ૫૯ આશાને અજવાળે | „ „ „ | „ |
| ૬૦ કાળમુખી અને બીજી વાતો | „ „ „ | „ |

### રેખાચિત્ર

| | | |
|---|---|---|
| ૬૧ સાંદિપનીનાં રેખાચિત્રો | રમણિક અરાલવાળા : જીવન સાહિત્ય મંદિર, વડોદરા | (૩૩) |

### નવલકથા

| | | |
|---|---|---|
| ૬૨ લોમહર્ષિણી | કનૈયાલાલ મુનશી : આર. આર. શેઠની કં. મુંબઈ | (૩૪) |
| ૬૩ જયસિંહ સિદ્ધરાજ | 'ધૂમકેતુ' ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | (૩૫) |
| ૬૪–૬૫ રાજા વિશળદેવ ૧–૨ | ધનશંકર ત્રિપાઠી : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ | (૩૭) |
| ૬૬ પ્રેમભક્ત કવિ જયદેવ | જયભિખ્ખુ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | (૩૭) |
| ૬૭ મીરાં પ્રેમદીવાની | રામચંદ્ર ઠાકુર : સુરેશ પ્રકાશન મંદિર, અમદાવાદ | (૩૭) |
| ૬૮ અણખૂટ ધારા | 'અશ્વિનીકુમાર' કુસુમાંજ કાર્યાલય, ગાજીપુર | (૩૮) |

| પુસ્તક | કર્તા-પ્રકાશક | નોંધનું પૃષ્ઠ |
|---|---|---|
| ૯૨ સ્વામી વિવેકાનંદ | બ્રહ્મચારી આનંદ ચૈતન્ય · શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ અમદાવાદ | (૫૩) |
| ૯૩ ભક્ત મીરા | શ્રી શાન્તિલાલ ઠાકર : શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય અમદાવાદ | (૫૪) |
| ૯૪ હિંદનો આચાર્યો | — સ. સા વ કાર્યાલય, અમદાવાદ | (૧૪) |
| ૯૫ મહાવીર | ધીરજલાલ શાહ : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ | (૫૫) |
| ૯૬ શ્રીમદ્ શંકરાચાર્ય | : પુરાતન બુચ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ, મુંબઈ | (૫૫) |
| ૯૭ ભગવાન બુદ્ધ | " " " | (૫૫) |
| ૯૮ હજરત મહંમદ અને ઈસ્લામ | નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ | (૫૬) |
| ૯૯ રવીન્દ્રનાથ ઠાકુર | : કાન્તિલાલ શાહ ભારતી સાહિત્ય સંઘ " મુંબઈ-અમદાવાદ | (૫૭) |
| ૧૦૦ જીવનના ઝરણા | રાવજીભાઈ પટેલ નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ | (૫૭) |

### હાસ્ય સાહિત્ય

| પુસ્તક | કર્તા-પ્રકાશક | નોંધનું પૃષ્ઠ |
|---|---|---|
| ૧૦૧ બીડાનાં પાન | . રા વિજયરાય વૈદ્ય : પદ્મ પ્રકાશન વડોદરા | (૫૮) |
| ૧૦૨ ઠંડે પહોરે | મુનિકુમાર ભટ્ટ પદ્મ પ્રકાશન લિમિટેડ, મુંબઈ | (૫૯) |
| ૧૦૩ પરિહાસ | નવલરામ ત્રિવેદી : યુગધર્મ કાર્યાલય મુંબઈ | (૬૦) |
| ૧૦૪ અક્કલનું બેજો | નરો . કિતાબઘર-રાજકોટ | (૬૧) |
| ૧૦૫ નવરાની નોંધ : | " , " | " |
| ૧૦૬ હાસ્યહિલ્લોળ | " " , | " |
| ૧૦૭ જીવનહાસ્ય | " , " | " |
| ૧૦૮ ટૂંકું ને ટચ | : મૂળરાજ અંજારિયા એન. એમ. ઠક્કરની કંપની મુંબઈ | (૬૨) |
| ૧૦૯ બિરબલ અને બીજા | - જ્યોતીન્દ્ર દવે · સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ-મુંબઈ | (૬૩) |
| ૧૧૦ હાસ્યતરંગ | જ્યોતીન્દ્ર દવે · " " , | (૬૪) |

### વિવેચન

| પુસ્તક | કર્તા-પ્રકાશક | નોંધનું પૃષ્ઠ |
|---|---|---|
| ૧૧૧ વિવિધ વ્યાખ્યાનો | : બળવંતરાય કલ્યાણરાય ઠાકોર · શ્રી સયાજી સાહિત્યમાળા વડોદરા | (૬૪) |

| પુસ્તક | કર્તા–પ્રકાશક | નોંધનું પૃષ્ઠ |
|---|---|---|

૧૧૨ સાહિત્યપરામર્શ : ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ (૬૫)

૧૧૩ ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી સને ૧૯૪૩-૪૪ : ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ (૬૬)

૧૧૪ ભાલણ, ઉદ્ધવ અને ભીમ : રામલાલ મોદી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ (૬૭)

૧૧૫ ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો : દી. બ કૃષ્ણલાલ ઝવેરી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ (૬૮)

૧૧૬ નર્મદ : રામનારાયણ પાઠક : ભારતી સાહિત્ય સંઘ : મુંબઈ અમદાવાદ (૬૮)

૧૧૭ સાહિત્યસમીક્ષા : વિશ્વનાથ ભટ્ટ : આર. આર. શેઠની કં. મુંબઈ (૬૮)

૧૧૮ કળા એટલે શું ? : મગનભાઈ પ્રભુદાસ દેસાઈ : ગુજરાત વિદ્યાપીઠ : અમદાવાદ (૬૯)

## ભાષા–વ્યાકરણ

૧૧૯ અક્ષર અને શબ્દ : કેશવરામ કાશીરામ શાસ્ત્રી : ગુજરાત સાહિત્ય સભા . અમદાવાદ (૭૦)

૧૨૦ ભાષા, વૃત્ત અને કાવ્યાલંકાર . કાન્તિલાલ વ્યાસ એન. એમ. ત્રિપાઠી, મુંબઈ (૭૨)

## ઇતિહાસ–પુરાતત્ત્વ

૧૨૧ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામ યુગ : ખંડ ૧ રત્નમણિરાવ જોટે, ગુ વર્ના સોસાયટી : અમદાવાદ (૭૩)

૧૨૨ ઇતિહાસની કેડી : ભોગીલાલ સાંડેસરા : પદ્મજા પ્રકાશન, વડોદરા (૭૪)

૧૨૩ વસ્તુપાલનું વિદ્યામંડળ : „ „ (૭૫)

૧૨૪ ઇન્દુને પત્રો : પંડિત જવાહરલાલ નહેરુ : નવજીવન કાર્યાલય : અમદાવાદ (૭૬)

૧૨૫ જગતના ઇતિહાસનું રેખાદર્શન–ખંડ ૧-૨ : પંડિત જવાહરલાલ નહેરુ નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ (૭૬)

## સમાજશાસ્ત્ર

૧૨૬ ગુજરાતના પંચમહાલ જિલ્લાના ભીલો : પાંડુરંગ વણીકર : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ (૭૮)

૧૨૭ વર્ણવ્યવસ્થા : ગાંધીજી : નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ (૭૮)

પુસ્તક કર્તા–પ્રકાશક નોંધનું પૃષ્ઠ

૧૨૮ સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો . સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ (૮૦)

૧૨૯ કલ્લોલ તનના અને મનના : શાતામેન દેસાઈ : સ્ત્રીજીવન કાર્યાલય, અમદાવાદ (૮૧)

## અર્થકારણ

૧૩૦ હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર , વિઠ્ઠલદાસ કોઠારી ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ (૮૧)

૧૩૧ ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ : નગીનદાસ પારેખ . નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ (૮૨)

૧૩૨ હિંદની આર્થિક દુર્દશા ડુંગરશી સંપટ : સંદેશ પ્રકાશન મંદિર, અમદાવાદ (૮૩)

૧૩૩ રૂપિયાનું ભાવિ ? " " (૮૩)

૧૩૪ યુદ્ધ કે સી સી. અને હિંદ . " " (૮૩)

૧૩૫ વ્યાપારી સર્વજ્ઞાન સંગ્રહ : ડુંગરશી સંપટ : સંદેશ પ્રકાશન મંદિર, અમદાવાદ (૮૩)

૧૩૬ પાક કેમ વેચશો ? : હરિવદન પરીખ : સયાજી ગ્રામવિકાસ માળા, વડોદરા (૮૪)

૧૩૭ ગ્રામપુનર્ઘટના . રમેશ ગૌતમ " " " (૮૪)

## રાજકારણ

૧૩૮ ગાંધીજીનો સરકાર સાથેનો પત્રવ્યવહાર . નવજીવન પ્રકાશન મંદિર - અમદાવાદ (૮૫)

૧૩૯ રાષ્ટ્રભાષા વિશે વિચાર : ગાંધીજી " " " (૮૬)

૧૪૦ રચનાત્મક કાર્યક્રમ ગાંધીજી " " " (૮૭)

૧૪૧ રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ . મગનભાઇ દેસાઈ, નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ (૮૭)

૧૪૨ અહિંસાની તાલીમ : ચંદ્રશંકર શુક્લ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ (૮૮)

૧૪૩ હિંદનો કોમી ત્રિકોણ . અશોક મહેતા અને અચ્યુત પટવર્ધન, નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ (૮૮)

૧૪૪ અખંડ હિંદુસ્તાન : કનૈયાલાલ મુનશી . આર. આર. શેઠ મુંબઈ (૮૯)

પુસ્તક • કર્તા-પ્રકાશક નોંધનું પૃષ્ઠ

૧૪૫ ગામડાનું સ્વરાજ્ય : ઇન્દુલાલ યાજ્ઞિક : ઓમસર્જન સાહિત્ય
કાર્યાલય : અમદાવાદ (૯૦)

૧૪૬ યુદ્ધ અને મોરચો : રામરાય મુનશી ,, ,, (૯૦)

૧૪૭ મહાત્મા ગાંધી અને પૂરનચંદ જોશી વચ્ચેનો પત્રવ્યવહાર :
લોકપ્રકાશન ગૃહ : મુંબઈ (૯૦)

૧૪૮ આઝાદીની લડતમાં અછૂતવર્ગનું સ્થાન : ,, ,, (૯૦)

૧૪૯ હિંદી કામદારોના સંગ્રામની તવારિખ . ,, ,, (૯૧)

૧૫૦ વિજય અને હિંદી આઝાદી : ,, ,, (૯૧)

૧૫૧ પંડિતજી ફરી વિચાર કરો . ,, ,, (૯૧)

૧૫૨ સામ્યવાદ . ભોગીલાલ ગાંધી લોકપ્રકાશન ગૃહ, મુંબઈ (૯૧)

૧૫૩ આપણી કોમો રમણીકલાલ શાહ . પદ્મપ્રકાશન મુંબઈ (૯૨)

૧૫૪ મારો ભારતદેશ કાન્તિલાલ પરીખ . સસ્તું સાહિત્યવર્ધક
કાર્યાલય, અમદાવાદ (૯૨) *

૧૫૫ સોવિયેત રશિયા ભોગીલાલ ગાંધી - લોકપ્રકાશન ગૃહ : મુંબઈ (૯૩)

૧૫૬ રશિયામાં ૩૦ મહિના : યશવંત શુક્લ : લોકપ્રકાશન
લિમિટેડ અમદાવાદ (૯૪)

## ધર્મ-તત્ત્વજ્ઞાન

૧૫૭ અભિધર્મ ધર્માનંદ કોસમ્બી , ગુ વ સોસાયટી, અમદાવાદ (૯૪)

૧૫૮ વેદાન્ત અને યોગ સ્વામી માધવતીર્થ સદેશ પ્રકાશન
મંદિર, અમદાવાદ (૯૫)

૧૫૯ શ્રીમદ્ ભાગવત માર્ગદર્શિકા ,, ,, ,, ,, (૯૫)

૧૬૦ ગુરુપૂર્ણિમા ,, ,, ,, ,, (૯૬)

૧૬૧ જ્ઞાનના ઝરણાં ,, ,, સ. સા. વ. કાર્યાલય,
અમદાવાદ (૯૬)

૧૬૨ ધ્યાન અને જ્ઞાન ,, ,, ,, ,, (૯૬)

૧૬૩ ત્રિધારે સુધીરે ,, ,, ,, ,, (૯૭)

૧૬૪ શ્રી રમણ મહર્ષિ ,, ,, ,, ,, (૯૭)

૧૬૫ મૃત્યુ અને જીવનનું રહસ્ય ભિક્ષુ અખંડાનંદ સ. સા. વ.
કાર્યાલય, અમદાવાદ (૯૭)

૧૬૬ વિવેકાનંદસાર - સ. સા. વ. કાર્યાલય, અમદાવાદ (૯૭)

| પુસ્તક | કર્તા-પ્રકાશક | નોંધનું પૃષ્ઠ |
|---|---|---|
| ૧૬૭ સ્ફુલિંગ | શાન્તિલાલ ઠાકર : નડિયાદ | (૯૮) |
| ૧૬૮ નાથપણુ | દયાળસિંહ ઠાકોર : આનંદાશ્રમ, બીલખા | (૯૮) |
| ૧૬૯ આનંદ આશ્રમ અને તેના અધિષ્ઠાતા : | ,, | (૯૮) |
| ૧૭૦ શ્રીમન્ નથુરામ શર્માજી | કરણસિંહ ઠાકોર ,, | (૯૮) |
| ૧૭૧ કૃપાનાથ કપડવંજમાં | દયાળસિંહ ઠાકોર : ,, | (૯૮) |
| ૧૭૨ બ્રાહ્મણ મીમાંસા | વિષ્ણુદેવ પંડિત : રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ | (૯૯) |
| ૧૭૩ વીરાંગના વિદુલા : | ,, ,, ,, | (૯૯) |
| ૧૭૪ મહાવાક્ય રત્નાવલિ | સ. સા. વ. કાર્યાલય, અમદાવાદ | (૯૯) |
| ૧૭૫ લઘુ યોગવાસિષ્ઠ | ,, ,, ,, | (૯૯) |
| ૧૭૬ અવધૂતગીતા | ,, ,, ,, | (૯૯) |
| ૧૭૭ અષ્ટાવક્ર ગીતા | ,, ,, ,, | (૯૯) |
| * ૧૭૮ ઉત્તર ગીતા | ,, ,, ,, | (૧૦૦) |
| ૧૭૯ જીવન્મુક્તિવિવેક | ,, ,, ,, | (૧૦૦) |
| ૧૮૦ એકાદશ સ્કંધ | ,, ,, ,, | (૧૦૦) |
| ૧૮૧ આત્મવિલાસ | ,, ,, ,, | (૧૦૦) |
| ૧૮૨ વિદુરનીતિ | ,, ,, ,, | (૧૦૦) |
| ૧૮૩ કઠોપ્રરણ | ,, ,, ,, | (૧૧૦) |
| ૧૮૪ શ્રી યોગવાસિષ્ઠ | ગોપાળદાસ પટેલ : ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | (૧૦૧) |
| ૧૮૫ શ્રી ગીતાસંકલન | સ. સા. વ. કાર્યાલય, અમદાવાદ | (૧૦૨) |
| ૧૮૬ સંકલિતા ભગવદ્ગીતા | કાકા કાલેલકર : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | (૧૦૨) |
| ૧૮૭ શ્રી ગીતાના શ્લોકોની સંકલના | પુરુષોત્તમ પરીખ : અમરેલી | (૧૦૨) |
| ૧૮૮ ગીતાધર્મ | કાકા કાલેલકર : નવજીવન પ્રકાશન મંદિર : | (૧૦૩) |
| ૧૮૯ ગીતાહૃદય | નટવરલાલ દવે : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | (૧૦૪) |
| ૧૯૦ ચૂપ નહીં રહેવાય | ચંદ્રશંકર શુક્લ : નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | (૧૦૫) |
| ૧૯૧ સુખની સર્વસામાન્ય ચાવી | ભૂપતરાય મહેતા : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | (૧૦૫) |

## વિજ્ઞાન વિભાગનાં પુસ્તકો

### સામાન્ય જ્ઞાન



### વિશિષ્ટ વિષયો

૫. મહાકાળ પુરુષ વર્ણન અર્થાત કાલોત્પત્તિ વિજ્ઞાન રહસ્ય ભાં. ૧ : શ્રી કૃષ્ણાત્મજ (પ્રો. ધીરજલાલ પરિખ, માટુંગા) (૧૩૦)

૬. શાસ્ત્રીય ખાતરોનો ઉપયોગ : સો. કી પટેલ ( પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા. ) (૧૩૧)

૭. ખાદીવિદ્યા પ્રવેશિકા : રજી. આટ્ટ ( નવજીવન કાર્યાલય, અમદાવાદ ) (૧૩૩)

૮. ભાતભાતનું ભરતકામ અને ગૂંથણ કામ : શ્રીમતી લી. સુ. પટેલ ( એન. એમ. ઠક્કરની કં. મુંબઈ ) (૧૩૫)

૯. આપણો ખોરાક : એમ. આર. મસાણી અનુ. ચં. મહેતા (સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ, ) (૧૩૬)

૧૦. આરોગ્યસાધના : કું. ધ. મંગટ ( સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ.-) (૧૪૮)

૧૧. આહાર અને પોષણ, ઝવેરભાઈ પટેલ ( નવજીવન કાર્યાલય અમદાવાદ ) (૧૩૭)

૧૨. વીસમીસદીનું પાકશાસ્ત્ર : શ્રીમતી સુ. ના પટેલ ( એન. એમ. ઠક્કરની કં. મુંબઈ ) (૧૩૯)

૧૩. ગૃહિણી મીત્ર : ડૉ. રા. મહેતા (ઠક્કર-પબ્લિશર્સ, મુંબઈ) (૧૪૦)

આરોગ્ય અને વૈદક

૧૪. આરોગ્ય તનનું મનનું ને દેશનું : ડૉ. હ. મ. દેસાઈ (સંદેશ પ્રકાશન મંદિર, અમદાવાદ ) (૧૪૧)

૧૫ બ્રહ્મચર્ય અને કાયાકલ્પ : સ્વામી જીવનતીર્થ ( જીવન યોગાશ્રમ, વડોદરા ) (૧૪૩)

૧૬. સૂર્યનમસ્કાર અને મનુષ્યજીવન : શ્રી જી. શ્રીમાળી (શ્રી જીવન શક્તિ આશ્રમ, સણુણ) (૧૪૪)

૧૭ ઉગ્રરોગોમાં નિસર્ગોપચાર : ૨. એન્જિનિયર ( ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ ) (૧૪૫)

૧૮. મારો જલોપચાર : સે. દનાઈપ ( ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ ) (૧૪૬)

# Eunuchs, Pavaiyās & Hijadās

BY

DR. SUMANT MEHTA

## INTRODUCTION

Quite a fair number of human beings are born maimed or deformed and it is easy enough to understand that some persons have been born sexually impotent ever since the human creature came into existence By impotency we mean the inability to perform the sexual act successfully This includes impregnation Such people exist all over the world but they do not form themselves into a community, nor do they purposely behave in such a fashion as to be marked out from the normal people In our country however owing to some religious superstitions a few people cut–off their genitals or have them cut off and enter the community of Pavaiyās and Hijadās It is known that fresh recruits are added by stealing poor neglected or backward children and emasculating them The Pavaiyas and Hijadas have become a religious community, and they live by a systematic and fixed method of taxing the rural and urban people

I hope it would not be uninteresting if I note some details of the circumstances which I started the study of this subject While turning over the pages of Bombay Gazetteer for the Thakardās of North Gujarat I just casually saw a description of the operation performed on children for emasculation I was deeply shocked I decided to make further inqui-

ries, Until then all I knew about the Pāvaiyās was that they were devotees of Bahucharā Mātā, that they were emasculated by operation, that they wore women's clothes and they were extremely importunate beggars On another occasion in the mill areas of Ahmedabad I happened to see four very tall stalwart eunuchs On inquiry I found that they were mushm Pavaiyās I started wondering as to how Musalmāns could be devotees of the Goddess Bahucharā Later on consulting some learned friends with regard to books on this subject I was told that there was practically no literature about it That made me keen to start inquiries If we leave aside the reference to the eunuchs in ancient literature perhaps I am not wrong in saying that excepting the article on Hījadās in the Bombay Gazetter and small passages in the ethnological reports of the various Provinces, there is extremely meagre inquiries from the Pāvaiyas them selves A number of my friends helped me, but the result has not been as satisfactory as I should have wished

I have gone into some details about the cult of Mother-Goddess and particularly of Mātā Bahucharā because I wish to suggest that it is only in that pernicious atmosphere surcharged with superstition and fear that any mother can possibly make up her mind to dedicate a beloved so for emasculation and for life-long misery, and similarly that any man or youth could muster reckless courage to cut-off his genitals or allow others to do so for him

I am informed that in the census reports there

is no separate enumeration for the eunuchs and therefore it is not possible to know their numbers They exist throughout the length and breadth of our country and their total number must be quite large. In view of the fact that the Pavaiyās and Hijadās form themselves into a semi-religious community and the fact that new recruitment continuously goes on, we have not slightest reasons to hope that their number is likely to decrease rapidly and that these communities will become extinct in the near future.

The words Pavaiyās Hijadas eunuchs and very many other terms have been used very indiscriminately both for person who are congenitally impotent as well as for those who have been sound but emasculated later on This has led to much confusion

I have used the word Pavaiyā for the operated variety, whether born impotent or potent, the word Hijadā appears to have been introduced into our languages perhaps by the Muslims and therefore I have reserved that word for the muslim eunuchs and Pavaiyās This differentiation, I admit, is not sanctioned by common parlance but in view of the fact that most Pavaiyas have something to do with the cult of the Mother Goddess I recommend this differentiation to the anthropologists In connection with this subject it would be interesting to compare the use of the words Khasua and Hijadā as mentioned by Enthoven in his anthropological reports of the Central Provinces I use the English word 'eunuchs' for all impotent persons congenital or otherwize, men or women, either emasculated by operation or not

The subject which I have started to investigate is very obscure. The Pavaiyās are very hypersensitive and reluctant to discuss any matter connected with their physical condition, their social life, behaviour or their economic condition. With regard to the operation or emasculation their mouths are practically sealed. Further, when I approached some of my friends and co-workers for help I noticed that they felt a sense of shame in visiting and talking to these people. The Pavaiyās and Hījadās are looked-upon as low and depraved. This attitude is not at all justifiable, but the difficulty of investigation is great.

I confess, I did not tackle the problem merely as a matter of anthropological research I am essentially and primarily a social worker and it hurts me that there should exist people in my country, people who are mutilated on account of stupid superstition, and that the social and economic condition of some of them is so vicious that they have to resort to or submit to unnatural practices Their existence is a dark blot on our social structure.

I want to see the end of the artificially created eunuchs. When I read these notes before the Anthropological Society of Bombay I was told by the people who should know that since K. B Luthfullakhan Faridi wrote his notes in *the Bombay Gazetteer*, very little fresh information has been collected. If this is true, it means that for half a century our knowledge of this subject has remained stagnant.

I am very conscious that the information contained

# પિરાન્ડેલ્લો

[ઇટાલીનો મહાન નાટકકાર]

વ્યાખ્યાતાઃ—કૃષ્ણવદન જેટલી, એમ એ, બી ટી

ઇટાલિયન નાટ્યસાહિત્યમા પિરાન્ડેલ્લોની મહત્તા બે કારણોને લીધે છે. એક તો તેની રંગભૂમિ જૂના સાહિત્યના ચક્ર વિને નાટકકારને વ્યાખ્યાન આપવાની વ્યાસપીઠ છે; બીજું આધુનિક માનસનો કોયડો ઉકેલવા અનેક લેખકોએ વ્યર્થ પ્રયત્નો કર્યા છે, પણ એ કોયડો સ્પષ્ટ રીતે રજૂ કરવા અને આધુનિક માનસના પ્રશ્નોને ઉકેલવા મદદ કરનાર કોઈ લેખક હોય તો તે પિરાન્ડેલ્લો છે

તેની પહેલાના નાટ્યસાહિત્ય પર દષ્ટિ ફેંકતા જણાશે કે આધુનિક ઇટાલિયન નાટ્યસાહિત્ય પ્રથમ વાસ્તવવાદી બન્યુ, પછી દ' અનન્ઝીઓ દ્વારા તેમાં વૈવિધ્યવાદ–romanticismનો અતિરેક થયો તે પછીનું તેનું સ્વરૂપ બાહ્ય વાસ્તવિકતાની મર્યાદાના નકારમાં અને આતિભંગમા પરિણમ્યુ વાસ્તવવાદી નાટકોના લેખકામા મુખ્ય જ્યાકોસા, વર્ગા રોવેટ્ટા, પ્રાગા અને બ્રેકોએ સ્થાનિક જીવનનું વિગતપૂર્ણ અવલોકન તથા ત્યાંના રહેવાસીઓની પાશવવૃત્તિઓને આલેખ્યા, પણ માનવસ્વભાવની અંદર ખૂંપતી દષ્ટિની ખામીને લીધે તેઓ નાટકોના જીવનને આવરી લેતી કોઈ દષ્ટિ કે સચોટ જીવનચર્યા ન લાવી શક્યા

જ્યાકોસા The Stronger નાટકમાં વેપારી દુનિયા આલેખી ખટપટને સફળતાની ચાવી તરીકે દર્શાવે છે વર્ગા તેના At the Porter's Lodge અને The Wolf મા સ્વચ્છંદી માણસ ભલાને કેવી રીતે સતાવે છે એ તથા જગતમાં કામપૂર્ણ મોહ પ્રવર્તી રહ્યો છે તે ફ્રેંચ લેખક ઝોલા માફક માનવમા છુપાયેલ પશુને વાસ્તવિક રીતે આલેખી દર્શાવે છે

દ. અનન્ઝીઓએ ઇટાલિયન નાટ્યને નવો પ્રથમ ઓપ આપ્યો તેણે લોકોની નાડ પારખી લાગણીનો અતિરેક ધમધમાટ વા છટા અને અભિનયચેષ્ટાના તત્ત્વો નાટકમા દાખલ કર્યા તેના નાટકમાં લાગણીઓની આતશબાજી ફૂટતી અને વાક્છટાનું બુદ્ધિભર્યું પ્રદર્શન થતુ તેને માટે Haneker કહે છે, 'His art despite exquisite workmanship, is still a gallery of echoes" The Daughter of Jons અને The Dead City તેની કલાના લાક્ષણિક નમૂના છે

મેરી નેટ્ટીની નેતાગીરીએ ૧૯૧૨માં 'ભાવિવાદ'ની સ્થાપના કરી. આ નવા સિદ્ધાંતીઓ અને કલાકારોએ રૂઢિમાન્ય સૌંદર્ય, મધુર પદ્ય અને બીજા વૈવિધ્યવાદના સરંજામ સાથેનો સંબંધ તોડયો, ભૂતકાળ, તેની રૂઢિઓ, તેની સ્થિરતા અને ચોક્કસતાના સંપૂર્ણ નકારે ઇટાલિયન સાહિત્યનો ગતિપૂર્વક કબજો લીધો At all costs we must advance, lest by standing still we wither away and die ગમે તે ભોગે અને ગમે ત્યાં આગે બઢોના સિદ્ધાંતના ભાવિવાદીઓએ સ્ત્રીઓ અને પ્રેમનું આદર્શીકરણ અવગણ્યું અને યંત્રવાદનાં ગાન ગાયાં. ઉજળી બાજૂ જોતાં "Futurism is not a caprice or a formula; it is a spiritual atmosphere" પણ ઉધાર પક્ષમાં તો Futurism is to a certain degree the apex of all decadence, the final expression of Romanticism gone to seed." (F Flora) છે. પ્રથમ વિશ્વના અંત પછી ભાવિવાદને ભ્રાંતિભંગ અને નિરાશાવાદનું પોષણ મળ્યું. ઇટાલિયન નાટકો પરિણામે કટુ-પ્રશ્નાર્થક અને તદ્દન શંકાવાદી બન્યાં, તીક્ષ્ણ ઠઠ્ઠાખોરીનાં તીખા બી રોપાયા અને કટાક્ષ વ્યંગનો અતિરેક થવા લાગ્યો. Chiarelli ના The Silken Ladder, Chimeras, Death of Lovers આ વહેણનાં અચ્છા ઉદાહરણો છે. Luigi Antonelli તો નકારવાદનો ઉદ્દામ અંધભક્ત બન્યો The Man who met Himself માં તેણે બતાવ્યું છે કે પરી પ્રદેશમાં પણ માનવી સુખ પામી શકે તેમ નથી અને પરીનો કલ્પનાપ્રદેશ પણ આપણી ગધાતી દુનિયા પરના-વસ્ત્ર જેવો છે પશુઓ પણ માનવસંસ્કૃતિને સ્વીકારતા દુષ્ટ બને છે એમ તેણે The Island of Monkeys ના નાટકમા આલેખ્યું છે. આ થઇ પિરાનન્ડેલ્લોના નાટકોની ટૂંકી પૂર્વભૂમિકા.

× × ×

પિરાન્ડેલ્લોને યુરોપીય સાહિત્યકાર તરીકે કીર્તિ અપાવનાર તેની નવલકથા 'સદ્દગત પ્રતિમા પાસ્કલ' હતી (૧૯૦૪) આ કથા દ્વારા તેણે એક માનવજીવનમાં અનેક વ્યક્તિત્વોના ઘર્ષણો ચાલ્યા કરે છે, તે બતાવ્યું છે. ટોલ્સ્ટોયે 'જીવત શબ' નામના નાટકની પ્રેરણા આ નવલકથામાંથી મેળવી હતી, Short નવલકથામાં તે જિંદગીને ક્રૂર, અજ્ઞાન અદષ્ટના પંજામાંથી આત્મવંચના દ્વારા છૂટવા નિષ્ફળ પ્રયાસ કરતી જુએ છે. The Old and the Yonng પણ તેની એક જાણીતી નવલકથા છે.

પણ આપણે અહીં તેનાં નાટકોની મુખ્યત્વે ચર્ચા કરીશું Henry James નાટક અને નવલકથાનો તફાવત સમજાવે છે : "An acted play is a novel intensified, it realises what the novel suggests, and by paying a liberal tribute to the senses, anticipates your possible complaint that your entertainment is *of the meagre short styled intellectual.*" પિરાન્દેલ્લોએ સોક્રેટિસ માફક લેખનવાચન કરતાં સંવાદ શ્રવણ મારફત પોતાનો સંદેશો આપવા ઉચિત ધારી કેટલીક વાર્તાઓને નાટકનું રૂપાંતર આપ્યું છે આમ રૂપાંતર પામેલ Think of it, Giacomino મા તેની નાટકકલાનાં મૂળતત્ત્વો પ્રથમવાર જ સ્પષ્ટ દેખાય છે (૧૯૧૪). તેની પહેલાના નાટકકારો ઇબ્સનને અનુસરી માનસશાસ્ત્રના પ્રશ્નો નાટકમા આલેખતા, પણ પિરાન્દેલ્લો તેથી આગળ વધે છે અને માનસશાસ્ત્રીય વલણ ને તેના તાર્કિક અંત સુધી ખેંચી જાય છે The drama of Pirandello is a prolongation of those psychological tendencies to their logical conclusions and we might follow some critics and who say that the true protagonist of the Pirandellian theatre is King Thought, whom Edgar Allen Poe saw sitting in crowded state *on a throne* of suffering in an enchanted palace

'પ્રામાણિકતાની મોજ' ( The Pleasures of Honesty ) માં આપણે જીવનસ્રોતના પ્રવાહને રૂંધતો પ્રામાણિકતાનો તર્કબદ્ધ તેમજ કૃત્રિમ બંધ તૂટતાં જીવનનો વિજય જોઈએ છીએ નાયક બાલ્દોવિનો તેનામાં રહેલ માનવના બંડથી, ગુપ્ત પતિ અને પિતાની જાગૃતિથી તત્ત્વજ્ઞાનનો અખતરો કરતા તત્ત્વજ્ઞાનીનું વ્યક્તિત્વ ગુમાવી સાચો સામાન્ય માનવ બને છે માણસનું જીવન તેને ઘસડી જતી આંતરપ્રેરણાઓ, લાગણીઓ, ઇચ્છાઓ અને પશુવૃત્તિઓ વગેરેના પૂર સામે વ્યક્તિત્વને ટકાવવાનો એક દીર્ઘ પ્રયત્ન છે સામાન્ય માણસોનું જીવન કહેવાતી સામાજિક નીતિના ફંદમા ફસાશે એટલું આત્મવચના અને દંભના પડો તળે છુપાયેલું હોય છે કે પોતે પણ તેને ઓળખી શકે નહિ બાલ્દોવિનો કહે છે 'When a man lives, he lives and does not see himself live."

Each in His Own Way-'સૌ સૌ કે તાનમે' માં પિરાન્દેલ્લો માણસોના વિચારો કેવા બદલાતા અને વિરોધાભાસી છે, તે

બતાવવા માગે છે નાટકની શરૂઆતમા બે મિત્રો સ્ત્રી વિશે પોતાના એક બીજાથી વિરોધી ખ્યાલોને લીધે ઝઘડી પડે છે પણ બનેના વિચારો જીવનહેતુની અસર તમે બદલાય છે અને શરૂઆતના વિચારો જેમ પાત્રોની અદલબદલ થતાં પાછો બંને વચ્ચે ઝઘડો ઊભો કર છે!" રચનાની મૌલિકતા મા આ નાટક પિરાન્દેલ્લોના '૭ પાત્રો લેખકની શોધમા'ની રીતની યાદ આપે છે જો આપણે '૭ પાત્રો લેખકની શોધમા ને નાટકલેખનનું નાટક કહીએ તો આ નાટકને નાટ્યપ્રેક્ષણનું નાટક કહી શકાએ આ નાટક લેખકના ૧૯૧૮ પહેલાંનાં નાટકોના દૃષ્ટિબિંદુઓનો સરવાળો અથવા ઉપસંહાર રજૂ કરે છે બર્ગસોં જેને Vital Urge કહે છે અને ફ્રોઇડ જેને The unconscious 'અજ્ઞાત', કહે છે તે જીવન-સ્રોતને આપણે અહીં-તર્કનો ભુક્કો એ જ વ્યક્તિત્વનો કાયદો અને આજનો માણસ અને આવતીકાલનો માણસ જુદો જ છે એ દર્શાવતો-શાત, પ્રબળ અને અનિવાર્ય ભરતીમા વહેતો જોઈએ છીએ Diego Cinci નું પાત્ર પિરાન્દેલ્લોની સ્થિતિ બતાવે છે આ નાટક અને '૭ પાત્રો લેખકની શોધમાં' વિશે કહેવાયુ છે They have turned the theatre as we know it inside out No other dramatist of modern times has analysed with such logical clearness the whole essence of the theatrical illusion —Walter Stark 'સત સત કે તાનમે' પ્રેક્ષકો નાટકમા તખ્તા પર બીજા પ્રેક્ષકગણને નાટક જોતાં જુએ છે અહીં વાસ્તવિકતાની ચાર સપાટીઓ અથવા કલ્પનાના ચાર થર છે વાસ્તવિકતા જેટલી અવાસ્તવિક છે અને કલ્પના વાસ્તવિકતા જેટલી વાસ્તવિકતા સુસગત છે પણ સૌમા નાટકમા રહેલી વાસ્તવિકતા વધુ વાસ્તવિક છે કારણ તે એ કુસમ અને અક્રર છે, છતા એ નાટક તો વાસ્તવિકતાઓની અથડામણ જ રજૂ કરે છે

અત કરણ અને નીતિના જીવન સ થેના સબંધનો પિરાન્દેલ્લોનો ખ્યાલ આપણને તેના નાટકોની અસ્પષ્ટ ગહનતા સ્પષ્ટ જોવા મદદ કરે છે તેના મત મુજબ 'Conscience is a complex of judgments in which we express our desires to be or seem to be what we are not It is a part of the bulwark we know to buttress individuality against the pressure of instinctive life" 'That blessed conscience of yours is nothing but other people inside you" Morality is a matter

## જન્મથી જ સાહિત્યકાર

શ્રી. ગ. વા. માવળંકરે કાકાસાહેબને અંજલિ અર્પતાં જણાવ્યું હતું કે પ્રથમ "વક્તા" તરીકે મને મૂકયો છે પણ હું વક્તા નથી. વક્તવ્ય એ જુદી વસ્તુ છે, પરંતુ કાકાસાહેબ પ્રત્યે મને જે પૂજ્ય ભાવના છે તેને લઈ હું તેમને પ્રથમ વંદન કરવા ઊભો થયો છું. કાકાસાહેબને સાહિત્યકાર કરતા એક વ્યક્તિ તરીકે વિશેષ જાણું છું. એમનું સાહિત્ય મેં વાચ્યું નથી એમ સમજવાનું નથી. સંત અને સાહિત્યકાર જન્મથી જ હોય છે. કાકાસાહેબ જન્મથી જ સાહિત્યકાર છે, કાકાસાહેબનો પ્રથમ પરિચય મને ૧૯૦૫ ના અરસામાં તેમના મરાઠી ગ્રંથ દ્વારા થયો. તેઓએ શ્રી. ગુણાજી સાથે "મહારાષ્ટ્ર વેદ" નામનો ગ્રંથ રચ્યો હતો. તે ઉપરથી મેં તેમને પ્રથમ ઓળખ્યા. બંગભંગની ચળવળમાં પણ કાકાસાહેબનો ફાળો નાનોસૂનો ન હતો. તે ચળવળના અરસામાં સ્વ. લોકમાન્ય તિલકને ૬ વર્ષની જેલની સજા થઈ તે સમયે શરૂ થયેલા 'રાષ્ટ્રમત' નામના દૈનિકમા તેમનો ફાળો અતિ મહત્ત્વનો હતો. એ સમયમાં વર્તમાનપત્ર ચલાવવું અતિ મુશ્કેલ હતું. કાકાસાહેબની રાષ્ટ્રિય પ્રવૃત્તિઓ સાથેના સંબધોનું આકર્ષણ મને વિશેષ હતું. ૧૯૧૬ ના અરસામાં તેઓ ગાધીજી સાથે જોડાયા અને મારો અને તેમનો ત્યારથી પરિચય થયો. તેઓ રાષ્ટ્રિય પ્રવૃત્તિઓ સાથે આવેલા હતા. તેઓ પ્રખર કેળવણીકાર હોઈ રાષ્ટ્રિય દષ્ટિએ શિક્ષણ આપવાની પ્રથા હાય ધર્યા સિવાય દેશની આઝાદી મળી શકે નહિ. રાષ્ટ્રિય શિક્ષણક્રમ પ્રજાઘડતરનો પાયો છે અને તેથી તે અતિ મહત્ત્વનો રચનાત્મક કાર્યક્રમ છે એ વસ્તુ શ્રી કાકાસાહેબે વર્ષો પૂર્વે જાણી જીવન તેમાં ઝપલાવ્યું હતું તેઓ જે આદર્શો વિદ્યાર્થીઓ સમક્ષ મૂકતા હતા તેને તેઓએ પોતાના જીવનમાં ઉતાર્યા હતા. એ તો, જે તેમના વ્યક્તિત્વના પરિચયમાં આવે તે જ સમજી શકે. આવી વ્યક્તિ ગુજરાતને મળી એ ગુજરાતના અહોભાગ્ય છે. ભલેને પછી એ વ્યક્તિ મૂળમાં બંગાળી, મહારાષ્ટ્રિય કે બીજી કોઈ પ્રાંતની હોય. તેઓએ પોતાનું જીવન રાષ્ટ્રને અર્પણ કર્યું છે. જે માણસ વિચાર અને આચારમાં પોતાની વાણી પ્રમાણે નથી વર્તતા તે માણસ ગમે તેવુ સહિત્ય સર્જે પણ તે જનતાને આદર્શરૂપ ગણાય નહિ એ વાણી પાછળ તપશ્ચર્યા અને શુદ્ધતા હોય તો જ તે આદર્શરૂપ બની શકે છે મુદ્રણકલાના જન્મ પછી જે સાહિત્ય બહાર પડયું તેમાંનું ઘણું સાહિત્ય કમનસીબે દેશને રોરવણીરૂપ બની

આગળ લઈ જઈ શકે તેવું નથી. આ સાહિત્ય જમણુમાંના પાપડ જેવું છે; પણ માત્ર અથાણાં પાપડ ખાવાથી ચાલી શકે નહિ, સાથે સાથે પૌષ્ટિક ખોરાકની પણ જરૂર રહે છે જ. એ જ પ્રમાણે સાહિત્યમાં લેખકે ચારિત્ર્ય અને નિર્મળતા જાળવવી એ અતિ અગત્યનું છે. સાહિત્યનું સર્જન રંજન માટે જ માત્ર ન હોવું જોઈએ, પરંતુ રાષ્ટ્રઘડતરની દૃષ્ટિએ હોવું જોઈએ. કાકાસાહેબનું અર્જન એ પ્રકારનું છે. એ સરલ છે-ચિંતનરૂપ છે. એની પાછળ તપશ્ચર્યા અને ત્યાગ છે. શ્રી કાકાસાહેબ શતાયુ બની રાષ્ટ્ર-ઘડતરના કાર્યમાં તેમનો ફાળો આપતા રહે એવી પ્રાર્થના કરું છું.

બાદ શ્રી. પરીક્ષિતલાલ મજમુદારે સ્નાતક સંઘ તરફથી શ્રી. કાકાસાહેબને અભિનંદન આપી દીર્ઘાયુ ઇચ્છી તેમની સાથેના કેટલાક પ્રસંગો વર્ણવી જણાવ્યું હતું કે રાષ્ટ્રીય શિક્ષણ એ તેમના લોહીમાં જ છે.

શ્રી. ઉમાશંકર જોષીએ જણાવ્યું હતું કે એમની સાથેનો મારો સંબંધ એક શિષ્ય તેમ જ અંતેવાસીનો છે. હું એક જ વાક્યમાં એમ કહી શકું કે હું એમની પાસે ગયો હતો અંતેવાસી થવાની લાલચથી અને પાછો ફર્યો છું વાત્સલ્ય લઇને. અમારા વ્યવહારમાં મુક્તતા અને મોકળાશનું વાતાવરણ રહ્યા કર્યું છે. પોતાના ઉચ્ચ આદર્શોને વળગી રહેવાથી તેઓ સામાની નબળાઈ જાણી શકે છે. સામો માણસ ગમે તેવો નાનો હોય તોપણ તેનો તેજોવધ ન થાય એ રીતે તેઓ પ્રેમના રસાયણથી કામ લે છે. દરેક વસ્તુને કેમ અપનાવવી એ તેઓ સારી રીતે જાણે છે. ભારતખંડની નદીઓ પર્વતો વગેરે સાથે એમણે ભાઈબંધી કરી છે. બધી જ વસ્તુને અપનાવી લેવાનો કવિનો કીમિયો એમની પાસે છે. જીવવાની કળા એમણે સૌથી વધારે કેળવી છે અને એમાં એમનો વિજય રહેલો છે.

### સાહિત્યમાં પ્રતિબિંબિત થતુ વ્યક્તિત્વ

પ્રો. અનંતરાય રાવળે અંજલિ અર્પતાં જણાવ્યું હતું કે કેળવણી એ એમનું પ્રિય કાર્ય છે તેઓ સર્વવ્યાપી કેળવણીનો જ વિચાર કરતા હોય છે. અને તેઓ કેળવણીના વિચારમાંથી સહેજે જીવનના વિચારક બની જાય છે. કલા અને સાહિત્ય જીવનલક્ષી હોય તો જ તે ઉત્તમ સાહિત્ય બની શકે છે. એમણે પોતે લખ્યું છે ઘણું, પણ તે સાથે વ્યાસની માફક તેમણે લખાવ્યું છે પણ ઘણું. એમને મન સાહિત્ય સાધન છે, સાધ્ય નહિ. એમના નિબંધોમાં તેમનું વ્યક્તિત્વ અને રસિકતા જણાય છે. એમના ગદ્યમાં લાલિત્ય, પ્રસાદ, પ્રવાહિતા, અને ગાંધીજીની સાદાઈ અને રવીન્દ્ર-

of appearances It will vary with the most surprising and contradictory affirmations according as appearance varies ''

'એ ગંભીર વાત નથી'–It is not a serious matter મા મૅમ્મો નામનો માણુસ મશ્કરી ખાતર પરણે છે પત્ની ગારપેરિના સમ્સ મોભાદાર યુવતિ હરે છે તે પોતાના સ્વમાન ખાતર છૂટાછેડા લેવા તૈયાર થતાં પતિ તેની સાથે ખરેખર પ્રેમમા પડે છે Caps And Bells (૧૯૧૫) દ્વારા પિરાન્દેલ્લો એક ડગ આગળ ભરે છે તે કહે છે કે માણસો પોતાનો ખેલ ભજવવા માટે તૈયાર કરે છે, અને પોતે જે પાત્રનો ભાવ ભજવવાનો હોય છે તેનો વિરોધ કરનારને સાંખી શકતા નથી એક પાત્ર કહે છે 'આપણે બધા પૂતળા છીએ પણ આપણે તેમા એક નવુ પૂતળુ' ઉમેરીએ છીએ એ પૂતળુ તે આપણે આપણી જાત માટે જે ખ્યાલો ધરાવીએ છીએ તે આ બીજા પૂતળાને કોઈ ઈજા ન પહોચાડે તેની દરેક ખૂબ સભાળ રાખે છે–અર્થાત્ એ દભના પડદાને ચીરી ન નાખે અને એ દભ દ્વારા માન મળે એમ ઇચ્છે છે અહી સમાન દભમેવન થાય છે, ત્યારે All for the vest મા અજ્ઞાતપણે થાય છે

આપણે કોઈપણ માણસને તેના સાચા સ્વરૂપમા ઓળખવા અસમર્થ છીએ તેથી માણુસ પોતાને માટે જે બાહ્ય સ્વરૂપ સર્જે તેની તરફ આપણે સહિષ્ણુતાથી જોવુ જોઇએ ભ્રાન્તિ પણ ઘણી વખત ખૂબ જરૂરી છે. Right You Are 'તમે ખરા છો' નાટકમા આ વિચારો ગૂથાયા છે પછીના નાટકોમા લેખકે 'હોવુ અને દેખાવુ'ના અથવા વાસ્તવિકતાઓના સાપેક્ષ સબધોની આસપાસ વસ્તુગૂથણ કરે છે પ્રોફેસર એડ્રિઆનો ટિલધર કહે છે Pirandello's characters are funda mentally one and the same, but in always different, although related conditions' ગનો લાસીનના મત મુજબ–Pirandello sees life in its 'relativity in change and in change alone Fixity of any kind (including the one achieved by art) means death and stagnation to him And so he never tires of dending it no matter how respectable and respectable its masks'' સતત ફેર ફારના પ્રવાહમાં પિરાન્દેલ્લો જીવન જુએ છે તમે ખરા છો' મા તે કહે

છે, સત્યનું (આથી ભિન્ન) અસ્તિત્વ જ નથી તે આપણામાં રહેલું છે એ દરેક તેનું જેવું દર્શન કરે તેવું છે ' નિયમ વાસ્તવિકતા જેવું કાંઈ છે જ નહિ. વાસ્તવિકતા એ સનાતન વહેતો પ્રવાહ છે. બૌદ્ધધર્મની મહાયાન શાખાના માધ્યમિકોના વિચારો અને નાગાર્જુનના બધી વસ્તુઓની અવાસ્તવિકતા અને શૂન્યતાના સિદ્ધાંત સાથે પિરાન્દેલ્લોના તત્ત્વજ્ઞાનને સરખાવી શકાય. આથી જ તેનાં નાટકો દ અનન્ઝીઓનાં નાટકો જેમ ઇંદ્રિયોને નહિ, હૃદયને નહિ, પણ મગજને છંછેડનારા છે. પ્રેક્ષકો તેનું નાટક જોયા પછી થિયેટર બહાર અડધો કલાક ચર્ચા કરતા ચીમાં રહે છે. પ્રો ટિલયર કહે છે, તેમ 'In Pirandello dialectic becomes poetry.' Signora Morli, One and Two અને As you Desire Me માં તે એક માનવમાં રહેલ અનેક વ્યક્તિત્વો બતાવે છે. The Naked મા નર્સ ઇર્સિલા જીવનને જુઠાણાથી ઢાંકવાના વ્યર્થ પ્રયત્નોને અંતે 'નગ્ન' બને છે, ભૂતકાળને ભૂલી કે ભૂંસી શકાતો નથી. લેરો વિકો નોતાનું પાત્ર એ પ્રબુદ્ધ નિરીક્ષક પિરાન્દેલ્લો જેવું આંતરિકવૃત્તિઓનું ગુપ્ત તર્કશાસ્ત્ર જાણનાર માનવપ્રેમી પાત્ર છે. લેખકનાં બધા પાત્રોમા હસિલાનું પાત્ર નિરાળું છે.

'હેન્રી ચોથો' પિરાન્દેલ્લોનું એક શ્રેષ્ઠ નાટક ગણાય છે. તે ઐતિહાસિક નથી. 'હેન્રી ચોથો' લેખકનું જીવન પાત્ર છે તે અમૂર્તભાવ સમાં પાત્રો જેવું નથી. પિરાન્દેલ્લો અહીં નાટકની પરવા વિના બુદ્ધિવાદી ચર્ચામા ઊતરી, પાત્રોના સંવાદમાં પોતાની આંતરિક લાગણીઓનો સંવાદ રચે છે. Van Wyck Brooks ની દૃષ્ટિએ જોઈએ તો તે અહીં સાચો, કલાકાર છે, કારણ 'To be, to feel oneself, a 'victim' is in itself not to be an artist, for it is the nature of the artist, to live not in the world of which he is an effect, but in the world of which he is the cause, the world of his own 'Creation ' પિરાન્દેલ્લોએ તેની સૃષ્ટિ સર્જી નથી. માનવતાના કરુણ નમુનારૂપ એ સૃષ્ટિએ અને તેનાં પાત્રોએ લેખકને પોતાના વાહન તરીકે સ્વીકાર્યો છે. પોતે સર્જેલ બંધનથી માનવ મુક્ત થતો નથી અને સમાજ તેને તેમાં જકડાઈ રહેવા ફરજ પાડે છે, એ ખ્યાલ તેનાં When One is Somebody અને Trovarsi માં છે.

'To-night We Improvise અને Six Characters in Search of An Author માં પિરાન્દેલ્લો કલા અને જીવનને સંપૂર્ણ

ન્યાય આપવા કે તેનું સંપૂર્ણ અનુકરણ કરવા અસમર્થ છે તે જીવનનું એક પાસું પણ ખૂબ અપૂર્ણ માધ્યમિક સાહાય્યથી અનુકરણદ્વારા વ્યક્ત કરે છે આમ કલા એ જીવન નથી, એ કલા તો જીવનનો ઉપહાસ કે તેનું આદર્શીકરણ છે અથવા તો જીવન એ પોતાની અપૂર્ણતાનો ઉપહાસ છે વા તેની કૃત્રિમતા ભિન્નતાનું દર્શન છે

૭ પાત્રો લેખકની શોધમાં' વાસ્તવિકતા અને વ્યક્તિત્વનો સિદ્ધાંત ખૂબ અસરકારક રીતે રજૂ કરે છે ડૉ લુસિઆનો પેટેક એ વિશે કહે છે It is the most hallucinating most Pirandellian of Pirandellos plays પશ્ચિમની નાટ્ય-રંગભૂમિની દુનિયાના સતમનાગી ફેનાવનાર આ નાટક નાટ્યલેખનની માનસિક પરિસ્થિતિને જ નાટકરૂપે વર્ણે છે પોતાના પાત્રો પોતાના અભિપ્રાયોને કબૂલ કરે તેટલે સુધી સાચા કે ખોટા હોય છે, પર પિરાન્દેલ્લોના પાત્રો તો એક સાથે સાચા કે ખોટાં હોય છે, તેથી જ જાનો લાવ્રીન કહે છે 'In Pirandello how ever, Mephistopheles and Hamlet seem to be Siamese twins, and one is never quite sure which of the two is speaking' '૭ પાત્રો લેખકની શોધમાં' નાટકકાર અથવા કલાકારના આલેખન અને જીવન પર કટાક્ષ કરે છે. એમાં 'તો, આ નહીં અને' વિરોધાભાસથી ખદબદતું વિવિધરંગી જીવન, રચો તેનું નાટક ઉતારો એને કલામાં ! એમ એક બાજુ કે કલામાં આ શું છે 'તદ્દન સ્વયંભૂ લાગતી તત્ત્વયુક્ત સર્જકના થી વાસ્તવિકતાનો નિર્ણય કરવા સમર્થ છે ? ના, પાત્ર સર્જાયા પછી લેખકથી પણ સ્વતંત્ર થાય છે, દરેક જણ તેને મનફાવતા સંજોગોમાં ગોઠવી તેનો મનગમતો અર્થ કરે છે આમ કલાનું મંથન જ એક નાટકની વસ્તુ બની જાય છે!

પિરાન્દેલ્લોની નાટકકાર તરીકેની નબળાઈ અમુક વિચારોના વિવિધ રીતે કલાત્મક પુનરાવર્તનમાં નથી પણ તેની નબળાઈ હૃદયને બદલે મગજને ઉદ્દેશી, કાર્યને બદલે ચર્ચા કરી, પોતાના અભિપ્રાયોને બદલે લેખકના અભિપ્રાયો વ્યક્ત કરતાં પાત્રોમાં છે નાટક અત્યંત ચર્ચાત્મક બનતાં તેની ફિલસૂફી સમજનાર માટે કાંઈક કંટાળાજનક લાગે છે 'At times one listens to paradoxical theorems galvanized through lively dialects into a semblance of life.' (Janko Lavrin) પિરાન્દેલ્લો આત્મના અનુભવો તખ્તા પર રજૂ કરવા જતાં પોતાના જ

અનુભવો તખ્તાની આલમદાગ રજૂ કરે છે. તે અંતરના વણો આલમને દેખાડવા ઉત્સુક છે. તેના દર્દની કોઈ દવા જ નથી. તે તો દર્દપ્રદર્શનમાં જ આશ્વાસન મેળવે છે. તેનાં નાટકો દ્વારા બેનામી ડેપ્પી કહે છે તેમ તે માણસને જીવનનું પુનર્ગવર્તન કરવા પ્રેરે છે. બીજાઓની દષ્ટિબિંદુઓનો બનેલો સત્ય અને નીતિદર્શક આયનો માણસ પોતા સામે ધરે તો જણાય કે સત્ય જગતથી છૂપું રહેતું, છુપાવવા ધારેલા દુર્ગુણો ગુપ્ત રહી શકતાં નથી. માટે તે છુપાવનાર અણઘડ જાદુગરનો પાઠ ભજવવો નિષ્ફળ છે. In Pirandello's theatre we do not find the struggle of a hero against his destiny, but of a mass of men—each one of whom is conscious of his own despairing loneliness And all those plays are fragments of an immense drama in hundred acts પિરાન્દેલ્લોના નાટકનો નાયક ભાગ્ય સાથે ઝઝૂમતો એક માણસ નથી, પણ પોતાની નિરાશામય એકલતાથી સભાન એવા અનેક માનવોનો સમૂહ છે. અને બધાયે નાટકો એક વિરાટ શતાંકી નાટકોના ટુકડા છે. ડૉ. ગોલ્ડ બર્ગના મત મુજબ પિરાન્દેલ્લોમાં 'ventilates issues, shifts personages over the chess-board of his fancy, forms new combinations with the coloured glass of his dramatic Kalaidoscope' તે પ્રશ્નો ખડા કરે છે, કલ્પનાની શેતરંજ પર પાત્રોને પ્યાદા બનાવી રમત રમે છે, અને વિવિધરંગી કાચના ટુકડાઓને નાટ્યકલાની 'કેલિડોસ્કોપ'-નળીમાં ગોઠવી વિવિધ સાથિયા રચે છે. આર્થર લિવિંગસ્ટોનને પિરાન્દેલ્લોના પાત્રો ભૂતિયાં લાગે છે. તે કહે છે:

'Stripping reality of the attributes that make it seem to us most real, reducing personality to a fleeting, changing moment in a moment in a serious of moments, intensifying illusion with reality and vice-versa, breaking the individual soul up into many souls and putting these, into conflict one with another, Pirandello makes people over into something like ghosts, of a very diaphanous, insubstantial texture."

પિરાન્દેલ્લોની મહત્તાનું માપ લેવા જીવનમાં રહેલ દર્દના પ્રમાણ દ્વારા જ નીકળી શકે તેમ છે. જીવનમાં તેણે વિવિધ નિરાશા આપવી હતી અગત જીવનમાં ૧૯મી સદીના આશાવાદને હણનાર ૧૯૧૪ના મહાયુદ્ધ દ્વારા અને સિદ્ધાન્તમાંથે માનવતાવાદને નિરસ્ત ગણનાર ફેસિઝમ દ્વારા. એના પૂરી હારથે આ પરાજયને જીવનમાં સત્ય બનાવ્યો અને એક દૃષ્ટિએ જોતા એનો વિરોધ કર્યો. Masters of The Drama નો લેખક John Gassner આપણને જગતના આ મહાન નાટકકારનું મૂલ્યાંકન દર્શાવે છે: His work remains a monument to the questioning and self-tormenting human intellect which is at war not only with the world, the flesh and the devil but with its own limitations Once the intellect has conqured problem after problem without solving the greatest question of all namely, whether it is real itself rather than illusory—it reaches an impasse. Pirandello is the poet of that impasse. He is also the culmination of centuries of intellectual progress which have failed to make life basically more reasonable or satisfactory. He ends with a question mark. સદીઓથી થયેલ બૌદ્ધિક પ્રગતિના શૃંગ પર ચડી પિરાન્દેલ્લોએ બનાવ્યું છે કે એ પ્રગતિના પર્વતે પણ જીવનને તર્કગમ્ય, સરળ, અને સંતોષપૂર્ણ બનાવવામાં નિષ્ફળતાના આશ કરી છે પિરાન્દેલ્લોના નાટકો નિષ્ફળતાના હૃદયજનક પ્રશ્નિયા છે, તેનું સાહિત્ય જીવનમાં રહેલ અર્થહીનતાનું કરુણ ભાન છે તેણે સાહિત્ય દ્વારા પોતાના અંતરને ચોખ્ખું કર્યું અને નિર્દોષતામાં નકામા હાથ ધોયા.

"He cleansed his heart,
And washed his hands in innocence in vain"

—A. E. Housman

# કાકા કાલેલકરની ષષ્ટિપૂર્તિનો ઉત્સવ

"જય જય ગરવી ગુજરાત'ના ગરવા ગીત સાથે તા ૯ મી જાન્યુઆરી, ૧૯૪૧, બુધવારે સાંજે ૭ વાગ્યે પ્રેમાભાઈ હોલમાં ગુજરાત સાહિત્ય સભા તરફથી શ્રી રામનારાયણ પાઠકના પ્રમુખપદે આચાર્ય શ્રી કાકાસાહેબ કાલેલકરનો ષષ્ટિપૂર્તિ મહોત્સવ ઉજવાયો હતો. શ્રી કેશવરામ કા. શાસ્ત્રીએ શ્રી કાકાસાહેબને દીર્ઘાયુ ઇચ્છતા આવેલા સંદેશાઓનું વાચન કર્યું હતું જેમાં દી. બા. કૃષ્ણલાલ ઝવેરી, પ્રિ. અતિસુખશંકર ત્રિવેદી, શ્રી લીલાવતી મુનશી, શ્રી રમણલાલ વ. દેસાઈ, શ્રી જુગતરામ દવે શ્રી. વિજયરાય વૈદ્ય, શ્રી રમણલાલ વકીલ, શ્રી કનૈયાલાલ મુનશી વગેરેના સંદેશાઓ મુખ્ય હતા.

## જય સકર્મક અને અકર્મક

શ્રી રામનારાયણ પાઠકે કાકાસાહેબને અભિનંદન અર્પતાં જણાવ્યું હતું કે, મહોત્સવનો પ્રારંભ આપણે 'જય' શબ્દથી કર્યો એ વખતે મને વિચાર ઉદ્ભવ્યો કે આજનો પ્રસંગ ખરેખર 'જય'નો છે. કાકાસાહેબ મહારાષ્ટ્રિય હોવા છતાં તેઓએ ગુજરાતીને અપનાવી છે એમાં ખરેખર આપણો જય છે, અને એ જયમાં કોઈની હાનિ કે પરાજય એવો અર્થ નથી. સંસ્કૃતમાં 'જય' ક્રિયાપદ સકર્મક અને અકર્મક બન્ને છે. સકર્મક હોય ત્યારે એનો અર્થ કોઈના ઉપર જય, અર્થાત્ કોઈના પરાજયથી પોતાનો જય એવો અર્થ થાય છે. પણ જ્યારે તે અકર્મક હોય ત્યારે તેનો અર્થ માત્ર ઉત્કર્ષ થાય છે. કાકાસાહેબે ગુજરાતીને અપનાવી તેમાં ગુજરાતીનો અને તેમનો પણ જય છે; અર્થાત્ ઉત્કર્ષ છે; તેમાં કોઈ બીજાનો પરાજય કે હાનિ નથી. કાકાસાહેબે માત્ર ગુજરાતી ભાષાની જ સેવા કરી છે એમ નથી, તેમણે તેમના પ્રાન્તને પણ ઘણું આપ્યું છે અને તેથી મહારાષ્ટ્રમાં પણ તેમની ષષ્ટિપૂર્તિ ઊજવાય છે. તેઓએ પોતાના કાર્યક્ષેત્ર તરીકે ગુજરાતને પસંદ કર્યો, કારણ કે તેઓ પ્રાંતીય ભેદોથી પર છે. તેમનું નિબંધ સાહિત્ય ઘણી જ ઉચ્ચ કક્ષાનું છે. ખરો સાહિત્યકાર એક જ નહિ પણ અનેક દિશાઓમાં કાર્ય કરે છે. સ્વ. મહાદેવભાઈ દેસાઈએ એક પ્રસંગે મને કહેલું કે, કાકાસાહેબ સર્વ વિષયોમાં રસ ધરાવે છે. આપણે બે દિવસ માત્ર બોલીને કાર્યક્રમ ઊજવવાનો નથી, પરંતુ કાકાસાહેબને સમજવાના છે. ગુજરાત સાહિત્ય સભાએ કાકાસાહેબના સાહિત્ય પરના વિવેચનોનો એક ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું છે. એ યોગ્ય દિશાનું પગલું છે.

## જન્મથી જ સાહિત્યકાર

શ્રી. ગ વા માવલકરે કાકાસાહેબને અજલિ અર્પતા જણાવ્યુ હતુ કે પ્રથમ "વક્તા" તરીકે મને મૂકયો છે, પણ હું વક્તા નથી વક્તવ્ય એ જુદી વસ્તુ છે, પરતુ કાકાસાહેબ પ્રત્યે મને જે પૂજ્ય ભાવના છે તેને લઈ હું તેમને પ્રથમ વદન કરવા ઊભો થયો છુ કાકા સાહેબને સાહિત્યકાર કરતા એક વ્યક્તિ તરીકે વિશેષ જાણું છુ એમનું સાહિત્ય મે વાચ્યુ નથી એમ સમજવાનુ નથી મત અને સાહિત્યકાર જન્મથી જ હોય છે કાકાસાહેબ જન્મથી જ સાહિત્યકાર છે, કાકા સાહેબનો પ્રથમ પરિચય મને ૧૯૦૫ ના અરસામા તેમના મરાઠી ગ્રથ દ્વારા થયો તેઓએ શ્રી ગુણાજી સાથે 'મહારાષ્ટ્ર વેદ' નામનો ગ્રથ રચ્યો હતો તે ઉપરથી મે તેમને પ્રથમ ઓળખ્યા બગભંગની ચળ વળમાં પણ કાકાસાહેબનો ફાળો નાનોસૂનો ન હતો તે ચળવળના અરસામા સ્વ લોકમાન્ય તિલકને ૬ વર્ષની જેલની સજા થઈ તે સમયે શરૂ થયેલા 'રાષ્ટ્રમત' નામના દૈનિકમા તેમનો ફાળો અતિ મહત્ત્વનો હતો એ સમયમા વર્તમાનપત્ર ચલાવવુ અતિ મુશ્કેલ હતુ કાકાસાહેબની રાષ્ટ્રિય પ્રવૃત્તિઓ સાથેના સંબધોનું આકર્ષણ મને વિશેષ હતુ ૧૯૧૬ ના અરસામાં તેઓ ગાંધીજી સાથે જોડાયા અને મારો અને તેમનો ત્યારથી પરિચય થયો તેઓ રાષ્ટ્રિય પ્રવૃત્તિઓ સાથે આવેલા હતા તેઓ પ્રખર કેળવણીકાર હોઈ રાષ્ટ્રિય દષ્ટિએ શિક્ષણ આપવાની પ્રથા હાથ ધર્યા સિવાય દેશની આઝાદી મળી શકે નહિ રાષ્ટ્રિય શિક્ષણક્રમ પ્રજાઘડતરનો પાયો છે અને તેથી તે અતિ મહત્ત્વનો રચનાત્મક કાર્યક્રમ છે એ વસ્તુ શ્રી કાકા સાહેબે વર્ષો પૂર્વે જાણી જીવન તેમા ઝપલાવ્યુ હતુ તેઓ જે આદર્શો વિદ્યાર્થીઓ સમક્ષ મૂકતા હતા તેને તેઓએ પોતાના જીવનમા ઉતાર્યા હતા એ તો, જે તેમના વ્યક્તિત્વના પરિચયમાં આવે તે જ સમજી શકે આવી વ્યક્તિ ગુજરાતને મળી એ ગુજરાતના અહોભાગ્ય છે ભલેને પછી એ વ્યક્તિ મૂળમાં બગાળી, મહારાષ્ટ્રિય કે બીજી કોઈ પ્રાંતની હોય તેઓએ પોતાનું જીવન રાષ્ટ્રને અર્પણ કર્યું છે જે માણસ વિચાર અને આચારમા પોતાની વાણી પ્રમાણે નથી વર્તતો તે માણસ ગમે તેવુ સહિત્ય સર્જે પણ તે જનતાને આદર્શરૂપ ગણાય નહિ એ વાણી પાછળ તપશ્ચર્યા અને શુદ્ધતા હોય તો જ તે આદર્શરૂપ બની શકે છે મુદ્રણકલાના જન્મ પછી જે સાહિત્ય બહાર પડયુ તેમાનું ઘણું સાહિત્ય કમનસીબે દેશને દોરવણીરૂપ બની

આગળ લઈ જઈ શકે તેવું નથી. આ સાહિત્ય જમણમાંના પાપડ જેવું છે; પણ માત્ર અથાણાં પાપડ ખાવાથી ચાલી શકે નહિ, સાથે સાથે પૌષ્ટિક ખોરાકની પણ જરૂર રહે છે જ. એ જ પ્રમાણે સાહિત્યમાં લેખકે ચારિત્ર્ય અને નિર્મળતા જાળવવી એ અતિ અગત્યનું છે. સાહિત્યનું સર્જન રંજન માટે જ માત્ર ન હોવું જોઈએ, પરંતુ રાષ્ટ્રઘડતરની દૃષ્ટિએ હોવું જોઈએ. કાકાસાહેબનું સર્જન એ પ્રકારનું છે. એ સરલ છે–ચિંતનરૂપ છે. એની પાછળ તપશ્ચર્યા અને ત્યાગ છે. શ્રી કાકાસાહેબ શતાયુ બની રાષ્ટ્રઘડતરના કાર્યમાં તેમનો ફાળો આપતા રહે એવી પ્રાર્થના કરું છું.

બાદ શ્રી. પરીક્ષિતલાલ મજમુદારે સ્નાતક સંઘ તરફથી શ્રી. કાકાસાહેબને અભિનંદન આપી દીર્ઘાયુ ઇચ્છી તેમની સાથેના કેટલાક પ્રસંગો વર્ણવી જણાવ્યું હતું કે રાષ્ટ્રિય શિક્ષણ એ તેમના લોહીમાં જ છે.

શ્રી. ઉમાશંકર જોષીએ જણાવ્યું હતું કે એમની સાથેનો મારો સંબંધ એક શિષ્ય તેમ જ અંતેવાસીનો છે. હું એક જ વાક્યમાં એમ કહી શકું કે હું એમની પાસે ગયો હતો અંતેવાસી થવાની લાલચથી અને પાછો ફર્યો છું વાત્સલ્ય લઈને. અમારા વ્યવહારમાં મુક્તતા અને મોકળાશનું વાતાવરણ રહ્યા કર્યું છે. પોતાના ઉચ્ચ આદર્શોને વળગી રહેવાથી તેઓ સામાની નબળાઈ જાણી શકે છે. સામો માણસ ગમે તેવો નાનો હોય

નાથનું કવિત્વ વગેરે નજરે પડે છે લખનારનું શીલ તેની શૈલીમા હોય તેમ એમની ભાષા સ્વચ્છ અને સાત્વિક છે તેઓ પ્રકૃતિસૌંદર્યના ઉત્તમ નિરૂપક અને નિરીક્ષક છે શ્રી કાકાસાહેબે ગુજરાતની કરેલી સેવા અને સાહિત્યસેવા ગુજરાતીઓથી કદી ભુલાય તેવી નથી અને તેથી જ આજનો ઉત્સવ એ કૃતજ્ઞતાનો ઉત્સવ છે

શ્રી ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ) એ શ્રી કાકાસાહેબને દીર્ઘાયુષ ઇચ્છતાં સાચા બ્રાહ્મણ તરીકે ઓળખાવ્યા હતા અને કહ્યુ હતું કે બ્રાહ્મણ એટલે જ્ઞાનની ઉપાસના કરે તે, લોકસમૂહની દૃષ્ટિએ જીવન અર્પે તે એમનું એ બ્રાહ્મણત્વ આપણે લઈ શકીએ તો મહોત્સવ ઊજવી કૃતકૃત્ય થયા ગણાઈએ

શ્રી મગનભાઈ દેસાઈએ શ્રી કાકાસાહેબ સાહિત્યભક્ત નથી, પણ સંસ્કૃતિભક્ત છે એમ જણાવતાં કહ્યુ હતું કે તેમના લખાણમાં અર્જુનને શોભાવે તેવો વિષાદ છે એંસઠમા વર્ષે તેમણે ભારે મોટો પહાડ ચડવા જેવુ કાર્ય ઉપાડયુ છે અને તે રાષ્ટ્રભાષાપ્રચારનું છે

## બીજે દિવસે

કાકાસાહેબ કાલેલકરની ષષ્ટિપૂર્તિ-સમારભના બીજા દિવસે કામકાજ શરૂ થતા પહેલા કવિ ન્હાનાલાલના અવસાન નિમિત્તે પાચ મિનિટ મૌન જાળવાયું હતું તે પછી ડૉ હરિપ્રસાદે જણાવ્યુ હતું કે, કાકાસાહેબ સરસ્વતીચંદ્ર પેઠે vagabond રખડુ હતા કૌટુમ્બિક જીવન ઉપર કાકાસાહેબે અગ્નિ મૂકી દીધો હતો મૂઠીમા જીવ લઈ ફરનારાઓમા કાકાસાહેબ એક હતા તેઓ ચોપડીઓના દાસ નથી પણ મૌલિક વિચારક છે એમના રસની ચીજો અનેક છે ફાડીઓ, ધૂળ, વૃક્ષો, નદીઓ, પહાડો, તારાઓ વગેરે અનેક વિષયોમાં તેમને રસ છે સંસાર તરફ તેમની દૃષ્ટિ રસમય છે બહાર દૃષ્ટિ કરતા તેઓ વિરાટનાં દર્શન કરે છે અને અન્તર્દૃષ્ટિ કરતા તેઓ અતર્યામીને જુએ છે જ્યાં જ્યા તેઓ ગયા છે ત્યાથી સરસ ચીજો લાવીને તેમણે ગુજરાતને ચરણે ધરી છે

### શ્રી કાકાસાહેબનો પ્રત્યુત્તર

તે પછી શ્રી કાકાસાહેબે નીચે પ્રમાણે ઉત્તર વાળ્યો હતો

મારા કામને અગે મારે અહીં આવવાનું તો હતું જ, પણ ષષ્ટિપૂર્તિ સમારભ અગે મારે અહીં આવવાનું છે એમ જ્યારે ઉમાશકરે કહ્યુ ત્યારે મને એ વિચિત્ર લાગેલું પણ મારા વિદ્યાર્થીઓ મારે માથે ચડી બેસે છે

ઉમાશંકરે જવાબ આપ્યો કે તમે જીવતા છો માટે બોલાવીએ છીએ. મારે આવવું જ પડયુ. ગઇ કાલે પ્રો. ગવળે પેલા નાઝીની સ્થિતિ વર્ણવી હતી તેવી મારી દશા થશે કે શું એવી મને બીક પણ હતી. એક વખત હતો જ્યારે પ્રશંસા ગમતી હતી. પણ જેમ જેમ અંતર્મુખ થતો ગયો તેમ તેમ લોકો જેનાં વખાણ કરે છે તે મારામા છે કે નહિ તે જોવા લાગ્યો ને વખાણ સાંભળીને ક્ષોભ અનુભવવા લાગ્યો. પછી તો રીઢા થયે જ છૂટકો છે એમ મન સાથે નક્કી કર્યું કદર સાંભળીને રાજી થતો એ જમાનો ગયો. લોકો માને છે તેવો હું નથી એનો વિષાદ પણ રીઢા થઇને ટાળ્યો. છતાં જે તટસ્થભાવ આવવો જોઇએ એ આવ્યો નથી એવી વચની સ્થિતિમા હું છું. તો ય ગઇકાલના ને આજના ભાષણો સાંભળતાં જેવી બીક લાગશે એમ ધાર્યું હતુ તેવી લાગી નથી. લોકો આમ જ બોલે ને એમાંથી બોધ એટલો જ તારવવાનો કે એ આદર્શ સુધી હું ચડું.

## અંતર્મુખતા

પણ ચડવાની વૃત્તિ છતા મારામા એવી શિથિલતા રહેલી છે કે વિષાદ રહી જાય છે. ગરીમાંઇ એ જીવનનું રસાયણ છે ને એને જે પચાવે તે જ દ્રઢકાય બની શકે છે એમ જ્યારે મે લખ્યું ત્યારે મને થયું હતું કે મારા લેખ કરતાં હું ઊતરતો છુ. તે દિવસથી મારા મનમાં વિષાદ પ્રસરી ગયો. એકવાર જેલમાથી બહાર આવીને મહાદેવભાઇએ ટકોર કરી હતી કે "કાકા જેલમાં રહી આવીને આપમોલા થઇ ગયા છે." વાત સાચી છે, પણ મારા મનોભાવોનું પૃથક્કરણ કરી કરીને હું મને પોતાને તટસ્થતાથી જોતો થયો છુ. અંતર્મુખ થવાની વૃત્તિવાળા જેમ બીજાની તેમ પોતાની પણ ચર્ચા કરતો થયો છું બીજા દોષ બતાવે ત્યારે કબૂલ પણ કરું છુ. એમ ન હોત તો ગઇ કાલે જે ભાષણો થયા તે સાંભળીને કાં તો ફુલાઇને ફુગ્ગો થઇ જવાય કે ઓગળીને પાણી થઇ જવાય. સામાન્ય લોકોને જોવાની આ જ દ્રષ્ટિ હોવી જોઇએ એટલો બોધ મેં આમાથી લીધો છે.

## સાહિત્યકાર કે કેળવણીકાર?

બે દિવસના વ્યાખ્યાનોની અસરથી નમ્રતા ભૂલીને આ તો પોતાને વિશે જ બોલે છે એમ તમને કદાચ લાગશે તો ય બોલીશ મહારાષ્ટ્રમાં એક વાદ ચાલ્યો—મહારાષ્ટ્ર બહુ જ વાદપ્રિય છે—કાકાને કળાકાર કહેવા કે કેળવણીકાર? એક પક્ષ કહે છે કે કાકા સ્વભાવે કળાકાર છે, પણ થયા

છે કેળવણીકાર મે કહ્યુ કે હું કળાનો રસિક નથી એમ તો નથી જ કહેતો કળા વિશે મને આદર છે મે વાચ્યુ પણ છે મે લખ્યુ છે તે સાહિત્ય નથી એમ પણ નથી ૫૦ વર્ષનો માણસ નમ્ર હોય તોપણ એમ તો ન જ કહે કે પોતે ૪૯ વર્ષનો છે પણ સાહિત્યકારની અંદર જે ગુણ હોવા જોઈએ, જે ગૂઢ તૈયારી હોવી જોઈએ તે મારામાં નથી એટલે સાહિત્યકાર કહેવડાવીને હું શા માટે ફજેત થાઉં ?

મારી વૃત્તિ—પ્રેરણા—શિક્ષકમા છે પોતાના સહવાસથી વિદ્યાર્થીઓને ઉન્નતિના માર્ગ બતાવી દે તે શિક્ષક નવલકથા, લઘુકથા કે કવિતા મે લખી નથી નિબધદ્વારા મારા વિચારો મે સીધસીધા રજૂ કર્યા છે નિબધ એ શિક્ષકનુ સાધન છે લોકો જે ગ્રહણ કરે છે તે વસ્તુની ઉત્કટતાને કારણે. એ ઉત્કટતાનો ગુણ શિક્ષકમા હોવો જ જોઈએ પાઠક સાહેબે એક વાર મને કહેલુ કે તમારુ લખાણ શીરા જેવુ છે માણસ દબદબ ખાઈ જાય પણ એને ખબર ન પડે માણસ off his guard—બેફામ—હોય ને ખાઈ જાય તેવુ તમારુ લખાણ છે પણ પત્રવ્યવહાર, વાસરી, ભાષણો ને નિબધ એ શિક્ષકના સાધનો જ મે તો ખીલવ્યા છે.

કેળવણીકાર કે ક્રાન્તિકાર ?

હુ કેળવણીકાર છુ કે રાજદ્વારી પુરુષ છુ, એ પ્રશ્ન ડૉ હરિપ્રસાદે ઉઠાવ્યો હું ક્રાન્તિકારી હતો પણ મે જોયું કે ક્રાન્તિ સસ્તી ચીજ નથી ક્રાન્તિની તૈયારી માટે કેળવણીની જરૂર છે એ પણ મે જોયુ ત્યારે હું કેળવણીકાર થયો ક્રાન્તિકાર તરીકેના મારા પરાક્રમો કહું તો રમણલાલ આગળ ચાલે પછી તો કેળવણીની સેવા કરતા કરતા હું સાહિત્ય સુધી આવ્યો વચ્ચે પત્રકાર પણ થયો આજે પ્રચારક થયો છુ પણ મૂળે જેવો હતો તેવો જ છુ પ્રસંગ આવ્યે જ ક્રાન્તિને બહાર કાઢવી એટલે, સમય હું જાણુ છુ સયમ વિના રચનાત્મક કામ થઈ ન શકે પણ હું ક્રાન્તિકાર હતો, છુ ને એમ જ મરવાનો છુ

ગાધીજીને ચરણે

ગાધીજીના આશ્રમમા જોડાયો ત્યારે એક ભાઈને—મારા સમરાને પુષ્કળ આનદ થયો. થયું કે હાશ હવે આ ફાંસીએ જવાનો નથી ને આપણે સુરક્ષિત છીએ પણ ગાધીજીને હુ તો ક્રાન્તિકાર તરીકે જ ઓળખતો હતો આશ્રમમા જોડાયા પછી પહેલા આઠ દિવસ મે એમને ઓછા cross-examine કર્યા નથી હું માનતો કે આવડા મોટા ગજા માટે

માત્ર એક જ પદ્ધતિ ન ચાલે હિંસાથી, અહિંસાથી, બધી રીતે કામ લેવું પડે પણ મે જ્યારે જોયુ કે જીવનના સર્વાળા અંગોનો તેમણે પરિપૂર્ણ વિચાર કર્યો છે, બધું એમનામાં ઓતપ્રોત થયું છે, ત્યારે મારું હૃદય મારી બુદ્ધિ, મારી કાર્યશક્તિ મે એમને ચરણે ધરી કોઈ દિવસ તે પછી હું પસ્તાયો નથી એમની વિભૂતિ વધુ ને વધુ ચડતી જાય છે એ પણ હું અનુભવતો રહ્યો છુ એટલે મારા જીવનમા મે એક પણ સત્કૃત્ય કર્યું હોય, તો તે ગાધીજીને હું ઓળખી શક્યો, એમની સાથે લાગી જઈ શક્યો તે છે એમણે કોઈ દિવસ કોઈ પણ પ્રકારનું દબાણ મારા પર આણ્યુ નથી એમણે જે સ્વતત્રતા મને આપી છે તે નથી માનતો કે માનવવ્યવહારમા કોઈ પણ કદી આપી શકે

### દીર્ઘાયુષ નહિ, શ્રેષ્ઠતમ આયુષ

મારે માટે દીર્ઘાયુષની પ્રાર્થના ના કરશો. એટલી પ્રાર્થના કરો કે જ્યાં સુધી દેવહિત આયુ પહોચે ત્યાસુધી એની ઉપયોગિતા ઘટે નહિ દીર્ઘાયુ કે અલ્પાયુનો વિચાર સહેજ નાસ્તિકના સૂચવે છે જન્મ પહેલા જ આયુષ ની મર્યાદા નક્કી થઈ ગઈ હોય છે, એવુ માનનારો નસીબવાદી હું નથી જેમ માણસ ચાલે તેમ ભગવાનનું બજેટ બદલાય છે માત્ર એની આપણને ખબર પડતી નથી જ્યારે મરણ આવે ત્યારે એ સુદર છે ફળ જેમ પરિપક્વ થયા પછી ખરી જાય છે તેમ માણસ ઉપયોગિતા કરતા વધુ જીવે ત્યારે ઊતરી જાય છ આપ સહુની શુભ કામના એ મારે માટે તો મોટો ખોરાક થશે પણ હું maximum માં નહિ, optimum માં માનું છુ મનુષ્યને ઇષ્ટતમ આયુષ મળો એમ હું તો ઇચ્છુ છુ તમે પણ મારે વિશે એવી જ પ્રાર્થના કરો

### વિષાદ શાથી?

૧ મધુ કાને મગનભાઈ દેસાઈએ મારા લખાણમા સૌન્દર્યની સાથે સાથે વિષાદનું તત્ત્વ છે એમ કહ્યુ એ વાત સાચી છે વિષાદ કેમ ન હોય? આ દુનિયાની પ્રવૃત્તિ જોતાં એમ જ લાગે છે કે જે ભગવાનને આપણે ઉપાસીએ છીએ તેણે શુ જોઈને આવુ કર્યું હશે? ટેનિસને પણ કહ્યુ હતું કે Some lesser God has created this earth આપણી આશા ને અભિલાષા પરિપૂર્ણ ન થાય એવુ, આસ્તિકતા હોય તે વિષાદ સેવે ને નાસ્તિકતા હોય તે આપઘાત કરે એવુ આ જગત છે એટલે વિષાદ તો રહે છે જ આતરિક પ્રવૃત્તિ પરત્વે પણ વિષાદ હોઈ શકે એટલે જ ભગવાનને

પ્રાર્થું છુ કે, "હે ભગવાન, કા તો ઉચ્ચ આદર્શનું દર્શન ન કરાવ, કા તો ત્યાંસુધી પહોચવાની શક્તિ આપ."

ઘણી વાર એમ પણ થાય છે કે કોઈ ઓરડીને બારણું નાનું હોય ને પ્રકાશ ઓછો આવે તો વાંક ઓરડીનો નહિ પણ ઓરડીના બનાવનારનો છે તો પછી ભગવાન સાથે તકરાર શા માટે કરવી ? પણ અંદરની, મારી પોતાની મોળાશનો પણ વિષાદ રહે છે એ મારા લખાણમાં ન ઊતરે તે માટે પ્રયત્નશીલ રહું છુ છતા એ થોડીઘણી ઊતર્યા વિના તો કેમ રહે ? પણ એનો મને વાંધો નથી

શૃંગાર રસ કેમ ખીલવ્યો નથી ?

આશ્રમવાસી થઈને મેં મારુ જીવન ને દર્શન સંકુચિત નથી કર્યા. ગઈ કાલે વચાયેલા શ્રી રમણલાલ દેસાઈના સદેશામા હતું કે મે મારા લખાણમા શૃગારરસ આવવા દીધો નથી હવે શૃગારનો જે પ્રકાર સાહિત્ય મા દેખાય છે તે મોટે ભાગે બેહૂદો હોય છે કેટલાકમા આદર્શીકરણ થયુ હોય છે, પણ એનું રૂપ ઉચ્ચતર હોવુ જોઈએ એમ હું માનું છુ જ્યાં-સુધી મારામા વિકાર છે ત્યાસુધી હુ શૃગારનું સાચુ દર્શન કરાવી ન શકુ મેં એ રસને ત્યાજ્ય નથી ગણ્યો પણ બીજા રસોમાંથી જેમકે વીરમાથી, જે શુદ્ધ આનદ હું લઈ શકુ છુ તે શૃગારમાથી આવતો નથી જે દિવસે મને શુદ્ધ શૃગારનું દર્શન થશે તે દિવસે હુ એને મારા સાહિત્યમા આવવા દઈશ આશ્રમવાસી છુ માટે હુ એને છેડતો નથી એમ નથી શિક્ષક તરીકે આખા જીવનનુ દર્શન વિદ્યાર્થીઓને કરાવવાનું હતું એમાં તો બધી વસ્તુઓ આવે વિદ્યાર્થીઓને કાજે પણ શૃગાર સાહિત્ય મારે ઠીકઠીક વાચવુ પડ્યું છે મારા પોતાના પણ મીમાંસા અનુભવો છે એટલે શૃગારનું મહત્ત્વ હું સ્વીકારુ છુ એને ભ્રષ્ટ ગણું છુ એમ પણ નથી વિદ્યાર્થીઓ, મિત્રો અને વિદ્યાર્થીઓના વડીલોને સંબોધીને કાલ્પનિક પત્રો એ વિષયમાં લખુ એવી પણ એક ધારણા હતી શુદ્ધ શૃંગાર સુધી પહોચવાની નિર્વિકારી દૃષ્ટિ કેળવાશે તો હુ તે આપીશ જ હું નહિ આપું તો બીજો કોઈ આપશે દુનિયા એને માટે તૈયાર રહી છે શુદ્ધ શૃગાર આવે ત્યાંસુધી આપણે રાહ જોવાની છે

સત્ય અને સૌંદર્ય

સત્ય અને સૌંદર્યનો પણ એક પ્રશ્ન છે આપણી આજની સ્થિતિમા સત્ય સુંદર નથી લાગતું એ ઉગ્ર ભયંકર લાગે છે. પણ સત્ય ને સુંદર એક જ

જીવનરત્નનાં બે જુદા જુદા પાસા છે એનો સાક્ષાત્કાર થવો માટે આપણને દર્શન થવુ જોઇએ તેથી જ સત્યનિષ્ઠા, જીવનનિષ્ઠા, કેળવવી જોઈએ જીવનના એક પણ પાસાનો અનાદર કર્યા વિના આપણે જીવન માટે મથવુ જોઇએ

**ઉપમા અને ઉપમાન**

મારી ઉપમાઓની પણ વાત થઈ ઉપમા એ મારે મન માત્ર શણગાર નથી ઉપમાઓને સાહિત્યકારો વાસી કરી નાખે એ ઠીક નથી અનુભવમાથી ઉપમાં અને ઉપમાનનુ સાધર્મ્ય હૃદયથી સમજાય ત્યારે જ તે ઉત્કટ બનીને વાસી ન બને તેવો આનદ આપે છે હુ ઉપમા વાપરતો જ નથી હુ ઉપમાન વાપરુ છુ અનુભવની ઉત્કટતામાથી ઉપમા સૂઝે તે ઉપમાનની કોટીએ પહોચે છે

**વિકાસનો ઇતિહાસ**

ઉંલ્લા મહિના બે મહિનાથી મારા શેઠ—અમૃતલાલ નાણાવટી—મારી પાસેથી એટલુ બધુ કામ લે છે કે જે વિસ્તારથી મારા અનુભવોની વાત કહી શકત તે આજે કરી શકતો નથી પણ કહું કે મારી ને કોગ્રેસની ઉમર સરખી છે કોગ્રેસની પ્રગતિ એ મારા જીવનનું દર્શન પણ કોગ્રેસ પ્રત્યે ગાંધીજી આવ્યા ત્યાસુધી લગીરે નિષ્ઠા નહોતી ધીમેધીમે મારો ઉન્માદ ઓછો થયો આજે કોગ્રેસના સસ્થાપકો પ્રત્યે તિરસ્કાર રહ્યો નથી ઉલટો આદરભાવ છે હિન્દુસ્તાની સંસ્કૃતિ હું જોતો થયો છુ એમા કોગ્રેસનો હિસ્સો ઓછો નથી

૧૮૫૭ ની સાલને અતે ઘણા માણસો નાસીપાસ થઈને સન્યાસી થયા રશિયનો કહે છે કે Religion is the opiate of people આત્મહત્યા કરવાને બદલે લોકો સંન્યાસી થઇ જાય એ હતપ્રભ દશા મે જોઈ હતી પછી જૂનો ચીલો ભૂલીને નવો ચીલો પાડવા તરફ દેશ વળ્યો પણ ગુરુ મળ્યા અગ્રેજ આપણે બધારણને માર્ગે વળ્યા પછી લિબરલ, પછી રેડિકલ પછી નેશનાલિસ્ટ પછી લેબર એમ ક્રમ ચાલ્યો ફાશિઝમમા પણ કઇ દૈવત હશે એમ લાગ્યુ કમ્યુનિઝમ તરફ પણ વળ્યા આપણે કાં તો દેશબહાર ગુરુ શોધવા ગયા અથવા તો ભૂતકાળમાંથી લઈ આવ્યા પણ મે એક વાર કહ્યુ હતુ તેમ ભૂતકાળ એ ઉત્તમ ખાતર છે, ખોરાક નથી

**હિન્દુસ્તાની સસ્કૃતિ**

કોગ્રેસ પોતે હિન્દુસ્તાની સંસ્કૃતિની ઉપાસક હતી હિન્દુ સંસ્કૃતિને

વિકસિત કરીને હિન્દુસ્તાની સંસ્કૃતિ સુધી લઈ ગયા વિના છૂટકો નથી એ ટોલ્સ્ટોયે શિખવાડયુ આજે આપણી ને અગ્રેજોની વચ્ચે જે અંતર છે તે એવુ ભયાનક છે કે એમની પાસે છે તેવાં શસ્ત્રોથી લડવા જતા આપણે ખલાસ થઈ જઈએ આપણે જો નવુ આપણા અનુભવ અને જીવન નિષ્ઠામાથી આવતું સ્વદેશી શસ્ત્ર શોધી કાઢીશુ તો જ બચીશુ, નહિ તો સ્વરાજને આવતા વર્ષો લાગશે

પહેલા વિજ્ઞાનને હતું કે બધા પ્રશ્નોના ઉકેલ પોતે જ આણી દેશે પણ હવે એ ડાહ્યુ ને ધ્યેયવાદી બન્યુ છે હવે એ આપણે માટે કઈક અનુકૂળ છે

વિશિષ્ટ સસ્કૃતિએ રાજકર્તાઓની જે મનોદશા ઘડી હતી તે જોતા આપણી કેટલીક રૂઢિઓને એમણે રાખી શી રીતે લીધી એ પણ એક પ્રશ્ન છે તોય વિધવાને જીવતી બાળવાનો ચાલ એ રાખી ન જ શક્યા એક વિધવાને બાળવાને તૈયાર થયેલાઓને લોર્ડ નેપિયરે સંભળાવેલું કે તમે આ દેશમા પ્રજા તરીકે છો તો હું રાજા તરીકે છુ તમે ભલે તમારી રૂઢિ પ્રમાણે પેલી વિધવાને બાળો, હું મારા દેશની રૂઢિ પ્રમાણે તમને ફાંસીએ લટકાવવાની તૈયારી કરાવુ છુ તોય આપણને પાળવા દઈ શકાય તેટલી રૂઢિયો અગ્રેજોએ પાળવા દીધેલી

## પ્રગતિનું સરવૈયું

ધર્મતત્ત્વ જાળવીને સુધારો કરવો એ શીખ સ્વામી વિવેકાનંદે આપી એની બેસંટ, દયાનંદ આદિએ પણ એ જ શીખવ્યુ મહાત્મા ગાંધીજીએ એ સવિશેષ શીખવ્યું રાજા રામમોહનરાય રાનડે ભાંડારકર વગેરેનો ફાળો પણ નાનોસૂનો ન હતો આજે ધર્મના દર્શનમા આપણે ખૂબ આગળ વધ્યા છીએ અનુશીલનમા શિથિલ છીએ તોપણ છેલ્લા ૬૦ વર્ષમા સરવાળે આપણે ખૂબ આગળ વધ્યા છીએ ધર્મ સમાજસુધારણા, બુદ્ધિ વાદ, સાહિત્ય એ સર્વમા આપણે ઠીક પ્રગતિ સાધી છે ગ્રામસસ્કૃતિનો પુનરુદ્ધાર થતાં આપણા હુન્નર ઉદ્યોગોનો વિકાસ થશે, આપણી લલિત કળાઓ પણ વિકાસ સાધી શકશે સાહિત્યનો આપણે ઘણો વિકાસ સાધ્યો છે છતાં હજી એની પ્રતિષ્ઠા કરી નથી એ પણ કરીશુ એવી મને શ્રદ્ધા છે

## આસામને ભૂલશો નહિ

ગાધીજી હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલા હુ ગુજરાતમા આવેલો સુરત કોંગ્રેસ પછી મને લાગ્યુ કે ગુજરાતમા મહારાષ્ટ્ર જેટલું

રાજકીય ઝનૂન નથી. 'મહારાષ્ટ્રીઓએ ગુજરાતમાં જે રાજ્ય કરેલું તે જુલ્મી અને અન્યાયી હતું. એટલે અભિમાન ભૂલીને નમ્રભાવે, પ્રાયશ્ચિત્ત-ભાવે પડોશી' પ્રાન્તની સેવા કરવા હું આવેલો (પણ પગપેસારો કરવાની જગ્યા જ ન જડી એટલે હિમાલય ગયો. ત્યાંથી શાન્તિનિકેતન ગયો, જ્યાં મને ગાંધીજી મળ્યા. ગુજરાતમાં પણ દક્ષિણ કરતાં ઉત્તર ગુજરાતનો અવિશેષ પરિચય થયો. જ્યાં સેવાની સવિશેષ જરૂર હોય ત્યાં આપણે પહોંચી જવું જોઈએ. હું વારે ઘડીએ આસામની મુસાફરી કરું છું. ત્યાંનું પ્રકૃતિસૌંદર્ય તો ઉત્કૃષ્ટ છે જ આપણી ઉત્તર-પૂર્વ સરહદ, ચીન હિંદુસ્તાનની સરહદ અગત્યની છે. આસામને આપણે ખોઈ બેસવું ન જોઈએ ત્યાં તીર્થસ્થાનો ઊભાં કરવા જોઈએ.

૬૦ વર્ષ પહેલાં દુનિયામાં માત્ર બે જ દેશો છે એમ આપણે માનતા. એક આપણો પોતાનો ને બીજો ઇગ્લેંડ. બાકીના દેશો વિશે ઇગ્લેંડ કહે તે પ્રમાણે માનતા. હવે આપણે દુનિયાનો ઇતિહાસ, સ્થિતિ સમજતા થયા છીએ દૃષ્ટિ વિશાળ બની છે. દુનિયામા આપણો એકડો હોય એવી મહાત્ત્વાકાંક્ષા પણ ઊભી થઇ છે. વિશાળ દૃષ્ટિ અને એકાગ્રતાના પ્રમાણમાં એ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ થશે.

**પૂર્ણસ્વરાજ મળતાં સુધી નિવૃત્તિ કેવી?**

હું કેટલું જીવીશ તેની મને ખબર નથી. ૬૩ વર્ષનું બજેટ આંકી મૂક્યું હતું પણ જેલમાં ગયો તેથી ત્રણ વર્ષ મજરે મળ્યા છે. ગુજરાત બહાર ગયો છુ તોપણ મારા હૃદયની બહાર ગુજરાત નથી. મારા મિત્રો તો ટીકા પણ કરે છે કે મને ગુજરાતીમા જ લખતાં આવડે છે. મારો દીકરો પણ એમ જ કહે છે. એવો શકાભાવ થાય એટલી બધી મારી ગુજરાતભક્તિ છે. દૂર વસતા સાહિત્યદ્વારા જ હું ગુજરાત સાથે સંબંધ રાખી શકીશ, જો કે તે માટે અત્યારે પૂરતો સમય મળતો નથી. આમાંથી નિવૃત્ત થાઉં ત્યારે એ કરી શકાશે, પણ સ્વરાજ મળતાં સુધી કોઈને નિવૃત્ત થવાનો અધિકાર નથી કાયરનો જ એ અધિકાર છે. એટલે આ કામ પૂરું થશે ત્યારે તે કામ કરીશ ફરી કહીશ કે પૂર્ણ સ્વરાજ મળતાં સુધી કોઈને માટે ઘરડા થવાનો કે નિવૃત્ત થવાનો વખત આવ્યો નથી. એ જ આપણો પૂર્ણ વિશ્વાસ હોવો જોઈએ

કાકાસાહેબનું વ્યાખ્યાન પુરું થયા પછી પ્રમુખસ્થાનેથી પ્રો. રામનારાયણ પાઠકે નીચે પ્રમાણે ઉપસંહાર કર્યો હતો :

પ્રમુખનું વક્તવ્ય

મારો અધિકાર તો અનન્ય છે, છતાં મારે ઝાઝું કહેવું નથી. કદાચ તે પણ આપ સર્વના પ્રતિનિધિ તરીકે. કાકાસાહેબે પોતા વિશે ગમે તે કહ્યું; પણ તેમને વિશે સ્વતંત્ર અભિપ્રાય બાંધવાનો આપણને અધિકાર છે. એમણે નાટક, લઘુકથા, કાવ્ય આદિ રચવાની ના પાડી છે. પણ 'બે કેરી' નામની એમની નાટિકા મેં વાંચી છે. એક લઘુકથા પણ વાંચી છે અને તમને નવાઈ લાગશે, એમણે કવિતા પણ કરી છે. એમને ત્યાં મહેમાન હતો ને જમવાનું મોડું થયેલું ત્યારે નાનો બાલ કાલેલકર સામસામી ભીંતો વચ્ચે ફરતો ફરતો ગાતો હતો કે उशिर फार झालला, भूक लागली मला. એ પંક્તિ તમારે તાનમાં પણ બોલવી પડે તે પહેલાં હું આજનું મારું વક્તવ્ય પૂરું કરીશ.

સાચો સાહિત્યકાર તો જીવનનો ઉપાસક હોય છે. જીવનમાંથી એ ઉત્તમ પ્રકારનો રસ લેવાનો પ્રયત્ન કરે છે. નાનીસરખી જિંદગી પોતાના દેહને આપી દેવી એવું એનું જીવન હોતું નથી. નાના દેહમાંથી એ વિરાટ દેહ રચે છે. તે કલ્પનાથી અનેક માણસોના જીવનના અનુભવોમાંથી રસ લે છે. તે પોતાના આયુષની મર્યાદામાં જકડાઈ ન રહેતાં ભૂત અને ભવિષ્યમાંથી રસ લે છે. અને એ ક્રિયાની આનુષંગિક પેદાશ(byproducts) આપણને આપતો રહે છે. એ આપણું સાહિત્ય. કાકાસાહેબ આવા વિશાળ અર્થમાં સાહિત્યકાર છે. એ સૌંદર્યનો અનુભવ કરે છે, પ્રજાના ચરો અવલોકે છે, ભૂતકાળ સુધી પહોંચે છે, સ્વતંત્ર રીતે વિચારે છે. જીવનની એકેએક ક્રિયામાં ઉત્તમ રસ લેવાની એમની શક્તિ છે. ગીતા કહે છે તેવું કૌશલ એમનામાં છે. એમની બુદ્ધિ Encyclopaedic.

જેને ૬૦ વર્ષ પૂરાં થાય તેને અભિનંદવા જુવાનો આવે તેનું જીવન ધન્ય છે. સપાટ્યા બેસી રહે તેવા એ માણસ નથી. વરસ વધતાં જતાં એમનું જ્ઞાન હજી પણ વધતું જ જશે ને એનો પરિપાક વિશેષ સુંદર હશે એમા શંકા જ નથી. એમની સૌંદર્યદૃષ્ટિ સામાન્ય કરતાં જુદી જ છે. જે સત્યનો આટલો બધો પ્રખર તાપ છે તેનું સૌંદર્ય પણ એ જુએ છે ને એનાં ફળ આપણને આપતા રહે છે. ઈશ્વર એમને દીર્ઘાયુ આપો, જેથી એ આપણને અધિકાધિક આપતા રહે.

# હિંદનાં સાહિત્ય અને કલાકૃતિઓ વિશે

## કાકા કાલેલકર

સંપાદક : શ્રી અભ્યાસી

ગઈ સાલ ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમથી, કાકાસાહેબ કાલેલકરને સાઠ વર્ષ પૂરાં થયાં તે પ્રસંગે સમારંભ ગોઠવાયેલો. ત્યારે બીજા કાર્યક્રમોમાં, ગુજરાત સાહિત્ય સભાની વ્યવસ્થાપક સમિતિના સભ્યો અને આમંત્રિત વિદ્વાનો સાથે 'વાર્તાલાપ'નો પ્રસંગ હતો. આમંત્રિતોએ પૂછેલા પ્રશ્નોના કાકાસાહેબે આપેલા ઉત્તરો મનનીય હોઈ નીચે આપ્યા છે. —સંપાદક

પ્રશ્ન—છેલ્લાં દસ વર્ષમા ગુજરાતી સાહિત્યે શી પ્રગતિ કરી છે ?

ઉત્તર—છેલ્લાં કેટલાક વર્ષો મારે જેલમા જ ગાળવાં પડયાં છે, એટલે ગુજરાતી સાહિત્યથી પૂરો પરિચિત રહ્યો નથી. વળી છેલ્લાં વર્ષોમાં કાગળનિયમનને કારણે લખાયેલું સાહિત્ય છપાયું પણ નથી. પરંતુ આટલી હકીકત સાચી છે કે જગતમા વાચવાની ભૂખ ઊઘડી છે. ઉપરના ખ્યાલથી કહું તો છેલ્લાં પચીસ વર્ષમાં જે પ્રગતિ દેશે કરી છે તેનો પડઘો સાહિત્યમાં પણ પડયો છે. જીવનના પ્રશ્નો ઉકેલવામાં અને તેનો વિકાસ કરવામાં આજનું સાહિત્ય મદદ કરે છે સાહિત્યકારોએ એ ખ્યાલમા રાખવું જરૂરી છે કે સાહિત્યમા કેવળ કલ્પના અને Romans ખીલે એ બરાબર નથી, પણ તેની બધી બાજૂ ખીલવવાની જરૂરી છે. નજદિકના ભવિષ્યમાં આ હું જોઈ શકુ છુ.

પ્રશ્ન—આપે ભારતવર્ષની કલાકૃતિઓ જોઇ છે. આ કલાકૃતિઓમાં કેટલીક તો જીવનમાં સંઘરી રાખવા જેવી વિશિષ્ટ કૃતિઓ પણ છે, આપ કહી શકશો કે અત્યારના કળાના પ્રવાહને યોગ્ય માર્ગે વાળે તવી કલાકૃતિઓ કઈ છે ?

ઉત્તર—કદાચ આ પ્રશ્નનો જવાબ તમને ઉડાઉ લાગશે, પણ તેનો બીજો કાંઈ ઈલાજ નથી. હું હિંદના લગભગ બધે સ્થળે ફર્યો છુ. કેટલીક સારી કલાકૃતિઓ જોઈ છે, પણ સંઘરવાનો વિચાર કરું છુ તો મારી પાસે સ્થાન નથી. ગુજરાતમાં હતો અને આશ્રમમાં રહેતો ત્યારે મારે નાનકડું ઘર હતું, પણ હવે વર્ધામા રહું છુ ને ત્યાં ઘર નથી ઘર છે તેમાં પુસ્તકો છે. હું તો વરન્ડામાં રહું છું. આથી સુંદર કલાકૃતિઓ રાખવાની ઇચ્છા

હોવા છતા, એ ઇચ્છા મરી ગઈ છે. વળી હું લખપતિ પણ નથી કે જેથી એવી કૃતિઓ સંઘરી શકું. મારી રુચિ સર્વગ્રાહી-કૅથૉલિક છે, છતાં સુંદર કલાકૃતિઓનાં જો નામ દેવાનું કરુ તો જેનો મારા પર અસાધારણ પ્રભાવ પડ્યો છે તે શ્રવણ-બેલગોળાની મૂર્તિ પ્રથમ ગણાવી શકું. એ મૂર્તિ નગ્ન છે. હજાર વર્ષથી ટાઢતડકો સહેતી તે ઊભી છે. અમેરિકન લોકો તેને ટાઢતડકાથી સુરક્ષિત રાખવા ઇચ્છતા હતા, પરન્તુ મર હુકમીચન્દે ના કહી. એ મૂર્તિને મેં દૂરથી જોઈ છે, મેં નજીકથી પણ જોઈ છે. તેમા કારુણ્ય, પ્રસન્નતા, ઉત્સાહ મને દેખાયાં છે, અને તેથી એ મને જીવત કૃતિ જેવી લાગી છે.

બીજી પણ અનેક નાની મોટી મૂર્તિઓ જોઈ છે, તેમા મોઢેરાનું સ્મરણ રહ્યું નથી. મોઢેરાની મૂર્તિઓ સારી હોવી જોઈએ એવી કલ્પના રહી છે. હલેબીડ અને બેલુરની મૂર્તિઓ અસાધારણ સુંદર બની છે. મસ્જિદોમા તાજમહાલ કરતાં હિતસદાલા વધારે ગમ્યુ, ત્યાં વધારે શાંતિ અને આધ્યાત્મિક વાતાવરણ જણાયાં. શાથી એમ એ કહી શકવાની સ્થિતિમાં હું નથી.

મંદિરોમાં ભવ્યતાની દૃષ્ટિએ મદુરા અને તાન્જોર ખૂબ ગમ્યાં. ત્યા પણ ભવ્યતા જીવતી છે એમ લાગ્યુ નગ્નમૂર્તિ અને જાતજાતનાં કામશાસ્ત્રના આસનો ભૂલી જાઉં તો કલ્પનાની દૃષ્ટિએ ભુવનેશ્વરની કલા બહુ ગમી. જુગુપ્સાવૃત્તિ કાઢી નાખ્યા પછી એ કલા ગમી. કેવળ કલાની દૃષ્ટિએ ત્યાં મને સૌંદર્ય દેખાયું કલાનો મારો શોખ છે, પણ જ્ઞાન પરિમિત Layman જેવું છે એ પહેલાં કહી દઉં.

ચિત્રકારમાં રોરિકના ચિત્રો બહુ ગમ્યાં. બનારસમાં એ ચિત્રો જોયા ત્યારથી ભૂલી શક્યો નથી. ગુજરાતી ચિત્રકળામાં જે પૌરાણિક ચિત્રો આવતાં તેને બદલે ગ્રામચિત્રો ખૂબ ગમ્યા. પૌરાણિક ચિત્રો ગમે છે છતા ગ્રામીણ અને સામાજિક ચિત્રો મારું ધ્યાન અને હૃદય વધારે ખેંચે છે.

અજંટાનું સૌંદર્ય પ્રથમ તો ગમતું. એ જીવન ધ્યાનમા લઈએ તો જણાય કે તે કૃત્રિમ હશે, પણ તેમાની વિવિધતા આજે જ ઘણી ગમે તેવી છે.

પહાડો સારા લાગે છે. તેમા શિલોંગ, ઉટી, દાર્જિલિંગ, અને મણિપુર જતાં વીસ પચીસ માઈલ સુધી—દીનાપુરથી કોહીમા ઇમ્ફાલને રસ્તે મેં જે સૌંદર્ય જોયું તે કદી ભુલાય તેમ નથી પ્રદેશ રમ્ય, પહાડીઓ, જગલો, નદીઓ પ્રકૃતિ મારા જ માટે સુલભ હોય તેવું લાગ્યું ત્યાંના હિલ-સેક્-

શનનું સૌંદર્ય પણ અપ્રતિમ છે હમણા જ ગાધીજી આસામમા જવાના છે તેમનો કાર્યક્રમ ઘડવાનું મને સોપાયેલું, આ કાર્યક્રમમા હિલ સ્ટેશન આવી શકતું નહોતું, આથી એ વિભાગ નહિ જોઈ શકુ, એમ કહી ગાધીજીએ નિશ્વાસ નાખ્યો ગાધીજી જેવા રિયતપ્રજ્ઞને પણ એ પ્રદેશ ખેચી શકયો એવો ગળિયામણો એ પ્રદેશ છે રેલ્વે કપની પાચ રૂપિયામા ગમે ત્યા લઈ જાય છે જે લોકો બગાળ તરફ જાય છે તેમણે પદ્મા મેઘનાદ વગેરે નદી ઓળગી હિલ-સેકૃશન તરફ જવુ જ જોઈએ

, ચરોતરમા, મીઠા પાણીનું મચ્ચર સરોવર અને સિંધમા ખારા પાણીનું ચીલકા જોયા ચીલકા ખારુ છે, પણ બહુ જ સુદર છે આસપાસ ટેકરા અને છૂટે હાથે વેરાયેલું સૌંદર્ય ઓરીસાની ગરીબ પ્રજાના પ્રદેશમા સુદર સરોવર કયાથી સર્જાયું હશે એમ ઘડીભર પ્રશ્ન થાય સ્ટીમલોચમા બેસીને કેટલીક વાર આનું સૌંદર્ય નિહાળવા કર્યું છે

આ ક્ષણે આટલું સ્ફુરે છે (થોડીવાર અટકી) હવે એક વસ્તુ રહી ગઈ શિલોગથી નીચે સિલ્હટ આવતા એક નદીને નાનકડા પુલથી ઓળગવાની છે આ નાનકડા પ્રદેશમાં નદી પહાડ વનસ્પતિ જાણે કે પૃથ્વીનુ ઘરેણુ છે, અકધો કલાક થોભીએ નહિ તો આપણે લૂંટાયા છીએ એમ લાગે ઘગાઈ ધરાઈને એ દશ્ય જોયુ નાનકડો પુલ, હષીકેશના પુલ કરતા પણ સુદર લાગ્યો

દાર્જિલિંગની આસપાના વૃક્ષો ફોટોગ્રાફરોને જાણે કે નોતરી રહ્યા છે એક પત્નીએ વૃક્ષોના જુદા જુદા ભાવ દર્શાવતા ફોટાઓ લીધા છે સૌંદર્ય-દૃષ્ટિએ એ ઉત્તમ છે

પ્રશ્ન—મોર્ડન રિવ્યુમાના, અને સિસ્ટર નિવેદિતા અને અરધેંદુકુમાર વગેરે વર્ગ બગાળી સ્કૂલ ઓફ આર્ટના હિમાયતી હતો હવે દૃષ્ટિ વિશાળ થઈ છે આપને હવે સૌન્દર્ય બહુ સપ્રદાયોમા નથી જણાતુ ?

ઉત્તર—મોર્ડન રિવ્યુમાનાં સિસ્ટર નિવેદિતાનાં લખાણો વાંચીને હું પણ બગાળ સ્કૂલ ઓફ આર્ટનો હિમાયતી હતો આથી એક બાજુનું સૌન્દર્ય પારખી શકતો પરતુ હવે મારી દૃષ્ટિ કેથોલિક થઈ છે આથી ગમે તે જાતની કળા હોય પણ પારખવાની શક્તિ વિકસી છે જેમકે સુરુપ વિશેના મારા વિચારો ફરી ગયા છે એટલે એમ કહી શકુ કે કા તો મારી સૌન્દર્યભૂખ વધી છે, કાં તો મારી વૃત્તિ બુઠી થઈ છે છતા મને ગમે છે એ વિષય ઉપર હું બોલું જ છુ

પ્રશ્ન—રાષ્ટ્રિય શિક્ષણમાં કલાનો પ્રયોગ કરવામાં આપણે પાછા છીએ એમ નથી લાગતું ?

ઉત્તર—રાષ્ટ્રિય શિક્ષણ એ અનેક પ્રયોગોને અને વર્ધાયોજનાના અન્તિમ ફળરૂપ છે. યોજનામાં ઉદ્યોગ પર વધુ ભાર મૂકેલો છે. હું અનુબંધ ( co-relaltion ) પર વધુ ભાર મૂકું છું. તાલિમી સંઘના ઘણા સભ્યો કલાના પક્ષપાતી છે; જેમકે કાશ્મીરના સૈયદેન, આર્ય નાયકમ્ અને બંગાળના આશાદેવીને કલાનો શોખ છે. ઝાકીરહુસેનની સંસ્થામાં કલાના પ્રયોગનો શોખ છે. યુક્ત પ્રાંતના કેળવણીના તાલિમારખાન Basic એજ્યુકેશન માટે કલામય વસ્તુઓ તૈયાર કરવા કહે છે. આમ મોટા ભાગને કલા તરફ આકર્ષણ છે. નંદલાલ બોઝનું વલણ folk art તરફ વધતું જાય છે. આમ કુદરતી પ્રેમને લીધે art વિકાસ પામે છે.

પ્રશ્ન—કલા શોખનો વિષય છે કે સંસ્કારનો ?

ઉત્તર—મારી દષ્ટિએ તે સંસ્કારનો વિષય હોવો જોઈએ, પણ જેને સંસ્કારની પડી નથી, તે શોખની રીતે તેને કેળવે છે. કલા જુદી અને જીવન જુદું જેમને મન હોય તેજ એ પ્રમાણે કરી શકે. મારે મન કલા એ સંસ્કારનો વિષય છે.

પ્રશ્ન—કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં ચિત્રોની કદર નથી થઈ એમ તમને લાગ્યું છે ?

ઉત્તર—એક વખત કવિવર ટાગોરનાં ચિત્રોનું પ્રદર્શન મુંબઈમાં જોયેલું, ત્યારપછી તેમને મળવા ગયો. શાંતિનિકેતનમાં ૭ મહિના રહેલો અને કવિવર સાથે સંબંધ સારો એટલે તેમની સાથે છૂટથી વાતો કરી શકતો હતો. મે તેમને પૂછ્યું : "ગુરુદેવ! તમારાં ચિત્રો જોતાં, મોટા માણસો જે કાંઇ કરે તે બધું સુંદર આથી આપનાં ચિત્રો વખણાય છે. પણ આ ઉમરે આપ સુંદર ચિત્રો દોરી શકો એમ મેં માન્યું નહોતું. મારું મન ચિત્રકાર કવિને ઠરાવી જ ન શકે." પ્રસન્ન થઈ તેમણે જવાબ વાળ્યો : "કવિતા લખી લખીને થાકેલો હતો એટલે ચિત્રકલા તરફ વળ્યો, લીટીઓ છેકતાં છેકતાં નવો પ્રયોગ કર્યો. મારી કવિતાનું સૌંદર્ય મારી ભાષા જાણે તે જ પામી શકે છે. એ જ રીતે મારી ચિત્રકલાનું સમજવું. એ તો Gift to huminity છે; એમાં કશો બોધ નથી પણ સૂચન છે. એ સૂચનને કારણે ઉચ્ચ રહ્યા છે. તમે મોંમાં આંગળી ઘાલી ન પૂછ્યું

હોત તો તે વિશે હું અભિપ્રાય આપત પણ નહિ, કારણ કે મારો આ અભિપ્રાય કલાપ્રેમીઓને ગમતો નથી. મને તો એ ચિત્રકલા ખૂબ ગમી છે." રશિયાને અર્પણ કરેલાં ચિત્રો સિવાય લગભગ બધાં તેમનાં ચિત્રો જોયાં છે. તેમાંથી થોડાંક નથી ગમ્યાં. કદાચ મારી અભિરુચિની ખામી હશે, પરંતુ એટલું ચોક્કસ કે એ ચિત્રકલાએ મને નવું દર્શન કરાવ્યું છે.

પ્રશ્ન—કલાકારે જે કૃતિ સર્જી તે સુંદર; કુદરતે સર્જી તે પણ સુંદર; પણ તે બન્નેમાં સામાન્ય તત્ત્વ કયું ?

ઉત્તર—મનુષ્યકૃતિને જ કલાકૃતિ કહેવાય. કુદરતે સર્જેલ સૌન્દર્યને કલા ન કહી શકાય. માણસની અંદરની કંઈપણ ઊર્મિભાવના પ્રકટ કરે છે તે કલા. જે કુદરતે સર્જ્યું, અને જેની આપણા પર અસર થાય છે, સુંદર વસ્તુનું પ્રકટીકરણ થાય છે તે Passive Art છે કલાકારના હૃદયમાં ઊગ્યું, ને તે વ્યક્ત કરવા કલાકૃતિ બને તે Active Art છે. એમાં સમાન તત્ત્વ છે—આપણા હૃદયના તાર ઝણઝણાવે, આપણને અસ્વસ્થ કરી મૂકે તે કલા. કલાકૃતિને જોતાંની સાથે જ મીઠી અસ્વસ્થતા થવી જોઈએ. કંઈક ખોવાયું હતું તે જડયું; નવું જ છે, એવી ભાવના તે સમયે થવી જોઈએ. મારા અનુભવ પરથી આ વાત કહું છું. મને લાગ્યું છે કે, મીઠી વસ્તુ હૃદયને જ સ્વસ્થ કરી મૂકે તેવી હોય છે.

પ્રશ્ન—જ્યાં કલા વિશે કલાકારોનો અભિપ્રાય જુદો પડે ત્યાં સાચું શું સમજવું ? જેમકે હરેબીડ અને બેલુરની પ્રતિમાઓ કરતાં અમરાવતીની મૂર્તિઓ મને સુંદર લાગી તો એમાં સાચું કોણ ?

જવાબ—બન્ને કલાકારો સાચા છે. કપિલ સર્વજ્ઞ હતો. કણાદ ન હતો તેનું કારણ? એટલે આવે પ્રસંગે દૃષ્ટિ પર મુખ્ય આધાર છે. બાકી સુંદર તે સુંદર રહે છે. તત્સમ ભાવ રહે છે એટલું જ. જેમકે દધિ મધુર,, દારૂ મધુર, સોમ મધુર—એ બધું દૃષ્ટિ અને રુચિ પર આધાર રાખે છે.

કલાની આ જે અનુભૂતિ છે તે કેવળ આત્મગત કે વસ્તુગત નથી, બન્નેમાથી ઉત્પન્ન થનારી છે સૌંદર્યની પ્રતીતિ મારામાંથી થશે; વસ્તુમાં નહિ હોય તો નહિ જ થાય. ખાસ સૌંદર્યની પ્રતીતિ વસ્તુગત અને અને આત્મગત બન્ને છે. આત્મનેપદીની દૃષ્ટિએ કલા ઉભયપદી છે. તાદાત્મ્ય અને તાટસ્થ્ય બન્ને એક સાથે સંભવે તે જ ખરી કલા. જ્યાં તે ન હોય ત્યાં વિકાસ સંભવે. બન્નેની જરૂર છે. અને ત્યારે જ કલાની અનુભૂતિ થાય.

પ્રશ્ન—સમાજની દૃષ્ટિએ નગ્નચિત્રો જુગુપ્સા ઉપજાવે તેવાં હોય છે. આપે પણ એક વખત તેવાં ચિત્રો કલાવિરોધી કહેલ એ વિશે આપ શું માનો છો ?

ઉત્તર—તીર્થસ્થાનોનાં નગ્ન ચિત્રો તરફ એક વખત મને જુગુપ્સા હતી. મારી અહિંસકવૃત્તિ હોવા છતા તે સમયે મને થતું કે, તેના રચનારને ફાંસી દઉં એટલો ગુસ્સો ચડતો, કારણ કે તેનાથી સમાજ પર ખરાબ અસર થતી જણાતી પણ હવે તટસ્થ ભાવે ફરી વિચાર કરતાં, જુગુપ્સાને કારણે ઢંકાયેલું પણું ફરી તટસ્થ ભાવે જોતા તેમાંનું સૌંદર્ય જોયું છે. એ કલા સર્વાંશે સુંદર હોત તો સારું. એ નથી તેનું દુઃખ છે; પણ એ કલા આપણે સૂક્ષ્મ રૂપે જ જોવી જોઈએ.

પ્રશ્ન—ભોગાસનોની વાત જવા દઈએ, પણ એક બીજો જ દાખલો લઈએ. બેલુરની અંદર બાઈને વીંછી કરડે છે તે દૃશ્ય સુંદર નથી ?

ઉત્તર—નગ્નતા સ્વયં પરિપૂર્ણતા સુધી પહોચી શકે છે કામાસનોમા અકુદરતી આસનો પ્રત્યે મને સૂગ છે. એક પુસ્તકની પ્રસ્તાવના લખવાની આવી. તેમાં માતાપિતાના સુભનનો અવાજ પુત્રે સાંભળ્યો એવો પ્રસંગ છે. આનો મેં વિરોધ કર્યો, કારણ કે એમાં મે અભિરુચિનો દોષ ગણ્યો. દુનિયામાં જેટલી વસ્તુ જીવનમાં રહેવાની છે તેટલી જીવનમા ભલે રહે, તેને કલામા ન મૂકીએ કલાકારને તે વર્ણવવાનુ મન થાય, પણ તે પ્રસંગ તેણે ટાળવો જોઈએ. કેટલીક વસ્તુ ગોપનીય હોય છે, કેટલીક ઈશારાથી વ્યક્ત થવી જોઈએ, સુરુચિનો ભંગ તો ન જ થવો જોઈએ. આપણે ત્યાં નિયમ છે કે ખાવાની વસ્તુનું પ્રદર્શન નાટકમાં કે બીજે ક્યાય ન થઈ શકે. કલા તરીકે તેનું પ્રદર્શન પણ નથી કરતાં, નાટકમાં રજૂ નથી કરતા, કારણ કે તેનો તટસ્થ આનંદ લઈ શકાતો નથી. નગ્નતાનું દર્શન મને અશ્લીલ લાગ્યુ નથી શ્લીલ અને અશ્લીલ ભેદ નગ્નના ઉપર નથી રખાતા. વિકારોત્તેજક હોય તે અસ્વચ્છ છે, ન હોય તે સ્વચ્છ.

# શ્રી. મૂળશંકર મૂળાણીનો સંમાન–સમારંભ

શ્રી મૂળાણીના સમાનાર્થે ગુજરાત સહિત્ય સભાના ઉપક્રમથી પ્રો. રામનારાયણ પાઠકના પ્રમુખપદે પ્રેમાભાઈ હૉલમાં તા. ૨૫ ને ૨૬ માર્ચ ૧૯૪૬ ને રોજ સમારભ યોજાયો હતો. સમારભના પહેલે દિવસે શ્રી. મૂળાણી વિશે વિવિધ વક્તાઓએ પરિચયાત્મક વ્યાખ્યાનો આપ્યાં હતાં.

## પ્રમુખસ્થાનેથી

પ્રમુખસ્થાનેથી પ્રો પાઠકે કહ્યુ હતું કે માન આપવા લાયક વ્યક્તિઓ સમાજમાં હોય એ એક ધન્યતા છે સમાજ માન આપીને કૃતાર્થ થાય એ બીજી ધન્યતા છે. એવી બેવડી ધન્યતાવાળા સમાનની યોજના સાહિત્ય-સભાએ કરી છે એ આનંદનો વિષય છે

શ્રી મૂળાણી ગુજરાતમા બહુ ઓછાને પરિચિત છે તેનું મુખ્ય કારણ નાટકમા ક્યાય કવિનું નામ રાખવામાં આવતુ નહોતું એ છે આપણા તખ્તાની દુર્દશાનું મોટુ કારણ એ છે કે કવિએ આપેલા કામને આપણે સ્પષ્ટ રૂપે-પુસ્તકરૂપે-ભાળતા નથી એ આપણુ પ્રથમ કર્તવ્ય છે. બીજુ વિશેષ કારણ એ છે કે નાટક એ સાહિત્ય છે છતા, એની છાપેલી ચોપડી કરતા એ ઘણુ વિશેષ છે નેટિયનથી પ્રગીનનો ખ્યાલ આવે, તો છાપેલી ચોપડી પરથી નાટકનો ખ્યાલ આવે 'રાઈનો પર્વત' ને તખ્તાને અનુરૂપ કરવાને શ્રી ગમિકલાલ પરીખે અને મેં પ્રયત્ન કરેલો એટલે એનો તો પત્યક્ષ અનુભવ છે કેવળ સાહિત્યને તખ્તા પર પ્રત્યક્ષ કરવામા ઘણો અનુભવ, ઘણી કલ્પના, ઘણી શક્તિ જોઈએ શ્રી મૂળાણી નાટક લખતા તે સાહિત્ય લેખે લખી નાખતા એમ નહોતુ એ કંપનીમા રહીને કામ કરતા હતા, અને નટોને લક્ષમા રાખીને નાટકો લખતા આ પદ્ધતિની સામાન્ય માણસોને તો ખબર પણ નહિ હોય, એટલે તત્કાલ ભજવવાના પ્રયોજનથી નિરપેક્ષ નાટક સાહિત્ય તેઓ આપી શકયા નથી. એમના કાર્યની કદર ઓછી થઈ તેનું એક કારણ આ પણ ખરૂ. આપણે ગુજરાતીઓ કઇંક પરપ્રત્યયનેય છીએ, કઇંક પરપ્રશંસક છીએ. બાકી મૂળશંકરભાઇના નાટયલેખનનું ને જયશંકરભાઇના નાટયાભિનયનું અનુકરણ મહારાષ્ટ્રમા થયેલુ છે શ્રી મૂળાણીનો મોટામા મોટો પ્રયોગ તે કેવળ કરુણાન્ત નાટકને સ્ટેજ પર મૂકવાનો

તે પછી સંદેશાઓ વચાયા હતા જેમાં પ્રિ અતિસુખશંકર ત્રિવેદી, પ્રો બળવંતરાય ઠાકોર, શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી આદિના મુખ્ય હતા

**શ્રી મેઘાણીની માનાંજલિ**

તે પછી શ્રી ઝવેરચંદ મેઘાણી શ્રી મજાણીને માનાજલિ અર્પવા ઊભા થયા હતા, તેમણે જણાવ્યુ કે, અમે નાના હતા, કાઠિયાવાડના કસ્બાતી ગામોમા રહેતા, ત્યા જેને 'ખીચડી-ખાઉ' કહેવામા આવતી તેવી ભગાર નાટક કંપનીઓ આવતી આ કપની તો અહીં પડદા વેચીને જ જશે! એવુ હરકોઈ આવનાર કપની પરત્વે અમારા ગામનું અભિમાન હતું! મુબઈ-અમદાવાદ-વડોદરા જેવા નગરોમા મોટી મોટી કંપનીઓ જે ખેલો ભજવતી તેના આછા પડઘા અમારે કાને આવતા, પણ જેમ અમુતરને માટે તેમ નાટકો માટે પણ એ નગરો અમારે મન સ્વપ્નવત્ હતા ગામનો અમલદાર કલાક બે કલાક મોડો હાજર થાય કે પછી જ આ ભગાર કંપનીનું નાટક શરૂ થતુ ને અમે ચાર પૈસાની પિટ-કલાસ ઘીથી પણ વચિત, કા તો રગીનગીને અદર જતા ને નહિ તો ડેલાની તરફ દ્વારા ચોરની જેમ જોતા તેમ છતા પેલી નગરોની કપનીઓનાં જે નાટકો આ 'ખીચડી-ખાઉ' કહેવાતી કપનીઓ ભજવતી તેના ગીતો, પ્લૉટો, આછી ઝીલેલી રસિક બાની ઇત્યાદિથી અમારા નાનકડા હૃદયોમા ખુમારી ભરાતી અને અમે એમનાથી સાહિત્ય-રસ પીતા

સદા સમાગમાં સુખદુ ખ સરખાં માની લઈએ,
રાખે જેવી રીતે રામા રમ તેવી રીતે રહીએ

એ અથવા તો—

પિયુ પરદેશીને કહેજો પ્રણામ અમારા
પ્રણામ અમારા
કહેજો કે સઇ તુજ દારા!
કહેજો તને સભારતી વિષપાન એ કરતી હતી,
હરતો નીકળતા શ્વાસ તારુ નામ એ જપતી હતી
કહેજો મને દીધી તજી ત્યગ બીજીને તજશો નહિ
કોઈ પ્રીતિવશ અબળા બિચારી ભોળીને ઠગશો નહિ!

એવી ગીત-પંક્તિઓ, એ ગામડી છતાં સુકુમાર ને બાળ તરુણા કિશોરીના ગળામાથી વહેતી ને અમારા હૃદયમા જે સ્પંદનો મૂકી રહેતા તેની ખુમારી આજેય યાદ કરીએ છીએ ત્યારે લાગે છે એ સાચુ તો જીવન પર કાયમી બન્યુ છે

પછી જ્યારે હું અમરેલી હાઇસ્કૂલમાં આવ્યો ત્યારે શ્રી. મૂળાણીના જમાઈ શ્રી વિશ્વનાથ ભટ્ટને અમારા ખગોળ-શિક્ષક તરીકે જોયા. એમની શિક્ષણ-છટા બીજા શિક્ષકોના કરતા અનેરી જણાઇ. ખગોળ જેવો વિષય પણ અભિનયદ્વારા શીખવીને રમમા તરબોળ કરી દેતા પૂછતાં ખબર પડી કે એમના સસરા મોટા નાટકલેખક છે એકએ મળીને કાઠિયાવાડી નાટક કંપની કાઢેલી, પણ હરીફોની ખટપટથી અને આ બેઉ જણાની સરકારિતા તથા સરલતાને પરિણામે કંપની તૂટી ગઇ, ને વિશ્વનાથ માસ્તર વળી પાછા પોતાની મત શિક્ષકની જગ્યાએ આવી બેઠા છે. પછી તો શાળામા ભારી ઉત્સાહ પ્રકટાવી દેતી જે વાર્ષિક સોશ્યલ ગેધરિંગો થતી તેમા વિશ્વનાથભાઇ અમારી પાસે શ્રી. મૂળાણીનાં નાટકો-માથી ચૂંટીને પ્રવેશો ભજવાવતા, ને એ યાદ કરતાં લાગે છે કે અત્યારે આપણા એમેચ્યૂર-પ્રયોગો કરનારાઓને ખૂણે ખાંચેથી મુદ્રિત નાટકો નાટિકાઓની મુશ્કેલીભરી શોધ કરી ચવાઇ છોતા થયેલી જે સામગ્રી ભજવવી પડે છે તેને બદલે શ્રી મૂળાણીનાં નાટકો જો છપાયા હોય તો તે તેમાથી પ્રચુર સામગ્રી એમેચ્યૂરોને સહેજે સાપડી રહે.

'આમ શ્રી મૂળાણીની કૃતિઓના આછા લિસોટાનો જ મને પરિચય હતો, પ્રત્યક્ષ દર્શન તો આજ પહેલી જ વાર પામુ છુ, અને એમણે ગુજરાતી રંગભૂમિના પ્રદેશમાં ઇતિહાસ સરજાવ્યો છે એ વાતની વિગતે જાણ તો આજ ગુજરાત-સાહિત્ય સભાના આ માન-સમારંભને લીધે જ પડે છે. છેલ્લા બે દિવસમાં જાણવા મળ્યુ તેટલું પણ આપણ માટે ઘણું બધુ છે. ૧૮૯૦ થી પૂરાં ૪૦ વર્ષો પર્યંત જેમણે ઢગલાબંધ નાટકો લખી ગુજરાતી જનતાને નિર્મળ રસનું પાન કરાવ્યુ તેમજ માલિકોને પુષ્કળ કમાણી કરાવી, તે માણસ મૂળે તો નોન-મેટ્રિક, મુંબઈની નાટક-કંપનીમા માસિક રૂ. પાચના પગારે નોકરીએ રહે છે, નાટકના પાઠની નકલ કરવાની એને કામગીરી સોંપાય છે. પણ એ તો એ પાઠોના કાવ્ય વિભાગમા પિંગળના માત્રા-મેળ વગેરેની ખામીઓ પકડી પાડી ઉપરીનુ ધ્યાન ખેચવા લાગે છે. એની એ શક્તિ જોઇ માલિક પાચના માસિક પચીસ કરી આપે છે, ને પોતે નાટકોના કાવ્યભાગ લખવા લાગે છે. પોતે ફક્ત પચીસ લઇને માલિકોને પુષ્કળ રળાવે છે, કારણ કે એની કાવ્યરચના જનતાને વશીભૂત કરે છે, ને ચાળીસ વર્ષોના વિશાળ જીવન પર એ પચાસેક નાટકોની નકસી પાથરી આપે છે.

એટલું બધું સાધી શકવા પાછળ કદાચ કોઈ પ્રકૃતિદત્ત વિભૂતિમત્ સત્ત્વ એમનામાં હશે એ ખરું, પણ એના વિજયની ચાવી તો એમણે આ કાર્યમાં જે યોગ સાધેલો તે છે. योगः कर्मसु कौशलम् એ સૂત્રને સાચું પાડતી જે કર્મકુશલતા કવિ ભૂળશંકરે જે બતાવી છે તે તો આછી,: કે છેક એ જમાનામાં પોતે કાલિદાસ માઘ ઇત્યાદિ પ્રાચીન ગીર્વાણોની સંસ્કૃત નાટ્યકૃતિઓનું અને શેક્સ્પિયર બર્નાર્ડ વગેરે પાશ્ચાત્ય નાટકકારોનાં ઉત્તમોત્તમ નાટકોનું પરિશીલન, કટાક્ષ, એની ખૂબીઓને પોતાની કૃતિઓમાં પકડવા મૌલિક યત્ન કરતા, અને પોતાની કૃતિ ભજવાતી વેળા પોતે છેક પિટ–કલાસમાં છાનામાના બેસી જઈ ખામીઓનું નિરીક્ષણ કરતા, ને ભૂલો જણાય તે સુધારી લેતા.

એમની ન ભુલાય તે વિશિષ્ટતા તો ગુજરાતી વાણીની જે રમ્યતા એ પોતે ઉપાસી તે છે. તે કાળના ઉર્દૂ નાટકોના ધમધમતા જમાનાની વચ્ચે એમણે ગુજરાતી નાટકોને બંકી બાની આપી. ચાળીશ વર્ષ પર ગુજરાતી વાણીને જે માધુર્ય વડે એમણે શણગારી જે એ આજે પણ ચકિત કરે છે.

એટલી જ ધન્યવાદને પાત્ર સિદ્ધિ એમણે પોતાની પાસેના બાલ નટોને ઉચ્ચ સંસ્કારે વિભૂષિત કર્યા તે છે. નટો એમની સામે મસ્તક નમાવતા. બાપુલાલભાઈ જયશંકરભાઈ જેવા નટમણિઓ એમની પાસે બાળકો પેઠે ઉછરેલા. નટ રહેવા આવનારને પોતે બરાબર ચકાસી જોતા, અને આ ક્ષેત્રનાં ભયસ્થાનોથી સાવધ બનાવી આ ધંધાની ઉચ્ચ પ્રતિષ્ઠાની દીક્ષા દેતા.

આપણને ધીરેધીરે આ ભાન ઊગ્યું છે કે રંગભૂમિની જે સાધના ધંધાદારીઓએ કરી છે તે નમવા લાયક છે. મૂળશંકરભાઈને આપણે પ્રણામ કરીએ. તેઓ સો વર્ષના થાય. *

શ્રી. બાપુલાલનાં સંસ્મરણો

તે પછી મુંબઈ ગુજરાતી નાટક મંડળીવાળા વયોવૃદ્ધ નટ શ્રી. બાપુલાલ નાયકે બોલતાં જણાવ્યું હતું કે, હું જ્યારે નાટકમંડળીમાં દાખલ થયો ત્યાં દસ વર્ષનો હતો મારા ઉપર મુરબ્બી મૂળશંકરને પ્રથમથી જ પ્રીતિ. ને ઉત્તરોત્તર એ વધતી રહેલી ઇંદ્રપુત્ર જયંતની ભૂમિકા મારે માટે જ લખાયેલી મુરબ્બીનું શિક્ષણ બહુ જ સચોટ. એ ભાવ સમજાવે, ભાષા સમજાવે પાત્રનો મર્મ પણ સમજાવે. મને જે કંઈ કીર્તિ મળી છે તે એમને આભારી છે અમુક ભાવ મારામાં ઉત્પન્ન થાય નહિ ને તોય એ મારે ભજવવાનો આવે ત્યારે મારી મોટામાં મોટી મુસીબત હતી. એમાં એક અઘરો પ્રસંગ આવ્યો સાવકી માને એકાએક જોઈને ગભરાયેલા ભયભીત થયેલ બાળકનો મારે અભિનય કરવાનો હતો. ખંજર જોતા છતાં પણ મને ભયની ધ્રુજારી આવે જ નહિ. હવે છોકરાઓ-નટો-તોફાન કરે ત્યારે મુરબ્બી શિક્ષા કરતા હતા. એમણે મને બોલાવીને મારી સામે સોટી ઉગામી હું ગભરાયો એ હસી પડ્યા ને કહ્યું કે મારે આજ ભાવ રજૂ કરવાનો છે. આવી તાલીમથી કેમ ના સફળ થવાય ?

એમનું 'અજબકુમારી' નાટક રણધીરની ભૂમિકા મને આપીને લખાયેલું એમાં ભાવો, પ્રસંગો, ભાષા બધું જ ઊંચું. સંગીત પણ ઊંચા પ્રકારનું વાડીલાલભાઈએ આપેલું પણ એ કોઈના સમજવામાં ન આવ્યું. બેસ આગળ ભાગવત જેવુ પરિણામ આવ્યું મુરબ્બીનુ મન તૂટી ગયું. કલમ જ ન પકડું એવુ એને થઈ ગયુ. તાલીમ આપવા આવવાનું પણ એમણે છોડી દીધું ને જ્યારે પુષ્કળ વિનતિ કરી ત્યારે મારે તાલીમ આપવી એવી પ્રાર્થના કરી. પણ અમે એમનો પીછો છોડયો નહિ લોકરુચિને ઓળખીને લખવાથી "વિક્રમ-ચરિત્ર" નાટક સફળ થયુ. તે પછી એમણે કહ્યુ કે હવે મારો પીછો છોડો. આવુ મારાથી નહિ જ લખાય. હું જે લખીશ તે સારું જ લખીશ. એવામાં મથુરામ સુંદરજીનો યોગ થયો. પણ મુરબ્બીનું લખાણ જેવું એમનું ન જામે, એટલે એમણે લખેલા "સૌભાગ્ય સુંદરી" ના કેટલાક ભાગો અમે મુરબ્બી કને ફેરવાવ્યા. ત્રીજો અંક આખો જો મુરબ્બીએ ન લખ્યો હોત તો 'સૌભાગ્યસુંદરી" જેટલું વખણાયું તેટલું ન જ

વખણાયું હોત. એની સફળતાનાં બીજાં પણ કેટલાંક કારણો હતાં. જયશંકર-ભાઈ નવા આવેલા. મને જોઈને મુરબ્બીને જે ઉમળકો આવેલો તે જયશંકરને જોઈને મને આવેલો. જેવું શિક્ષણ મને મુરબ્બીએ આપેલું તેવું મેં જયશંકરને આપેલું ને શીખવેલા કરતાં વધારે કરી દેખાડવાની જયશંકરની કુદરતી આવડત. આમ નાટક સફળ થયું, છતાં જેટલું મને 'વિક્રમચરિત્ર' ગમે છે તેટલું 'સૌભાગ્યસુંદરી' નથી ગમતું એમાં બધું ચૂંથાઈ ગયું છે.

નાટકો છપાતાં નથી તેનું કારણ એ છે કે એ સળંગ નહોતાં લખાતાં. દશ્યો ટૂંકાં ટૂંકાં અભિનયયુક્ત વાક્યોમાં લખાય તે કેમ કરીને છાપી શકાય? 'દેવકન્યા' નાટક સારું હતું ને એ છપાયું પણ હતું, છતાં એ ખપ્યું નહિ.

'ગુજરાતીના શેક્સ્પિયર'

તે પછી શ્રી. જયશંકર (સુંદરી) બોલવાને ઊભા થયા હતા. એમણે જણાવ્યું કે મારાં જોયેલાં શોકાન્ત નાટકોમાં 'અજબકુમારી' શ્રેષ્ઠ છે એમ કહું તો એ મુરબ્બી પ્રત્યેનો પક્ષપાત છે એમ ન સમજશો. આગા હશ્ર અત્યંત કલાપ્રિય હતા. મુરબ્બીને એ શેક્સ્પિયર ગણતા. ગુજરાતીના પ્રાચીનો અને અર્વાચીનોના ઉત્તમ અંશો એમનાં નાટકોમાં એમણે દાખવ્યા છે. ભજવનારને એ સંપૂર્ણ અનુકૂળતા કરી આપે છે. પણ રંગભૂમિના સંચાલકોએ એમની કદર જ ક્યાં કરી છે? શ્રી. મૂળશંકરને સખતમાં સખત અન્યાય થયો છે. ઠેઠ સુધી એ અન્યાય ચાલુ રહ્યો હતો. સંચાલકોએ કૃતિઓને છાપી જ નથી, અરે નાટકનાં ગાયનોની બે આનાની ચોપડી પર સુધ્ધાં એમનું નામ આવવા દીધું નથી. પેપરોના રિવ્યૂમાં પણ એમને વિસારવામાં આવ્યા છે. આમ કરવાથી સમગ્ર રંગભૂમિને કેવો અન્યાય થયો છે તે પણ વિચારવા

એમણે તે પછી શ્રી મૂળશંકરની નાટ્યકૃતિઓમાંથી કેટલાક દશ્યોનું સાભિનય વાચન કરીને એમની કુશલતાનો પરિચય કરાવ્યો હતો. શ્રી જયશંકરભાઈનું આખું વ્યાખ્યાન એમણે સાભિનય બતાવેલા નાટ્યખંડો સાથે **રંગભૂમિનો વિકાસક** એ મથાળે આ કાર્યવહીમાં અન્યત્ર છાપવામાં આવ્યું છે. એમની પછી શ્રી કપિનરાય મહેતાએ પ્રેક્ષકની દૃષ્ટિથી શ્રી મૂળાણીનો પરિચય કરાવ્યો હતો. સમારંભનો પહેલો દિવસ એ રીતે પૂરો થયો હતો.

## બીજે દિવસે

સમારંભને બીજે દિવસે એટલે કે તા. ૨૬ મીએ સાંજે કાર્યક્રમનો આરંભ સંદેશાના વાચનથી થયો હતો. તે પછી શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી તરફથી રૂ. ૫૦૧), શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવન તરફથી ૬૫૧), શ્રી જયશંકર (સુંદરી) તરફથી રૂ. ૧૫૧) એક સદ્ગૃહસ્થ તરફથી રૂ. ૧૦૧, શ્રી મોહનલાલ ઝવેરી તરફથી રૂ. ૧૫૧ ને ગુજરાત સાહિત્યસભા તરફથી રૂ. ૯૮ કવિશ્રીને અર્પણ થયાની જાહેરાત થઈ હતી.

**શ્રી મૂળાણીનો પ્રત્યુત્તર**

તે પછી સન્માનનો પ્રત્યુત્તર વાળતાં શ્રી મૂળાણીએ જણાવ્યું હતું કે આપે મારી ઉપર કૃપા કરી મારી યોગ્યતા કરતાં ઘણું વધારે માન મને આપ્યું છે તેથી આભારી છું. મારા સાથીદારોએ મને જે મદદ કરી છે તે ન કરી હોત તો મેં જે લખ્યું છે તે સફળ ન જ થાત. તેમની મદદ માટે પણ આભારી છું. મને લાંબું બોલતાં આવડતું નથી એટલે થોડું બોલી આપ સર્વેનો ઉપકાર માનું છું. પોતાને મળેલી રકમમાંથી રૂ. ૫૦૧ નાટ્યને ઉત્તેજન આપવા માટે તેમણે સાહિત્ય સભાને અર્પણ કર્યા હતા, જે તેણે સાભાર પાછા વાળ્યા છે.

**પ્રવેશોની રજૂઆત**

તે પછી ડૉ. મન્ચેરની માનાંજલિ બાદ કવિશ્રીનાં પ્રખ્યાત ચાર નાટકો -વિક્રમચરિત્ર, દેવકન્યા, જુગલજુગારી અને કરણઘેલો—માંથી જૂના નવા નિષ્ણાત નટોના સહકારથી પ્રવેશો ભજવી બતાવવામાં આવ્યા હતા. ચારે પ્રવેશોમાં શ્રી બાપુલાલ નાયકનો અભિનય દીપી આવતો હતો, કરણઘેલામાં ને જુગલજુગારીમાં તો ખાસ લેખકની નાટ્યલેખનની કલાની પ્રતીતિ પણ સાથેસાથે થતી રહેતી હતી. પ્રમુખશ્રી તરફથી ઉપસંહાર ને આ પ્રસંગ ઊજવવા આવેલા નિષ્ણાત નટો શ્રી બાપુલાલ નાયક, શ્રી વાઘજીભાઈ, શ્રી જયશંકરભાઈ વગેરેના આભારદર્શનને અંતે વંદેમાતરમ્ ગવાયા પછી સમારંભની પૂર્ણાહુતિ થઈ હતી.

# ૩૩ મું હિંદી સાહિત્ય સંમેલન

૩૩મા હિંદી સાહિત્ય સમેલનમા સભાના પ્રતિનિધિ તરીકે હું કેશવરામ શાસ્ત્રી, પ્રો જેઠાલાલ શાહ વગેરે સાથે પ્રવાસ શરૂ કર્યો ને સૌથી પ્રથમ કાકરોલી ગયા.

'કાંકલીરો'માં 'મંગળા' અને 'શ્રી નાથદ્વારા'મા 'રાજભોગ' અને 'ઉત્થાપન'ના દર્શન કરી આરતી સમયે 'એકલિંગજી'નું ચરણામૃત લઈ, નજર પહોંચે ત્યાંસુધી પથરાયેલી ખીણોને—ઘાટીઓને વટાવતા, રાત્રે નવ વાગ્યે ઉદયપુરને સીમાડેથી, પ્રકાશમાં ઝળહળતી 'મીરાંનગરી'ને, અમારી અગિયારની બનેલી ટુકડીએ નિહાળી ત્યારે સૌએ રોમાચ અનુભવ્યો મોટરવાળાને વીનવી 'મીરાંનગરી' લઈ ગયા, અને પ્રવેશદ્વારે જ તંબુ નાખી, સૌનું સ્વાગત કરવા તત્પર રહેલ સભાપતિ મુનિશ્રી જિનવિજયજીને મળ્યા, એટલે તંબૂ મળી ગયો; હજુ આજે જ જૂના સમયનો અમલ થયો હોવાથી, મોડા નહિ હોવાને કારણે મેવાડનું ખાણુ પણ મળી ગયું.

સવારમાં ઠંડીની ચમક અમને સૌને અમર કરી ગઈ, એટલે સ્થાનાંતર કરી ફત્તેહ હાઈસ્કૂલમા સગવડ મેળવી, પણ 'મીરાંનગરી' પર ત્યાથી નજર ફેરવતા, અકબર અને ઔરંગઝેબ બાદશાહ સામે યુદ્ધ કરવા જઈ રહેલ લશ્કરની પડાવ નાખેલી નાની શી છાવણીનો ખ્યાલ આવ્યો બીજા દિવસથી અખિલ ભારતીય હિન્દી સાહિત્ય સંમેલનનું તેત્રીસમુ અધિવેશન આ સ્થળે ભરાવાનું હતું પચીસ હજાર વ્યક્તિઓનો સમાસ થઈ શકે એવો વિશાળ મંડપ બાંધવામાં આવ્યો હતો બાજુમાં જુદી જુદી પેટા-બેઠકો માટે સમિયાણા ઊભા કરવામાં આવ્યા હતા ત્રણસોએક પ્રતિનિધિઓ સમાઈ શકે તે માટે સાઠેક તંબૂએ તણાઈ ગયા હતા—માત્ર એક અઠવાડિયામાં હિંદી સાહિત્યના જાણીતા લેખકોના નામથી અંકિત રસ્તાઓથી રચાયેલું, એક નાનકડું નગર પાચસોએક સ્વયંસેવકો અને ઉદેપુર સ્ટેટના સહકારથી રચાઇ ગયુ હતું તંબૂ સિવાય બધી રચના હરિપુરાને યાદ આપતી હતી.

એક દિવસ વહેલા જવામા અમારો સ્વાર્થ પણ હતો—ઉદયપુર જોવાય તેટલું જોઈ લેવુ, એટલે બીજે દિવસે રાત્રે સંમેલન શરૂ થયુ ત્યાસુધીમાં અમે ઉદયપુરને ઠીક ઠીક ખૂંદી નાખ્યા પિછોલા અને ફત્તેહસાગર સરોવર જોયા, પુરાણા રાજમહેલ જગમહેલ જગનિવાસ, જગમંદિર હીરાની

નાનકડી સવારી, મ્યુઝિયમ, સાહેલીઓની વાડી વગેરે જોયુ શ્રી હરિભાઉ ઉપાધ્યાય અને શ્રી પુરુષોત્તમદાસ ટંડનજીને મળ્યા, અને જે પ્રશ્ને સારીયે પરિષદનુ ધ્યાન ખેચ્યુ હતું અને જે પ્રશ્ન ચર્ચાનો વિષય બન્યો હતો તે મહાત્મા ગાધીજીએ "હિન્દી સાહિત્ય સમેલનમાથી લીધેલી નિવૃત્તિ" વિશે પણ અમે ઠીક ઠીક જાણી લીધુ શ્રી ટંડનજી અને મહાત્મા ગાધીજી વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર આ ટાંકણે પ્રસિદ્ધ કરાયો હતો, એટલે બન્ને પ્રકારની દલીલો સમજવામા ઠીક સરળતા થઈ ગઈ

પિછોલા સરોવરને કાઠે વસેલું ઉદયપુર કેટલાય પ્રાચીન મરકારોને સાચવી રહ્યુ છે તેની કેટલીય ગલીઓ, તેની રહેણીકરણી, તેનાં મકાનો રજપૂતયુગની કેટલીય વિશિષ્ટતાઓ આપણાં કાનમા કહી જાય જ્યાં મીનાનગરી વસી હતી તે શહેરનો બહારનો ભાગ હતો, જ્યાં વસનારાઓ અર્વાચીનયુગથી અંકિત હતા મકાનો નવી ઢબના હતાં, રચના અર્વાચીન હતી, એટલે જ્યારે સંમેલનની શરૂઆત થઈ ત્યારે પ્રાચીન અર્વાચીનનું મેળ સાધતું સ્થળ અહિંયાં ઊભુ થઈ જશે એવુ ભવ્ય દૃશ્ય ખડું થયુ પચીસ હજારની માનમેદની ઉદયપુર રાજ્યે આ રીતે સૌ પહેલાં જ નિહાળી હશે જ્યા પડદા પદ્ધતિએ વર્ચસ્વ જમાવ્યુ છે તે સ્થળે સ્ત્રીઓની પણ સારી હાજરી જોઈ આશ્ચર્ય થયા વગર ન રહે

મેવાડ સરકારના ગૃહમત્રી કર્નલ રાવ મનોહરસિંહ બેદલાએ અધિવેશનની ઉદ્ઘાટનવિધિ કરી. મેવાડ શિક્ષણની બાબતમા ખૂબ પછાત છે, અને પછાત હોવુ જોઈએ તેની પ્રતીતિ મારવાડથી ઉદયપુર જતા પર્વતની રાચે આવતા કુમ્ભલગઢથી જ જણાઈ આવે છે, છતા મેવાડ-સરકાર શિક્ષણના વિકાસ માટે શ્રમ લઈ રહી છે, તે તેમના ભાષણનો ધ્વનિ હતો મુનિશ્રી જિનવિજયજીનું સ્વાગતાધ્યક્ષ તરીકેનું ભાષણ ઔપચારિક રીતિઓથી ભરપૂર હતુ એમ કહીએ તો ચાલે, પરતુ તેમાય મેવાડ વિશે તેમણે ટૂકમાં ઠીકઠીક માહિતી આપી દીધી

"હમારે યહા હમ વર્તમાન આર્થિક ઉન્નતિ કે અનન્ય યુગમેભી નાહીં કોઈ પાર્થિક વૈભવ કી વિપુલતા કે સૂચક કિસી પ્રકાર કે વિશિષ્ટ ઉદ્યોગધધે કે મહાન કાર્યાલય હૈં, ઔર નાહીં વૈસે ઉદ્યોગપતિઓ કે આનન્દપ્રમોદ કે નિદર્શક વિશાલ મહાલય હી હૈં. હમારે યહા તો ગાવો મે પ્રાય. સર્વત્ર જીર્ણશીર્ણ, આધે ઢકે નગે આધે નગે ઔર સીધે સાધે વહી પુરાને ઢગ કે ઝાપડે હૈં ઔર જગલોમા મેં અસ્તવ્યસ્ત સ્વરૂપ મે ફૈલે હુએ

૨૫

ઔર નિર્મમ ભાવસે જો-મક્કી જૈસે હમકે ધાન દેનેવાલે નિર્જીવ કાલેપીને ખેત હૈં હમારા મેવાડ પ્રદેશ જિસ તરહ અર્થિક દૃષ્ટિએ અત્યલ્પવિત્ત હૈ વૈસે હી વિદ્યાવૃદ્ધિ વા જ્ઞાનસમૃદ્ધિ કી દૃષ્ટિસે ભી બહુત હી અલ્પકાય હૈ.”

પ્રમુખની દરખાસ્તની વિધિમા ખાસ્સી મઝાની સાઠ મિનિટ ગઈ અગિયારે અગિયાર પ્રાંતમાથી ટેકો આપવો એ તો ઠીક પરંતુ કેટલાક વિદ્વાનોએ લાબા ભાષણો પણ સુણાવી દીધા પ્રમુખ પણ કદાચ અકળાયા હશે, ને પોતાને ભાષણ ટૂંકાવુ પડશે જ એમ નક્કી કરી લીધુ હશે, કારણ કે પાછળથી તેમણે પોતાનું ભાષણ ટૂંકાવ્યુ હતુ શ્રી મુનશી પ્રમુખ તરીકે ચૂંટાઈ ગયા હતા તે સત્ય હકીકત હતી પરંતુ આ લાબી વિધિને અતે તેમણે આ હાજરીમા સમેલનનું પ્રમુખપદ સ્વીકાર્યું અને છપાવેલ છત્રીસ પાનાનું ભાષણ ટૂંકાવીને શુદ્ધ હિંદીમા વાચ્યુ શ્રી મુનશીમા અર્થશક્તિ છે, શૈલી છે, એટલે ભાષણ ગમે તેવુ હોય તો ફિક્કુ ન લાગે, પરંતુ હિંદી સાહિત્ય સમેલનના પ્રમુખ તરીકે તેઓ આ ભાષણ આપતા હોય એવુ અમને ગુજરાતીઓને ન લાગ્યુ ઓછી મહેનત, છત્રીસ પાનામા અડધોઅડધ ઉતારા અને સમયની ખેચ-આ માટે શ્રી મુનશીને (શ્રી કનૈયાલાલ મુનશીની અદામા અત્રે સૌએ ત્યા ન જોતા) ઓછુ ભણેલ જનતા, હાજર રહેલા વિદ્વાનોમાથી સશોધનમા રસ ધરાવનારા ઓછા એટલે તેઓને શ્રી મુનશીના ભાષણમાં ખૂબ રસ પડયો અને જ્યારે 'હિંદી ભાષા' જ રાષ્ટ્રભાષા થઈ શકે છે તેના સમર્થનમા દસમી સદી સુધીની વિવિધ પ્રાંતની સાહિત્યકૃતિઓમાથી પદ્યદષ્ટાતો વાચીને રજૂ કર્યા ત્યારે મારી બાજુમા બેઠેલા એક પ્રતિનિધિભાઈએ 'ખૂબ કી' થી મુનશીને વધાવી લીધા મારાથી સહજ ભાવે બોલાઈ ગયુ 'અરે, આમા શી મહેનત છે? આંધ્ર, રાજસ્થાન, દિલ્હી, વિજયનગર, ગુજરાત, મિથિલા બગાળ, અવધ,' પજાબ કનડ આસામ વગેરે પ્રદેશના સાહિત્યમાથી ઉતારા આપવા એ સહેલી વાત છે," ત્યારે સાગર પર ઉડાઈ જઈ તેમણે કહ્યુ 'હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ તો થઈ જુઓ પછી ખબર પડે કે ભાષણ કેમ થઈ શકે છે?' આનો જવાબ આપુ ત્યા શ્રી મુનશીએ કેટલીક મૌખિક વાતો પણ વચ્ચે શરૂ કરી રેણુમલ છદની જન્મભૂમિ કાઠિયાવાડ બતાવી મારી કમળા' વાર્તા પ્રકટ થઈ ત્યાર કેવો ધમસાણ મચેલો તેની રસમય કથા કહી અને 'પૃથ્વીવલ્લભ'નુ ચિત્રપટ ઉતર્યું ત્યારે કેવો સલાહ મચેલી તેનું બ્યાન કર્યું

તેમની કહેવાની રસિક રીત, અને તેમાય તેમનું અણિયાળું નાક અને અણિયાળી ગાંધી ટોપીથી ઊપડતા વ્યક્તિત્વે, સૌને છેક સુધી ખેંચી રાખ્યા "ઇससे पूर्व भी गुजरातने इस सम्मेलन को दो सभापति दिये थे एक गुर्जरनरेश सयाजीराव गायकवाड और दूसरे विश्ववंद्य महात्मा गांधी पर न तो मै नरेश हूं और न नेता मैं तो आप समझी तरह सरस्वती के मंदिर का एक सामान्य पूजारी हूं" આ તેમની નમ્ર કથન શૈલી, અને ધીમે ધીમે વિષયની છણાવટ, હિન્દી સાહિત્યકારોને ભિન્ન ગૌરવની વસ્તુ હતી મહાત્મા ગાંધીજી આ સમેલનથી અલગ થયા એ વસ્તુ પોતાને ખટકતી હતી, પણ એ ખટક તેમણે લેખક રીતે વક્તવ્યમા રજૂ કરી, પ્રતિનિધિઓને પોતાની વધુ નજીક ખેંચ્યા· 'आज मेरे हृदयमे खिन्नता का संचार हो रहा है आज जब आप लोगो ने इस संमेलन का अध्यक्षपद मुझे दिया, तब मुझे प्रेरणा और शक्ति का पयपान कराने के लिये वह नहीं है, वह न्यूनता मुझे आज शल्य सी वेधती है." અને પછી તેમણે હિંદી-હિંદુસ્તાનીનો શબ્દ વિશેની ચર્ચા કરી, હિંદી ભાષા જ રાષ્ટ્રભાષા થઇ શકે તેમ છે તે માટે પુષ્કળ ઉદાહરણ આપી તેમણે જણાવ્યુ કે 'हिन्दी को राष्ट्रभाषा बनाना नहीं है, वह तो राष्ट्रभाषा ही है' તેના કારણો પણ તેમણે આપ્યા દરેક સો ભારત વાસીઓમા નવાણુ ટકા ભારતીય ભાષા બોલાય છે તેમાં ૬૫ ટકા હિન્દી હિન્દુસ્તાની સાથે સંબધ ધરાવનારી ભાષા હિન્દુસ્તાની ભાષા ૩૪ ટકા, હિન્દી ૧૩ ટકા, સંસ્કૃત પ્રધાન ભાષા ૬ ટકા સંસ્કૃતપ્રચુર ભાષા બોલે છે એટલે કે ૮૮ ટકા ભારતવાસીઓ હિન્દી ભાષાથી પરિચિત સહજ રીતે થઇ શકે તેમ છે ભારતવર્ષની ભાષાઓમા ૩૩ ટકા દેવનાગરી લિપિમા અને ૨૭ ટકા દેવનાગરીમા કોઈ એક પ્રકારમાં દેખાય છે, એટલે લિપિની દૃષ્ટિએ વિચારતા સાઠ ટકા નાગરી લિપિથી પરિચિત છે વળી આ ભાષા આખા હિંદમા સમજી શકાય છે, સંસ્કૃતની શૌરસેની પ્રાકૃત, શૌરસેની અપભ્રંશ-વ્રજભાષા વગેરેમાથી ઊતરી આવેલી હાલ હિન્દીની સંસ્કૃત પ્રધાન અને સંસ્કૃતપ્રચુર ભાષાઓનુ તે સંગમસ્થાન બનેલ છે

અને આ ઉપરથી હિન્દી ઉર્દૂનો જે ઝગડો ઉપસ્થિત થયો છે તેના ઉપર આવી તેઓ હિંદી ભાષાનું નવુ નામકરણ કરે છે 'हिन्दी राष्ट्र भाषा हो यह एक बात है पर व्यवहार और राजनीति के लिये भी मुझे 'भारती' भाषा चाहिये जिसे सभी भारतीय लिखे, जिस में सब बोले, जिस मे समस्त भारत साहित्यका यजन करे जैसे इंग्लेन्डकी भाषा अंग्रेजी,

ફ્રાંસકી ફ્રેન્ચ, જૈસે હી ભારતકી ભાષા ભારતી હમ બને ઇસ કી મુઝે ઉંખના, ઇસ કી બાટ જો રહા હૂ' અને એ ભારતી ભાષાની વ્યાખ્યા કરતા કહે છેઃ "જિમમેં પ્રત્યેક વિદ્યાપીઠ મેં ઉચ્ચ શિક્ષા દી માની હો, જિસમેં અપને-વિચાર ઔર વ્યવહાર વિદ્વાન ઔર કલ્પનાએં, સંસ્કાર ઔર સરસતા મૂર્તિમાન હોતે હો. જિસમે સસ્કૃત પ્રધાન હોતે પર ભી અરબી, ફારસી, અંગ્રેજી કી દૌલત હો, જિસસે અપની સંસ્કૃતિ કા પાઠ જગતકો પઢા શકે."

અને તેઓ આપ-સ્વમાન મૂર્તિમંત કરે છે. "ઇસ કે લિએ ભી હિન્દ વિદ્યાપીઠ કી જરૂરત હૈ. મૈં આપ સબ સે-જિન તક મેરી આવાજ પહુંચ સકતી હૈ. ઉન સબસે બિનતી કરતા હું કિ અન્ય સબ પ્રવૃત્તિયાં ગૌણ હૈ. ભારત કો 'ભારતી વિદ્યાપીઠ'કી જરૂરત હૈ"

### ગુજરાતીઓનું વર્ચસ્વ

હિંદી સાહિત્ય સમેલન દ્વારા શ્રી મુનશીએ 'હિંદી ભાષા' ને માટે 'રાષ્ટ્રભાષા' ને માટે 'ભારતી' ભાષાનો શબ્દ પ્રચલિત કર્યો એમ કહીએ તો ચાલે. આ ભાષાને વેગ આપવા 'ભારતી વિદ્યાપીઠ' ઊભી કરવા ત્યા ને ત્યાં જ યત્ન પણ શરૂ કરી દીધો.

પહેલા દિવસના કાર્યક્રમમા ભાષણોના આસ્વાદ સાથે રસિક કાર્યક્રમ પણ રખાયો હતો. સ્થાનિક વિદ્યાભવન-કલામંડળના કાર્યકર્તાઓએ નૃત્ય અને સંગીતની થોડીક વાનીઓ પીરસી હતી લંકાના માછીઓનું નૃત્ય, રામાયણના આધારે તૈયાર કરેલ નૃત્ય-નાટક મારીચવધ મુખ્ય ગણાવી શકાય. પઠાન પ્રદેશ, કેળવણીનું પ્રમાણ ખૂબ જ ઓછું, જૂની પ્રણાલિકાઓનો દુર્ગ-આ પરિસ્થિતિથી વિચારતા રંજન કાર્યક્રમ ઠીક ગણી શકાય, પરંતુ તેની ગોઠવણી યોગ્ય નહોતી. ભાષણોની વચ્ચે વચ્ચે આ કાર્યક્રમ રખાયેલો હોવાથી પ્રમુખ વગેરે મંચ પર બેઠેલી વ્યક્તિઓને અવારનવાર મેં અને પીઠ ફેરવવા પડતાં હતા. ઉદયપુરમાં માત્ર એકની જ સંખ્યામાં પ્રતિષ્ઠા પામેલી ગ્હેલ 'માઈક'ની પણ ઘડીએ ઘડીએ કરવી પડતી હેરફેર ગુજરાતીઓને મન નવાઈની વાત હતી.

ઉદયપુરમાં એકદમ સૌનું ધ્યાન ખેંચ્યું ગુજરાતની બહેનોએ—અમદાવાદની મહિલા પાઠશાળાની બાર વિદ્યાર્થિનીઓએ. આ રંજન કાર્યક્રમમા ગુજરાતી બહેનોએ પણ હિંદી ભાઈઓને ગુજરાતી ગરબાનો લાભ આપ્યો. 'વા વા વંટોળિયા'ની સૌરભે પચીસ હજાર પ્રેક્ષકોને અંત સુધી ખેંચી

રાખ્યા. એવા જ કાર્યક્રમ ઉદયપુરમાં વસતી ગુજરાતી બહેનોએ પણ આપ્યો. પરંતુ છેલ્લી ક્ષણે, તૈયારી વગર, સાધન વગર, સાજ અને પરિધાન વગર, ગુજરાતી બહેનોએ શ્રી મુનશીની શક્તિ માટે, મુનશીની ગુજરાતમાં ફોરમતી પ્રતિષ્ઠા માટે આગતુકો અને ઉદયપુરવાસીઓમા સારું માન ઉત્પન્ન કર્યું.

ગાંધીજી-ટંડનજીની દલીલો

બીજા દિવસે સવારથી સાંજ સુધી જુદી જુદી વિભાગીય બેઠકો હતી રાત્રે ખુલ્લી પરિષદ હતી. પરિષદનું લક્ષ્ય એક જ ઠરાવ પર કેન્દ્રિત હતું–મહાત્મા ગાંધીજીનું સંમેલનમાંથી રાજીનામું આપવાનો નિર્ણય કર્યો ત્યારથી હિંદભરમા ખળભળાટ મચી ગયો હતો. ગાંધીજીના અનન્ય ભક્ત યુક્તપ્રાંતના, કાર્યકર્તા બાબુ પુરુષોત્તમદાસ ટંડનજીએ ગાંધીજીને આ નિર્ણય ફેરવવા વિનંતિ પણ કરી હતી ગાંધીજીની દલીલ એ હતી કે મારી પાસે ગુજરાત અને બીજા પ્રાંતોમાંથી પત્રો આવે છે તેમાં એવો પ્રશ્ન ઉઠાવેલો હોય છે કે, હું હિન્દી-સાહિત્ય સંમેલન અને હિન્દુસ્તાની સભા-બંનેમા શી રીતે રહી શકું? સંમેલન દૃષ્ટિએ હિન્દી જ રાષ્ટ્રભાષા બની શકે અને તેમાં નાગરી લિપિનું મહત્ત્વ છે; જ્યારે મારી દૃષ્ટિએ નાગરી અને ઉર્દૂ બન્ને લિપિને સ્થાન છે. આથી હું સંમેલને સ્વીકારેલ નાગરી લિપિ અને ભાષાને સંપૂર્ણ રાષ્ટ્રિય સ્થાન નથી આપી શકતો ત્યારે મારે સંમેલનથી દૂર થવુ જોઈએ.

બાબુ પુરુષોત્તમદાસ ટંડનજીની સામી દલીલ એ હતી કે, "હિન્દી સાહિત્ય સંમેલનના સભ્યોને હિન્દી પ્રચાર સભાના સભ્ય થવામાં કોઈ રુકાવટ નથી. હિન્દી સાહિત્ય સંમેલન તરફથી હિન્દુસ્તાની એકેડેમીમાં પ્રતિનિધિ પણ છે, અને આ એકેડેમી હિન્દી અને ઉર્દૂ બન્ને શૈલી અને લિપિ ચલાવે છે. આથી આપને સંમેલન છોડી જવાનું કોઈ કારણ નથી."

વળી તેમની બીજી દલીલ એ હતી કે, "સાધારણ કામોમાં એક ભાષા બે લિપિમા લખી ચલાવી શકાય, પણ ગંભીર અને સાહિત્યિક કામોમાં એક ભાષા અને બે લિપિનો સિદ્ધાંત ચાલી શકે નહિ એટલે જ્યારે દેશ માટે એક સામાન્ય લિપિનો વિકાસ થશે ત્યારે જ ભાષાનો સ્થાયી સમન્વય થઈ શકશે સંમેલન તો હિન્દીને જ રાષ્ટ્રભાષા માને છે. ઉર્દૂને હિન્દીની એક શૈલી તરીકે સ્વીકારે છે ઉર્દૂનો વિરોધ કરવાનો પ્રશ્ન જ ન હોઇ શકે, પણ ઉર્દૂપ્રેમીઓને, જેને હું રાષ્ટ્રભાષા કહું છું તેની તરફ ખેંચવા યત્ન કરીશ અને તો લાગે છે કે, હિન્દી દ્વારા રાષ્ટ્રના મોટા ભાગમા એકતા સ્થાપિત થઈ શકશે"

આ અને આવી જ બીજી દલીલો સામે, ગાંધીજી અંતગનો અભાવ રજૂ કરે છે, "હિન્દી સાહિત્ય સંમેલનમાંથી અલગ થવાની વાત મારે માટે કોઈ નાનો સૂની નથી પરંતુ જેવી રીતે હું કોંગ્રેસમાંથી નીકળ્યો, એ જ રીતે જો સંમેલનમાંથી અલગ થઈશ તો સંમેલનની—અર્થાત્ હિન્દી ભાષાની વધુ સેવા કરવા માટે"

### રાજીનામાનો સ્વીકાર

ગરમાગરમ ચર્ચા પછી ગાંધીજીના પત્ર પરથી ઉપસ્થિત થયેલ પરિસ્થિતિની આલોચના કર્યા બાદ સંમેલને રાત્રે એક વાગે નિર્ણય કર્યો કે, ફરી એક વાર આ સંમેલન, દેવનાગરી લિપિ અને હિન્દીનો પ્રચાર કરવાનો નિશ્ચય કરે છે તેની દૃષ્ટિએ દેવનાગરી તથા ફારસી, એ બન્ને લિપિઓનો પ્રચાર અવ્યવહારુ અને અમાન્ય છે

મહાત્મા ગાંધીજીના મતનો બચાવ કરનાર પ્રતિનિધિઓ પણ ત્યાં હતા, પરંતુ તે બહુ થોડી સંખ્યામાં કેટલાક પ્રતિનિધિઓ મહાત્મા ગાંધીજી નાખુશ ન થાય એ માટે ઠરાવમાં કેટલાક શાબ્દિક ફેરફાર સૂચવતા હતા, કેટલાક આથી ઉંધ ઠરાવ કરવાની તરફેણમાં હતા ભદન્ત આનંદ કૌશલ્યાયન, સરદાર માધવરાવ કીબે, પંડિત મૌલિચંદ્ર, કુવર ચાંદકરણ શારદા અને બાબુ ટંડનજી ઠરાવની તરફેણમાં હતા બાબુ ટંડનજીના વક્તવ્યે સૌને ઠરાવની તરફેણમાં ખેંચી લીધા, કારણ કે તેમની દલીલો બુદ્ધિને સ્પર્શે તેવી હતી

### ગુરુઓનો દિવસ

ત્રીજે દિવસ પણ ઠરાવોનો હતો કવિ-સંમેલનની પણ યોજના હતી તેમાં અમે ભાગ ન લઈ શક્યા એ બદલ અમદાવાદમાં આવ્યા પછી શોક થયો, કારણ સાંભળ્યુ કે, મોડી રાત્ર ઉદયપુરની જે ભૂમિ પર ચારણોએ સિસોદિયા વીર નરોને બિરદાવ્યા હતા એ જ ભૂમિ પર, વખતના વહેવા સાથે કાવ્યગાનથી સુગાતન પ્રગટ્યુ અને આપસઆપસમાં શારીરિક બળ બતાવી આપવાની કેટલાકના મુખારવિંદ પર તાલાવેલી જાગી સહુ ભાગે એવો અપૂર્વ પ્રસંગ જોવાનો લહાવો પ્રેક્ષકોને ન મળ્યો, પણ તેની ભૂમિકાએ કહે છે કે દર્શનીય હતી. આ ધમાધમને અંતે મધરાત પછી જામેલા મુશાયરામાં રાજસ્થાનની ગૈરવગાથાઓની નવનોઢિયા કવિઓએ રેલમછેલમ કરી દીધી અને બીજા દિવસનો સૂર્યોદય જોતજોતામાં થઈ ગયો.

ઉદયપુરમા એક વસ્તુ અમારા ધ્યાન પર ખાસ તરી આવી. હિન્દી સાહિત્ય સંમેલનના પ્રચાર માટે ઠેર ઠેર પત્રિકાઓ ચોટાડેલી-કાંકરોલી, શ્રી નાથદ્વારા વગેરે સ્થળે પણ; પરતુ કેટલાક સ્થળે મોટા દીવાલપત્રો પણ તૈયાર થયાં હતા, તેમા અંગ્રેજી ભાષા સામે રોષ હતો. રાજસ્થાની અદાલતોમાં, કચેરીઓમા, દફતરોમા અંગ્રેજીનો પ્રચાર થઈ રહ્યો છે, અને જે રાજસ્થાનની મૂળ ભાષા-સ્વાભાવિક છે, તેના તરફ લક્ષ્ય નથી અપાયુ તે સામે તેમા વિરોધ હતો. દરેકને હિન્દીમા જ બોલવાનો આગ્રહ હતો

## સાદા ને સરળ હિંદી વિદ્વાનો

હિન્દી લેખકોને મળવાની અને અરસપરસના સાહિત્ય વિશે વિચારોની આપલે કરવાની અમારી-શ્રી કેશવરામ કા શાસ્ત્રી અને મારી-ખૂબ ઇચ્છા હતી, પણ લેખકો અરસપરસ મળી શકે તેવી કોઈ જોગવાઈ નહોતી. શ્રી મુનશી તો બીજી અનેક ઉપાધિઓમા ગોઠવાઈ ગયા હોય, નહિ તો તેઓ નાનકડી પરિચય-બેઠક ગોઠવી શકત. બાબુ ટંડનજી અને જૈનુમાથી તુરત છૂટીને આવેલા શ્રી હરિભાઈ ઉપાધ્યાયની સાથે મિનિટો ગાળવામાં અમને ઠીક ઠીક જાણવા મળ્યુ. મુનિશ્રી જિનવિજયજી-સ્વાગતપ્રમુખનો તૂ ખૂ. અમારે માટે, બેઠક જેવો થઇ જવાથી હિન્દી લેખકોથી પણ પરિચિત થયા, એક તો ગુજરાતી અને તેમાય અમે મુનિજીના પરિગ્રહના એટલે હિંદી લેખકો પણ અમારી નજીક આવ્યા, નહિ તો સદા પોશાકમા-શોકણ સુધીના ધોતી, છપ્પન ઈંચના કોટ મોમા પાનનું બીડું-સજ્જ થયેલા વિદ્વાન લેખકોને, હિંદી સાહિત્યમા મશહૂર ગણાતા વિદ્વાનોને ઓળખવામા અમને તકલીફ પડત

## કાર્યકર્તાઓ

મુનિશ્રી જિનવિજયજીનો જન્મ મેવાડમાં પણ હવે તો ગુજરાતના જ થઈ ગયા છે. મેવાડવાસીઓએ બે વર્ષથી તેમને સારી રીતે સકંજામા લીધા છે, એટલે તેમને એક કે બીજે નિમિત્તે રજપૂતાનાને સેવા આપવી જ પડે છે

શ્રી લક્ષ્મીલાલજી જોશી અને સૌરાષ્ટ્રના જૂના વતની પણ ઉદયપુરના નાગરિક શ્રી જનાર્દનરાય નાગરને લીધે સંમેલન સફળ થઈ શકયુ. ચોવીસે ચોવીસ કલાક તમારી સામે જ તેઓ અથડાય

અને મેવાડની રસોઈ? અમે તો અહીંથી જ ગભરાતા હતા. પણ રસોડાની વ્યવસ્થા ઉત્તમ કહીએ તો જરાય 'અતિશયોક્તિ ન કહેવાય. મેવાડની વિશિષ્ટ વાનીઓ દરરોજ મળ્યા કરે. શ્રી શાસ્ત્રીજીને આ ન ખપે

એટલે તેમને આ રસોઈ ન પોસાય પણ 'બાફલો' અને 'ફૂલકા' જોઈ તેમણેય શ્રી નાથદ્વારાને 'ઠોર' આરોગવાનું છોડી દઈ ખેતરની ખુલ્લી જમીનમાં હાથે 'ખીચડી ટોમેટોર સૂપ' પકાવવું શરૂ કરી દીધું. શાસ્ત્રીજીની રસોઈ જોઈ, અમને પણ મોમા પાણી આવી જતું અને કોઈવાર આરોગ્ય ઉપર એમની સ્વાદિષ્ટ રસોઈ આરોગી જતા.

સંમેલન પાસે મોટુ સ્વયંસેવક દળ હતું, એટલે વ્યવસ્થા સારી હતી પરંતુ સમેલનમાં, ડેરોડે, કે શહેરમા હોટીમાં કે મોટરમાં જ્યારે કોઈ પણ ભાઈ અમારી સૂચનાને 'બડા હુકમ' વાક્ય દ્વારા સ્વીકારે ત્યારે અમે મૂઝાઈ જતા, અને હસી પડતા, 'હુકમ' 'જી હુકમ'ના વિનય સુધી ઠીક, પણ બડા 'હુક્મ'માં વિનયની પરાકાષ્ઠા તરી આવતી કેટલીક વાર અમારે જાતે જ એ કામ કરી લેવુ પડતું

સમેલનમાં દૂર દૂરથી પ્રતિનિધિઓ આવેલા પણ એક માથે સૌ ઉદયપુર જોઇ શકે તેવી વ્યવસ્થા નહોતી સૂચનાઓ તખ્તેએ તખ્તેએ હતી, શુ જોવુ તેની માહિતી હતી, દરેક સ્થળ બતાવવા માટે સ્વયંસેવકદળ તૈયાર હતું પણ જે સ્થળે જવા માટે રાજ્યની પરવાનગી જોઈએ તે પરવાનગી સમેલન શરૂ થયા પછી ત્રીજે દિવસે મળી અમે તો વગર પરવાનગીએ લાભ લઈ લેતા, એટલે જેમણે પરવાનગી માટે રાહ જોઈ હશે તેમને વધુ રોકાવુ પડયુ હશે

## સોના જેવો પ્રદેશ

સારોય મેવાડ પઠાત પ્રદેશ છે વણખેડાયેલી જમીન નજર નાખો ત્યાંસુધી દેખાય વચ્ચે માઇલોના માઇલ સુધી વિસ્તરેલાં સરોવરો નજરે પડે. દુનિયાના મોટા ગણાતા સરોવરોમાંનુ એક 'જયસમુદ્ર' અહીં છે. કાકરોલીનું 'રાયસાગર' કાંઈ નાનું ન કહેવાય. પિછોલા', 'ફત્તેહસાગર', 'ઉદયસાગર' કેટલાંય વર્ષો સુધી પાણી પૂરુ પાડયા કરે ટ્રેનમાથી નજર નાખો તો કેટલાય ગામડે પાણીના બધ છતા આ પ્રદેશ અણખેડાયેલો, અણવિકસેલો રાજ્ય કશીય મહેનત ન લે એક વિચાર આ વે અને શાસ્ત્રીજીને કહ્યુ 'શાસ્ત્રીજી! રજપૂતાનાના બધા રાજ્યો મળી એક યોજના કરે તો મારુ ય રજપૂતાના-રણ સુધ્ધા ફળદ્રુપ થઈ જાય ગામડે ગામડે ઇલેક્ટ્રિસિટી પહોચતી કરવાની શક્તિ આ સરોવરોમા છે પાણીની આ પ્રદેશમાં છૂટ છે કોઈ કર્મયોગી મળી જાય તો?"

ભામાશા કે દયાળશાની રજપૂતોમાં અછત છે, નહિ તો આ સ્ટેપનું કોઈને કેમ નહિ લાધ્યું હોય? પ્રકૃતિસૌંદર્યથી ભરપૂર આ પ્રદેશે કેમ કોઈ સાહસિકને આકર્ષ્યા નહિ હોય? દેશી રાજ્ય છે તેથી?

**રાણા પ્રતાપની યાદ**

અમે સાંભળ્યું હતું કે હજુ ઉદયપુરનરેશ પ્રાચીન પ્રણાલિકા સાચવે છે—પથારી નીચે દાભ મૂકવાની. અમને મન થયું કે ચાલો, એ નરેશના દર્શન કરીએ. ફત્તેહસાગરથી સાહેલીઓની વાડીએ જતાં રસ્તામાં સમાચાર મળ્યા કે, શ્રી ભૂપાળનરેશ ફરવા ગયા છે; હમણાં પાછા ફરશે. શાસ્ત્રીજીને મેં કહ્યું: "શાસ્ત્રીજી! એમની મોટર ધીમી કરાવી દર્શન કરીએ તો રંગ રહે." શાસ્ત્રીજી કહેઃ "મોટર શી રીતે ઊભી રખાય?" મેં કહ્યું: "આપણે હાથ દેખાડી મોટર ઊભી રાખીએ અને ધોળ કરીએ." શાસ્ત્રીજીને દિશા સૂઝી ગઈ. ખ્યારસો મઝાનો, ઉદયપુરી ટંકશાળમાં પડેલો રૂપિયો કાઢી શાસ્ત્રીજી ઊભા. મોટર નીકળી એટલે અમે હાથ લાંબો કર્યો. મોટર ધીમી પડી. શાસ્ત્રીજીએ વિધિ મુજબ ધોળ કરી હાથ જોડયા. બાજૂના મંત્રીએ ચાંદીને અડયા વગર 'બડા હુકમ' શબ્દ ઉચ્ચાર્યો, અને મોટરે વેગ પકડયો. 'બડા હુકમ' વાક્યથી જ અમારાં ગાત્ર થીજી ગયાં. અમારી નજર સામે તરવરતી રાણા સંગ, કુંભાજી, પ્રતાપ કે સજ્જનસિંહની એ છબી નહોતી: તેમના મોં પર એ ખુમારી નહોતી, માત્ર એ રાજવંશની રોનક હતી. અસંખ્ય ફુવારાઓથી, કમળના વનથી, મેઘધનુષથી દીપતી સાહેલીઓની વાડી તે દિવસે જોવાની અમારી વૃત્તિ મારી જ ગઈ. બીજે દિવસે અમે બધું જોયું, પણ અમારું સૌનું મન ખિન્ન હતું; પરંતુ આજ ટાંકણે ભરાયેલ નાનકડા પ્રદર્શને અમારા લોહીને વેગીલું બનાવ્યું. અનેક જૂની પ્રતો, રાગરાગિણીઓનાં ચિત્ર-સંગ્રહો, મોગલ બાદશાહના તે તે સમયનાં ચિત્રો, 'સતસઈ' ગ્રંથની અનેક નકલો, એ તેની વિશિષ્ટતા હતી: પ્રતાપનું બખ્તર, ભાલું, ટોપ, તરવાર દર્શનીય વસ્તુઓ હતી. બખ્તર અમે ઊંચકી જોયું—હાથમાં તાકાતની જરૂર હતી. અનેક નાનકડી કડીઓથી સંકળાઈને તૈયાર થયેલું બખ્તર, પ્રતાપની કદાવર મૂર્તિને અમારી નજર સમક્ષ ખડી કરી દેતું હતું ચેતકનાં જીન અને પેગડાંએ અમને ચિતોડની યાદ આપી, એટલે એ જ સાંજે શાસ્ત્રીજી સિવાય અમે દશ અને મહિલા પાઠશાળાના આચાર્ય શ્રી જેઠાલાલ શાહ સાથે અગિયારે બહેનો મળી અમારી બાવીસની ટુકડીએ, ચિતોડગઢ તરફ પ્રયાણ કર્યું.

અમારી ટુકડીની સરદારી શ્રી મણિલાલ મગનલાલ અધ્વર્યુએ લઈ લીધી.

ચિતોડગઢની મુલાકાત'

પૂરા છવ્વીસ કલાક ચિતોડગઢમાં ગાળી અમારી ચોવીસની ટુકડી વીસમી ઓક્ટોબરે સવારે લગભગ સાડા અગિયાર વાગે જયપુર જઈ પહોંચી. શાસ્ત્રીજી પણ ચિતોડ સ્ટેશને અમારી સાથે થઈ ગયા હતા.

અજમેરથી જયપુરની મુસાફરી યાદ રહી જાય તેવી હતી. લશ્કર માટે અલાયદા રખાયેલા ડબ્બામાં અમે સૌ ચડી બેઠાં. એ તો ઠીક પણ બેસવાની જગ્યાએ અમારા સામાને સ્થાન લઈ લીધું. આજે સવારે પં. જવાહરલાલજી જયપુર પહોંચી જવાના હતા; ત્યાં અખિલ હિંદ લેખક સંમેલનની બેઠક શરૂ થતી હતી, અને સાથે રાજસ્થાની કાર્યકર્તાઓનું પણ સંમેલન હતું એટલે સાહિત્યકારો અને કાર્યકર્તાઓનું વહેણ એ દિશાએ હોય તે સ્વાભાવિક હતું, પરંતુ પ્રેક્ષકોની સંખ્યા સૌથી વધી જાય તેમ હતી.

## જયપુરમાં અખિલ ભારતીય લેખક–સંમેલન

જયપુર સ્ટેશને કોંગ્રેસ અને લેખક-સંમેલનના સ્વયંસેવકો આગંતુકોનો સત્કાર કરવા હાજર હતા. લેખક-સંમેલનની સ્ટેશને જ ઓફિસ હતી, અને તેમને ઊતરવા માટે સ્ટેશનથી જ તૈયાર રખાયેલી સગવડ મુજબ સૂચના થઈ જતી હતી. કમનસીબે શાસ્ત્રીજી અને મને પાસેપાસેના પણ જુદા જુદા તંબૂમાં જગ્યા આપી હતી. અમારે એ સગવડનો લાભ લેવો નહોતો, કારણ કે અમારી સાથેનાં મિત્રો સાથે જ અમારે ઊતરવું હતું. એટલે રાજ્યની મોટરમાં સૌએ પસંદ કરી રાખેલી સરાઇએ મોકલી હું અને શાસ્ત્રીજી સીધા જ્યાં સંમેલન ભરાયું હતું ત્યાં ઊપડયા.

'પી. ઈ. એન.'—'પેન'ના ગંજાવાચક નામની જાણીતી થયેલી આ સંસ્થા વિશ્વભરમાં જાણીતી છે. આ જગતભરના જાણીતા સાહિત્યકારો આ સંસ્થાના સભ્ય છે. 'પી' એટલે Poets અને playwrights (કવિઓ અને નાટ્યકારો), 'ઇ' એટલે Editors અને Essayists (તંત્રીઓ અને નિબંધકારો) અને 'એન' એટલે Novelists (નવલકથાકારો.) કલમનું સાધન ધરાવતા સાહિત્યકારોની, સંસ્કારસ્વામીઓની આ સંસ્થા છે.

આંતરરાષ્ટ્રિય સંબંધો ધરાવતી આ સંસ્થાની સ્થાપના ઈ. સ. ૧૯૨૧'માં શ્રીમતી ડવોસન સ્કૉટે કરેલી. પોતાના અવસાન સુધી જ્હોન ગાલ્સવર્ધી આ સંસ્થાના પ્રમુખ હતા. તેમના અવસાન પછી શ્રી. એચ. જી. વેલ્સ તેના પ્રમુખસ્થાને આવ્યા.

આ સંસ્થાની લગભગ દરેક દેશમાં શાખાઓ છે. વિશ્વયુદ્ધે પરસ્પરનો સંબંધ હમણાં ખેરવી નાખ્યો છે, પરંતુ શાંતિના સમયમાં દુનિયાભરના સાહિત્યકારોને એક વ્યાસપીઠ પર લાવવાના, એકબીજાના સંસ્કારને પરસ્પર વિનિમય કરવાના આ સંસ્થાએ પ્રયાસ કર્યા છે. સાંઝના સમયે આ માટે વિશ્વના સાહિત્યકારો એકત્ર થતા.

આ સંસ્થાની માન્યતા એ છે કે, તેમાં ધાર્મિક, રાજકીય, કોમીય કે રાષ્ટ્રિય વર્ગભેદો નથી. કોઈ પણ કોમનો કે રાષ્ટ્રિય સાહિત્યકાર આ સંસ્થાનો સભ્ય થઈ શકે છે. સર્જનાત્મક સાહિત્યના વિકાસ અને સંરક્ષણ માટે વિશ્વભરના સાહિત્યકારોનો પરિચય કરવાનો, સહકાર સાધવો; મૈત્રી કેળવવી એ સંસ્થાનો ઉદ્દેશ છે. સાહિત્યને વિસ્તારવાની તેની નેમ છે. અત્યારે અરસપરસ આખડી પડતાં રાષ્ટ્રો વચ્ચે સમાન વૃત્તિ જાગ્રત કરવાની તેની ધગશ છે. આ ઉદ્દેશને માન્ય રાખનાર સાહિત્યકાર આ સંસ્થાને પોતાની સેવા આપી શકે છે

આ સંસ્થાની એક શાખા હિંદમાં પણ છે. શ્રીમતી સોફિયા વાડિયા આ શાખાના પ્રાણ છે. આ શાખાની સ્થાપના ઇ. સ. ૧૯૩૩ માં ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના સહકારથી થઇ હતી. તેઓ પોતાના અવસાન સુધી આ શાખાના પ્રમુખ હતા. અત્યારે શ્રીમતી સરોજિની નાયડુ પ્રમુખ છે. પંડિત જવાહરલાલ નેહરુ, સર એસ. રાધાકૃષ્ણન, મૌલાના સૈયદ સુલેમાન નદવી ઉપપ્રમુખો છે. પ્રાંતે પ્રાંતમાંથી મળી લગભગ બસો સિત્તેર તેના સભ્યો છે. જુદી જુદી સાહિત્ય સભાઓ અને વિદ્યાપીઠો આ સંસ્થા સાથે સંકળાયેલી છે.

આ સંસ્થા 'પી. ઈ એન.' નામનું એક સામયિક પણ પ્રકટ કરે છે. જુદી જુદી ભાષાઓમાં પ્રકટ થતા સાહિત્યનો પરિચય આપતાં પુસ્તકો પણ પ્રસિદ્ધ કરે છે.

હિંદ ખાતે અખિલ હિંદ લેખક-સંમેલન ભરીને એક અવકારદાયક પગલું આ સંસ્થાએ ભર્યું હતું, કારણ કે પ્રાંતે પ્રાંતના લેખકો આ સંમેલનમાં હાજર રહ્યા હતા. પરદેશથી પણ પ્રતિનિધિઓએ હાજર રહી પોતાનો સહકાર આપ્યો હતો.

રજવાડી સગવડ

ત્રણ દિવસનો ભરચક કાર્યક્રમ: સવારે નવથી શરૂ થાય, બપોરે એક વાગ્યે દોઢ કલાક ઉતારે જવાની છૂટ અને ફરી ૨ા થી ૭ સુધીની કાર્યવહી. રાત્રે સાડા આઠથી સાડા અગિયાર સુધી યજમાનો તરફથી

જાદુના પ્રયોગો અને ખાણું આમ ચોવીસે કલાક પ્રતિનિધિઓ સાથે રહેવાનું. ઊનરવાની રજવાડી સગવડ હતી. વિશાળ તંબૂઓથી શોભતું એક નગર, જયપુરના એક નાનકડા પ્રાચીન કિલ્લાની છાયામાં ખડું કરવામાં આવ્યું હતું તંબૂ દીઠ માત્ર બબ્બે વ્યક્તિઓની જ સગવડ; દરેક તંબૂમાં નાહવા ધોવાની, શૌચાદિ કર્મની, સૂવાની, લખવાની, વાંચવાની વ્યક્તિગત સગવડ, સંમેલનના સ્થળે અથવા દર્શનીય ચીજોનાં દર્શને જવા વાહનોની સગવડ–આથી પ્રાંતપ્રાંતના પ્રતિનિધિઓને એક બીજાની નજીક આવવાને અવકાશ રહેતો.

લગભગ ત્રણસો પ્રતિનિધિઓએ આ સમેલનમાં હાજરી આપી હતી. તેમા હિંદુ લેખકો હતા, મુસ્લિમો પણ હતા, પત્રકારો હતા, પત્રલેખકો પણ હતા. સાહિત્યની દુનિયામા પ્રતિષ્ઠા મેળવેલ પ્રતિભાસંપન્ન વિદ્વાનો હતા; તો રાજ્યના આગળ પડતા અમલદારો પણ હતા; ખુલ્લી બેઠકમાં ભાગ લેનાર વિદુષી બહેનો હતી, તો પડદામા રહી કાર્યવહી નિહાળનાર બહેનોની પણ સંખ્યા હતી.

## રજવાડી કાર્યક્રમ

જયપુર સ્ટેશને અમારા હાથમા છપાયેલો કાર્યક્રમ મુકાયો; અમે પાના ફેરવ્યા. કાર્યક્રમની વિગતો જોઈ, અને સંમેલનમા પહોચવા મન અધીરું બન્યું પ્રમુખ શ્રીમતી સરોજિની નાયડુ જુદા જુદા વિષયોની ચર્ચા શરૂ કરવા માટે નક્કી કરાયેલા મહારથીઓ–સર રાધાકૃષ્ણન, સર મોરિસ ગ્વાયર, ડૉ રાધાકુમુદ મુકરજી, શ્રી મુનશી, શ્રી ફેરટગ; તેમાં ભાગ લેનાર જુદા જુદા વક્તાઓ, હિંદની અર્વાચીન સાહિત્ય સમૃદ્ધિ–આસામીઝ, બંગાળી, અંગ્રેજી, ગુજરાતી, હિંદી, કન્નડ, મૈથિલી, મલયાલમ, મરાઠી, ઓરિયા, પંજાબી, સંસ્કૃત સિંધી, તામીલ, તેલુગુ, ઉર્દૂ, એમ સોળ ભાષાની સાહિત્યસમૃદ્ધિનો પરિચય, સોળ વક્તાઓ આપવાના હતા. પરંતુ પહેલા જ દિવસે આમારો ઉત્સાહ ભાંગી પડયો. આ વક્તાઓના સમય પર નિયમન મુકાયું. પાંચથી દશ મિનિટમાં પોતાના વક્તવ્યનો નિષ્કર્ષ કહી જવાનું સૂચન પ્રમુખ તરફથી જ થયુ આથી એકય વિષયનો દોર પકડતાં ખૂબ મુશ્કેલી નડી. ગુજરાતી સાહિત્યનો પરિચય આપવા માટે, ગુજરાતી સાહિત્યમા અજાણ્યા એવા એક ભાઈની વરણી થઇ હતી તેમણે ગુજરાતી સાહિત્ય વિશે જે કાંઈ કહ્યું તે ન કહ્યું હોત અને માત્ર લેખકોની નામાવલિ તેમના માટેના વિશેષણો સહિત બોલાઈ હોત તોયે ગુજરાતમાં

શ્રી. મુનશી સિવાય બીજા પણ વિદ્વાનો છે તેનો બીજાઓને આછોશો ખ્યાલ આવત.

### રજવાડી વક્તાઓ

પંડિત જવાહરલાલ નેહરુએ, 'હિંદી સાહિત્યના વિકાસ'ની ચર્ચા ઐક્યની દૃષ્ટિએ શરૂ કરી. આ ચર્ચાને વેગ આપનારુ કોઇ ન મળ્યુ હિંદની સમાન્ય અને મહાન ગણાતી વ્યક્તિએ રજૂ કરેલા મતવ્યો સામે દલીલો કરવાનું કદાચ કોઈને રુચ્યુ નહિ હોય. સર રાધાકૃષ્ણને પોતાની વક્તૃત્વછટાથી સમેલનને મુગ્ધ કર્યું. તેમની પ્રાચીન સાહિત્યના અવતરણો આપવાની રીતિ અને તેમાથી પોતાના કથયિતવ્યને મળી રહેતો ટેકો–એ તેમની વિશિષ્ટ શૈની તેમનો કહેવાનો આશય એ હતો કે, ' જ્યાસુધી તમે મહાન દ્રષ્ટા નથી ત્યાંસુધી તમે ગૌરવપૂર્ણ સાહિત્યની રચના કરી શકશો નહિ." તેમના વક્તવ્યમાથી એક વસ્તુ તરી આવતી કે તેઓ જેટલા મર્મજ્ઞ અને સર્વજ્ઞ સંસ્કૃત સાહિત્યના છે, તેટલા મર્મજ્ઞ હિંદી સાહિત્ય વિશે કદાચ નહિ હોય। તેમણે ઉપાડેલી ચર્ચા કોઈ ન ઉપાડી શકયુ

"હું સ્વપ્નદ્રષ્ટા છુ અને તેમા ભાગ લેવા આપ સૌને નિમત્રુ છુ" એવા કલરવ સાથે શ્રી ભારતી સારાભાઈએ જ્યારે પોતાનુ મોં 'માઇક'ની સાથે મેળવી દીધુ ત્યારે એક ભવ્ય સ્વપ્નની આમાહી કરતા અમારા કાન સરવા થયા પરતુ એ સ્વપ્ન નહોતુ, એક માત્ર ભ્રમ હતો તેનો ખ્યાલ તેમના ટૂંકા વક્તવ્યને અને આવ્યો તેમના કહેવાનો સાર એ હતો કે, અંગ્રેજી ભાષા વિશિષ્ટ ભાષા છે, હિંદી ભાષાઓમા કોઈ ભાષા તેની તોલે આવી શકે તેમ નથી.

શ્રી. ફોસ્ટર, બાબુ ક્ષિતિમોહન સેન અને શ્રી ગુરુદયાળ મલ્લીક પોતાના નિબધોથી શ્રોતાઓને મુગ્ધ કર્યા. શ્રી. મુનશી કે શ્રી ગ્રાયર તો આવ્યા નહોતા, કાર્યક્રમનું ' રિહર્સલ ' પહેલેથી થઈ ન શકે, એટલે,વકતાઓમા અને વક્તાઓને અપાતા સમયમાં ઠીક ઠીક ફેરફાર કરવો પડયો.

### મહત્ત્વના બે ઠરાવો

સમેલને બે ઠરાવ સ્વીકાર્યા હતા બન્નેય ઠરાવ ખૂબ મહત્ત્વના કહી શકાય શ્રી મસાણીએ 'કોપીરાઈટ'નો ઠરાવ રજૂ કર્યો અને શ્રી સુન્દરરાજ આનંદે તેના પર છણાવટ કરી અત્યારના હિંદી લેખકોની વાસ્તવિક પરિસ્થિતિનો તેમાં ચિતાર હતો પરવાનગી વગર થતાં ભાષાતરો, ખુદ

પોતાની જ ભાષામાં થઈ જતું રૂપાતર, ઓછી વધતી 'રૅયલ્ટી' વગેરે મુશ્કેલીઓ સમેલનમા રજૂ થઇ હતી આ માટે યોગ્ય કરવા શ્રી મુનશી સમેતની એક સમિતિ નિમાઈ છે ત્યાં આવેલ પ્રકાશકોમાથી કોઈએ લેખકોની મનોદશા પણ વર્ણવી હોત તો સમેલનના સુકાનીઓને નવુ દૃષ્ટિબિંદુ જાણવા મળત '

શ્રી પણિકરે સૂચના કરી કે, હિંદની મુખ્ય ભાષાઓમા હિન્દી જ્ઞાનકોશ તૈયાર કરવો પરિષદે આ સૂચનાને સ્વીકારી મારા જ તખૂમાના સાથી, એક વખતના ન્યાયાધીશ શ્રી પ્રહલાદ ચદ્રશેખર દીવાનજીએ આ ઠરાવ પર પોતાનું જ્ઞાન પ્રકટ કર્યું પહેલા વિરોધ કર્યો, ને પછી પ્રમુખ શ્રીની ના હોવા છતા ફરી વખત રગમચ ઉપર જઈ, "હું સૌ પહેલા મદદ કરવા તૈયાર છુ ' નો જ્યારે તેમણે પોકાર કર્યો ત્યારે તદ્દન નીરસ થઈ ગયેલા વાતાવરણમાં કાઈક રગ આવ્યો સંમેલને આ સૂચનાને સ્વીકારી પણ તેનો અમલ એક સ્થળે થઈ રહ્યો છે તેનો ખ્યાલ સાંજે 'ખાણા' મા આવ્યો વાતવાતમા કરાચીથી આવેલ એક પ્રતિનિધિ ભાઈએ અમને કહ્યુ કે, સિંધ સરકાર વિશે, તેની કાર્યવહી વિશે ખૂબ ટીકા થઈ શકે તેમ છે, પરંતુ એક બાબતમાં તેણે કોઇ પણ પ્રાત કરતા પહેલ કરી છે. સિંધના લેખકો, તેમના સર્જનો સિંધના રીતરિવાજો, તેનું શિલ્પ સ્થાપત્ય વગેરે ઉપર સિંધ સરકાર પોતે જ 'જ્ઞાનકોશ' તૈયાર કરાવી રહી છે આ માટે સારા લેખકો પણ રોકયા છે"

અંગ્રેજી કાર્યવહી

સારીય પરિષદ દબદબાભરી હતી શ્રીમતી સરોજિની નાયડુની એક બાજૂ સર રાધાકૃષ્ણન અને પડિત જવાહરલાલ નહેરુ બેસતા, તો બીજી બાજૂ સર મિરઝા ઈસ્માઇલ આરામથી ઊંઘ ખેચી લેતા પડિતજી તો લાબો સમય સુધી એક સ્થળે બેસી જ શકતા નહિ એટલી તેમનામાં ચચળતા હતી. પરિષદની કાર્યવહી અંગ્રેજીમાં જ ચાલતી હિંદી કે ઉર્દૂ ભાષાને ત્યાં સ્થાન નહોતું 'ઉદયપુર' મા હિદી સાહિત્ય સંમેલનમાં ભાગ લઈ અહીં આવેલા અમને, અને હિંદી રાષ્ટ્રભાષા થઈ શકે' એના અમારા મતવ્યને અહીં અપરિચિત વાતાવરણ લાગ્યું શ્રી રામજી હસરાજને ત્યાં અપાયેલ ખાણા પ્રસગે આપોઆપ એક વિશિષ્ટ કાર્યક્રમ યોજાઇ ગયેલો, એટલે ત્યાં હિંદી, કાનડી, તેલુગુ, ઉર્દૂ ભાષામાં કાવ્યગાન સાંભળવાનું મળ્યુ શ્રી ગુરુ દયાલ મલ્લિક ગાંધીજીને પ્રિય 'તેરા મકાન આલા' સિંધી

ભાષામાં ગાંધી સૌને મુગ્ધ કર્યા સિધી ભાષામા કાવ્ય હોવા છતા તેને સમજવામાં કોઇને મુશ્કેલી પડતી નહોતી

પ્રતિનિધિઓને સાંગોય દિવસના કાર્યક્રમ બદલે સાંઝનો કાર્યક્રમ ખૂબ ઉપયોગી થઇ પડતો 'ખાણા'ને સમયે છૂટથી એકબીજાને હળોમળો, પરિચય સાધો ગુજરાતીઓનું સારુ જૂથ હતું શ્રી કૃષ્ણલાલ કાકા, પ્રોફેસર કાન્તિલાલ પડ્યા, શ્રી ચદ્રવદન મહેતા શ્રી યશવત પડ્યા, શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી મુરલી ઠાકુર, શ્રી હરિશ્ચંદ્ર, શ્રી કે કા શાસ્ત્રી વગેરેને લીધે અમારુ મડળ મોટુ રહેલું દેખાતુ

જયપુરનરેશને ત્યાં

જયપુરનરેશને ત્યા પહેલે દિવસે સાંઝે સૌ અરસપરસ પરિચય સાધતા હતા લશ્કરી પોશાકમા જયપુરનરેશ ત્યા આવી પહોચ્યા પડિતજી ઇંદિરા ગાધીનો હાથ પકડી સર મીરઝાં ઇસ્માઇલ સાથે આગળ વધ્યા સર મિર્ઝા ઇસ્માઇને હિંદના બાદશાહનો પરિચય જયપુરનરેશને કરાવ્યો

"ઓહ! ખૂબ આનદ થયો તમને મળીને!' જયપુરનરેશે હાથ મિલાવી અંગ્રેજીમા જવાબ આપ્યો

સર રાધાકૃષ્ણનનું ધ્યાન સામે મહેલ ઉપર ઊડતા ધ્વજ પર હતું તેમણે અચાનક પૂછ્યુ "આ ધ્વજમા મહાસભાના ધ્વજ જેવો રગ ક્યાથી?'

જવાબ ન હતો

'પણ એક સાથે બે ધ્વજ કેમ? અને ઉપરનો ધ્વજ નાનો શા માટે?" પડિતજીએ જીજ્ઞાસા દર્શાવી

"મને ચોક્કસ ખ્યાલ નથી પણ પરાપૂર્વથી ચાલી આવતી એ પ્રથા છે એક પ્રસગે મરાઠા અને અમારા સૈન્યે સયુક્તપણે વિજય મેળવ્યો તેની યાદગારી દર્શાવતું એ જોડાણ છે એ નાના ધ્વજને લીધે અમને 'સવાઇ'ની ઉપાધિ મળે છે' જવાબમાં કશાય જયપુરનરેશ બુદ્ધિનો ચમકારો ન દર્શાવી શક્યા

સર મિરઝાં ઇસ્માઇલ અટલ પ્રકૃતિના જણાયા અમદાવાદીઓનો કડવો કે મીઠો અનુભવ હશે ભગવાન જાણે પણ અમને અમદાવાદીને મળી આનદ પ્રદર્શિત કર્યો પડિત જવાહરલાલજી તો સાભળ્યે જ ગયા અમદાવાદના વિદ્યાર્થીઓની ૧૯૪૨ ની લડતથી લઈ જયપુર રાજ્યમાં પ્રજાને ભોગવવી પડતી હાડમારી—એકેએક હકીકતને દિલમાં પૂરી ઉતારી લે, સંઘરી લે

જયપુર શહેરની મ્યુનિસિપાલિટીના પ્રમુખ થવાનું પંડિત જવાહર લાલે જણાવ્યું તે જયપુર શહેરની નગરરચના મુગ્ધ કરે તેવી છે 'રાતી દીવાલોનું શહેર' કહીએ તો ચાલે સ્ટેશનથી સીધા 'ગળતા'ના પોથ સુધી જાઓ' મ્યુઝિયમથી ટાઉન હોલ સુધી નજર કરો—એક જ સરખા સીધા સળંગ રસ્તા, દુકાનો અને દિવાલો એક સરખી અજાણી વ્યક્તિ દુકાન શોધતાં થાપ ખાઈ જાય જયપુરનું મ્યુઝિયમ ગોઠવણીની દૃષ્ટિએ ખૂબ આકર્ષક છે કોતરકામ, માટીકામ, વણાટકામ, ભરતકામ-વગેરેનો ઝીણવટથી અભ્યાસ થઈ શકે એવી ત્યાં સગવડ છે ક્યુરેટર શ્રી હનુમાન પ્રસાદજીએ આ દિવસો દરમ્યાન બાર બાર કલાક હાજર રહી, પ્રતિનિધિઓને પૂરી સમજ પાડી 'ઓબ્ઝર્વેટરી' અને 'જનાના મહેલ'ને જરાય ન ભૂલી શકાય 'આંબેર' કિલ્લાની ધાર જિંદગીમાં યાદ રહી જાય તેવી નીવડી પ્રતિનિધિઓની સવારી માટે વાહનો તૈયાર રહેતા, પણ ઓગણીસ ઓગણીસ હાથીની કતાર પણ સલામી આપતી એટલે જયપુરમાં અમે સૌએ વિશેષ માણ્યું-પ્રાચીન સ્થળોનું દર્શન ખાણું અને હાથીની સવારી.

### સરોજિની નાયડુ

> જેમણે હિંદનો આત્મા એક છે, એનું સ્વરૂપ એક છે,
> એના અભિલાષો એક છે' નો અવાજ ગાજતો કર્યો

સમગ્ર દૃષ્ટિએ જોતા એક વસ્તુ સિદ્ધ કરી, પ્રાંતપ્રાંતના લેખકોની નિકટ આવવાની શ્રીમતી સરોજિની નાયડુના શબ્દોમાં જ કહીએ તો, 'ભારતવર્ષની બધી જ ભાષાઓ અને સંસ્કૃત તથા અન્ય ભાષાઓના પ્રતિનિધિઓ એકત્રિત થયા હોય તેવો આ પહેલો જ પ્રસંગ છે હિંદનું સાહિત્ય બહુવિધ છે સાહિત્યમાં વૈવિધ્ય છે છતાં આપણે શા માટે અહીં મળ્યાં છીએ? કારણ કે હિંદ એક અને અવિભાજ્ય છે ભાષાઓમાં ગમે તેટલી ભિન્નતા હોય, ગમે તેટલા નિરાળા સ્વરૂપે તે લખાતી હોય, છતાં આ દરેક ભાષાની અંદર મુખ્ય વિચાર એક જ છે બ્રહ્મપુત્રાથી કન્યાકુમારી સુધીના હિંદનાં સર્જનો, કાવ્યો, ગીતો હાલરડાં એક જ પ્રકારનાં છે હિંદનો આત્મા એક છે, એનું સ્વપ્ન એક છે, એની અભિલાષા એક છે"

# રંગભૂમિનો વિકાસ*

વક્તા શ્રી જયશંકર ભૂધરદાસ ("સુંદરી")

૧

ગુજરાતી રંગભૂમિના સમર્થ લેખક, આદ્ય દ્રષ્ટા, ચિરતના ઉત્પાદક, મુરબ્બી મૂળશંકર હરિનંદ મૂળાણીને અમદાવાદની ગુજરાતી સાહિત્ય સભા, મોડુ મોડુ પણ, કર્તવ્ય સમજીને માનપત્ર આપે છે તે જોઈને રંગભૂમિના પ્રત્યેક નાના મોટા સેવકને પછી તે લેખક હોય, ભજવનાર હોય, માલિક હોય કે રસિક પ્રેક્ષક હોય તેવા કોઈ પણ ગુજરાતીને-આજે આનંદ અને અભિમાન થયા વિના નહિજ રહે, કેમકે રંગભૂમિનું તંત્ર તો લેખક ભજવનાર, અને પ્રેક્ષકના વ્યાપારનું તંત્ર છે ત્રણના સહકારથી, ત્રિવેણી સંગમ જેવુ, શોભનીય, રસપ્રદ પવિત્ર, તીર્થરૂપ, સંસ્કારધામ બની જાય છે તેથી ત્રણમાના કોઈ એકના સત્કાર કે બહુમાનથી ત્રણેનો સત્કાર થઈ જાય છે એવુ તેનુ અભેદ સ્વરૂપ છે એ નિ:સંશય છે

આવી સમન્વય દૃષ્ટિએ શ્રી મૂળાણીના સમકાલીન લેખકોમાથી કેટલાક તેને ગુરૂ માની, માર્ગદર્શક ગણી, ગુજરાતી શેક્સ્પિયર ગણે છે

તેવા જ કીર્તિવંત ભજવનારમાથી કેટલાક તેમની તાલીમથી, તેમજ નાટકમાથી, અભિનયપટુત્વ પ્રાપ્ત કરી, દિગ્દર્શક બન્યા છે

તેવા જ રંગભૂમિનો આર્થિક દૃષ્ટિએ વિચાર કરનાર સમજુ માલિક-માથી કેટલાક તેમના સંવાદોના ઉદાહરણો આપી, નવા લેખકોને નવુ લખવા કહે છે

શ્રી કપિલરાય ભૂપતભાઇ મહેતા

ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, ડૉ એમ. મચ્છર અને શેઠ નકુભાઈ કાળુભાઈ શાહ અત્યારે મારા સ્મરણમાં તરી આવે છે.

આમ એકવાર ફરીથી શ્રી મૂળાણીની આસપાસ આજે રંગભૂમિનો ત્રિવેણી સંગમ એકઠો કરવા માટે આપણી ગુજરાત સાહિત્ય સભાનો આભાર માન્યા વિના ચાલે તેમ નથી

એટલું જ નહિ પરંતુ શ્રી મૂળાણીને સત્કારવાની, ભાવનગરે કરેલી પહેલને મુંબઈવાસીઓ ઝડપી લે તે પહેલાં, ધંધાદારી રંગભૂમિ પ્રત્યેનાં આપણાં કર્તવ્ય ને ઉદારતાની ખાત્રી કરાવી આપીને તો, સાહિત્ય સભાના ધન્યવાદનો અધિકાર એવડો થઈ ગયો છે એમ પણ કહ્યા વિના ચાલે તેમ નથી! અસ્તુ!!

૨

શ્રી મૂળાણીનો જન્મ ઇ સ ૧૮૬૭ માં પ્રશ્નોરા નાગર જ્ઞાતિમાં થયો છે, અને આ જ્ઞાતિ તો વૈદક, જ્યોતિષ અને કવિત્વ માટે પ્રસિદ્ધ છે તેથી કવિત્વના સંસ્કાર તેમનામા જન્મસિદ્ધ હોય તેમાં શી નવાઈ?

ઇ. સ ૧૮૮૮ મા સુપ્રસિદ્ધ સ્વ દયાશંકર વસનજી ગિરનારાએ વિદ્વાનોના સહકારથી 'પ્રસિદ્ધ મુબઇ-ગુજરાતી નાટક મંડળી' શરૂ કરી તેમાં શ્રી મૂળાણી ઇ સ ૧૮૮૯ ની આસપાસ, યુવાન ઉમરે, જોડાયા. તે ઠેઠ ૧૯૨૮ ની આસપાસ જુદી જુદી કંપનીઓ માટે રંગભૂમિની ચાળીસ વર્ષની સેવામાં પિસ્તાળીસથી પચાસ જેટલાં નાટકો લખી આપી આજે નિવૃત્ત જીવન ગાળે છે

ક્રમસર તેમના નાટકોનાં નામ નીચે પ્રમાણે છેઃ

૧ હરિશ્ચંદ્ર, ૨ ગંજીબીજ, ૩ કુન્દબાળા, ૪ રસિકમણિ, ૫ પ્રેમકળા ૬ મેવાડનો પ્રતાપી ચંદ, ૭ મુળરાજ સોલકી, ૮ કરણઘેલો, ૯ બેરિસ્ટર, ૧૦ જયરાજ, ૧૧ અજબકુમારી, ૧૨ વીરમંડળ, ૧૩ વિક્રમચરિત્ર, ૧૪ સૌભાગ્યસુંદરી, ૧૫ જુગલજુગારી, ૧૬ કામલતા,

આમ ઈ સ ૧૮૮૯ થી ૧૯૦૫ સુધીના ગાળામાં ઉપરની કંપની માટે સોળ નાટકો લખ્યાં છે તે પૈકી-હરિશ્ચંદ્ર, રસિકમણિ, પ્રેમકળા, કરણઘેલો ઇત્યાદિ નાટકો બીજા લેખકોના હતા તેમા તેમણે સુધારા વધારા કરેલા છે તેવી જ રીતે શ્રી આર્યનૈતિક નાટક સમાજના, સૂર્યકુમારી, છત્રસાલ, તે પણ ઉમેરવા જોઇએ.

ઈ. સ. ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીના ગાળામાં તેમણે પોતાની કાઠિયાવાડી નાટક કંપની શરૂ કરી તેના માટે નીચેનાં નાટકો લખ્યા છે :

૧૭ કૃષ્ણચરિત્ર, ૧૮ દેવકન્યા, ૧૯ ચૈતન્ય કુમારી; ઈ. સ. ૧૯૧૦ થી ૧૯૧૮ સુધીના ગાળામાં ઉપરના કૃષ્ણ ચરિત્ર અને દેવકન્યા ઉપરાંત મુંબઇ-ગુજરાતી નાટક મંડળી માટે નીચેનાં નાટકો લખ્યાં છે:

૨૦ વસન્તપ્રભા, ૨૧ પ્રતાપલક્ષ્મી, ૨૨ સંગતના ફળ, ૨૩ ધર્મવીર, ૨૪ કલ્યાણરાય ઈત્યાદિ; તે પૈકી છેલ્લાં બે ભજવાયાં ન હતાં.

ઇ. સ. ૧૯૧૯ થી ૨૩ સુધીના ગાળામાં રૉયલ નાટક કંપની માટે નીચેનાં નાટકો લખ્યા છે.

૨૫ ભાગ્યોદય, ૨૬ એક જ ભૂલ, ૨૭ કોકિલા, ૨૮ પોરસ સિકંદર ઇત્યાદિ.

ઈ. સ ૧૯૨૫ થી ૧૯૨૮ સુધીના ગાળામાં શ્રી આર્યસુબોધ ગુજરાતી નાટક મંડળી માટે નીચેના નાટકો લખ્યાં છેઃ

૨૯ વિક્રમ અને શનિ ૩૦ રત્નાવલી ઇત્યાદિ. એ સિવાયના બાકીનાં નાટકો નીચે પ્રમાણે છે

૩૧ ઉર્વશી (કનકમંજરી), ૩૨ શકુન્તલા, ૩૩ સુદર્શન, ૩૪ ભોજ પ્રતાપ, ૩૫ ચીન જાપાન, ૩૬ સુધરેલી, ૩૭ શ્વેતવસના, ૩૮ ભોજરત્ન કાળિદાસ, ૩૯ ચિત્તોડની રાણી પદ્મિની, ૪૦ ગોરી ગુલામડી, ૪૧ ગનોરની રાણી, ૪૨ મધુમાધવી, ૪૩ ઓખાહરણ, ૪૪ ચપળાની ચાતુરી ઇત્યાદિ, પૈકી ઉપરના નાટકોમા 'ભોજરત્ન કાળિદાસ' સ્વ કવિ વજેશંકર કાળિદાસે લખેલું તેલુ સ્મરણમા છે. આ નાટક તેનાથી જુદું હોવુ જોઈએ. ઉપરના નાટકોમાથી નવ પૌરાણિક જણાય છે, નંબર. ૧-૧૬-૧૭-૧૮-૧૯-૨૯-૩૦-૩૧-૪૩.

નવ ઐતિહાસિક અગર તેને મળતાં જણાય છે, નંબર ૫-૬-૮-૧૨ ૨૮-૩૪-૩૮-૩૯-૪૦

આઠ સામાજિક જણાય છે,

નંબર ૪-૯-૧૫-૨૫-૨૬-૨૭-૩૬-૩૭. જણાય અને બાકીના કલ્પિત છે,

નંબર ૨-૩-૭-૧૦-૧૧-૧૩-૧૪-૨૦-૨૧-૨૨-૨૩-૨૪-૩૩.

ઉપરનાં નાટકોમાં લક્ષ્યમાં રાખવા જેવી એક બિના એ છે કે નાટકનો અંત આનન્દમાં આવતો હોવાથી આનન્દપર્યન્તસાથી કહીશું. તેમાં

પણ કેટલાંક તો સંસ્કૃતનાં, અદ્ભુત, રમ્ય ને, મળતાં કહેવા યોગ્ય છે; જેમકે કામલતા, કૃષ્ણચરિત્ર, દેવકન્યા, પ્રતાપલક્ષ્મી ઇત્યાદિ. આનંદ-પર્યવાસયીના અપવાદ તરીકે અજબકુમારીનો અંત શોકમાં આવતો હોવાથી તે શોકાન્ત નાટક છે.

અહીં લક્ષમાં રાખવા યોગ્ય એક બીજી બિના એ છે કે આપણી પ્રાન્તની ગુજરાતી, ઉર્દૂ રંગભૂમિમાં શોકાન્ત નાટકો બહુ જ ઓછાં ભજવાયાં છે.

ઉર્દૂમાં સ્વ. આગાહશર સાહેબ જેવાનાં એક, બે, ખૂને નાહક જેવાં, થોડાંક બીજાં એમ થોડીક સંખ્યા જણાય છે.

ગુજરાતીમાં સ્વ. રણછોડલાલભાઇનું લલિતાદુઃખદર્શક, સ્વ. ડાહ્યાભાઇનું પૃથ્વીરાજ ચૌહાણ જેવાં બે ત્રણ—અને અજબકુમારી, મળીને ગણ્યાગાંઠ્યાં જ જોવામાં આવે છે.

મારા જોયેલાં શોકાન્ત નાટકોમાં સહુથી સરસ નંબર અજબકુમારી-ને આપું તો શ્રી. મૂળાણીનો હું પક્ષપાત કરું છું એમ નહિ જ માની લો.

આવો મત ઉર્દૂના પ્રખ્યાત લેખક સ્વ. આગાસાહેબે સ્વ. અલારખિયા શિવજીની વીસમી સદીની ઓફિસમાં બેસીને મારી સમક્ષ આપ્યો હતો તે અત્યારે મને યાદ છે.

આગા ખુલ્લા દિલના કલાપ્રિય સજ્જન હતા. તેઓ તો શ્રી. મૂળાણીને ગુજરાતી શેક્સ્પિયર કહેતા, તેમના હિન્દી નાટક ભીષ્મમાં, મૂળાણીના કૃષ્ણચરિત્રનો અને બીજા એક ઉર્દૂ નાટકમાં અજબકુમારીનો આશ્રય લીધાનું કહી ઋણ સ્વીકારતા હતા. અસ્તુ !!!

ઉપરનાં નાટકોમાં જેને સંપૂર્ણ ફ્લેડ મળી છે, જેણે શનિ–રવિની ભરપૂર આવક આપી છે, જેણે એક, બબ્બે, ત્રણ ત્રણ વર્ષ સુધી આવક ટકાવી રાખવાની ટક્કર ઝીલી છે, જેને હજાર હજાર માણસોએ અનેકવાર જોયાં છે અને જેણે હજારો, લાખોથી ગણાય તેવી આવક મેળવી આપી છે તેવા થોડાંક આ લેખકના નાટકોના નામ નીચે પ્રમાણે છે.

૧ કુન્દબાળા, ૨ મૂળરાજ, ૩ વિક્રમ ચરિત્ર, ૪ સૌભાગ્યસુંદરી, ૫ વસન્તપ્રભા, ૬ ભાગ્યોદય, ૭ સર્યકુમારી ઇત્યાદિ.

૩

હવે શ્રી. મૂળાણીનો વિદ્યાભ્યાસંગ જોઇએ. તેમણે અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કરી. આપ મેળે જ શેક્સ્પિયર, શેરીડન અને બીજા તેવા સમર્થ લેખકોને સમજી શકાય તેટલો અભ્યાસ તેમણે વધાર્યો હતો.

સંસ્કૃતમાં પણ કાળિદાસ, ભવભૂતિ ઇત્યાદિને સમજવામાં સારી રીતે પરિશ્રમ કરેલો. ઉપરાંત, બંગાળી મરાઠી, હિન્દીના ઉત્તમ લેખકોનો સરસ રીતે પરિચય કરી લીધો હતો.

સાહિત્ય ઉપરાંત પ્રાચીન તેમજ અર્વાચીન ફિલસૂફીનું જ્ઞાન, ધર્મનું સાહિત્ય, યોગાભ્યાસ અને આધુનિક વિજ્ઞાન એ એમના અભ્યાસપૂર્ણ વિષયો છે.

થિયોસોફી અને યોગના સાનુભાવ જ્ઞાનમાંથી કેટલાક તેમના ચમત્કારિક અનુભવ વિશે એક બે ભાઈઓએ મને વાત કરેલી હતી. અસ્તુ !!!

આ સર્વની છાપ તેમના નાટકની કથામાં, વસ્તુવિધાનમાં, પ્રસંગમાં, પાત્રાલેખનમાં પાત્રની નીતિકલ્પનામાં, ધર્માધર્મની વિવક્ષામાં, ભાષા અને ભાવોમાં, છૂટી છવાઈ ઠેરઠેર જણાઈ આવે છે. તે કોઇ પણ ચતુર પ્રેક્ષક અગર અભ્યાસી સહેલાઈથી જોઈ શકશે, એટલું જ નહિ પણ પાત્રાલેખનમાં પ્રાચીનોના ને અર્વાચીનોના ઉત્તમ અંશો જણાઈ આવે છે. અને સવાદો તો ટૂંકા, સમતોલ, સપ્રમાણ છે. કથા ને, સ્વભાવને, વિકારને, પ્રકટ કરી આપે છે, અને તે જ નાટક—અને નાટયગ્રંથનો આત્મા છે એમ પણ જણાઇ આવ્યા વિના રહેશે નહિ.

પરંતુ અહીં દુઃખપૂર્વક કહેવું જોઇએ કે ભજવાતા નાટકોના અભ્યાસ માટે કે પ્રામાણિક ટીકા માટે, પાત્રભેદ સમજવા માટે કે આપણા સાહિત્યમાં તેની મૌલિકતા ઠરાવવા માટે શ્રી. મૂળાણીની જ નહિ,—અરે! કોઇપણ કૃતિને—આપણી રંગભૂમિના સચાલકોએ છાપવા જ ક્યાં દીધી છે કે આ બધું કરી શકાય? તેમાં ય શ્રી. મૂળાણીને સપૂર્ણ અન્યાય થયો છે. છાપવાની વાત તો દૂર જ રહી પરંતુ ગીતોના એ આનાની ઑપેરા ઉપર પણ તેમનું નામનિશાન છાપ્યુ નથી. અરે! સામાન્ય પેપરોમાં આવતા રિવ્યૂઓમાં પણ તેમને વિસારવામાં આવ્યા છે. આથી વધારે સંકુચિત માનસ, અન્યાય, ઘાતકીપણું બીજુ કર્યું હોય?

અહીં એ પણ કહેવું જોઇએ કે આ અન્યાય શરૂઆતથી જ ધંધાદારી રંગભૂમિમાં ચાલતો આવ્યો છે. છતાં ઇ. સ. ૧૮૯૮ ની આસપાસ તેમાં સુધારો થયેલો છે. સ્વ. કાબરાજીએ, સ્વ. વાઘજીભાઈએ. સ્વ. ડાહ્યાભાઈએ અને ક. સી. અધ્યાપકે થોડાક છપાવવા ઉપરાંત, દરેક કૃતિ ઉપર નામ છાપેલાં છે. તેઓ લેખક ઉપરાંત માલિક કે ભાગીદાર હતા. આનો લાભ શ્રી મૂળાણીને મળવો જોઇતો હતો, કેમકે તેઓ ભાગીદારના

હોદ્દે ચડી ચૂકયા હતા હવે તેમને કોઈ છૂટવી શકે તેમ ન હતું, છતા છેવટ સુધી આ અન્યાય ચાલુ રાખવામા આવ્યો તેથી એક જ કપનીની સિદ્ધિઓને નહિ પરતુ સમગ્ર રગભૂમિને કેટલું નુકસાન થયુ છે એ વિચારવા જેવો પ્રશ્ન છે।

શ્રી મૂળાણીને ઘડીભર બાજૂ ગખી આપણી રગભૂમિના એકસો વર્ષને જાડા માપે માપીએ તો આવુ સકુચિતતાનું ઝાંખુ ચિત્ર પણ ખચીત, ખેદ ઉપજાવ્યા વિના નહિ જ રહે

કુલ્લ એકસો વર્ષમા ભજવાયેલ હજારેક જેટલી નાટકકૃતિમાથી સો દોઢસો જેટલી તો મૌલિક હશે જ। કયાં છે એ બધી કૃતિઓ ?

તેમજ સો સવાસો જેટલા લેખકોમાથી પાચ-પચીસ તો પ્રતિભા શાળી હશે જ। કયા છે તેમના નામ, નિશાન કે જીવનચરિત્ર ?

તેમજ પચાસેક સગીતકારોમાથી, તેમની રચેલી તરજો પૈકી પાચસો જેટલી તરજો તો ગમની, મિશ્રની, ધૂનની કે લયદારીની હશે જ।

કયા છે સ્વરલિપિ કે નોટેશન ?

તેમજ ચાળીસ પચાસ ચિત્રકારોમાથી પાચ પદરના દશ્યો, ગોઠવણો, યત્રસામગ્રી, એલ્યુઝન, ટ્રાન્સ્ફર દશ્ય રગમિશ્રણ કે ચલિત ચિત્રદર્શન તો સંગ્રહ યોગ્ય હશે જ। કયા છે રગભૂમિના ચિત્રગ્રન્થો ?

તેમજ સહુથી છેલ્લે, સૈંકડે ભજવનાર નટોમાંથી, પચીસ-પચાસ તો બીજા પ્રાન્તોમા માન પામવા યોગ્ય ઉચ્ચ કોટીના હશે જ। કયાં છે તેમનાં નામ, નિશાન કે તેમની કળાની કોઈ વિશિષ્ટ સમૃદ્ધિ ?

ઉપરના બધાય, જૂની ઘરડની ભોગ થઈ, ધૂળના ઢગલાઓ નીચે દબાઈ ગયા છે અને ધીરે ધીરે વિસ્મૃતિની ખાઇમાં હોમાતા જાય છે, થોડા કાળમા તો સપૂર્ણ ભૂસાઇ જશે। ।।

બીજા પ્રાન્ત તરફ નજર કરીએ તો ત્યાં લેખકોની કૃતિઓનો વિવેક કરી, આનુષંગિક રગભૂમિનો ઇતિહાસ સાંગોપાગ જળવાઈ આવે છે ત્યાં લેખક જ મુખ્ય પુરુષ છે।

તેની આસપાસ બાકીનું વર્તુલ રચાય છે, અને પૂરા સહકારથી આગળ વધે છે। ત્યાં ભૂલો માટે સમાજનું નૈતિક શાસન છે, જાણકારની ટીકાનો ડર છે, અભ્યાસી છાત્રોના તોફાનનો ભય છે। તેમના સમાજને અને મચાલકોને રગભૂમિના બળની જાણ છે નવાં સાહસ નવા વિચાર, નવી કલ્પના, નવા પ્રકારની અદ્ભુત શક્તિની પિછાન છે, તેનો લાભ તેઓ લે છે.

આ બધા બળ, શક્તિ, શિસ્ત, પ્રગતિ, નાટકોને છાપવાથી રંગભૂમિમાં ઉત્પન્ન થાય છે એ ચાવીથી મહારાષ્ટ્રમા "ખાડીલકર" "ગડકરી" અને આજના બીજાઓ નીપજી આવ્યા છે એ જ ચાવીથી બંગાળમાં "રોયબાબુ" "ઘોષબાબુ" અને આજના બીજાઓ નીપજી આવ્યા છે.

આપણે ત્યા પણ નાટકો છપાતા હોત તો આજે બીજા ઘણાએ લેખકો નીપજ્યા હોત! અને આપણા "આગાહશર," "બેતાબ," "મહેદીહસન," "મણિલાલ નભુભાઈ દ્વિવેદી," 'વાઘજીભાઈ' "ડાહ્યાભાઈ" અને આજનાઓની કૃતિઓનુ સાહિત્યમાં કયા સ્થાન છે? તે કયારનુંયે નક્કી થઈ ગયુ હોત તેમજ શ્રી મૂળાણીને તેમાં કયા સ્થાપવા' તે પણ દીવા જેવુ દેખાઈ ગયું હોત પણ આ બધુ જ આજે અધકારમા સમડયા' કરે છે. એથીયે વધારે અધકાર તો રંગભૂમિની ભીતરમા પ્રવર્તે છે અંદર તો ટોકીઝના ભયથી તરખાટ મચી ગયો છે ત્યાં ગીતોમા ને ભજવવામા તો ખીચડો થતો જાય છે તેમને માટે શહેરમા એક પણ નાટયશાળા રહી નથી. આ બધાની સામે દ્રઢતાથી વિચારી નિશ્ચય કરવો જોઈએ કે રંગભૂમિના જીવતા બળને, ટોકીઝનું યંત્ર કદી પણ પહોચી શકવાનું નથી. ટોકીઝે રંગભૂમિની ક્ષુધા આજ તીવ્ર કરી મૂકી છે તે આજના એમેચ્યોર્સના પ્રયોગો, નૃત્યો વગેરેને જોવાથી ખાત્રી થશે આ બધામાથી કઇ શીખવા જેવું હોય તો તે રંગભૂમિએ લોકોના સમયનો અને ટિકિટના દરનો બચાવ કરી આપવો જોઈએ..

જૂની ફાયદાકારક સિદ્ધિઓને વળગી રહી હાનિકારકનો ત્યાગ કરવો જોઈએ.

નવલોહિયા યુવાનો અને તેમના બળનો નવા નાટકોમાં ઉપયોગ કરવો જોઇએ

મોટી સાહિત્ય સસ્થાઓ અને ધનવાનોએ પોતાના કલાવાનોને સુવર્ણચંદ્રકો આપી ઉત્સાહિત કરવા જોઈએ

સંગીત, સાહિત્ય, નૃત્યના જરૂર પૂરતા અભ્યાસ કલાવાનોમા વ્યવસ્થિત રીતે દાખલ કરવા જોઈએ

કોન્ફરન્સો ભરી, અંદરની અને બહારની અડચણો દૂર કરી, સુધરાઈઓને સસ્તે દરે નાટકશાળા બાંધી આપવા વિનંતિ કરી, દર માસે અગર છ માસે એક નાટકની આવક યોગ્ય અધિકારીઓને આપી, એક "એકેડેમી" શરૂ કરાવવી જોઈએ.

કોઈ પણ નાટક છપાયા વિનાનું બહાર ન મુકાય તેની સાવધગીરી રાખી, તેનાં ખરચ અને આવકને બીજા પ્રાન્તોની માફક વહેંચી નાખવા જોઈએ. સિનેમાના નિકૃષ્ટ સગીત અને અભિનયનો ત્યાગ કરી, ખરી વારત વિકતા ઊભી કરવામા બૅકગ્રાઉન્ડ સગીત, વાદ્યો, આછાં લાઈટો, આછાં દશ્યો ને આછા પોશાકોનો યોગ્ય ઉપયોગ કરવો જોઈએ

નાટકો પસંદ કરવા માટે પહેલાની માફક બહારની અને અંદરની એક કમિટી નીમી તેમની પસંદગીથી નાટકો મૂકાવા જોઈએ,

ઉપર મુજબના ફેરફાર ભલે અશક્ય જેવા લાગે, તોપણ દૃઢતાથી અમલમા મૂકવાનો આજનો સમય ચૂકી જવાશે તો જૂના ગયા ત્યાં આજના પણ જશે, નવા આવશે, નવા પ્રતિહાસ રચાશે, લોકોની રસની ભૂખ અમર છે, રંગભૂમિ પણ અમર રહેશે!

થોડીક આજુબાજુની વાતો કહી, મૂળાણીને બાજુ પર મૂકવા માટે ક્ષમા માગી આગળ વધી અને શ્રી મૂળાણીના પાત્રોનો વિચાર કરીએ

૪

શ્રી મૂળાણીનાં પચાસ જેટલાં નાટકોમાં વિવિધ જાતનાં પુરુષો અને સ્ત્રીઓની ભૂમિકાઓ આલેખાયેલી છે, અને તે બધી માનવતાની મર્યાદામા રહી સરસ ઉઠાવ આપે છે.

તેમાય પ્રેમમાં, સહનશીલતામા, ભોગ આપવામા, ચતુરાઈમાં, દલીલ કરવામાં, હૃદયમથનમા ઘણી વખત પુરુષો કરતાં ય ચડિયાતાં જણાય છે

તેમા દુષ્ટ સ્ત્રીપાત્ર (વીલન) પાત્ર તો જૂજ જેવાં છે–તે પણ અંતે સુધરી જતા કે પ્રાણ ત્યાગતા જણાય છે

પણ આધુનિક વિદુષી સન્નારીઓની આજની આકાંક્ષાઓ જણાઈ આવે–પતિપત્ની વિના, સમાજના ઘટકાવયવ તરીકે તેમના ચારિત્ર્ય, કર્તવ્યનિષ્ઠા, કર્તવ્યપરાયણતા, બુદ્ધિમત્તા, સ્વાતત્ર્ય ભાવના, કાર્યક્ષમતા, દેશપ્રેમ, સર્વસ્વત્યાગ, રાજકારણ પટુત્વ, ઈત્યાદિ વાતોને સિદ્ધિ કરે તેવાં સુશીલ પાત્રો જેમ તેમણે ચીતરેલા જણાતા નથી,તેવી જ રીતે ભડકેલ રંગો પૂરી શિક્ષણને એબ લગાડનાર દુ:શીલ પાત્રો પણ ચીતર્યા નથી

તેમાં ય ઝાંસીની લક્ષ્મીબાઈ જેવી વીર નારી તો ભાગ્યેજ એકાદ વીરમંડળની રોહિણી સિવાય, બીજી કોઈ ચીતરી હોય!

(સહુથી સરસ તો સંસ્કૃત નાટકોના પાત્રોની સ્પર્ધા કરતાં હોય તેવા કેટલાંક પાત્રો ચીતરી તેમણે કુશળતાથી રજૂ કર્યા છે

તેવા પાત્રોમા 'કામલતા' નાટકની નાયિકા "કામલતા" 'હંસપદિકા,' "વસુમતી" ઇત્યાદિ, 'કૃષ્ણચરિત્ર' નાટકની નાયિકા, "રાધા," 'રુક્મણી' 'સત્યભામા' ઇત્યાદિ, દેવકન્યા નાટકની નાયિકા 'દેવકન્યા,' "પ્રભાવતી," ઇત્યાદિ મુખ્ય છે

તેવી જ રીતે ચતુર, દક્ષ, પ્રેમાળ નાયકોમાં 'કૃષ્ણ,' 'મીનકેતુ,' "કિશોર" એ મુખ્ય છે આમાં આપણે ઉદાહરણ તરીકે કામલતા નાટક પ્રથમ જોઇએ ।।

૫

## કામલતા

અંક ૧ લો
—પ્રવેશ ૭ મો

કામલતા એ શકુન્તલા નાટકનું રૂપાન્તર છે આમા પણ રસિક મીનકેતુ વનમા કામલતા સાથે પરસ્પર ગાંધર્વ લગ્ન કરી, પ્રેમકેલિ કરતા, અપ્સરાના શાપથી કામલતાને ભૂલી જાય છે

દુષ્યન્તની પેઠે, રાજા મીનકેતુને પણ નર્મ હંસપદિકા ને જૂની વસુમતી નામની રાણીઓ છે કવિકુલગુરુ કાલિદાસે તેમનો ઇશારો તો કરેલો છે પણ આપણા લેખકે બન્ને રાણીઓને વિસ્તારથી ચીતરી, નાટકના કાર્યમા વિઘ્ન નાખવાનું કાર્ય તેની પાસેથી લીધું છે આ બધુ કેવોક ઉઠાવ આપે છે તે જોઇએ

[ શિવાલય પાસે અપ્સરાના શાપથી બેશુદ્ધ થઇ, કામલતા ને મીનકેતુ પડયા છે બન્નેમાથી કોઇને શાપની ખબર નથી ત્યા સારથિ રથ લઇને આવે છે ]

સારથિ —મહારાજ ! મહારાજ !

[ સાવધ કરવા પ્રયત્ન કરે છે મીનકેતુ સાવધ થતા ]

મીન—હં ! કેમ ?

સારથિ —શહેર ભણી પધારવું છે ને ?

મીન —અરે હા ।।।

[ બેઠાં થઇ રથમા બેસવા જાય છે વળી જઇને, કંઇક શોધે છે ]

સારથિ —કેમ !

મીન —શું થયુ ? શું ખોવાઈ ગયુ ?

સારથિ —શું હતું ? મહારાજ !

મીન —કોને ખબર ! યાદ નથી આવતું ! પણ કંઈક ખોવાયું ! કોઈક વહાલી વસ્તુ મારા હાથમાંથી સરી પડી !

[ શોધે છે–જડતી નથી–રથ ભણી થવા કરે છે–બલાત્ પાછો પડતા ]

ખોવાયેલી વસ્તુ શુ એવી અમૂલ્ય છે કે જે મને આમ બળથી ખેચી રાખે છે ? મને લાગે છે કેમ જાણે મારા જીવનમા–એની ખોટ પડે ! રાજવૈભવમા ઊણપ જણાય ! અરે ! સર્વ સમૃદ્ધિથી પણ ખરીદી ન શકાય –એવી–કોઈ વહા . લી વસ્તુ મે ગુમાવી

[ ખિન્ન થઈને ઊભો રહે છે—આજુબાજુ જોયા કરે છે સારથિ મદદ કરતો ]

સારથિ —તો શોધીએ મહારાજ !

[ સારથિ શોધે છે મીનકેતુ દિશાઓ તરફ જોઈ રહે છે ત્રાસથી ]

મીન॰—અહા ! હા ! આસપાસની વનસ્પતિ કેવી ઝાખી .ઝપટ થઈ ગયેલી લાગે છે ! આખો પ્રદેશ બિહામણો લાગે છે ! દિશાઓ ખાવા ધાય છે ! જવા દે ! છોડ એને ! મળવાની હોત તો જાત જ શીદ ?

[ રથમા બેસવા જાય છે ! દરમ્યાન કામલતા સાવધ થતા–સ્વગત ]

કામ઼—આ. મને શુ થયું–હતું ? સ્વામી !

[ મીનકેતુની પીઠ રથમા જોઈ તે ભણી જાય છે ]

ક્યાં જાઓ છો ?

મીન઼—કોણ છે આ ?

કામ —મને મૂકીને જાઓ છો ? સાથે નથી લઇ જતા ?

મીન —શુ બકે છે ? [સારથિને] રથ જવા દે !

કામ —નાથ ! મને તજી દેશો !

મીન —અરે ! આ તે કોઈ દીવાની છે ?

[સારથિને] રથ જલ્દી હાંક–[સારથિ હકારી જાય છે]

કામ —શુ કહ્યુ એ ? દીવાની છુ ? હું—દી વા ની ? દીવાની !! કોણે કહ્યુ ? મારા પતિએ ? જેને મે મારું સવસ્વ અર્પણ કર્યું તેણે ?

[ તેની સખી બાળા દોડતી આવે છે–કામલતા બેઠી પડીને રડતા ત્રાસથી ]

બાળા ! બાળા ! મને મૂકીને ગયા ! મને દીવાની કહી ! હું દીવાની છુ ? અરે ! દીવાની ! દી વા ની ઓહ ! દી

[ બેશુદ્ધ થઈ પડી જાય છે બાળા સારવાર કરે છે દૂર રથ ભણી—અનિમેષથી જોઈ રહે છે ]

× × ×

ઘ

અંક ૨ જો
પ્રવેશ ૧ લો

[ મીનકેતુના મહેલમા—એક દાસી હાથમા થાળ લઈ-ઝડપથી જાય છે। બીજી તરલી નામની દાસી સામેથી આવી અથડાઈ પડે છે ]

દાસી ૧ લી — અલી એ! જરા જોતો ખરી?
આમ છેક જ—આંધળા શુ થઇ ગઈ છે?

દાસી તરલી —આંધળી તું! અને આંધળી તારી મા રાંડ આંધળી કોને કહે છે?

દાસી ૧ લી —મને રાંડ કહેનારી તું કોણ? જાણે છે? રાણી હંસપદિકા પાસે તારી જીભ જ ટૂકી કરાવી નાખીશ!

[ બન્ને લડવા ધસે છે મોટી રાણી વસુમતી પ્રવેશે છે-બન્ને છૂટી પડે છે ]

વસુમતી —શુ છે? શુ છે? કોની જીભ ટૂકી કરાવે છે?

તરલી —બા! જુઓ તો-આ રાણી હંસપદિકાની દાસી! મને કહે છે તારી જીભ જ ટૂકી કરાવી નાખીશ

વસુ —છોકરી! તું તો પેલી હંસપદિકાની દાસી, નહિ? તારી બાઈ મહારાજની માનીતી છે, તેનો તને આ છાક ચડ્યો છે, નહિ વારુ?

દાસી ૧ લી —એ તો—રાણીજીના હુકમથી, મહારાજના સ્વાગતની તૈયારી કરતી હતી! ત્યા આણે વચ્ચે આવી મારુ બધુ ઢોળી નાંખ્યુ અને હવે ઊલટાની ગળે પડે છે ને ગાળો ભાડે છે!

વસુ —હું તને ઓળખુ છુ આખી! અને તારી બાઈને પણ આટલીએ આટલી ઓળખુ છુ! રાજાની માનીતી થઈ તેથી અણમાનીતીના માણસોને—હેરાન કરવા છે નહિ? જા—તારી બાઈને મારા સમાચાર કહેજે!

[ તમાચો મારે છે દાસી ગાલ પંપાળતી ડોળા કાઢતી જતી રહે છે ]

તરલી —બા! જોયો કે એનો રોફ?

વસુ —હું જાણુ છુ! પણ તરલિકા! એ બોલી ગઈ કે મહારાજના સ્વાગત કરવા' તે-એ-તે શી તૈયારી છે?

તરલી —બા! આપે સાંભળ્યું નથી? એતો મૃગિયા રમીને મહારાજ પધારે છે તે!

વસુ —એમ? [નિશ્વાસ નાખીને] મને કોણ કહે? માનીતીના ઘેર

મીનઃ—એમ !

હસીઃ—તમે બહુ જ ખુશી થાઓ એવી એક બીજી ચીજ મે તૈયાર કરાવી રાખી છે

મીન —શી . છે?

હસી —તમે વર્તી જાઓ !

મીન —[ પરાણે વિચારતા ] હા . સ્વાદેન્દ્રિયને તૃપ્ત કરવા માટે ભાત ભાતનાં મિષ્ટાન્નો તૈયાર કરાવ્યાં હશે !

હસી —ના

મીન.—ત્યારે તો આ ઋતુને અનુકૂળ એવા આછા પોશાક અને નાજુક ઘરેણાં તારે માટે તૈયાર કરાવ્યાં હશે, નહિ વારુ ?

હસી —તે પણ નહિ !

મીનઃ—તો-પછી-પુષ્પધન્વાને ખેલવા માટે-અગાસીમા ફૂલની બિછાયત બિછાવી, ફૂલનાં ધનુષ બાણ અને ગેડીદડો રમતા મૂકયા હશે ?

હસી —[ હસતી હસતી ] ..ગોતો-ગોતો !

મીન —તે પણ નહિ? ત્યારે તો નથી કલ્પી શકતો . કે ..એ શુ છે ! હસી ! કોઇ એક છૂપો તાર બે હૃદયને સ્પર્શી બન્ને હૃદયમાં એક જ વિચાર વીજળીના ચમકારની માફક-ચમકાવી અદૃશ્ય થઇ જાય છે ! આજે એ તાર બેસુર બની ગયો મહેનત કરતા છતા-નથી મળતો-માટે હવે તું જ કહે !

હસી —[ હસીને ] તમને દેખાડવ ને એક નવુ નાટક તૈયાર કરાવી રાખ્યું છે .

મીન —નાટક ? શાનું છે ?

હસી —ઉર્વશી !

મીન —કોની પાસે તૈયાર કરાવ્યુ છે ?

હસી —આ-છોકરીઓ પાસે જ !

મીન —એમા ઉર્વશી કોણ થવાનું છે ?

[ એક સુંદર છોકરી-આગળ આવી નમન કરી ઊભી રહે છે ને શરમાય છે ]

—અને પુરરવા ?

[ બીજી છોકરી આગળ આવી નમન કરી ઊભી રહે છે ]

બન્ને પાત્રો દિપ્યાવ છે તો ઠીક ?

હસી —[ ઉત્સાહથી ]–કાં ? ઘણા જ સારા છે ?

મીન·—તે-પઢાવ્યાં લાગે છે ? [ બન્ને પાત્રો તરફ ] બન્ને જણીઓ રાણીને જશ અપાવશો કે ? તમારા ભાગો સારી રીતે ભજવી બતાવશો કે ?

[બન્ને પાત્રો નીચુ જુએ છે ]

હસી —એમા એ શુ બોલે ?

મીન —તુ-ઉર્વશી ? તુ ..પુરૂરવા ? કહો જોઉં ઉર્વશી ને પુરૂરવા વચ્ચે અત્યત પ્રીતિ હતી, નહિ વારુ ?

દા બન્ને —હા જી।

મીનઃ—ત્યારે કહો, બેમાથી વધારે ઘેલુ કોણ હતું ?

દા બન્ને —પુરૂરવા।

મીન.—ખોટુ। બન્ને સરખા જ ઘેલા હતાં। રાણીએ જે લેખુ છે તે–અને કંઈક વિશેષ લખ્યુ છે–અને તમે પોપટની જેમ તેને પઢી ગયા છો।

હસીઃ—એમના હાવભાવ જોયા પહેલાં જ એમને માટે આવો હલકો વિચાર કેમ બાંધો છો ?

મીન —પુરૂરવા। અહીં આવ। કારણ તુ વધારે સારો છે કહે જોઉ તારી પ્રિયા સાભરતાં તને શુ થાય છે ?

દા. ૨ લી —[ પુ પાત્ર દાસી હવકા ચાળા કરતી ] ઓહ ! મારી પ્રાણપ્રિયા।

મીન —સી ..ત–ચૂપ–ચૂપ। આ કેવી ઠઠ્ઠા ! અરે ઓ પ્રેમી। હુ એમ પૂછુ છુ–કે–તુ જે ભાગ ભજવે છે તેની અસર તારા પોતાના ઉપર થાય છે કે નહિ ? વહાલી સાભરતા તને રોમાચ થાય છે ? લોહી હૃદય પાસે ધસી આવવાથી ફાટુ ફાટુ થાય છે ? શરીર પસીને તર થાય છે ? પ્રેમના આવેશથી મસ્તક ધમધમી ઊઠે છે ? શરમથી મુખ નીચુ નમી જાય છે ?

[ પુ દાસી નીચુ જુએ છે ઉ દાસી પ્રત્યે ]

ઉર્વશી। પ્રેમની પૂતળી। બોલ, તને આમાનું કંઈ થાય છે ?

[બન્ને વિમાસણથી નીચે જુએ છે હસી વચ્ચે પુરાઈને ]

હસી —મહારાજ। એની જરૂર શી ? જોનાર તો ઉપર ઉપરનું જુએ છે અને તેને અસર થાય છે

મીન.—રાણી। વિચારના તરગ પર નાચનારી નહિ, પણ હૃદયના રસથી પોષાયેલી કલા જ પૂર્ણ બને છે। ભજવનાર કોણ છે, ભજવનાર નટના ધર્મ શા છે, તે તું જાણે છે ? એ કુદરતનો વકીલ છે। કુદરતના

ભેદોને ખુલ્લા કરી બતાવનાર બળ છે? તેનો ઉપદેશ સૂકાં, લુખ્ખાં વાક્યોનો નહિ, પણ સાકરમાં ભીંજવેલો છે ટૂંક વખતમાં આખી જિંદગીનું ચિત્ર નજર સામે ખડુ કરી જોનારના અંતરમા તે-નીતિના બીજ વેરે છે આખા સંસારની ઉન્નતિના કાર્યમાં તેનો સબળ હિસ્સો છે ભજવનાર નટનું કાર્ય એ છે! સ્થિતિ-એ છે! ધર્મ એ છે!

હસી —આ શુ? પહેલા તો તમે કદીય આવુ નહોતા કહેતા! હું જે બતાવતી તે જોઈ આનદ જ પામતા આજે તમે આવ્યા છો ત્યારની હું જોઉ છુ-કે-તમને કઇએ ગમતું નથી આ-ફેરફાર-કયાથી થઇ ગયો?

મીન —[છોકરીઓ પ્રત્યે]-પહેલા તો-અમે જે-જોવા માગીએ-છીએ-તે-તમે બતાવી શકતા નથી અને તમે જે બતાવો-તે-જોવા અમારી ઇચ્છા નથી-માટે જાઓ જાઓ સહુ!

[સર્વ દાસીઓ જતી રહે છે હસી તરફ ફરીને] ફેરફાર મારામા થઇ ગયો છે નહિ? અને-તમે તે જોયો?-હા-થઇ જ ગયો છે! પણ-શો-ફેરફાર થયો છે તે હું જાતે જ જાણતો નથી

હસી.—એટલે?

મીન —પહેલાં મને-વનમાં શિકારનો શોખ હતો એ તું જાણે છે! આ વખતે-વનની-કોઇ એવી અસર મારા ઉપર થઇ છે-કે-કોઇ પણ પ્રાણીને-વિના વાંકે દુભવતાં-મારુ હૃદય કમકમે છે

હસી—[રાજી થતા] એ-તો-ઠીક જ થયુ! હવે મારે મોજ-મજા ભોગવવામાં મારી મૃગિયાશોક જરાય આડી નહિ આવે!

મીન—હસી! અહીં પગ મૂકતાં જ મે જોયું-કે-મારું હૃદય જેને તલસે છે તે અહીં નથી-આ-નથી!

હસી—[વળગી પડતી] એવુ ન બોલશો! એ તો તમે-થાકેલા છો કેની-તે-એમ લાગે દાસી! શરબત લાવ તો [દાસી શરબત લાવે છે] આ શુ લાવી? આજે-આ જોઈએ? અરે! દારૂનો લાવ! [તેમ કરે છે-આગળ ધરે છે]

મીન —શાને-માટે!

હસી —તમે બેસો! લો પીઓ જોઉં? દમણાં ઠીક થઇ જશે

[રાજાને શરબત પાય છે તરલિકા આવે છે હસી મો મચકોડે છે-તરલી નમે છે]

તરલી —ઘણી ખમ્મા!

તને આટલામા આટલું બધું થઈ જાય છે? આટલાં બધન તે શાં? આપણે તે એમના ચાકર' કે બેડી? બાઇ રે! કંઈક તો વિચાર કર પ્રેમનો છેક ગેરલાભ ન લઇએ, હો!

હસી—હું શો ગેરલાભ લઉ છુ તે?

વસુ—બ્હેન! પ્રભુના મો સામું તો જો! તને જે લાગતું હોય તે ખરુ! પણ હુ તો જોઇ શકુ છુ કે ચિન્તાથી એમનું મન ઘેરાઈ ગયુ છે! આ આનન્દ કે વિલાસની છાયા એમની આખમા હું જરાય જોતી નથી, શુ છે એ?

હસી—કોણ જાણે શું છે એ?

વસુ—હું જાણું છુ તે—આપણા સિવાય એમને એક ત્રીજી રાણી છે!

હસી—શું! શું?

વસુઃ—અને તે આપણાં બધા જ કરતાં ઘણી જ વધારે વહાલી છે

હસી—ઘણી જ વધારે વહાલી છે?

વસુ—એમને એ ભૂલી ગયા છે તેને માટે પસ્તાય છે

મીન—શુ કહે છે એ?

વસુ—તુ સમજી! એ કોણ?

હસી—હું શુ જાણુ?

વસુ.—એ માનીતી રાણી—એ એમની લાડકી પ્રજા છે! પ્રજાનુ કલ્યાણ કરવુ એ એમનો પ્રથમ ધર્મ છે!

મીન—વસુમતી! આ બધા વિચારો પહેલા તો તમે મને કદી નહોતા કહ્યા!

વસુ—મહારાજને શિખામણ આપવાનો મારો અધિકાર નથી કે ગજુય નથી, હુ તો માત્ર મારી બહેનને શિખામણ આપું છુ કે હવે પછી તે આપને સહાયકારક થાય!

મીન—વસુમતી! અહીં આવ્યો ત્યારે મારો આત્મા કોઈ વસ્તુ માટે તલપતો હતો, શાને માટે તલસે છે તે હું જાણતો ન હતો! તમારા વચનોથી સમજાયો કે જાતે સુખ ભોગવનાર લાલચુ ખરું સુખ કદાપિ પામતો નથી, પણ જે પારકાને સુખી કરે છે તે જ સુખી છે! પાણી પીનાર કરતા પાણી પાનાર વધારે ભાગ્યશાળી છે સેવા લેનાર કરતાં સેવા કરનાર જ વધારે યોગ્ય છે! લોકકલ્યાણનો વધારે વિસ્તીર્ણ માર્ગ મને સૂઝ્યો, એથી મારો આત્મા તૃપ્ત અને શાંત થયો!

વસુઃ—મારાં ધનભાગ્ય! હવે દાસી ઉપર દયા કરી મને સજોડે દેવને પગે લાગવાની તૃષ્ણા છે. એટલા મારા કોડ પૂરા કરશો?

મીનઃ—ભલે! ચાલો!

[રાજા ઊઠે છે, વસુમતી શિરપેચ પહેરાવે છે, હસી ગમગોઇને હાથ પકડે છે.]

હંસીઃ—મહારાજ!

વસુઃ—બ્હેન! તું ગભરાઈશ નહિ! હું તો મહારાજને એક ઘડી જ રોકીશ. પછી તો પ્રાણનાથ–

[આમ બોલતી બોલતી લાજ ન દેખાય તેમ હાથ ઊછાળી મહારાજને વિદાય કરે છે. મહારાજની પીઠ ફરી આગળ વધતા હસી તરફ દાંત પીસી અગૂઠો ઊંચો હલાવતી હાથ બતાવે છે]

–! તારા જ છે.

[ઝડપમાં પાછળ જાય છે. હસી દેખતાઇ જાય છે]

હસીઃ—અરે! મારા પ્રાણનાથને લઈ ગઈ! અને કંઈયે એવું એવું બોલતાં નથી આવડતું! શો ધર્મ ને શી વાત કરી ગઈ! મહારાજને આનંદ નથી ગમતો ને વૈતરું ગમે છે! દાસી! અરે દાસી! [દાસી આવે છે.] જા, મારા પ્રાણનાથને તેડી આવ!

[દાસી જાય છે]

કેવી હોંશથી મેં નાચ તૈયાર કરાવ્યો!

કેવી હોંશથી મેં નાટક તૈયાર કરાવ્યું! તે એમને કંઈયે ન ગમ્યું!

[દાસી આવે છે]

કેમ?

દાસી ૧ લીઃ—મને તો અંદર જવા ન દીધી.

હંસીઃ—ન જવા દીધી તો ધક્કો મારીને જા!

દાસી ૧ લીઃ—મને જ ધક્કો મારીને પાછી કાઢે તો?

હંસીઃ—ધક્કો-મારીને પાછી કાઢી? ઠીક છે! હું જાતે જ જઈને મહારાજને હાથ પકડીને ખેંચી લાવું છું! જોઈએ, કેમ નથી આવતા અને કોણ રોકે છે તે!

[અંદર જાય છે.]

દાસી ૧ લીઃ—વસુમતી રાણી ઘણી જ પક્કી છે અને આ બીચારી સાદી ભોળી છે. શું થશે? કોણ જાણે!

હંસી.—[રોતી રોતી આવે છે] મનેયે જવા ન દીધી, અરે દાસી! દાસી! ઊઠીને કહે કે મહારાજની હવે આશા રાખશો નહિ! અરે પાપણી મારા હાથમાંથી મારા પ્રાણનાથને ખેંચી ગઈ તે અને હવે ધક્કે મારે છે! હું શું કરું? અરેરે! હવે શું કરું? ..

× × ×

ઙ

અંક બીજો
પ્રવેશ સાતમો

[કામલતાને પતિનુ શરણુ ગયા પછી દુખીનુ શરણુ માતા તેને માતા સાંભરે છે માતાને સર્વ વિતક કહે છે, માતા પૂછે છે, શત્રુ મીનકેતુએ છેવટ શત્રુતા જ વાપરી તને ત્યજી દીધી કે શું? કામલતા જવાબ આપે છે

"એક વખત તુ પ્રેમ કરે અને બીજી પળે ઓળખે પણ નહિ અને છોડીને ચાલી જાય એને શું કહેવાય?"

તેનો પિતા નૃસિંહરાજ આ વાત સાંભળી પુત્રી પોતાના શત્રુને ચાહે છે સમજી કામલતાને કેદમા પૂરે છે માતાનુ વત્સલ હૃદય પુત્રીને કેદમા જઈ છોડાવવી —કુલિન કન્યાનુ છેલ્લુ શરણુ પતિ–તેથી માણુસ સાથે મીનકેતુને ત્યા કામલતાને મોકલે છે નવા ઘરમા પગ મૂકી કામલતા પ્રભુને સ્મરે છે વસુ અને હંસી આવે છે]

વસુમતી—જોઈ આ!

તેને અહીં મેકલી છે હું સમજી શકતો નથી કે કામલતા એ કોણ છે અને આ શો પ્રપંચ છે!

કામ —ઓહો! પ્રાણનાથ પધાર્યા!

[કામલતા ઊભી થાય છે વસુ હસી આગળ આવે છે]

વસુ —ઓહો! ત્યારે તમે અમારા બહેન થાઓ છો, એમ! ત્યારે આટલી વાર બોલ્યા શું નહિ! આવો આવો

[કામલતાનો હાથ પકડી મહારાજ પાસે લાવે છે.]

મહારાજ, આપે તો અમને વધાઈ ના આપી, પણ હું આપને એ વધાઈની વસ્તુ આપું છું લો, આપનાં નવા રાણીનો સ્વીકાર કરો!

મીન —રાણી! રાણી!

વસુ —એમાં શું? મહારાજ! રાજા છો! આપને તો નવાનવા વૈભવ જોઈએ! [હસી ભણી] કેમ અલી?

મીન —હસો તું પણ આમાં મળેની છે કે?

હસી —ઓહો? આપને હસીનું નામ યાદ છે કે?

કે — મા — રા!

વસુ —ચાલ ચાલ! આપણાં ભાગ્ય! એ નિષ્ઠુર પાસે રહવાથી શું વળવાનું છે? ભોગવવા દે એને નવા સુખ, ખોટી થાય છે

" પ્રેમપ્રીત પ્રગટાવી પરણ્યા ! એ શું વહાલા
" વિસારી દેશો ? ના કહેશો ? . . . ...હવે

મીન --આને-આટલી બધી અસર કેમ થાય છે ? ઢોંગ આવા ન હોય !

કામ --અર મહારાજ ! જે વાત આપણી જિંદગીમાં ભુલાય નહિ તે ભુલી ગયાનું તમે કહો છો ? એ તે કેમ મનાય ? છતાં હું તમને સંભારી આપું !

મીન --હા !

કામ --ક્યાંથી આરંભું એ જ હવે સૂઝતું નથી ! અરે ! હા ! આપ શિકાર કરવા આવ્યા ત્યારે સોમતીર્થમાં પધાર્યા તે યાદ છે ?

મીન --હા ! અને ત્યાં મે કંઈક ખોયું ! તે પણ યાદ છે પણ શું ખોયું તે સાભરતું નથી !

કામઃ--ત્યાં આપણે પહેલવહેલાં મળ્યાં ત્યારે આપે મને રથમાં બેસાડવાની હઠ કરી હતી હવે સાભર્યું ?

મીન --ના !

કામ --પેલું સાંભરે છે ને આ નહિ ? વારુ ! તે પછી અમારી સખીઓની ગમ્મતમાં આવી મને પ-ર-ણે-લા, ખરું કેની ?

મીન --ખોટું !

કામઃ--ઓહ ! હવે શું કહેવું એ પણ મને તો સાભરતું નથી અને ડૂબતું માણસ જેમ પાણીમાં વલખાં મારે એમ હું આવલાં મારું છું ! અરે હા સાભર્યું ! સાંભર્યું ! મહારાજ ! તમે અહિંયાં આવવા તૈયાર થયા ત્યારે મને પણ સાથે લાવવાના હતા, પણ પાછળથી કોણ જાણે શા કારણથી ત્યાં મૂકતા આવ્યા ! તે પણ ભૂલી જ ગયા કે ?

મીન--આની અસર જોઈ મને પણ કંઈક થઈ જાય છે, પણ મે કોઈને પહેલાં કદી જોઈ હોય એટલું પણ યાદ નથી આવતું તેનું કેમ કરું ? જો, આવાં આવાં વચનોથી દયા ઉપજાવવાનો પ્રયત્ન છોડી દે !

કામ --અરે મહારાજ ! ત્યારે તો હું ઠગાઈ કરનારી છું,-એમ જ ને ? ઓ દૈવ ! ઓ દૈવ ! હવે હું શું કરું ! જેને મે મારો પ્રેમ સમર્પ્યો, જીવન સમર્પ્યું જેના હાથમાં મે મારું સર્વસ્વ સોંપી દીધું તેણે મારી એવી દશા કરી કે જગતમાં મારું કોઈ ન રહ્યું ! ન માબાપ સઘરે ન ધણી સંઘરે ! ન 'સમવહાલાં કોપેયે ' ઓથ આપે ! ઓ ધરતીમાતા તું પણ શાન્ત થઈને કેમ જોયા કરે છે ? તારા બાહુ પહોળા કરીને મને તારામાં સમેટી લે !

મીન—અરે સ્ત્રી! હવે હરામ્ડ છોડી અહીંથી દૂર થા! નહિ તો ધક્કા ખાવા પડશે!

કામ—અરે ક-પ-ટી! તારા જેવા જ બીજાને સમજે છે કે? ઉપરથી પ્રેમનો દંભ કરી ખોટા ખોટાં વચનો આપી અંદરથી પાપી આચરણ કરનાર તારા જેવો નીચ બીજો કોણ હોય?

[ક્રોધ-સંતાપ અને દુઃખથી કામલતા બેશુદ્ધ થઈને પડી જાય છે આકાશમાં વીજળીના ચમકારા થાય છે એક અપ્સરા આવી ઈન્દ્ર અને ઇન્દ્રાણીના હુકમથી કામલતાને લઈ જાય છે રાજા સ્તબ્ધ થઈને જોઈ રહે છે]

× × ×

## અંક ત્રીજો
## પ્રવેશ ત્રીજો

[શાપ આપનાર અપ્સરાને ઈંદ્રરાજે શિક્ષા આપી છે અને હવે શાપના નિવારણ માટે કામલતાને અદશ્યરૂપ આપી થોડાંક પુષ્પ આપે છે જે મીનકેતુ પર નાખવાથી તેને ફરીથી કામલતા યાદ આવશે એમ કહી બીજી અપ્સરા સાથે મીનકેતુના મહેલમાં મોકલે છે હસી હસતી હસતી દોડતી આવે છે પાછળથી મીનકેતુ તથા વસુ આવે છે એક તરફ કામલતા અને અપ્સરા અદશ્યરૂપે ફરે છે]

હસી—શુ? આજે તો તમે બધાની મશ્કરીએ ચડયા છો!

મીન—[ખડખડ હસતા] એમ કે?

હસી—[જરા ખિજવાટથી] વસુ મહેન! પછી જુઓ હો!

વસુ—[ચાળા પાડતી]—હો—હો

[રાજાને વસુ જોરથી હસી તાળી દે છે]
[હસી રાજાનું મો દાબતી]

હસી—હસો નહિ! હમો નહિ! જુઓ ત્યારે હું તમને બંધ કરીશ! આમ કરીને આ—મ

[રાજાનું મુખ ચૂમવા જાય છે રાજા પોતાનું મો ખસેડી લે છે વચમાં વસુનું મુખ આવી જાય છે ત્રણે જોરથી હસે છે હસી શરમાય છે]

વસુ—અરે! વાહ રે હસી! મોયે ન ઓળખ્યું?

મીન—વાદળી તો ગમે ત્યાં વરસે છે! ક્યારે રણને તપાસે છે?

વસુ—હા! ખારા દરિયામાંય વરસે અને ગીહી તળાવડીમાંય વરસે!

મીન—ખરું! દરિયામાં વરસવાથી એનું મીઠું જળ પણ ખારું થઈ જાય છે!

વસુ—ના! તમે તો મીઠા મેરામણ છો!

મીન—હસો! વર્ષાઋતુમાં સાગર શા માટે ઉછાળા મારે છે તે જાણો છો?

હંસી—ના જી!

મીન—સાંભળ! વર્ષાઋતુની વાદળીનું મીઠું જળ પીને સાગર પોતાની ખારાશ તજવા લાગે છે! જેમ જેમ વાદળી વરસે છે તેમ તેમ તે આનંદથી ગાંડોતૂર થઈને નાચવા લાગે છે અને વાદળી વરસીને આકાશમાં ઊડી જાય છે ત્યારે તો તે આકાશને પણ ઊર્મિઓથી નવરાવવા ઉછાળા મારે છે! હંસી! અત્યારે મારું હૃદય પણ તેવી જ રીતે ઊછળી રહ્યું છે!

વસુ—તો અલી વાદળી! જલદીથી વરસવા માંડ! પણ પ્રાણનાથ વાદળી પવનથી ઊડી જાય કે હવામાં પીગળી જાય તો?

મીન—તો? તો સાગર તાપમાં સુકાય અને શીવાયે ઓહ આ જીવન તે કેવું કે જેમાં સુખના ટુકડા-ખૂકલા જ્યાંથી મળ્યા ત્યાંથી ચૂંટીને લેવા ને મન વાળવું!

વસુ—મહારાજ! વાદળી પહેલાં આપ જ હવામાં ક્યાં ઊડ્યા?

મીન—રાણી! મે કહ્યું નહિ કે મારું હૃદય પણ શિકારે જઈ આવ્યા પછી ખારું ઊસ થઈ ગયું છે અને કેમે કરી પાછું મીઠું બને તેમ નથી! રાણી સુખ મેળવવાનો આ સિવાય કોઈ બીજો માર્ગ નહિ હોય?

વસુ—છે!

મીન—શો?

વસુ—આનંદ!

મીન—હું એને જ શોધું છું તો! પણ મને એ ક્યાંયે લાધતો નથી! મને લાગે છે ગાંડપણમાં જ સુખ છે, કેમકે તેમાં દુખનું ભાન રહેતું જ નથી

હંસી—પણ એમ ઘડી-ઘડીએ દુખી શા માટે થાઓ છો?

મીન—હંસી-વસુ! જુઓ! તમારાં બન્નેનાં મોં કેવાં લેવાઈ ગયાં છે! અરેરે, હું પાપી બધાના દુખનું જ કારણ થતો આવું છું!

હંસી—આપ તો પુણ્યશાળી છો! આપે શાં પાપ કર્યાં હોય?

[વસુમતી ઈશારો કરી હંસીનો હાથ દાબે છે]

વસુઃ—હંસી ! ચૂપ !

મીન.—હસી જાણે છે મે શા માટે પૂછું છું? પેલી પૃથ્વિરાજની પુત્રીને મે ત્યાગ આપ્યો કે અન્યાય તે તો હું જાણતો નથી ! પણ એને તરછોડી દુખી કરી ! એ વખતનું એવું દયામણું મો કેદી વીસરાય એમ છે? રાણી ! કહો, એ રેખૂતિમાંથી ભૂંસાય એમ છે.

વસુઃ—ત્યારે શુ? એવા કલ્પિત દુખે કરી જન્મારો આખો આપે તરફડ્યા કરવાના છે?

મીનઃ—ના, હુ એ જ કહુ છુ કે મારે એ ભૂલી જવુ છે મન જાતે ભૂલતું ન હોય તો તેને ભૂલી જવાની ફરજ પાડવી જોઈએ ! રાણી, કોઈ એવો રસ્તો બતાવો ! તમે બન્ને મળી મારું એટલું કામ નહિ કરો?

વસુ —[ સ્વગત ] તાવ હોય ત્યારે સાકર પણ કડવી જ લાગે છે ! અમે આનંદ જ આપી રહ્યા હતાં તે વાત તેઓ ભૂલી જાય છે અને ફરીથી પણ એ જ માગે છે ! મારી આટઆટલી મહેનતનું ફળ અંતે આવુ જ થશે?

મૈસઃ—અથવા તમે એકલા એમા શુ કરો? સારો માર્ગ એ નથી કે મન જાતે ગાંડું ન થતું હોય તો તેને પરાણે ગાંડુ કરવું? અને પ્રત્યેક પ્રસંગ એવો જ ઊભો કરવો કે જેમાં મન પરોવાયેલું રહે કે જેથી તેને ઠરવાનો કે વળવાનો પ્રસંગ જ ન મળે, અવકાશ જ ન રહે ! મન જાતે જ એનો માર્ગ શોધી લે !

હંસીઃ—[ વસુમતીને ] બહેન ! આપણે...

વસુઃ—અરે હા ! આ તે વસન્ત બેઠો કે શું?

હંસી—અરે હા રે ! હાલે તો ઉત્સવ અરે લાવો રે કોઇ અબીલ ગુલાલ લાવો ! કેસર રંગ લાવો ! ચોળકસુંબી લાવો ! આમ્રમહોર લાવો ! ઋતુરાજને આવતો જ વધાવીએ.

[ દાસીઓ ઉપરની સામગ્રી ઝટ લાવે છે રાજા તેમાંથી ગુલાલ લઈને ]

મીનઃ—આહા ! વસંતની વધાઇ એ કલ્યાણની જ વધાઇ છે, એથી વધાઈ આપનારને જ વધાવુ છુ !

[ ગુલાલ હંસી પર નાખે છે. ]

હંસીઃ—રંગીલા વસંતને વધાવુ હું પણ આમ જ તો.

[ ગુલાલ રાજાને છાંટે છે. ]

વસુ —હા ! એમ જ ! [ ગુલાલ છાંટે છે ] છોકરીઓ, આજે છૂટ છે. આવો, આમાં ભળી ઉત્સાહને વધારો !

[ ગીત-નૃત્ય-રંગ પિચકારીથી અરસપરસ છાંટે છે રંગની રેલમછેલ મચાવે છે. નૃત્ય પૂરું થતાં ]

અપ્સરા ૧.(સ્વ.)લો:— સખી કામલતા ! ઇન્દ્રરાજના હુકમ પ્રમાણે રાજાને તારું સ્મરણ આપવાની આ તક ઉત્તમ છે ફૂલ નાખ !

[ કામલતા મીનકેતુ ઉપર પુષ્પો નાખે છે. સ્પર્શથી મીનકેતુ ચમકી ઊઠે છે. ]

મીન —ઓહ ! ઓહ ! આ મને શું થાય છે ? મારું અંગેઅંગ પલટાઈ જાય છે !

વસુ —આપને શું થાય છે ?

મીન —કોને ખબર ! આંખ આગળથી પડદો ખસી જઈ કોઈ તેજનો અંબાર દેખાય છે ! તેમાં કોઈ દેવી છે ! મારી આંખ તેનો પ્રકાશ સહન કરી શકતી નથી ! એમાં કોણ ? કામલતા ? કામ-લતા ! હા ! હા ! એ જ —એ જ-કામલતા છે ! આ મને શું થઈ ગયું હતું ? હું એને પરણ્યો હતો ! અને એ જ્યારે મારી પાસે આવી ત્યારે મેં એને વિનાવાંકે કાઢી મૂકી ! ઓહ ! કામલતા ! કામલતા ! કામલતા !

[ હંસી ગરીબડી બની જઈ રાજાના ખભે હાથ મૂકે છે ! બીજી બાજૂ વસુ પણ જાય છે. ]

હંસી —સ્વામિનાથ !

વસુ:—મારા સુખના આધાર !

મીન —હંસી ! વસુ ! બીક લાગે છે કે હું દુઃખ દઈશ એમ ? ના ના; કામલતાએ આ હૃદય એવું કોમળ કરી નાખ્યું છે કે કોઈને દુઃખ દઈ શકું એમ નથી આપણે બધા સુખથી રહી શકીશું.

વસુ —[ જરા કટાક્ષથી ] તે તો દેખાય જ છે !

મીન —મહારાજ ! કઈ રીતે અમને સુખ આપવાની વાત કરો છો ? તમારા હૃદય ઉપર અમારો અધિકાર છે ? અને જ્યાં એ નથી તો પછી સુખ ક્યાં છે ?

મીન —રાણી ! તમારી સત્તા તો સમળી છે !

વસુ —મને મૂર્ખ ન બનાવો ! હું દરેક વાતને તળિયા સુધી જોઈ શકું છું ! હૃદય પર જેની મતા તેની જ બધે સત્તા, મહારાજ !

મીન —પણ કામલતા હવે કયાં છે ? આ પથ્થર હૃદયનાએ તેના કોમળ હૃદય પર આગ પાથરી તેને કયારનુંય યમના ધામ ભણી મોકલી દીધુ છે હવે એ કયા છે ?

વસુ—બીજે કયાંઈ નહિ તો અહીં તો એ છે! એ પાપણીની છબી ત્યાંથી ભૂસી નાખવાના મારા બધા જ પ્રયત્ન ફોગટ ગયા ! મારી આશા આજે ભાંગીને ભૂકો થઇ ગઇ !

મીન —કામલતા ! બીશ નહિ !

વસુ —હજી એ જ ? નિર્દય ! મારી છાતી ફાટી જાય છે તેની પણ તમને દયા નથી આવતી ?

મીન —રાણી ! આ સ્થિતિમા શુ સુખ છે ?

વસુ —નથી એ જ છે તો—

મીન —તો પછી એ કાયમ રહે એમ શીદ ઇચ્છો છો ?

વસુ —શા માટે રહે તમે ધારો તો ? ઓ મારા કથ તમે એને ભૂલી જાઓ ! ભૂલી જાઓ !

હસી —વ્હાલા ! એને ભૂલી જાઓ, ભૂલી જાઓ !

મીન —આ ફૂલને તેની સુગધ ભૂલતા શીખવો ! આ હવા પાસેથી તેની કોમળતા વીસરાવો ! સાગર પાસેથી તેની મર્યાદા તજાવો ! આ સૂર્ય પાસેથી તેનુ તેજ છોડાવો !

શુ આ બધુ બની શકે એમ છે ?

અને બને તો ફૂલ તે ફૂલ નહિ રહે, પણ છોડ ઉપર જ કરમાઇ સુકાઇ જશે ! હવા પ્રાણ આપતી બધ થશે ! સાગર પ્રલયનું સ્વરૂપ ધારણ કરશે ! અને સૂર્ય તેજહીણ થતા તેનો અને સાથેસાથે જગતનો પણ નાશ થશે ! રાણી ! તું મને શુ ભૂલવા કહે છે ? મારી જીવનશક્તિ ? ના ના, હવે તો એ અન્યાયથી બાળેલી બાળાની યાદદાસ્તમા જ સુખ છે મારું !

વસુ.—ત્યારે મહારાજ ! હવે એને સભારજો અને સુખ માણજો ! [ હસીને ] ચાલ એ !

[ બન્ને જણીઓ જાય છે ]

મીન —આહા ! જ્યા જ્યા નજર કરુ છુ ત્યાં ત્યાં કામલતા, તું અને તુંજ દેખાય છે ! તેજમાં તરતી ! હવામાં લટકતી ! આકાશમાથી ઊતરતી ! છતમાં જડાયેલી ! બધે તુંજ જણાય છે ! તને સભારવાના સાધનની મને જરૂર છે ખરી ? એવી કઇ પળ છે કે જેમા તને ભૂલું કે ફરી સભારવી

પડે? તારી સ્મૃતિએ મારી આખી જિંદગી એક પળની અને એક એક પળ સેંકડો અવતારની કરી મૂકી છે!

કામ —[ અદૃશ્ય રીતે સ્વગત ] વહાલા ! મારી દશા પણ તમારા જેવી જ છે!

મીન —કામલતા ! હવે ક્યાં શોધું તને?

કામ —[ અદૃશ્ય રીતે પ્રકાશ ] કામલતા જોઈએ છે તારે?

મીન —આ અવાજ ક્યાંથી આવ્યો? આકાશમાંથી?

[ આકાશ તરફ જોઈ બેસી જઈને હાથ ઊંચા કરતા ]

ઓ ! આશાના આપનાર, બોલો! બોલો! મારી કામલતા જોઈએ છે!

કામ —તો મારા અવાજના દોર પર ચાલ્યો આવ! —

મીન —હા, ચાલો!

(ગીત),

કામ —' જરા, પ્યારીને પંથે પધારો, પિયુ!

"પ્યારીને પંથે ; જરા—

"પ્રથમ કાં રોપી એ વેલ, અનુપમ પ્રીતવેલી?

"અરે! કાં વાની તો પાણી વિના કરમાતી મેલી!

'અરે તું જ પ્યારીનાં આંસુ ભીનાંથી સીંચેલી

"હાથી ઠેલી બીચારી નારીને કીધી ઘેલી–પ્યારીના જરા–"

[ કામલતા અપ્સરાસ્વરૂપે મીનકેતુને જંગલમાં દોરી જાય છે અને તેના પ્રેમની મશ્કરી કરે છે ]

[ રાણીઓનો બીજી અપ્સરા જંગલમાં દોરી જઈ કામલતા પ્રત્યે પ્રેમ રાખવા સમજાવે છે, ના માનવાથી તે બન્નેને વાઘસ્વરૂપે બતાવી દે છે ]

[ છેવટ ઇન્દ્રાણી કામલતાના મનનું શલ્ય દૂર કરવા મીનકેતુના પ્રેમની આખરી પરીક્ષા લે છે મીનકેતુ પરીક્ષામાં પાસ થવાથી કામલતા અને મીનકેતુને તેમજ હંસી અને વસુને મેળવી સુખી કરે છે અહીં જ નાટકનો અંત આવે છે ]

× × ×

૬

## કામલતા નાટકનું અવલોકન

આપણે પણ નાટકના સુખાન્ત સાથે અહીં જ વિરમીએ અને અવલોકનના થોડાક શબ્દો કહીએ કે આ નાટકમાં માનવપાત્રો સાથે

દૈવી પાત્રો અને ચમત્કારિક બનાવો ઉમેરી નાટકની સરળ સ્વાભાવિક ગતિમાં અવરોધ ઊભો કરી અસ્વાભાવિક અનૈસર્ગિકતાનું પ્રમાણ જે કે આમાં વધારે જણાઇ આવે છે!

તો પણ કવિકુલગુરુ કાલિદાસની અસ્પષ્ટ રાણીઓને વિસ્તારથી ચીતરી આ નાટકના કાર્યમાં વિઘ્ન ઊભાં કરવામાં–પ્રાચીનોની કુલકામિનીઓની મહેચ્છાઓ, સ્વભાવો તેમજ ભાવો, ઊર્મિઓના સૌરભથી આખા નાટકમાં સ્વાભાવિક નૈસર્ગિક માનવત્તાની સૃષ્ટિ ખડી કરી દીધી છે, એ પણ જણાઇ આવ્યા વિના રહેતું નથી.

મીનકેતુ અપ્સરાના શાપથી કામલતાને વીસરતી વેળાએ બુદ્ધિગમ્ય રીતે મનઃસ્થિતિની રજૂઆત કરે છે અને શાન્તર. કોઇપિ હેતુ જેવા કારણસર ભૂલેલી 'અસ્પષ્ટ વસ્તુને ચાહે છે; અને તેની જ ક્ષુધામાં હંસીના મહેલમાં પગ મૂકે છે, અને ત્યાં પુરૂરવા અને ઉર્વશીનાં નામ સાભળતા કેમ જાણે પોતાના જ આદર્શને પ્રકટ કરતો હોય તેવી સરસ ખૂબીથી પુરૂરવા અને ઉર્વશીનો પક્ષકાર બની જાય છે, અને છેવટે પુરૂરવાની પેઠે જ પોતાની કામલતા યાદ આવતા તેને છતમાંથી ઊતરતી, હવામાં તરતી, તેજમાં નહાતી જોઇ એ ઝૂરે છે.

–તેમજ ભજવનારની અનુભવતાને ટપકો આપતી વેળા સંવાદમાં મીનકેતુને હંસીની લાગણીઓને સંવાદમાં ઉમેરીને તો લેખક તેના નિબંધ જેવા સ્વરૂપને અટકાવી નાટ્યગુણને કુશળતાથી સાચવી લઇને પોતાની લેખિકા તરીકેની ઉત્તમ કલાનો નમૂનો પૂરો પાડ્યો છે એમ કહેવામાં આપ પણ મારી સાથે સમ્મત થશો!........અસ્તુ!!!

× × ×

૭

## અજબ–કુમારી

**આ** કલ્પિત શોકાન્ત નાટકનું વસ્તુ, ગુજરાતના પાટણ ઉપર વાઘેલાઓની સત્તા હતી તે સમયમાંથી લીધી છે. બનાવનો કાળ થોડાક માસના ગાળાનો છે; મુખ્ય પાત્ર ૭ કે સાત છે. તેનાં પાત્રોને ઓળખવાની પહેલી જરૂર છે.

અર્જુનદેવ—પાટણનો વાઘેલા વંશનો સારંગદેવનો પાટવીકુંવર, અજબને બલાત્ પરણનાર, ગર્વિષ્ઠ છે.

રણધીર સેનાપતિ—અર્જુનદેવનો વિજયી સેનાપતિ, અજાના મનનો સ્વામી, નમ્ર અને બહાદુર છે

નાગેન્દ્રરાજ—ચહુઆણ રાજા, અજાનો પિતા, ધારાદેવીનો પતિ, વત્સલ રાજા છે

ઇન્દ્રજીત—નાગેન્દ્ર અને ધારાનો પુત્ર, અજાનો મૂર્ખ ભાઈ

ચંદ્રિકા—અર્જુનદેવની બહેન, રણધીરને ચાહનારી ઉદાર રાજકુમારી છે

ધારાદેવી—અજાની માતા, મહત્ત્વાકાક્ષી નાગેન્દ્રની રાણી છે

અજા—ધારા અને નાગેન્દ્રની ગરીબ સ્વભાવની રાજપુત્રી છે

હસમુખી—અજાની સમદુ ખી બ્રાહ્મણ કન્યા છે

ઉપરના પાત્રોના ગુણ-અવગુણનો વિચાર કરીએ તો, આપણા લેખકે એકની સામે બીજાને ખડા કરી સ્વભાવ અને ગુણમા દ્વદ્વો ચીતરેલાં જણાય છે.

ગર્વિષ્ઠ અર્જુન અને નમ્ર રણધીરને સામસામે ચીતરી અજા ઉપરના પ્રેમમા અને પરણવામા બન્ને જણ છેવટ સુધી પ્રતિસ્પર્ધી રહે છે

વત્સલ નાગેન્દ્ર અને મહત્ત્વાકાક્ષી ધારાને સામસામે મૂકી અજાને પરણાવવામા બન્ને છેવટ સુધી પ્રતિસ્પર્ધી રહે છે

નિષ્ક્રિય અજાને અને સક્રિય હસમુખીને ચીતરીને, બન્ને છેવટ સુધી પોતાના શીલ પ્રમાણે વર્તે છે અને પરિણામને અટકાવી શકતાં નથી

ત્યારે તેજસ્વી ચંદ્રિકાને ચીતરી લેખકે બધા પાત્રો વિષે, છેલ્લે તેને મુખે કહેવરાવ્યુ કે —'બધાની હઠથી આમ થયુ' પણ ઊભેલી ત્રાસની મૂર્તિ ધારા આ ફળ કમાણી!"

આમ ચંદ્રિકાના શબ્દો પાત્ર ઓળખાવવામા અને નાટકનો સાર સમજવામા ઉપયોગી થાય છે

નાટકનો પૂર્વ ઇતિહાસ સમજ્યા વિના આપણી તેમાં ગતિ થશે નહિ, તેથી ટૂંકમા તે નીચે પ્રમાણે છે

અર્જુનદેવ વાઘેલાએ પોતાના સેનાપતિ રણધીરની મદદથી શત્રુ ચહુઆણ રાજા નાગેન્દ્રના આરૂસણ ને ચદ્રાવતી ગામ જીતી લીધા

હારેલી ચહુઆણ રાણી ધારાદેવી, પોતાના પતિ નાગેન્દ્રને બાજૂએ મૂકી આરૂસણ પાછુ મેળવવા તથા ચદ્રાવતીનો અધિકાર પોતાના પુત્ર ઇન્દ્રજીતને અપાવવા પોતાની પુત્રી અજાને અર્જુનદેવને આપવા માગણી કરે છે નાગેન્દ્ર અને અજા આ વાતથી અજાણ છે

લડાઇની ધામધૂમ નજરે જોઈ, વીરમાતા થવી, અજબને અને ચંદ્રિકાને તેમનાં વડીલોએ છાવણીમાં સાથે રાખી છે. લડાઈ પછી સુલેહની શરતો થતી હોવાથી બન્ને છાવણીના માણસો પરસ્પર મળી શકે તેવું શાંત વાતાવરણ પ્રસરેલું છે

જીતનાર ચંદ્રિકાની દાસી વેલા અને હારનાર અજબની સખી હસમુખીની વાતચીતથી અજબ અર્જુનદેવને આપવા અને ચંદ્રાવતી ગામનો અધિકાર ઇન્દ્રજીતને સોંપવા ધારાદેવીએ માગણી કર્યાની વાત જાણવા મળે છે, એટલું જ નહીં પણ—

અજબનું મન સેનાપતિ રણધીર ઉપર ચોંટયું છે, તેવી જ રીતે ચંદ્રિકાનું મન પણ રણધીર પર ચોંટયું છે; ત્યારે રણધીરને ચન્દ્રિકાની દયા આવે છે, પણ પ્રેમ તો અજબ ઉપર છે આમ પ્રેમનો ત્રિકોણ રચાયાના વિશેષ સમાચાર મળે છે

આપણે પણ આ નાટકના પ્રેમ-ત્રિકોણની આટીઘૂટી તથાં મહત્ત્વાકાંક્ષાની ખેંચતાણ જોવા યોગ્ય સ્થાને બેસી જઈએ અને આપણા લેખકના સંપૂર્ણ શબ્દોમાં નહિ તો સ્મરણમા આવે તેટલાં શબ્દોમા ભંજવતી વખતે સમજાયેલી વાતોને ઉમેરી લઈને લેખકને ખડો કરવા પ્રયત્ન કરીએ આમ કરવા જતાં લેખકને કયાય અન્યાય થશે તો કયાંક લેખકનો આત્મા પ્રકટ પણ થઇ આવશે પણ હાલ તુર્ત એટલેથી જ સંતોષ પામીશું !

અ

અજબકુમારી નાટકની શરૂઆત—પ્રસ્તાવના કે સૂત્રધાર વિના—બાળાઓના ગીતથી—

"ધાઓ ! રી-વહારે-વેગે ચડો જય નટવર !

× × ×

"વિપદમોચન ! ભક્તશોચન "

"આર્ત આ સુણ વીનતી !"

જેવા શબ્દોથી શરૂ થાય છે. તેમાં "ધાઓ" અને "આર્ત" શબ્દો તેના વસ્તુ અને રસને ઠીક જ રીતે સૂચવે છે.

[ચંદ્રિકાને રણધીરસિંહની ધૂન લાગી છે અને તે ધૂનમા પ્રવેશતા કહે છે] (ગીત)

ચંદ્રિકા —"જરા પ્રીતિનું પાણી તું છાંટ

"હૈયું ઓગાળી તું દે, લહેરો મીઠી-મીઠી લે !

[રણધીર પણ વિજયના માન આરામ છાડી શત્રુના રાણીવાસની પાછળ સંધ્યાએ નીકળી આવ્યો છે. અજબને પાછળથી જોઈને નયનામૃત પીએ છે અને તેને પણ અજબની ધૂન લાગી છે. ચંદ્રિકા અરુચાણ આ દશ્ય જોવા પાછળ ફરી આવે છે ]

ચંદ્રિકાઃ—[સ્વગત] પગ ! આ જોવા ને સાંભળવા ફરી પાછા અહીં ખેંચી લાવ્યા ? અજબ ! તું મારા કરતાં વધારે ભાગ્યશાળી છે.

અજબઃ—[ સ્વગત આકાશ ભણી ] ચંદ્ર ! લોકો કહે છે તારામાં અમૃત ભર્યું છે ! પણ મારી તૃષા તો આ નાનકડો ઝરો જ છિપાવી શકશે !

રણધીરઃ—જરૂર !

ચંદ્રિકાઃ—આ કોને ઉદ્દેશીને કહે છે ? સ્ત્રી ભાઈને તો કહેતી નહિ હોય !

અજબ.—ચંદ્ર ! તારામાં એટલી ઉદારતા છે ખરી કે તું નીચે ઊતરી આ ઝરાનું નિર્મળ પાણી મને પાય ?

રણધીરઃ—ચંદ્ર નીચે નહિ ઊતરે તો ઝરો [ પોતાને બતાવી ] જાતે પાણી પાવા હાજર થશે !

ચંદ્રિકાઃ—નક્કી ! એ ચંદ્ર સંબોધન ભાઈને જ આવે છે !

[ અજબને પાણી પાવા રણધીર ઝાડના પાન શોધે છે. ચંદ્રિકા એક બાજુની ઓઢણી ઓઢી પાન લઈને રણધીરને સામે મળે છે. ]

રણઃ—તું કોણ ?

ચંદ્રિઃ—અહીં ફરનારી !

રણધીર.—પદવીએ ?

ચંદ્રિ—અમોને દાસી સિવાય બીજી પદવી હોય એ હું જાણતી નથી !

રણ.—વારુ, દાસી ! અહીં કેમ આવી છે ?

ચંદ્રિઃ—એનો જવાબ સેનાપતિએ પહેલો આપવો પડશે ! પણ—એ —પાંદડે પાણી નહિ પવાય ! આ લો ! વધારે સારા છે !

રણઃ—પણ તેં એ કેમ જાણ્યું ? ઠીક ! સમજ્યો ! દાસી ! તું ચતુર છે ! પણ હમણાં જા અહીંથી !

ચંદ્રિકા—દાસી કહી ? એમની દાસી થવાનું કેમ મન થાય છે ?

[ ચંદ્રિકા પાસે પાન લઈ ઝરા તરફ જાય છે ચંદ્રિકા સ્વગત ]

ચંદ્રિકાઃ—દાસી કહે ? એમની દાસી થવાનું કેમ મન થાય છે ? દાસીનું આટલું સૌભાગ્ય કાયમ રહે તોપણ બસ છે મારે !

[ચંદ્રિકા જોઇ રહે છે રણધીર ગ્રાનું પાણી ગીલી અજબ ભણી જાય છે.]

ચંદ્રિકાઃ—આ પાણી તારા ભાગ્યમાં નથી તો તેને માટે શાને વલખા મારે છે? શું જોવાને હજુ અહીં ચોટી રહી છે? જા! ખસ અહીંથી! મહાને માટે દૂર થઇ જા! [નિશ્વાસ નાખી] ઓ પિતા, તમે અમને

"વીરમાતા થવા, મારે-લાવ્યા યુદ્ધ નિહાળવા!
"ન મળે વીર સ્વામી તો વૃથા સર્વ પ્રયત્ન આ!
[જતી રહે છે રણધીર અજબ પાસે જઇને પાત્ર ધરતા]

રણધીરઃ—રાજકુમારી! લો આ!

અજબ—[શરમાઇને] કોણ? સેનાપતિ?

રણઃ—હા! ચરણનો દાસ

અજબઃ—શુ છે આ?

રણ—આપે ફરમાવ્યું હતું તે અમૃત!

અજબઃ—શુ પાણી?

રણ—અમૃત!

અજબ—[શરમથી હાથ પાછા ઠેલતાં] તમે પીઓ!

રણ—મારાં ધન્ય ભાગ્ય

[દરમ્યાન અંદર ધારાદેવી અજબ કહીને પોકારે છે 'હસુ, હું તેડી લાવુ છું' કહે છે ]

અજબ—અરે! હમણાં ગાજી આવશે! તમે જરા બાજૂ!

[રણધીર બાજૂ થાય છે હસુ બહાર આવી અજબને કાનમા સંદેશ કહીં તેને જાય છે અજબ જોતી જોતી અંદર જાય છે રણધીર આ જાગ્રત સ્વપ્ન જોતો ગણગણે છે ]

રણધીરઃ—"આંખ મીંચી અડધી અડધી
"નહિ સુતો નહિ જાગુ
"જોઉં એક તારા શમણાં, તારી આખ
"તું રમે ફૂલને દડે કમળ વડે!
"ઊછળે, પડે, શ્રમ ચડે ને ઝૂલે ઝૂમણા ઝૂલે
'ધીમે ઉર ચચળ ઊડે અંતરકુડે
"અતર ખૂડે! નેહ ભરે નયનો આ નમણા નથ"

× × ×

અંક ૧ લો
પ્રવેશ ૩ જો

## વ

[ બીજે દિવસે સવારે હસમુખી અજબની મશ્કરી કરતા કહે છે કે ]

[ ગીતનો સાર ]

હસુ —" અલી રંગે ઉમંગ ભરી કેમ છે ?
" કાલની રાતથી સુરખી કેમ બદલાઇ ગઈ છે ?

અજબ —હસુ ! રાતના-સ્વપ્નની વાત કહું ?

હસુ —કહો, બા !

અજબ —કાલ તો કાર્તિક સ્વામી સ્વપ્નમા આવ્યા

હસુ —[ વચ્ચે પુરાઈને, વિચારવાનો ચાળો કરતી ] દેવોના સેનાપતિ કાર્તિક ! અને માનવના રણધીરસિંહ ! ઠીક, સમજી ! પછી ?

અજબ —તું વચ્ચે ન બોલ !

હસુ —નહિ બોલીએ ! પછી ?

અજબ.—તેમના હાથમા ફૂલ અને બીજા હાથમાં ધનુષ બાણ હતાં.

હસુઃ—વળમાળા બનાવવા માટે જ પછી ?

અજબ·—જા, 'વચ્ચે બોલે છે તે નહિ કહું !

હસુઃ—તો બાકીતું હું પૂરુ કરુ ! ફૂલની વરમાળા બનાવીને વહુરાણી અજબબાને રણધીરસિંહે પહેરાવી દીધી ! કેમ, ખરુ કે નહિ ?

[ અજબ હસુને બેઠી પડે છ અને શરમથી ]

અજબ —વહાલી હસુ ! એમ બનશે ?

હસુ —જરૂર બનશે ! કાલ રાતે રાણીજીએ મહારાજા આગળ લગ્નની કંઈક વાત તો છેડી હતી જુઓ, સામેથી વાત કરતા જ આવે છે !

[ દરમ્યાન ધારાદેવી નાગેન્દ્રરાજને અજબ અર્જુનદેવને આપવા સમજાવતી આવે છે અજબ ને હસુ છુપાઈને વાત સાંભળે છે. ]

નાગેન્દ્ર —મારી અજબ માટે કહે છે તું ?

( ગીતનો સાર )

" એ મારો હૈયાહાર હસેતી છે
" એને જોતા આનદની લેર વહે છે
" અતિશય ભોળી, પ્રશાન્ત શીલવાળી
" દયામયી છે "

ધારાઃ—હા-હા ! તમારી અજબ માટે કહું છુ !

(ગીતનો સાર)

"આપણી ને વૈરીની શક્તિ તપાસવી જોઈએ.
"મદભરેલી વાદળીને પવન વીખી નાંખે છે.
"સાગરનું એક જ ઉગ્ર મોજું વહાણને ઊંધું વાળે છે.
"દાવાનળ સળગાવવાનો અત્યારે વખત નથી;
"નાનીથી સુરંગ થઈને કળથી કામ લેવું જોઈએ."

[ દરમ્યાન અર્જુનદેવ પાસેથી ચંદ્રાવતીનો પટ્ટો ઇન્દ્રજીતને આપવાનો લેખ લઈને ઇન્દ્ર ધારાદેવી પાસે આવે છે; ધારા છુપાવવા પ્રયત્ન કરે છે; નાગેન્દ્ર લેખ લઈને વાંચે છે.]

નાગેન્દ્રઃ—ઓહો! આ તો અજબ આપવાનાં બદલામાં અર્જુનદેવ મારું રાજ્ય મને દાનમાં પાછું આપે છે! રાણી, એવું દાન લઈ કુળની કીર્તિને મારે કલંક નથી લગાડવું! ફરી કહું છું કે રાજ-લેવા મારા બાહુ સમર્થ છે! આવો લેખ લખાવી કુળને કલંક લગાડ્યું તેથી તમારું કાળું મોં મને ફરી ન બતાવશો; એ તમને ઈનામ! અને આ તમારો લેખ!

[ કહી ફાડી નાંખે છે અને ક્રોધથી કંપતો ઘૂઘ અંદર ચાલ્યો જાય છે. ધારા ધીરતાથી જોયા કરે છે.]

ધારાઃ—રાજા! હું તમારે વાદે દેખતી આંખે અંધ નહિ બનું! અજબ અર્જુનદેવને આપી હું બન્ને સંતાનનું હિત કરું છું! તમે તે જોઈ શકતા નથી! અજબ! પાટણના પાટવીને પરણશે? પ્રતિજ્ઞાથી કહું છું કે એને જ પરણશે!

અજબઃ—ઓહ!......

[ અજબ ને હસુ છુપાઈને સાંભળતાં હતાં તેથી, અજબથી ચીસ પડાઈ જાય છે.]

ધારાઃ—[ અજબ પાસે આવી ] શું છે? અજબ! શું થયું?
અજબઃ—[ તાપ ન જીરવાવાથી ગભરાઈને ) કંઈ—નહિ!
ધારાઃ—તો ઠીક! (હસુને) છોકરી! એને મારા ઓરડામાં મોકલ!

[ ધારાં જાય છે.]

અજબઃ—હસુ! મને અહીંથી લઈ જા! આ મહેલને આગ લાગી છે! એકેક પથ્થર સળગી ઊઠ્યો છે!

હસુઃ—રાણીજી પાસેથી નાસી ક્યાં જશો?

[ બન્ને અંદર જાય છે। થોડીવારે ઓરડામાં અજબના પ્રેમનો પત્ર મળ્યો છે તેથી વિજયના ગર્વથી ધન્ય થયેલ અર્જુનદેવ બે સાથીઓ સાથે ધારાદેવી સાથે વાત કરતો પ્રવેશે છે. ]

અર્જુનદેવઃ—લેખ પહોંચ્યો? મેં મહારાજને બહુ સમજાવ્યા ત્યારે સહી કરી. ચંદ્રાવતીના મંડલેશ્વર હાલ તો રણધીર નિમાયા છે! પણ કુમાર ઇન્દ્રજીતને એ પદવી હું જરૂર અપાવીશ! × × ×

હવે, મને બે ઘડી એકલો રહેવા દો. × × ×

જાઓ! પણ મને આજે જ ચાંલ્લો થવો જોઈએ! સમજો છો કે?...ઇત્યાદિ.

[ ધારા અંદર જાય છે-એક દાસી અજબને રાણીજી બોલાવે છે એમ કહી આ ઓરડામાં લાવે છે અજબ અર્જુનને જોતા જ સ્તબ્ધ બની હસુને બન્ને હાથ દઇ પાછી વળે છે. અર્જુનદેવ રોકીને ]

'ઓહો! ઓચિંતી ઠીક એકાંત મળી ગઈ! (હસુને જોઈ) પેલી છોકરી છે! કંઇ નહિ! એ મનમોહની!

અજબઃ—હસુ! ચાલ અહીંથી!

અર્જુનઃ— પાસેવાનની એટલી બધી શરમ રાખવાની કંઇ જરૂર નથી! સુંદરી! રિવાજને ઉલ્લંઘી મળવાની તક મેં જરા ઉતાવળે લીધી છે! પણ તમારા સ્વરૂપે મારા ઉપર એટલી બધી અસર કરી છે કે હું વધારે ધીર ન ધરી શક્યો.

—રસીલી! શાને અકળાઓ છો?

અજબઃ—ઓહ! ગર્જકુમાર મને બચાવો!

[ કહી પગે નમવા જાય છે. (ઝડપથી ઊભી થઇ જતા ગુસ્સાથી) ]

પગે પડું છું: નહિ?

[ દૂર ઊભી રહે છે! હસુને વળગી પડે છે ]

અર્જુનઃ—રાણી! મારી રાણી! મારા રત્ન! કોની પાસેથી બચાવું?

અજબઃ—તમારાથી બચાવો! પાટણના પાટવીને આ રીત છાજતી નથી! છોડી દો મારો માર્ગ અને જવા દો મારે રસ્તે.

અર્જુનઃ—ઓહ! હું આ શું સાંભળું છું? જે મારા પ્રેમ માટે મરી પડે છે, મારા વિના તલસે છે, જલ્દી મારી ચરણરજ સેવવા ઇચ્છે છે એમ મેં સાંભળ્યું, એ જ આ અજબ? મને ઠગવામાં આવ્યો!

હસુઃ—અજબબા આપને ચાહે છે એમ કોણે કહ્યું આપને?

અર્જુનઃ—બધી પ્રપંચની જાળ રચવામાં આવી!

અંજબા.—ઓ મા ! તું છેક આમ જ કરીશ ?

અર્જુન—રાણી ધારાદેવીનો હાથ અમો ચોખ્ખો દેખાય છે ! બહેન! [અજબાને] રાણી ! ગુજરાતની ગાદી અને મારું હૃદય બેની કીમત તપાસી પછી ઓછું આણો !

અજબા—[દૃઢતાથી] તપાસી જ છે !

અર્જુન—ઠીક ત્યારે અજબા ! એક વધારે કીમત જાણ ! તારું મન મને વરવા નથી માનતું પણ અમે રાજપુત્રો કાંઈ બાબરીઓની મરજી પૂછીને પરણતા નથી તાગ જેવાં રત્નને ગુમાવવું એ મારાથી બને તેમ નથી ! વળી એમ કરું તો એ વાત આટલે સુધી વધી ગઈ છે કે હવે તેને છોડું તો મારી આબરૂ હલકી પડે ! સુખે અથવા દુઃખે તારે રાણી થવા સિવાય બીજો આરો નથી શાન્ત મને વિચાર કરવા દેવા હાલ તો હું જાઉં છું, ઉતાવળો !

[દ્વાર પર લાત મારી ખોલી નાંખી ધસારાબંધ બહાર સાથીઓ સાથે નીકળી જાય છે ! અંજબ ગભરાટથી બેશુદ્ધ થઈ પડી જાય છે અંદરથી નરેન્દ્રરાજ ને ધારાદેવી ધસી આવે છે ]

નાગેન્દ્ર—શું છે ? મારી અજબાને શું થયું ? હંસુ ! શું છે ?

હંસુ—અજબબા બેશુદ્ધ થઈ પડી ગયાં છે

ધારા—હાય ! હાય ! ઓ રાજા ! તમે મારી દીકરીને મારી નાખી !

નાગેન્દ્ર—મે મારી નાખી ?

ધારા—હાસ્તો ! તમે સ્ત્રીઓના મનને ન ઓળખો ! એને તો અર્જુન-દેવને પરણવું છે ! તમારા હુકમથી મેં ના પાડી તેથી બેભાન થઈ પડી ગઈ છે

નાગેન્દ્ર—બેટા ! તારું મન અર્જુનદેવને ચાહે છે ?

ધારા—હા ! હજુ પુત્રીને જિવાડવી હોય તો નાળિયેર મોકલવાની હા પાડો !

નાગેન્દ્ર—બેટા ! તારું મન મારા શત્રુને ચાહે છે તો તારું મન હું નહિ દુભાવું ! અરે ! એને જિવાડો ! જાઓ ! નાળિયેર મોકલો !

હંસુ—મહારાજ !

[એટલામાં નાગેન્દ્રરાજ જાય છે ધારા હંસુ વરર ડોળા કાઢતી]

ધારા—છોકરી, શું કહેવા જતી હતી ?

ચૂપ ! હું બધું જાણું છું !

[ધારા નાળિયેર મોકલવા જાય છે હંસુ અજબાને પંખો નાખતી સાવધ કરવા પ્રયત્ન કરે છે]

क

અંક ૧ લો
પ્રવેશ ૫ મો

[ આ જળમાથી અજબને બચાવવા હવે રણધીર સિવાય કોઈ ન રહ્યુ તેથી હસુ ત્યા જાય છે. તે ન મળવાથી ઘેર આવે છે ત્યા તો તેના પિતાએ હસુ માટે એક વૃદ્ધ કુળવાન પતિ શોધ્યો છે તેને 'હસુ તો મારી પુત્રી છે' કહેવરાવી ભગાડી મુકાવે છે અને રણધીરને લઈને અજબને મેળવે છે ! અજબ સર્વ બિના રણધીરને કહે માટે એકાન્ત આપે છે. થોડીવારે આવીને પૂછે છે. અજબ તરફ—

હસુ —સેનાપતિને વાત કરી ?

રણુ —ના ! શું છે હસુ ?

હસુ —[ અજબને ] માથે જોખમ ગાજે છે, એ જાણો છોને ?

અજબ —હસુ ! ચૂપ !

હસુ —અરે ! પણ .....

અજબ.—હસુ ! જવાદે એ વાત ! હમણાં મૂંગી રહે

રણધીર —હસુ ! તું ચૂપ થા ! જો કોયલ બોલે છે

( ગીત )

"કોયલ બોલે—વસન્ત ફાલે !
'વસન્ત ફાલે—ફૂલડા ખીલે !
'ફૂલડાં ખીલે—પરિમલ બહેકે !
'પરિમલ બહેકે—આત્મા લહેકે ?
"લહેકે લહેકે કરે કલ્લોલ !
"કોયલ મીઠી ! કોયલ, બોલ !"

( ગીત )

અજબઃ—"આ શરીરને રોમરોમ જપવા માંડયો જાપ !
"તારા નામ તણો ન હોત તો થાત નહિ સંતાપ !
"મા ને બાપ ન લાગત મુજને આજ મારા વેરી !

રણધીરઃ—"શું મારા પ્રેમે તારી કરી જિંદગી ઝેરી ?

અજબઃ— 'ઓ ! નહિ ! નહિ બોલો એવું !

રણધીર —"શું કરુ સાચવી ઝેર ?"

અજબ — 'ઝેર નહિ એ તો છે મારી જીવન અમૃતસેર !

રણધીરઃ—"શા માટે તાપ સહે ! તું તાપ યોગ્ય નહિ ફૂલ !
'મુજ તનના શીતળ છત્ર ધરૂ ! મુજ મનના કરુ છુ ફૂલ !
"ઊના વાયરા તારા આડા આંતરું !

"મારા પ્રાણ તારા ચરણમાં ધરું !

અજબ:—રણધીર! એ વિશ્વાસ ન હોત તો આ પ્રાણ ક્યારના ય પરલોક પહોંચી ગયા હોત !

રણધીર:—પણ રાજકુમારી ! એવું શું બન્યું છે ? એ તો જણાવો!

હસુ:—હું ! જણાવું છું ! એ તો

અજબ:—હસુ ! દયાળુ થા ! મને એ વાત ભૂલવા દેને ઘડીક વાર!

હસુ:—તો પછી મને શા માટે પકડી રાખી છે ? જવા દે મારા કામે. હું નવરી નથી !

રણધીર:—શા માટે એમને પજવે છે ? તું ઊભી રહે !

હસુ:—આ જોને મૂર્ખ બન્યાં છે તે ?

[બળથી અજબ પાસેથી છૂટી થતાં]

મારે રાણીજીના કામે જવું છે ! છોડો !

[એમ કહી છૂટી થઈ બે ડગલાં જઈને ઊભી રહે છે ને રણધીરને:—]

જુઓ, સેનાપતિ ! આજે રાણીજીએ પ્રતિજ્ઞા કરી છે કે અજબબાને અર્જુનદેવ સાથે જ પરણાવીશ. અર્જુનદેવ પણ અજબબાને ધમકી આપીને ગયા છે એ વાત કહેવા તમને અહીં બોલાવ્યા છે !

અજબ:—નિષ્ઠુર ! જા ! ખસ અહીંથી !

હસુ:—લો ! આ ખસ્યાં !

[એકદમ દોડતી જાય છે. રણધીર વિચારમાં પડે છે. અજબ પાસે જઈને ]

અજબ:—રણધીર ! હવે શું થશે ?

રણધીર:—આપના હાથની વાત છે !

અજબ:—હું તો પ્રાણ આપીશ !

રણધીર:—મોહનમાળા ! તું આ હૈયે લટકી રહેવા માગતી હોય તો આ આફત સામે ગમે તેવાં સાહસો ખેડવા હું તૈયાર છું! પણ તું જ છૂટી પડવા માગતી હોય તો હું લાચાર છું ! વિચારીને જવાબ આપો !

[અજબ રણધીરના ગળે વળગી પડે છે. ]

અજબ:—પિતાજીને પૂછીને–

[એક બાજુથી નાગેન્દ્રરાજ અને હસુ જોરથી વાત કરતાં આવે છે. ]

નાગેન્દ્ર:—શું ? ખરું કહ્યું, હસુ ! અજબ રણધીરને ચાહે છે ?

હસુ:—મારા પ્રાણ ફૂલ કરું, જૂઠું હોય તો!

નાગેન્દ્ર —મને પહેલાં કેમ ન કહ્યું ?

હસુ —અજબમા બેશુદ્ધ થઈ ગયાં ત્યારે જ હું આપને કહેવાની હતી પણ રાણીજીએ મને અટકાવી !

નાગેન્દ્ર—મારી રાણી જ ઊંધી મને ઠગે છે ? વારુ ! અજમ કયાં છે ?

અજમ —પિતાજી ! આ રહી !

નાગેન્દ્ર —બેટા ! ગભરાઈશ નહિ ! રણધીર, તમે અહીં કયાંથી ?

રણધીર —મહારાજ ! દૈવવશાત્ મેં એ વાત જાણી છે ! અહીં આવતાં પહેલાં મારા બે વિશ્વાસુ ઘોડેસવારને હું તૈયાર રહેવાનું કહી લાવ્યો છું આપ અને રાજકુમારી તેના ઉપર સવાર થઈ જલ્દી અહીંથી નીકળી જાઓ ! હું પાછળનો બંદોબસ્ત કરી આપને આવી મળું છું

નાગેન્દ્ર —ભલે ! પણ રણધીર, પાછળથી કંઈ દગો થયો તો ?

રણધીર —મહારાજ, આ પ્રાણ આપના જ છે વિશ્વાસ રાખો અને આજથી હું નોકરીની ફરજમાંથી પણ મુક્ત છું !

નાગેન્દ્ર —બેટા અજમ ઉતાવળ કર !

અજબ —હસુ હવે પાછાં ક્યારે ?

હસુ —જલ્દી મળીશું બહેન !

રણધીર —આપણે વાતમાં વખત ન ગાળવો જોઈએ !

નાગેન્દ્ર —હા ચાલો

[અજબ નાગેન્દ્ર ઘોડા ઉપર બેસે છે દરમ્યાન ઇન્દ્રજીત આવી આ બનાવ જોવા છુપાય છે ! ઘોડાઓ દૂર દોડી જાય છે ]

હસુ —હવે ધારાદેવીના કોપમાં મારે અહિંયાં રોકાઈને શું કરવું છે ? ચાલ, પિતાજીને લઈ મારે મોસાળ નાસી જાઉં ( જતી રહે છે )

ઇન્દ્ર —(બહાર નીકળી આવીને) હટ્ બાપા-બહેન બધાં નાસી ગયાં ? કાયર ! ક્યાર ! કાયર છો ! બાપા ભલે તમે નાસો ! પણ મારી મા તમારો પીછો છોડે તેમ નથી તો ! ચાલ, માજીને વાત કરી બધાને બંદીવાન કરાવી અહીં લઈ આવું

( જાય છે )

× × ×

## ૬

અંક ૧ લો
પ્રવેશ ૭ મો

[ઇન્દ્રજીત ધારાને એ વાત કહે છે. પાછળ માણસો પડે છે તેમને હરાવી ત્રણે નાસે છે, પણ નાગેન્દ્ર જરા જખમી થાય છે.

ધારા તાકીદે એવો બંદોબસ્ત કરે છે કે ત્રણે સગડ કોઈ શોધી શકે નહિ! હવે ક્યાંઈ પત્તો લાગતો નથી, ઇન્દ્રજીત ઉપર ગુસ્સે થઇ!]

ધારાઃ—આકાશમાં કાળી ઘટાઓ છવાઈ છે તે પણ વેરી બની અપશુકન સૂચવે છે! કુંવર, તાગમાં જ પાણી નથી નહિ તો નજર સામેથી નાસે શાનાં! જા! દૂર થા મારી સામેથી! આવા-નમાલા પુત્ર માટે આટલું બધું કરવું પડે છે!

[આખરે મધુરા ગામના ઠાકોર ઉપર શક જાય છે. ત્યાં છુપાયા હશે ધારી ત્યાં લશ્કર, અર્જુનદેવ, ઇ૦ સહીત જાય છે.]

મધુરાના ઠાકોરના ઝુંપડામાં ઘવાયેલા નાગેન્દ્રરાજની મનઃસ્થિતિ ઉશ્કેરાયેલી છે.

પુત્રીના દુઃખથી, સ્ત્રીની ઠગાઈથી અને શત્રુના ભયથી નાસતાં છુપાતાં રહેવું તેને વધુ ઉશ્કેરે છે! તેથી પોતાની સ્ત્રી ઉપર કાગળ મોકલી પોતાની પાસે હાજર થવા રણધીર પાસે કાગળ લખાવે છે. રણધીર તેનો ઉશ્કેરાટ સમાવવા ઢાલના પૂંઠ ઉપર બેસે છે અને અજબને શાન્ત રહેવા કહે છે કે કાગળ મોકલવો નથી.]

નાગેન્દ્રઃ—અજબ, બેટા, ગભરાઈશ નહિ! હું એ પુત્રીનો ઘાત કરનારીને પૂરી શિક્ષા કરીશ! તુ જા, અંદર બેસ.

અજબઃ—બાપુ! હું આપને પગે નાખું!

નાગેન્દ્રઃ—ના! જા અંદર! હાં, રણધીર, હું કહું તેમ લખો, નહિ તો ઢાલ કટાર મને આપો; હું લખીશ!

રણધીરઃ—જી! શાન્ત થઇ લખાવો; હું લખું છું.

નાગેન્દ્ર.—લખો.

અજબની-મા!

નહિ! નહિ! અજબની મા નહિ!

તું અજબની મા? ક્યાં અજબ અને ક્યાં તું? મારી અજબ તો ગરીબ છે! અને તું તો [ઉશ્કેરાટમાં ઊભો થઇ જાય છે] હાં, શું લખ્યું?

રણધીરઃ—કંઈ નહિ. આપ ઉશ્કેરાયા વિના લખાવો

નાગેન્દ્ર —લખો!

રાણી

નહિ! એ રાણી નથી હવે! મે એનો ત્યાગ કર્યો છે।
લખો.

ધારા

પોતાની પાખ કરડી ખાનાર પખીથી ઊંચે નહિ ઉડાય!
—નહિ ઉડાય! નહિ જ ઉડાય. તું પછડાઇ મરીશ! હા, લખ્યુ?
રણધીરઃ—હા જી; ..ડાઇ મ-રી-શ!
નાગેન્દ્રઃ—એમ નહિ. ઊંડે કોતરી કોતરીને લખો
[ઢાલ કટાર લઈ લે છે અને] આમ ઊંડા ઊંડા આડા કાપ મૂકો!
રણધીરઃ—આપના હાથ ધ્રૂજે છે! લાવો ઢાલ મારી પાસે. હું તેમ કરુ છુ

નાગેન્દ્રઃ—નહિ! એટલુ પણ શા માટે? અરે કોણ છે અહીં? (એક રજપૂત આવે છે) આ ઢાલ રાણીને જઇને આપ અને કહે કે આ નિશાનીથી રાજાએ પોતાની પાસે હાજર થવા હુકમ મોકલ્યો છે, જા. જલ્દી ઢાલ હાથોહાથ આપજે. (દોડી જાય છે.)

અજબઃ—બાપુ, આપ શા માટે ઉશ્કેરાઓ છો?
નાગેન્દ્રઃ—અજબ, તું અંદર નથી ગઈ? આવ, બેસ મારી પાસે
અજબઃ—ના; આપ અંદર પધારો. હુ પખો નાખુ.

(ગીતનો સાર)

"–તાત, વીનવુ છુ દિલ ન દુભાવો!
"–મારે માટે આટલું દુઃખ શા માટે કરો છો?
"–સ્નેહથી ભરેલું આપનુ હૃદય શોકના ભારથી તૂટી જશે"...ઇત્યાદિ.

× × ×

[એક બાજૂ રણધીર ભણી અજબ જાય છે. સૈનિક ઢાલ લઇ દોડી જાય। તેનો અજબને ભય લાગ્યો છે]

રણધીર, હવે શુ થશે?

રણધીરઃ- આપનાં સાજી અહીં આવશે! બીજુ શુ થશે! નાગેન્દ્રરાજને કોણ વારે?

અજબ—રણધીર, એ અહીં આવી મને લઈ જશે, જરૂર જરૂર લઈ જશે હો!

રણધીરઃ—ધીરજ રાખો હું જીવુ છું ત્યાંસુધી એમ નહિ બને,

[દરમ્યાન મધુકાનો ઠાકોર દોડતો આવી ખબર આપે છે. રાણી તથા લશ્કર આવે છે. જુઓ સામેથી ધૂળ ઊડતી જણાય છે.-સાવધ થઈ સર્વ આરોપી લો.

બ્રાહ્મણને બોલાવી નાગેન્દ્ર અજય અને રણધીરના લગ્ન કરવા માંડે છે. અજય પોતાના હાથની વીંટી રણધીરની આંગળીએ પહેરાવે છે! બન્નેનો હાથેવાળો મેળવે છે ત્યાં જ ધારાદેવી આવે છે, લશ્કર પાછળ છે.]

ધારાઃ—હજૂર! શાની તૈયારી ચાલે છે? પુત્રીના લગ્નની? આમ શા માટે? આપણને સંતાનથી વધારે-બીજું શું છે? પુત્રીને રાજમહેલમાં લઈ ચાલો! આપણે વાજતે ગાજતે પરણાવીએ!

નાગેન્દ્ર—ઓહો! એ તારું સંતાન છે! તારા ઉદરમાં પાકી છે, એ યાદ છે કે તને?

ધારાઃ—રાજન્! હઠ ન કરો! તમે હઠથી સર્વસ્વ ખોવા તૈયાર થયા છો! હું પાટણની પટરાણી બનાવી બન્ને સંતાનને સુખી કરું છુ

નાગેન્દ્રઃ—ના! ના! એ તારા નમાલા પુત્રને ખાતર મારી ગરીબ હરણીનો ભોગ હું કદાપિ આપવા દઈશ નહિ

અજબઃ—મા...ને કહ્યું: અને ચિતા ખડકી આપો; મારે સતી થવું છે! માએ ન માન્યું! અને ખડકી આ ચિતા લગ્નનાં કપડાંની! અહીં કોઈ નથી! મૂકી દઉં! ચાંપી દઉં!

[આગ ચાંપે છે–ચંદ્રિકા મશાલ લઈ લે છે. ને અંદર નાંખે છે! અજબ છળી જઈને ચીસ પાડે છે]

અજબઃ—હે...મા!

ચંદ્રિકાઃ—બીચારીને આનો કેટલો બધો ત્રાસ છે?

[ધારા ચીસ સાંભળી આવે છે–અજબને પટાવી ફોસલાવી—]

ધારાઃ—અજબ! બાપુ! શું છે બેટા? અંદર જઈશું?

અજબઃ—[બેધ્યાનપણે] હા! ક્યાં લઈ જવી છે? ચાલો!

[ફાટેલી આંખે અંદર દોરાય છે!]

ચંદ્રિકાઃ—આને પરણવું છે!

અર્જુનઃ—હા! એને!

ચંદ્રિકાઃ—એ પોતાને વિધવા સમજે છે!

અર્જુનઃ—પણ એ પરણી નથી એ હું જાણું છું.

ચંદ્રિકાઃ—એનું દિલ તૂટી ગયું છે.

અર્જુનઃ—ગહેન છે! સાંધી આપજે!

ચંદ્રિકાઃ—અરેરે!

"તૂટયા જિગરની સાંધથી પ્રાણ મરી મરી જાય.
"ક્યાં ક્યાં રેવણ ઝાળીએ? ક્યાં ક્યાં ભરૂ વસાય?

ભાઈ! આ બીચારીને જવા દો! ગરીબને છોડી દો! આને પરણી શું કરશો?

અર્જુનઃ—પ્રતિજ્ઞા સાચવીશ!

ચંદ્રિકાઃ—જાઓ! પરણો! અને પ્રતિજ્ઞા સાચવો. (ખિન્ન વદને જતી રહે છે.)

અંક ૨ જો
પ્રવેશ ?

# ह

[ધારાના આરસના મહેલમા એક તરફ લગ્નની તૈયારીઓ થાય છે। ચંદ્રિકાથી આ બધું જોઇ શકાતું નથી, તેથી પોતાના રહેઠાણના ઓરડાનું તે તરફનું બારણું બંધ કરાવે છે; પોતાના આવાસની આસપાસ ફરે છે. ]

ચંદ્રિકાઃ—અલી વેલા, મારી આંખ ભૂલ તો ન કરે! જો તો; સામેથી ધસારાબંધ ખુલ્લી તરવાર સાથે રણધીર સેનાપતિ જેવું કોણ આવે છે!

વેલાઃ—પણ બા! સેનાપતિ તો કહે છે મરી ગયા છે.

ચંદ્રિકાઃ—કોને ખબર! લાગે છે તો તે જ!

વેલાઃ—હા! બા! તે જ છે!

ચંદ્રિકાઃ—વેલા, એ ભાઇને જોશે તો ગજબ થશે!

વેલાઃ—તે તો આવી પહોચ્યા હવે?

ચંદ્રિકાઃ—તું કોઇ પણ રીતે એમને મારા ઓરડા તરફ મોકલજે! સાવધ!

[ચંદ્રિકા સરકી જાય છે. થોડી વારે રણધીર આવે છે. વેલા બીજી દાસીના કાનમા કંઇક વાત કરે છે.]

રણધીરઃ—ક્યાં છે અર્જુનદેવ! બતાવ!

વેલાઃ—આપને કુમારશ્રીને મળવુ છે?

રણધીર—હા! એનું જ કામ છે!

વેલાઃ—તો આ દાસી સાથે જાઓ! એ મેળવશે!

[બીજી દાસી આગળ થાય છે. રણધીર તેની પાછળ જાય છે.]

મા રે,! શો જુસ્સો? શુ કરશે? કોણ જાણે?

[બીજી દાસી ચડપમા ગઇ હતી ત્યાથી દોડી આવે છે.]

દાસી ૨ જીઃ—વેલા ગજબ થયો! સેનાપતિનો જુસ્સો ઉતારવા અજબબાનાં લગ્ન તો થઈ ગયાં એમ મેં કહ્યુ, એથી સેનાપતિ બેભાન બની જમીન પર પડી ગયા! અને છાતી પરના ઘાના કાચા ટાકા તૂટી ગયા!

વેલા—ગજબ થયો! હાથેવાળા તો હજી હવે મળશે.

દાસી ૨ જીઃ—હા, હું વૈદને બોલાવી લાવું.

વેલાઃ—જા જલ્દી!

અંક ૨ જો
પ્રવેશ ?

## ૭

[ રણધીર બિછાના પર આળોટે છે; ચંદ્રિકા સાથેના લગ્નને અજબ સાથેના સમજી તેને શાતા વળી છે! સંનેપાત શમ્યો છે. હવે માત્ર ઊંઘની જરૂર છે! ]

રણધીરઃ—અજબ! વહાલી! તું બહુ-દુઃખી થઈ!

ચંદ્રિકાઃ—(આછું મોઢીને) કંઈ નહિ, વહાલા!

રણધીરઃ—વહાલી અજબ! ફેરવ! ફેરવ! તારો કોમળ હાથ ફરી ફરી ફેરવ! અજબ! આ સુખની તો દેવતાઓ પણ અદેખાઈ કરે હો?

ચંદ્રિકાઃ—હા, વહાલા!

રણધીરઃ—આહા! તારા પિતા આ સુખ જોવા જીવ્યા હોત!

ચંદ્રિકાઃ—(સ્વગત) નાગેન્દ્ર મૂઆ ત્યારે!
અભાગણી અજબ! અને અભાગણી હું!

રણધીરઃ—વહાલી! મારા કપાળ પર કંઇ હાથ મૂકીને ગા-તો!

(ગીત)

ચંદ્રિકા—"ખીલી ખીલી રહી આ કેવી ચંદા!
"સરે મંદ મંદ આનંદે ગગનમાં!
"જાય સરતી રૂપેરી વનમાં!
"જુએ ઝાંખી ઝાંખી આછા ઘનમાં—
"પવનમાં! ભુવનમાં—વહાલાના વદનમાં!
"ઝાંખી-ઝાંખીને હસે! હસતી-હસતી જાય!
"જાતાં જાતા રસ ઝરે! રસે પ્રાણ પોષાય.
"પ્રાણ પોષે પ્રીતિના લગનમાં!
"શમે પીડા; આરામ થાય મનમાં—
"આ તનમાં-ગહનમાં-શાન્તિના વહનમાં."

હાશ, ઊંઘ આવી ખરી! વૈદ કહે, ઊંઘે એને આરામ થશે. (આસન ઉપર પાસે બેસે છે.)

× × ×

અંક ૨ જો
પ્રવેશ ૯ મો

# ૯

[ લગ્ન પછી અજબ એક આસન ઉપર માથુ ઢાળી ઢઢને બેઠેલી છે. પાસે હસમુખી ઊભી છે. નીરવ શાન્તિ પથરાયેલી છે. અર્જુન આવે છે.]

અર્જુન—હસુ, શો વિનોદ ચાલે છે ? xxx

—તારા પર રાણીનું બહુ હેત જણાય છે! તને છોડતાં નથી xxx

—હસુ હું એમ પૂછવા આવ્યો છુ કે ગુજરાતની ગાદી તો મેં રાણીના ચરણમાં ધરી છે! હવે પ્રથમ પ્રસાદમાં રાણીની બીજી શી ઈચ્છા છે? કેમકે એમને સંતોષ અને ઉલ્લાસ થાય, એ મારું કર્તવ્ય છે. રાણી, બોલો; તમારી જે ઈચ્છા હોય તે હું તૃપ્ત કરીશ! xxx

—હસુ, રાણીને બોલવાની ઈચ્છા નથી થતી! તારી સાથે સંકેત કરી જવાબ આપવો હશે?

ભલે-ભલે! એમ કરો! (જતાં-જતાં સ્વગત) મારી છાતી પર જાણે એક પહાડ આવી પડ્યો છે!

[ જાય છે. બીજી તરફ હસુ પાસે ધારાદેવી આવે છે.]

ધારાઃ—તું બહેનને મળી ?

હસુઃ—હા, બા! પણ એમણે મને ઓળખી જ નહિ!

ધારાઃ—એ આમ બાહુક જેવી બેસી રહે છે! એને સમજાવ! અહીંનાં બધાં સાધનો વાપરવાની હું તને છૂટ આપું છુ!

[ ધારા જાય છે હસુ દાસીઓને બોલાવી નાચગાન કરાવે છે. અજબ જાણે જોતી સાંભળતી કે સમજતી હોય તેમ જણાતું નથી. બધી જાય છે.]

હસુઃ—"નાચગાન ને મોજ તમાશા
"સુખીના દીલ બહેલાવે ખાસા!
"તૂટી જેના જિગરની આશા
"મળે તેને ક્યાંથી દિલાસા!"

આને મારે શિખામણ દેવાની છે! શી શિખામણ દઉં? એમ કહું કે આ સંસાર કરતા પેલી અફીણની દાબડીમાં વધારે મીઠાશ છે?

[ અજબને ખભે હાથ મૂકે છે. અજબ સળવળે છે ]

અજબ બહેની!

[ ઉંડાણમાંથી અજબ બોલે છે. ]

અજબઃ—ભ્રમરને કહ્યુ શાને માર્યો?......
એ ફૂલ ઉપર બેઠો હતો!
ફૂલને કહ્યુ શાને છૂંદ્યુ!

એનો રંગ ગયો! રગ પીઓ! પીઓ! પીઓ હવે!

[પૂર્વવત્ પડે છે.]

હસુઃ—બ્હેની રે! તારી માએ તને મારી નાખી. નાજુક ફૂલ છૂંદી નાખ્યું! નિર્દય રીતે તારી હત્યા કરી!

[પાસે જઇને ઢંઢોળીને–]

બહેન, મને ઓળખી? હું તમારો હસુ!

બીચારી ઓળખી પણ શકતી નથી!

એને શી શિખામણ આપું? અરેરે! સૂર્યના તાપથી તપ્ત થયેલા પથ્થરને શાંત કરવા જ સાગર છોળો મારે છે!

પણ સાગરની પ્રત્યેક છોળ પથ્થરનુ અંતર વધારે વધારે ઘસી નાંખે છે, એ કોણ જોઇ શકે છે? બા, આમ જુઓ! હું હસુ!

[થોડી વાર તાકી રહે છે! અજબ જરીક આખ ખોલે છે. દબાતા અવાજથી–]

અજબઃ—હસુ, એક વાત પૂછુ?

હસુઃ—પૂછો!

અજબઃ—મેંદી સરસ કે ઘણી?

હસુઃ—ઘણી!

અજબ—ખરુ! એનો રગ પાકો ચઢતો હશે?

હસુઃ—સ્નેહનો!

અજબઃ—મારી માના રંગેલા હાથ જોયા?

[હાથ બતાવી, હથેળીઓ મસળે છે.]

એણે મને અહીં પકડી હતી. અહીં! અહીં! અહીં! (તે સ્થાન હાથ વડે ખંખેરે છે)

અને પેલાએ...! મારા પિતાને...આ...મ... આમ!

[મારતી હોય તેમ બતાવે છે.]

અને પછી...બીજી વાર ..ઓહ...બીજી વાર!

[પોતાનો ચૂડો બતાવે છે અને હરકેરાઇ ઊભી થઇ જાય છે.]

આ એનો ચૂડો!

[ માટી ફેંકી દે છે. ]

આ ચીર ! [ ચોળી ચૂંથી નાખે છે મોઢળ મંતાતી- ]

આ મીંઢળ ! કુંકુમ !

[ હાથ ધરી છે. દયેર્તા જોતી- ]

ઓહ ! લોહી...લોહી .....ચો...હી......

[ બેશુદ્ધ થઈને પડી જાય છે. ]

× × ×

અંક ૩ જો
પ્રવેશ ?

[ ચંદ્રિકાના ઓરડામાં મિલનને પરેશાં રણધીર બીજે દિવસે મધરાતે સર્જવે છે. ચંદ્રિકાની આંખ બેઠાં બેઠાં મળી ગઇ છે. વેલા હિલચાલ જોઇને ચંદ્રિકાને સાવધ કરે છે. ]

વેલાઃ—બા, જાગત થયા છે !

ચંદ્રિકા—હા ! વરેણ્ય ઊંઘે અત્યારે આવી વેલા, પંખો નાખ [ વેલાં રણધીરને પંખો નાંખે છે ] આસ્તે !

[ વેલા પાસેથી લઈ પોતે અસ્તે પંખો નાખે છે ]

રણધીર—અજબ, વહાલી, પંખો રહેવા દે.

[ ચંદ્રિકા માથાનું વસ્ત્ર વધારે આઘું ઓઢે છે, મોઢું ન દેખાય તેમ વાતચીત કરે છે પંખો બંધ કરે છે ]

ચંદ્રિકા—વહે બોલવાની ના કહેતી છે !

રણધીર—આવ, મારી પાસે બેસ

[ હાથ પકડી પાસે બેસારે છે ચંદ્રિકા આડુંઆડું મો છુપાવે છે. ]

મારી સામે જો ! હજુ પણ આ ઘૂંઘટ ?

[ હસતો હસતો દૂર કરે છે ચંદ્રિકાને જોઇને વિસ્મયથી જરા બેઠો થતા દૂર ખસીને ]

આ તો ચંદ્રિકા ?

બેઠા થવા જાય છે ચંદ્રિકા ઝટ ઊભી થઇને રણધીરને સુવારતા સુવારતા. ]

ચંદ્રિકા—હા ! હા ! હાં !

[ સુવારી દે છે ઓઢવાનું વસ્ત્ર દૂર કરી જરી બાજૂએ જઇને બેસે છે ]

રણધીર—રાજકુમારી મારી સાથે વધારે પડતી છૂટ લે છે ! એના પ્રેમે એને આ હદ સુધી પહોંચાડી ! અજંપ કર્યાં છે ? એને જ પૂછવા દે રાજકુમારી, મારી સ્ત્રી ક્યાં છે ?

ચંદ્રિકા:—આટલામાં જ છે !

રણધીર:—એમને બોલાવશો ?

ચંદ્રિકા:—[ પાસે આવી સામે જોઈ ] આપને વસમું લાગશે ! વૈદે બોલવાની સાફ ના પાડી છે !

રણધીર:—[ ખિન્નપણે ] મારા રોગની વૈદને શી ખબર પડે ? એમને બોલાવો !

[ કંઈ જવાબ ન મળવાથી અધીર થઇ ક્રોધથી— ]

દાસી, અરે કોણ છે બહાર ?

[ એક બીજી દાસી અંદર આવી રણધીર પાસે જાય છે. ]

જાઓ, ઠકરાંણાને કહો કે તમારા પતિ તમને બોલવે છે.

દાસી:—[ અજાયબ થઈ ચંદ્રિકાને ] કોણ પતિ ?

ચંદ્રિકા:—બહાર જા ! [ દાસી જતી રહે છે ] આપ સુઈ જાઓ !

રણધીર:—મને ઊંઘ નહિ આવે ! મારે મારી સ્ત્રીથી વાત કરવી કંઈ અગત્યનું પૂછવું છે. કૃપા કરીને એમને અહીં મોકલો !

ચંદ્રિકા:—[ દૃઢતાથી, કોમળ રીતે ] આ ઓરડામાં મારા સિવાય બીજું કોઈ પણ આવી શકશે નહિ !

રણધીર:—અરે ! દર્દીનીય પરવા નહિ ? દુ:ખનીય દરકાર નહિ ?

ચંદ્રિકા:—પારકાં દુ:ખ જાણવાની શક્તિ અમો સ્ત્રીઓમાં ક્યાંથી હોય ?

રણધીર:—આનો શો જવાબ આપું ?

[ એટલામાં બેબાકળી ફાટેલી આંખોવાળી અજબ ચંદ્રિકાના ઓરડામાં અજાણતા ધસી આવે છે. અજબના મધુડા ગામમાં રણધીર સાથેના નાગેન્દ્ર-રાજે હાથેવાળો મેળવ્યાની વાત હસમુખી જાણતી નથી. તે તો માત્ર રણધીરને મરેલો જાણે છે તેથી પ્રતિવાદ કરતા અજબને તેના ઉપર પણ અશ્રદ્ધા થઇ છે.]

અજબ:—જા ! જા ! દૂર થા !

હસુ:—પણ બા, મારી વાત તો સાભળો !

અજબ:—દૂર કરો એને ! એ જુઠું કહે છે !

ચંદ્રિકા:—કેમ પજવે છે એને ?

હસુ:—મને રાણી ધારાદેવીએ એમને સમજાવવા મોકલી છે ! એ સમજતાં નથી. રણધીરસિંહ સાથે પરણ્યાં હતાં એવો એમને ભ્રમ થયો છે ! રણધીરસિંહ તો મરણ પામ્યા છે !

રણધીર:—[ સ્વગત પડઘા પાડ્યા ] રણધીર મરણ પામ્યો ?

અજન —એ ખોટુ સમજાવે છે! તું જા...જા. ......એને કાઢો અહીંથી. ... !

ચંદ્રિકા:—[દાસીને] પકડ એને! અને દૂર કિલ્લા બહાર મૂકી આવ! ચોકિયાતને તાકીદ આપજે કે ફરીથી અંદર દાખલ ન કરે! [દાસી હસુને લઇ જાય છે]

અજબ —[શાન્ત થતી] ઓબરે મા! કેવી જુઠ્ઠી? આખુ જગત જુઠ્ઠું! એ કહે હું નથી પરણી? હું રણધીરને પરણી નહિ?

[અજબ ચંદ્રિકાને જોઈ નાસવા લાગે છે રણધીર બિછાના ઉપરથી ધસી આવે છે]

રણધીર.—અવમત! કોણ? અજબ?

[નાસતી અટકી જાય છે અને રણધીરને જોઇ ભયથી બેસી જાય છે]

અજબ —ભૂ. ત!

[ઊભી થઇ જાય છે ધ્રૂજે છે, અને કાંપતી બોલતી-]

નહિ! ઓ દેવ! દૂર રહો! આકરો નહિ!

તમે પવનમાં પેસી શકો છો!

આકાશમાં ઊડી શકો છો! ઓ! અગાધ બળવાળા મારા અનિકટ હાથ પર બેસો!

એને એવો જડ બનાવી દો કે એ શું કરે છે એનું ભાન મને થાય!

નથી ભૂલી વેર પતિનું, પિતાનું!

હું હમણા આવીશ! દેવ, ઊભા રહો!

તમને પ્રભુની આણ છે, જો એકલા જાઓ તો! હું વેર લઈ મારો મગાથ કરું છુ!

[હરકેરાટમા આવી હતી તે જ રસ્તે દોડી જાય છે]

રણધીર —આ શું? એનું ભાન ખસી ગયું છે? એની આ હાલત કોણે કરી? એની માએ? ઓહ!—

અને હું અહીં સૂતો છુ?

[હરકેરાટથી તલવાર લઇ બહાર ધસે છે ચંદ્રિકા હાથ પકડી રાખી—]

ચંદ્રિકા —આપ ન જશો!

[આચકો મારીને]

રણધીર.—ચંદ્રિકા! હાડ!

[બહાર ધસી જાય છે ચંદ્રિકા નસાસાથી—]

ચંદ્રિકા.—હાય ! આ આફત શી રીતે ટાળું ? હું તે અહીં સંભાળુ કે તહીં ! એક બાજૂ પતિ, બીજી બાજૂ ભાઈ ! વેલા, તું દોડ પાછળ. એમને રોકી રાખજે ત્યાં હું આવી પહોચીશ. [ વેલા જાય છે ] પણ અજબ શું બોલી ગઈ ? વેર પતિનું-પિતાનું ! નક્કી એ રણધીરને મરેલો સમજે છે ! ત્યારે વેર લેવા એ ભાઈનું ખૂન તો નહિ કરે ? ચેતાવું ભાઈને ! નહિ; થશે થવાનું હશે તે ! પણ પહેલાં માગ પતિને બચાવવા પહોચું ધારાદેવીના ઓરડે ! [ ઝડપથી દોડી જાય છે. ]

× × ×

## ન

અંક ૩ જો
પ્રવેશ ?

[ હવે અર્જુનદેવ વિચારતો પ્રવેશે છે. ]

અર્જુન—આજે હું પરણી રહ્યો ! જગતમાં એક રૂપવતી સ્ત્રીનો હું પતિ થયો ! મને આજે કેટલો બધો આનંદ થવો જોઈએ ! પણ તેને ઠામે મનમાં કેવળ ઉદાસી છાઇ રહી છે ! અજબને જ પરણું ! એને જ મારી રાણી કરું ! એની કેટલી તૃષ્ણા હતી ! હવે જ્યારે ઇચ્છા પૂર્ણ થઈ ત્યારે થવો જોઈતો સંતોષ કે આનંદ એકે મને નથી મળતું ! મારો ઉત્સાહ ક્યાં ગયો ? એ રાક્ષસી તૃષ્ણા જેણે મને કંઈ ને કંઈ આનંદની કલ્પનાઓ આંકી બતાવી હતી, તે હવે ક્યા ગઈ ? હવે એમ થાય છે કે ક્યાથી આ પીડા વહોરી !

ઇન્દ્રજીતઃ—[ પ્રવેશી, સાંભળીને, સ્વગત ] મારી બહેન પીડા ? ઠીક છે ! અર્જુનિયા, તને પણ જોઈ લઉં છું ! એ મને કાયર કહે છે ! આજે એને પણ મારું પાણી બતાવું !

અર્જુનઃ—[સ્વગત] જાણતો હતો. એ મને રાજીખુશીથી નથી પરણતી ! તો પછી એની હાલત જોઈ મારું મન ખિન્ન શા માટે થાય છે ? જે થયું તે ન થયું થઈ શકતું હોત તો અત્યારે હું તે કરવા તૈયાર છું; પણ બીજાની પેઠે હું તેને પરણીને એક ખૂણે નાખી શકતો નથી કે એ આમ મને દુશ્મન જેવો દેખે છે એ સાંખી એ શકતો નથી !

ઇન્દ્ર—[જાહેર થઈને] સાંખી નથી શકતા ! તો હવે પરાણે સાંખવું પડશે; જાણો છો, અર્જુનદેવ ?

અર્જુનઃ—કોણ ? પેલો એનો ગભરુ ભાઈ ? બધા સરખા ! આખા કુટુમ્બ તરફ મને તિરસ્કાર આવી ગયો છે !

ઇન્દ્રજીત —અર્જુનદેવ, એમ ન સમજશો કે તમે એકતા જ તલવાર બાંધી જાણો છો। મારા કુટુમ્બ વિષે એક અક્ષર પણ બોલ્યા-તો—

અર્જુન —જા, જા, નાદાન, જા। ગુસ્સામાં હું ન કરવાનું કરી બેસીશ

ઇન્દ્ર —દેખાડું મારું પાણી ?

[ તલવાર લઇ ધસે છે ઘા કરવા ઉગામે છે તે પહેલા અર્જુન તેના પેટમા ભોંકે છે ઇન્દ્ર મરણ પામે છે ]

ઓહો । મા । હાય । મૂઓ ।

અર્જુન —તારી માએ જ તને જમપુરી મોકલ્યો ।

[ તલવાર મ્યાન કરી નાખી દે છે ખિન્ન થઇને— ]

મે આ શુ કર્યું ? અજબ મને વેરી ધારે છે તેમા વળી એના ભાઇને મે માર્યો। મારા સંસારની શરૂઆતનાં પગરણ તો માઠાં થાય છે। ખવાસ। આને ઉઠાવી જરા બાજૂ મૂક। અને પછી જયમલ્લને જઇને કહે કે આ ખૂનની ખબર પડતાં આ કીકો કશી ધાંધલ કરી ન શકે, એનો બંદોબસ્ત તાકીદે કરે। અરે ભાઇના લોહીવાળા હાથે એની બહેનનું આશ્વાસન કરવા હું જાઉં છુ ?

[ અર્જુન જાય છે બીજી બાજુથી રણધીર આવે છે ]

રણધીર —ક્યાં છે અર્જુનદેવ ?

[ ખવાસ દેખતાઇ જાય છે ]

ખવાસ —કુમારશ્રી તો આ બાજૂ પધાર્યા છે। કોણ સેનાપતિ ?

રણધીર —તારે જાણવાની જરૂર નથી। ઓહ। આ કોણ ? કુંવર ઇન્દ્રજીત ? ખવાસ, કોણે આનું ખૂન કર્યું ?

ખવાસઃ—હું જાણતો નથી।

રણધીર —ખવાસડા તું સાચુ નહિ બોલે, એમ ? જીવ ખોવો છે ?

[ ખવાસ ગભરાટથી ]

ખવાસ —અર્જુનદેવે।

રણધીર —ઓહ। બળતામાં ઘી હોમાયુ। શુ કરું ? ઠીક। એ ચાલ। આગળ થા।

[ખવાસ ડરતો આગળ થાય છે રણધીર ઇન્દ્રજીતનો દેહ લઇને ખવાસ સાથે આગળ જાય છે ]

× × ×

ઓ અંક ૩ જો
પ્રવેશ

[ ધારાદેવીનુ કાર્યચક્ર અજબના લગ્નથી પૂર્ણ થવા આવ્યું છે-તે પણ મન સાથે તેનુ સિંહાવલોકન કરતી પ્રવેશે છે ]

( ગીત )

ધારાઃ—"બીજ વાવ્યુ અતે-ઊંડુ ભૂમિ માહે!
"આજે તેના ફળ લચી-લચી જાએ! બી
"કામ તણી જાળ ગૂંથી મે ઉલટાવી
"અમ ઠામે-આજે બીજા જકડાયે
'દૃઢ મન-મીટ મતિ એના ખળેથી
"અનન્ત બ્રહ્માંડ મૂઠીમાં સમાયે! બી"

–હારેલુ ચંદ્રાવતી પાછુ મેળવ્યુ છે! × × ×

–પુત્ર ઇન્દ્રજિતને-ચંદ્રાવતીનો અધિકારી નીમી આજે રાજ્યાભિષેક કર્યો છે। × × ×

–પુત્રી અર્જુનદેવને આપી વેરને શમાવી, ચંદ્રાવતી નિષ્કટંક કર્યું છે! × × ×

–પુત્રીને પાટણની પટરાણી બનાવી સુખી કરી છે ××

પુત્રને રાજકાજ ચલાવતા આવડતુ નથી, તે તો થોડોક વખત સાથે રાખીને શીખવી દેવાશે! હવે રહે છે બાકી કંઈ? × × ×

આ બધુ પાર પાડવામા-પતિને જરા દૂભવવા પડયા! એ જરા ડખે છે! પણ કંઈ નહિ! એ તો વરઘોડિયાં વેરાઇ જતા મહારાજને વાજતે ગાજતે તેડી લાવીશુ × × ×

[ આમ ઘટમાળ ચાલી રહી છે ત્યા દાસી દોડતી આવે છે ]

દાસી—મહારાણી બહાર કોઈ અજાણ્યો માણસ વગર રજાએ અંદર ધસી આવે છે, ને કહે છે મારે તાકીદે રાણીને મળવુ છે

ધારા—અજાણ્યો છે? કહે મહારાણી નથી!

રણધીર—સબૂર! એ ખુલાસાની જરૂર નથી, મારે તમારુ જ કામ છે!

ધારા—વગર રજાએ કેમ આવ્યો!

રણધીર—સંદેશો કહેવા રજાની જરૂર નથી!

ધારા—ઉદ્ધત કોણ છે તુ?

રણધીર—રાણીએ મને ન ઓળખ્યો? હું રણધીર સેનાપતિ.

ધારાઃ—રણધીર! તું જીવે છે? શું માગે છે? કેમ અહીં આવ્યો છે!

રણધીરઃ—નાગેન્દ્રરાજનો સંદેશો કહેવા

ધારાઃ—મહારાજનો સંદેશો છે? શો સંદેશો મોકલ્યો છે?

રણધીર—એ જ.નાગેન્દ્રરાજે કહેવરાવ્યું છે કે "મહત્ત્વાકાંક્ષી રાણી, વૃદ્ધપતિની હત્યા કરી પુત્રને ગાદી અપાવી! હવે સંતોષ થયો!

ધારાઃ—પતિની હત્યા કરી?

રણધીર.—હા! ક્રૂર રીતે હત્યા કરી!

ધારાઃ—એ જુઠ્ઠું છે! મહારાજ હજી જીવે છે!

રણધીરઃ—અરે! એ તો કયારનાય પુત્રોના વિયોગમાં ગાંડા થઈ ઝૂરી ઝૂરીને પ્રાણત્યાગ કરી સ્વર્ગે સિધાવ્યા છે અને કહેવરાવ્યું છે કે "રાણી, પોતાને જ હાથે પોતાની પાંખ કાપી પાંખ વિનાની થઈ હવે એકલી આકાશમાં ઊડજે."

ધારા—તું અદેખો છે! જુઠ્ઠું કહી પીડા આપવા આવ્યો છે!

રણધીરઃ—અરે! એ વત્સલ રાજાના મૃત્યુનો ચિતાર હું કયા શબ્દોમાં આપું? રસ્તાનું ચલિયું મરી જાય તો પણ ઘડીભર વીસરાતું નથી, અને ચણચણાટ રહ્યા જ કરે છે, પણ આ તો ઘાયલ કરેલ સિંહના ખોળામાંથી તેના બચ્ચાને ઝૂંટવી લેતા તેના મરણ વખતના છેલ્લા બરાડા ને પછાડા જોયા છે કદી? બરાબર એ જ રીતે નાગેન્દ્રરાજે પ્રાણ છોડ્યો છે! અને મરતાં મરતાં કહેવડાવ્યું છે કે "પતિહત્યારી, વૃદ્ધ પતિને મારી, હવે રાજવૈભવ ભોગવજે!"

ધારાઃ—હું પતિહત્યારી થઈ? પતિ ગયા ત્યારે? ઓહ! હવે આ રાજવૈભવને મારે શું કરવાં છે? મારા કુંવરને બોલાવો! દાસી, જા, કુંવરને કહે કે માજી બોલાવે છે!

[ દાસી દોડવા જાય છે. રણધીર અટકાવીને ]

રણધીરઃ—મજૂર; કુંવરને બોલાવવા મોકલવાની કંઈ જરૂર નથી! રાણી, કુંવર તો કયારનોએ પિતા પાસે પરલોક પહોંચી ગયો છે!

ધારા,—કુંવર પરલોક? ઓ ઘાતકી માણસ! કટકે કટકે કહી માતાના હૃદયના ટુકડા કરતા પહેલા તારી જીભના ટુકડા કેમ થઈ જતા નથી? કહે, કહે કે એ સમાચાર ખોટા છે! મારો કુંવર હજી જીવે છે!

રણધીરઃ—આ વીંટીને ઓળખો છો, કોની છે એ?

ધારાઃ—આ તો મારા ઇન્દ્રજિતની! અરે હજી આજે જ રાજ્યાભિષેક

વખતે પહેર્યો હતો તે તારી પાસે ક્યાંથી? તેં એનું ખૂન કર્યું છે કે શું? ઓ તુચ્છ માણસ આટલી હદ સુધી!

રણધીરઃ—[ખવાસને] આગળ આવ! જે બન્યું હોય તે બધું કહે આ રાણીને. જૂઠું બોલીશ તો પ્રાણ ખોઈશ!

ખવાસઃ—મહારાણી! હું કુમાર અર્જુનદેવના બગીચાના પહેરા ઉપર હતો તે વખતે આપના કુમાર સાથે બોલાચાલી થતાં કુમાર અર્જુનદેવની તલવારથી વીંધાઈ કુમાર ઇન્દ્રજિતે પ્રાણ ખોયા છે!

ધારાઃ—ઓહ! હાય! મારા ઇન્દ્રજિત! માને એકલી મૂકીને કેમ ગયો? ઊભો રહે હું તારી પાછળ આવુ છુ! હવે મારે અભાગણીને જીવીને શું કરવું છે? અરે દાસી, ઝટ કુમારની પાસે મારી ચિતા તૈયાર કરાવ. હું પણ તેની પાસે જ બળીશ! [જવા માડે છે]

રણધીરઃ—ઊભી રહે! તારા જેવીને ચિતા કેવી? ઓ રાક્ષસણી, તારાં પાપ તે હું કેટલા ગણાવુ? તારા પતિની હત્યા તેં કરાવી! પુત્રની હત્યા તેં કરાવી! તારી પુત્રીની દયા પણ તે ન ખાધી કે એક વખત મારી સાથે પરણેલીને તેં ઓહ! બીજીવાર અર્જુન સાથે પરણાવી? ઓહ, હું શું કરું તને?

ધારાઃ—એ જૂઠું છે. તારી સાથે એના લગ્ન થયાં જ નથી.

રાણીઃ—જૂઠું છે!

[રણધીર તલવાર મારવા જાય છે. ચંદ્રિકા દાસી, વૈદ્ય આવી રણધીરનો હાથ પકડી લે છે]

ચંદ્રિકાઃ—ન મારશો એને!

રણધીરઃ—હાથ છોડ, ચંદ્રિકા! મારામા રાક્ષસ ભરાયો છે! હું ન કરવાનું કરી બેસીશ!

ચંદ્રિકાઃ—ભલે! મારી નાંખો પતિ!

રણધીરઃ—હું તારો પતિ નથી!

ચંદ્રિકાઃ—આપ મારા નહિ તો જગતમા બીજો કોઈ પણ સ્ત્રીના પતિ નથી, એ ખાત્રીથી કહું છુ!

રણધીરઃ—હું અંજબને પરણ્યો છુ! તને નહિ!

ચંદ્રિકાઃ—અંજબ કહો તો અંજબ ને ચંદ્રિકા કહો તો ચંદ્રિકા! પણ આ દેહનું જ આપે પાણિગ્રહણ કર્યું છે એ ઈશ્વરસાક્ષીથી કહું છુ.

રણધીરઃ—આ ભેદ હું કંઈ સમજી શકતો નથી! વારુ, ગઈ કાલે મારાં કોની સાથે લગ્ન થયાં?

વૈદ — આપને બેભાન હાલતમા અજબઆની ગ્ઢ લાગી હતી! આપને બચાવવાને ચદ્રિકાબાએ અજબ બની આપની સાથે સૂર્ય ચંદ્ર અને મારી સાક્ષીએ લગ્ન કર્યા છે!

રણધીર — સમજ્યો! ત્યારે ચદ્રિકા, અત્યારે બેભાન હાલતમા અજબ શુ બોલી ગઈ?

ચદ્રિકા — એ આપને મરેલા સમજે છે અને ભાઈ સાથેના લગ્નને એ ભ્રમથી આપની સાથે થયાં હોય એમ માને છે

ધારા — એમ જ, એમ જ.

રણધીર — નહિ! એ ભ્રમ નથી, પણ ભ્રમમા એ સત્ય જ કહે છે! મધુકામા નાગેન્દ્રરાજે અમારો હાથેવાળો મેળવ્યો તેની એ વાત કરે છે તે વખતે અજબે મને આપેલી આ લગ્નની વીંટી!

ધારા — હું સત્ય કહું છુ કે તમારા તે લગ્નની વાતની મને મુદ્દલ ખબર નથી અર્જુનદેવના લગ્નનું હું જાણું છુ

રણધીર — ત્યારે તો મધુકાના બનાવ પછી જ એના મગજની સ્થિતિ એક પછી એક આઘાતથી બગડતી ગઈ છે! અને તે તેની આવી અશક્ત બેભાન હાલતમાં અર્જુન સાથે લગ્ન કરાવ્યા છે! ઓહ! ત્રાસ! ત્રાસ! ત્રાસ! ચદ્રિકા! ભલે આજે તારો ભાઈ મારો પ્રાણ લે! પણ એક વખત મારી સાથે પરણેલીને હું બીજાની શય્યા ઉપર તો આજે પગ નહિ જ મૂકવા દઉં!

[ધારાને તલવારની અણી બતાવી]

ચાલ! તુ પણ સાથે આવ! તારી દીકરી પારકી શય્યા ઉપર પગ મૂકે તે પાપની ભાગીદાર અને સાક્ષી થવા તું પણ આગળ થા!

[બધા જાય છે]

× × ×

# પ

અંક ૩ જો
પ્રવેશ પહેલો

[અજબની આજે સોહાગ રાત છે પૂર્ણ રીતે શયનખડ શણગાર્યો છે એક ખૂણા ઉપર પલગ ફૂલથી શણગારેલો ખાલી પડેલો છે બે દાસીઓ પાસે બેસી હસી વાતો કરે છે]

દાસી ૧ લી — બહેન વગધડિયા પરણી ઊતર્યા! આજે પહેલી સોહાગરાત છે. પણ હજુ સુધી અજબ બા કે કુમારશ્રી કેમ દેખાતા નથી!

દાસી ૨ જીઃ—શાનાં દેખાય? જાણતી નથી માએ પરાણે લગ્ન કરાવ્યાં છે તે? કૈં કૈં વાતોનાં કૈં કૈં બહાના બતાવવામાં આવ્યા છે. પણ મુદ્દે વાત ક્યાં છાની રહી છે? (અંદર જોઈ, દા. ૧ લી છળી જતી)

દા. ૧ લીઃ—અંબામા...ધા...જો!

દા. ૨ જીઃ—શું થયું?

દા. ૧ લીઃ—અજબ, સામેથી કટાર લઈને કેમ આવે છે?

દા. ૨ જીઃ—રખે ધણીનું ખૂન કરવા તો નહિ આવતી હોય?

દા. ૧ લીઃ—ચૂપ! જાણવા પછી મારવા નહિ દઈએ!

[બન્ને દાસીઓ છુપાય છે. અજબ ફાટે ફાટે ડોળે ચોતરફ જોતી જોતી કટાર સહિત આવે છે.]

અજબ—કોઈ નથી! ઉહું! સામે નહિ જોવાય

[પલંગ ભણીથી મો ફેરવી લે છે. કટારી ઉગામી પલગ ભણી નજીક જાય છે.]

જાઉં...જા...ઉં...! કોઈ નથી...! હા...લેતો...જા!

[પલગની મધ્યમા જોરથી કટાર મારે છે. ફૂલના ઢગલામા કટાર ચોટી રહે છે! દાસી ચીસ પાડે છે. અજબ ભયથી પાછી પડે છે. દાસીઓ બે બહાર આવે છે.]

દાસી-૨ જીઃ—ઓય મા!

અજબઃ—ક્યાં ગયો? મેં...નથી-કર્યું? મે નહિ; ખરું?

દાસી ૧ લીઃ—શું બા?

અજબઃ—આ...આ.

દા. ૧ લીઃ—કટાર ખોસી છે તે?

અજબઃ—હા

[પલગમાંથી કટાર અજબ કાઢી લે છે. એક ફૂલ વીંધાઈને કટાર સાથે ચોટી આવે છે.]

ચ્ચ...ચ...ચ...ચ...ચ.! અરે રે! કુમળું ફૂલ વીંધાઈ ગયું? બીચારાનું હૈયું છૂંદી નાખ્યુ! દાસી, જોને, લોકો કેવાં છે! મારી સુખશય્યામાં કટાર ખોસે છે!

દા. ૧. લીઃ—ભૂલથી; હશે, બા!

અજબઃ—હા! એમ જ! તમે કેમ આવી છો? અરે હા...! આજે મારી સોહાગરાત છે! તે-થી! મારે મારા પતિને મળવાનું છે! એ મારી વાટ જોતા હશે! આહા! કેવો આનંદ નહિ? બહુ વાર થઇ! અલીઓ,

જાઓ! બીજીને બોલાવી લાવો અને તમે બધી મળી મને શણગારો! આજે મારી સોહાગરાત છે! જાઓ જાઓ!

[બે દાસીઓ જાય છે. અજબ ક્યારે પલંગની ઓછવનમાં છુપાવે છે દાસીઓ ઘરેણા ઇત્યાદિ લઇને આવે છે]

આવો બધી! તમે મળી ગાતાં ગાતાં શણગારી લો! મારે મારા પતિને મળવા જવું છે! જોજો! કોઈ ચીજ રહી ન જાય! એટલા જોરથી ગાઓ કે એનો ઘોષ આકાશ સુધી પહોંચે, અને દેવતાઓ પણ જોઇ રહે! એ ઘોષમાં હું શું કરું તેનું ભાન પણ ન રહે! મારે પતિને મળવું છે! ચાલો ચાલો, ઝટ કરો!

[દાસીઓ ગાતી ગાતી અજબને શણગારે છે વચમાં વચમાં અજબ હરકોરાટથી—]

જોરથી, હજી જોરથી, ખૂબ જોરથી!

[એમ દાસીઓને સૂચના આપ્યા કરે છે! પોતે એક શણગાર પહેરાઇ રહેતા અચાનક અજાણ હરકોરાટથી—]

ચૂપ!

[બધી દાસીઓ ચૂપ થઇ જાય છે! ગીત બંધ થઇ જાય છે! એકદમ શાન્તિ પથરાય છે]

એ માર્ગના સાથીઓ મૂંગા જોઇએ!

દા. ૧ લી —મા, સરસ શોભો છો હો!

અજબ —એમ? એક આપ લાવ તો મારે મો જોવું છે!

[એક દાસી આરસી લેવા જાય છે]

ઘણા દિવસે આજે મારું મો જોવાનું મન થઈ આવ્યું કંઇ?

[દાસી આરસી ધરે છે અજબ તેમાં મો જોતી—]

ઓહો! આ અજબ! ના ના, અજબ આવી ન હોય! કાઢી નાંખ, કાઢી નાખ બધું!

[દાસીઓ હાર ઇ૦ શણગાર કાઢી લે છે ફરી મો જોઇને—]

હાશ! હવે ઠીક છે!

[અજબ આરસી મૂકવા જાય છે પગના ઝાંઝરનો અવાજ થાય છે તે સાંભળી—]

ના ના, સાથી મૂંગા જોઈએ— આ પણ કાઢ!

[દાસી ઝાંઝર કાઢી લે છે અજબ શાન્તિથી—]

હાશ! હવે ઠીક! હતું તે જ ઠીક છે!

દા ૧ લીઃ—કુમારશ્રી પધાર્યા !

[ બધી દાસીઓ શણગાર લઇને જતી રહે છે અજબ સખત મો કરી એક આસનને પકડી— ]

[ પથ્થર જેવી ઊભી રહે છે, અર્જુન ચારે બાજુ જોતો તલવાર સહિત આવે છે વસ્ત્ર-તલવાર ઉતારી જોતો જોતો સામા આસને બેસે છે ! અજબ કઇક બબડે છે તે સાંભળી લઇને ]

અર્જુન —વહાલી હવે એ બોલની શી જરૂર છે ? મારાથી શા માટે સંકોચાય છે ? પ્રિય આજે આપણો આનંદનો દિવસ ! આનંદનો અનુભવ લેવા હુ તારી પાસે આવ્યો છુ

[ અજબ જવાબ નથી આપતી, ]

તું આમ જડ શું ઊભી છે ? આ હેળા તારુ કેવુ હસતુ મો જોઇએ ? તેને ઠામે આ લાલ ફાટી રહેલ આખ ! ક્રૂર મો ! એ સારાં નથી લાગતાં !

[ આસન ઉપરથી જાુસ્સાભેર ઊભો થાય છે, સ્થિર પગલે અજબ ભણી જતા જતા ]

પ્રિય, સાંભળ ! વળી આ મુન્જારી શી ?

[ અજબ ભણી તાકીને જોઈ રહે છે ! જુસ્સો ને અવાજ ધીમો પાડતા ]

રાણી,—તું કોમળ છે ! હું તારા પ્રત્યે કઠોર થવા નથી ઇચ્છતો !

[ જરા સખ્તાઇનું મો કરી જુસ્સાથી ]

માટે આ ઢોંગ છોડી દે ! અને વિધાતાએ આપેલું સુખ ભોગવ !

[ અજબનો હાથ ઝાલે છે, મો સામે તાકી રહે છે અજબ પથ્થરવત્ હાથને બળથી ઊચકવા દેતી નથી અર્જુન ધમકીથી ]

અત્યાર પછી હું ફરીથી આજીજી કરનાર નથી

[ ધમકી આપી હાથ છોડી દેતા દેતા ]

રાણી, સાવ આમ નહિ નભે સમજી કે ? જે બળથી હું તને પરણ્યો તે બળથી હું તને વશ પણ કરી શકીશ ! તારા કપની મને પરવા નથી !

એકે જવાબ નહિ ?

[ ક્રોધથી પાછળ હઠી જઇ સામે આસન ઉપર બેસી અને તાકી રહે છે ]

*બીતી નથી લલચાતી નથી પરાણે પ્રીત તે હું કેમ કરું ?*

[ આસન ઉપર પીઠ ઢાળી દે છે ને ઊંડા વિચારમાં પડી જાય છે ! પાછલી જાળી તોડી નાખી રણધીર ચદ્રિકા ધારાદેવી આવી પહોચે છે અર્જુન ક્રોધથી ]

—તુ અહીં કેમ આવ્યો ?

રણધીર—તારો જાન લેવા ! વાત મૂકી તલવાર લે !

અર્જુન—હો હો દગાબાજ ! ચોર ! તમે બન્ને કેમ આવ્યા ?

[ અર્જુન તલવાર ખેંચી મારવા જાય છે ચંદ્રિકા હાથ પકડી લઇ ]

ચંદ્રિકા—ભાઈ, સભાળો, હું એને પરણી છું

અર્જુન—ચંદ્રિકા, આ શું કહે છે ?

ચંદ્રિકા—હા ! એ મારા સ્વામી છે !

અર્જુન—હા ! દુષ્ટા !

[ ચંદ્રિકાને તલવાર મારવા જાય છે ચંદ્રિકા ઝૂકીને માથુ નમાવતી બેસે છે ]

ચંદ્રિકા—લે માર !

અર્જુનઃ—હા ! કલંકિની ! કુળને તેં કલંક લગાડયું એ કલંક હું આમ ધોઈશ !

ચંદ્રિકા—વીંધી નાખ આ છાતી !

અર્જુન—તારા જેવીની છાતી વીંધવી એમાં હું પાપ સમજતો નથી

રણધીર—સ્ત્રીહત્યારાને તે વળી પાપની ખેવના શી ? લે લેતો જા !

[ તલવાર રણધીર મારવા જાય છે ચંદ્રિકા હાથ પકડી લેતા ]

ચંદ્રિકા—સ્વામી, એ મારા ભાઇ છે !

અર્જુન—હજી ! વાર લાગે છે ! ને તું જીવતો છે !

[ અર્જુન રણધીરને ઘા મારે છે રણધીર કળ ખાઇને તલવારના ટેકાથી લથડતો ઊભો રહી બેવડો વળી જાય છે ]

રણધીર—ઓહ !!!

ચંદ્રિકા—હાય ! ઘાતકી ! બ્હેનને વિધવા કરી ?

[ અજબ પલંગ નીચેથી કટાર કાઢી અર્જુનની પીઠ તરફ ધસે છે ચંદ્રિકા અજબનો હાથ પકડી રાખે છે રણધીરની કળ વળે છે ]

રણ—જો ! ચંદ્રિકા પહેલો ઘા એણે માર્યો ! હવે તને સંતોષ થયો

[ રણધીરનો સળવળાટ જોઈને ]

અર્જુન—ખબરદાર !

[ રણધીર સાવધાનીથી અર્જુનને ઘા કરે છે અર્જુન પડી મરણ પામે છે ]

ઓહ મૂઓ !

[ રણધીર ચક્કર ખાઈને પડે છે અને મરે છે અજબ રણધીર પાસે જાય છે, ચંદ્રિકા અટકાવતી ]

ચંદ્રિકા—હ્હે આપણે બન્ને સાથે જ જઈશું !

[ ચંદ્રિકા ઝેરની શીશી કાઢે છે. અડધી પોતે પીને અડધી અજબને પાય છે. અજબ રણધીરના ચરણમાં પડી તરફડે છે. ચંદ્રિકા નાડ જોતી ]

આટલી ઝડપમાં ચાલી તું તો ! ફિકર નહિ ! ફિકર નહિ ! હું પણ આવીશ તારી સાથે !

[ ચંદ્રિકા લથડતી રણધીરનું મસ્તક ખોળામાં લે છે. વેલા દોડી આવીને ચંદ્રિકાને ઝાલતી ]

વેલાઃ—બા, ડાહ્યાં થઈ આ શું બોલો છો !

ચંદ્રિકાઃ—વેલા, મારું ડહાપણ સ્વર્ગમાં ગયું ! બધાની હઠે ગયું ! ધારા પુત્રી હમેલથી, ત્રાસની મૂર્તિ, આ ફૂલ કરમાણી !

[ એક પછી એક શબો બતાવતી ધારા પ્રતી ]

એક બે ત્રણ ચારે ભેગાં !

ધારાઃ—તારા

[ ચંદ્રિકા મરણ પામે છે એકલી ધારા આખા શયનખંડમાં ઊભી છે. વેલા રોતી ચંદ્રિકા પાસે બેસી રહે છે. ]

× ×

સમાપ્ત

૮

## અજબકુમારીનું અવલોકન

—હવે આપણે શોકાન્ત અજબકુમારી નાટકનું થોડા શબ્દોમાં અવલોકન કરીએ.

**નાગેન્દ્રરાજ**

—નાગેન્દ્ર પાસેથી મધુકર ગામેથી અજબને છીનવી લીધા પછી ઘેલછામાં તેનું મૃત્યુ થયું તે વખતના લેખકના શબ્દો આપણી પાસે નથી તેથી નાગેન્દ્રને ઓળખવામાં ઊણપ રહી છે.

—છતાં શરૂઆતમાં ધારા સાથેના, અજબ સાથેના, ને રણધીર સાથેના શબ્દોને પત્ર લખાવવા પૂરતા આપણે ઉપર જોયા છે એ ઉપરથી કહીશું કે નાગેન્દ્ર બહાદુર વત્સલ હઠીલો સહેજ ખીજાળ જણાય છે; છતાં રજપૂતાઈની ભ્રામક કલ્પનાઓથી જેમ તેમ ઊભી કરેલી આ ભૂમિકામાંથી ચીતરાય એ સહેજે પરખાઈ આવે છે !

—ચંદ્રાવતીને આક્રમણ જીત્યા પછી શત્રુની પુત્રી પરણીને તો તે કીર્તિનો કળશ ચડાવશે એમ માની, અજબની વિનતિથી કન્યા જોવા આવ્યો હતો, પણ અજબના જવાબથી એ વાત ખોટી છે એમ જાણ્યા પછી અજબને છોડી દેવામાં પ્રતિષ્ઠાની હાનિ થાય તે જોવા તૈયાર નહોતો

—વળી અજબને જોયા પછી તે સહેજ આકર્ષાયો પણ હતો, છતાં તેની આ કામુકવૃત્તિને એનો ગર્વિષ્ઠ માની સ્વભાવ અજબ ઉપર અતે બલાત્કાર કરતો અટકાવે છે અને નિર્દય રીતે દુષ્ટતાની છેક નીચી પાયરીએ જતો બચાવે છે. એ જ માનવતાની મર્યાદા સાચવવામાં લેખકે કુશળતા વાપરેલી જણાય છે।

ઇન્દ્રજિત

—ઇન્દ્રજિતની મૂર્ખતા વિશે કશું જ કહેવાનું નથી, છતાં ધારાની મહત્ત્વાકાક્ષાનું મૂળ બીજ એ જ છે। અજબની દુ:ખપરંપરાનું મૂળ અને અજબ પાછળ બધાંની પ્રાણહાનિનું બીજ ધારા ઇન્દ્રજિતને બનાવે છે. અને ઇન્દ્રજિત પણ એટલો જ અવિચારીપણે માને પોતાનામાં પાણી છે એ દેખાડવા જતાં મરે છે। અને ધારાદેવીના મનોરાજ્યને ધૂળધાણી કરી નાખે છે આ રીતે આ પાત્ર પ્રયોજન વિનાનું નહિ જ જણાય।

રણધીરસિંહ

રણધીરની માનવતા, પ્રેમ કર્તવ્યનિષ્ઠા, હિમ્મત અને બીજાનેન દૂભવવાની કાળજી એ બધુ ઉપર આપણે જોઈ લીધુ છે।

—અજબને છીનવી લેતા નાગેન્દ્ર વધુ ઘવાયો છે અને પહેલી સેવાની ત્યા જરૂર છે; એ પોતે કરે છે।

—તેમજ નાગેન્દ્રના મૃત્યુ બાદ હવે અજબને બચાવવી કે વેર લેવુ તે માટે પણ એ તૈયાર થઈને જ આવ્યો છે પણ મધ્યમાં જ અજબને અર્જુનનો હાથેવાળો મળવાની વાતથી આઘાત પામી ઘાના કાચા ટાકા રટવાથી મરણાસન્ન થાય છે। તેમાથી ચન્દ્રિકાએ અજબ બનીને સેવાથી બચાવ્યો છે એમ છેલ્લે જાણે છે ત્યારે ચન્દ્રિકાને હવે ન દૂભવવી એ ફરજનું એને ભાન છે।

—ચન્દ્રિકા ભાઈને કે પતિને બેમાથી કોઈને મરેલા જોવા રાજી નથી, તેથી અર્જુન ઉપર પહેલો ઘા રણધીર નથી કરતો પણ અર્જુનને કરવા દે છે એ રણધીરને સમજવામા યાદ રાખવાનું છે।

**હસમુખી**

હસુ બ્રાહ્મણકન્યા અજબની સમદુખિયારી સખી છે. એ પણ પિતાને ખાતર કુલીનશાહીનો ભોગ બનીને પરણી છે! તેનો અંક ૧ લો પ્રવેશ ૪ થો. પિતાએ વૃદ્ધ કુલીન પતિ શોધ્યો. તેને પુત્રી કહેવરાવી ભગાડી મૂકે છે તે અંક ૨ જો પ્રવેશ ૩ જો. પિતાએ કુલીન નાનકડો પતિ શોધ્યો તેને વિદાય કરે છે તે અંક ૨ જો પ્રવેશ ૭ મો, ફક્કડ નામનો લુચ્ચો કુલીનતાની છાપ પાડી પિતા સાથે આવે છે, તે અંક ૩ જો પ્રવેશ ૩ જો. ફક્કડે લૂંટનો ધંધો કરેલો તેથી હસુને પરણ્યા પછી તુર્ત જન્મટીપની સજા પામે છે. અને હસુ છતા પતિએ વિધવા જેવી બને છે, ઈત્યાદિ પ્રવેશો આપણી પાસે નથી. એથી હસુનું વેદનાપૂર્ણ હાસ્ય અને કટાક્ષપૂર્ણ વિનોદની એક સરસ ભૂમિકાથી આપણે વંચિત છીએ એ ખેદજનક છે!

**ધારાદેવી**

—ધારાદેવી મહત્ત્વાકાંક્ષી છે, પણ નીચી કોટીની દુષ્ટ (વ્હીલન) નથી. ધારાને પૂર્ણ રીતે નહિ પણ ઠીક ઠીક રીતે ઉપર આપણે જોઈ છે!

—ધારાનું કાર્યચક્ર અજબના લગ્ન સુધી વેગપૂર્ણ હતું. લગ્ન પછી કાર્ય પૂરું થવા આવ્યું છે! ટૂંક વખતમાં બધી ઘટનાઓ પૂરી કરી મન સાથે અવલોકન કરતાં કહે છે.

"હારેલું ચંદ્રાવતી મેળવ્યું. તેના ઉપર પુત્રનો આજે રાજ્યાભિષેક કર્યો—!

પુત્રીને પાટણની પટરાણી બનાવી સુખી કરી!

અર્જુનના વેરને શમાવી ચંદ્રાવતી નિષ્કંટક કર્યું! હા, પણ હજી પુત્રને રાજકાજમાં ખબર નથી પડતી! કંઈ નહિ. એ તો થોડોક વખત સાથે રાખી, શીખવી દેવાશે! હવે કંઈ કરવાનું બાકી રહે છે?"

એના વિચારની ઘટમાળ અહીં આવીને અટકે છે અને એક છૂપો ડંખ અબોલ રીતે હૈયું કોરે છે! એ પણ તે નીચે પ્રમાણે જણાવે છે:

"હા! આમ કરવામાં પતિને જરા દૂભવવા પડ્યા! પતિને જરા દૂભવવાની વાત શું ધારા સાચી કહી રહી છે? કે મનને છેતરે છે!"

જવાબ પણ એ જાતે જ જણાવે છે—

"પણ એ તો હઠીલા પતિ માન્યા નહિ એથી મારે આમ કરવું પડ્યું ને! નહિ તો શા માટે સામા પડવું પડે મારે! અને પુત્ર મૂર્ખ

નીકળ્યો ત્યારે તેડે હા! છોકરી જગ બાપુ જેવી હઠીલી છે! એવું તો કાંઈ નહિ! વરઘડિયા વેગઈ ઘેર જશે, એટલે બધુ ઠીક ઠીક થઈ જશે! અને ત્યારે મહારાજને પણ વાજતે ગાજતે તેડી લાવીશુ!"

ધારાના આ પ્રકરણમા રાજકાજ ચલાવવાની એની ગુપ્ત વાસનાની ખ એણે કોઈને આવવા દીધી નથી, છતા પત્નીની વાસનાથી પરિચિત ગેન્દ્રરાજ ત્યુ પ્રસંગના છેલ્લા સંદેશામા

"પોતાની પાંખ કાપી હવે એકલી આકાશમા ઊડજે!
વિધવા અવસ્થામા રાજમાતા બની હવે સુખ ભોગવજે!"

પર મુજબ કહેતરાવે છે એ આપણે ભૂલી જઈએ એમ નથી! આવા નેના સાચા જૂઠા મિશ્ર પૃથક્કરણમા અજબનો એણે દિમાગ જ રહ્યો થી એ શું? શું અજબના દુખથી એ અજાણ છે? ના! શું એ એની પર પુત્રી છે? ના! ત્યારે કોઈ જૂનું વેર છે? ના! ત્યારે દુ ખ દેવામા જા માને એવી ક્રૂર છે? ના!

—એમાનું કંઈ નથી અજબ વિશે એ એટલું જ ધારે છે કે છોકરી ાપ જેવી હઠીલી છે હિતાહિત સમજતી નથી! રણધીરના ઠકરાળા વા કરતા પાટણની પટરાણીનું પદ શ્રેષ્ઠ છે એ તે સમજશે એટલે સૌ ારા વાના થશે! સ્ત્રીઓનો સ્વભાવ ચચળ હોય છે, એથી અજબ પાછી ો વિચારી અર્જુનને અનુકૂળ થઈ જશે અને આમ કરી નથી બનતુ? ને આવા ચંચળ મનના નાનકડા દુ ખને ખાતર કંઈ ચક્રાવતી જેવા જ્યને અને પુત્રના હિતને જતુ કરાય?

—આવી વિચારસરણીને લઈને એ પોતાની મહત્ત્વાકાક્ષાના સોગઠા રીકે અજબને લાલચમાં મૂકી અર્જુનને અને ઈન્દ્રજિતને નિ શક રીતે વાપરે નડતર ઊભી કરનાર નાગેન્દ્રને અને રણધીરને ધીટતાથી દૂર કરે છે ટનાઓની ઝડપમા સૌને ગૂચવી ધાર્યું પાર પાડે છે! એનામા માતૃ દયનો કે પત્ની હૃદયનો સત્તર અભાવ નથી

એ તો હસુને મોસાળથી તેડી મગાવી અજબને રીઝવી સમજાવ ામા સર્વ સાધનો વાપરવાની છૂટથી અને પતિને દૂભવવાથી થતા ખથી આપણે જાણીએ છીએ!

—પ્રાશને ન્યાય આપવા ખાતર એક વાત અહીં કહેવી જોઇએ કે જબના પુનર્લગ્ન કરવા એ નહોતી ઈચ્છતી નાગેન્દ્ર પાસેથી અજબને ોનવી લેવા મધુકામા આવી ત્યારે—

"શાની તૈયારી ચાલે છે? અજબના લગ્નની?" એ ધારાનાં વચનોથી લગ્નની તૈયારી અને લગ્ન થયાં નથી એમ જ એ સમજે છે।

—અને છેલ્લે રણધીરને તો એ સ્પષ્ટ જ કહે છે કે—

"હું સત્ય કહું છું તમારા એ લગ્નની વાત હું જાણતી નથી"

**અજબકુમારી**

—અજબનું હૃદયતંત્ર સમજવું થોડુંક કઠણ છે, એ ઓછા બોલી, દબાઈ ગયેલી ગરીબ ને નિષ્ક્રિય જણાય છે. છતાં તેના શાન્ત પ્રતીકાર નીચે તીવ્ર પ્રતીકારનો જ્વાળામુખી સળગતો રહે છે

—એ લાગણીઓના પૂરમાં ખેંચાઈ કર્યનો નિર્ણય કરી પાર પાડવામાં મંદ છે। એને કોઈકની સહાયની હમેશા જરૂર રહ્યા કરે છે। જેમકે:—

"ચંદ્ર તારામાં એટલી ઉદારતા છે કે તું નીચે ઊતરી આ ઝરાનું પાણી મને પાય?"

તેમજ અર્જુન સાથેની પહેલી મુલાકાત વખતે—

"હંસુ, મને અહીંથી લઈ જા। આ મહેલને આગ લાગી છે એનો એકેએક પથ્થર સળગી ઊઠ્યો છે।"

—અને વળી મધુડામાં રણધીર આગળ—

"એ મને લઈ જશે હો। તમે એને નથી ઓળખતા।"

હંસુની સૂચના છતાં રણધીરને ધારાની પ્રતિજ્ઞા અને અર્જુનની ધમકીની વાત શરમ, સંકોચ, અને દુ:ખની કાયરતાથી કહેવામાં ઢીલ કરે છે. અને—

"હંસુ! મને એ વાત ભૂલવા દેને"

આમ આખાં પહેલા અંકમાં હંસુ પછીથી રણધીર અને છેલ્લે નાગેન્દ્ર એની ચિન્તા કરી રક્ષણ કરે છે ને સહાય આપે છે।

—મધુડામાં લડાઈ થતાં પિતા નાગેન્દ્રનું અને પતિ રણધીરનું મૃત્યુ થયું છે એમ માનીને તો તેના મગજનું સમતોલપણું ખસી જાય છે!

—નિઃસહાય થતાં તેણે પહેલવહેલો આપમેળે ખરો પ્રતીકાર અર્જુન સાથેના લગ્ન પહેલાં કપડામાં આગ ચાંપી બળી મરવાથી પોતાનો બચાવ અને ધારાનું મનોરાજ્ય ધૂળધાણી થાય એવો કર્યો હતો એ નિષ્ફળ થતાં મગજ વધુ અસ્થિર થાય છે અને બોલી ઊઠે છે

"કોણ મા? xx"

"હા ચાલો ! કવા લઈ જતી છે ? × ×"

—હવે મગજની વધારે અસ્થિર હાલતમા પ્રતિકાર કરવાનો નિશ્ચય ચંદ્રિકાના ઓરડામા રણધીરને જોઈ ભૂત માની કરે છે।

"ઊભા રહો ! તમારુ ! પિતાનું વેર લઈને હમણા આવુ છુ !'

—એને અર્જુનનું ખૂન કરવુ છે કટાર લઇને આવે છ પણ સામે નદિ જોવાય !

આમ શકા થય છે પગ પાછા પડે છે તેથી અને થાક, મગજની અસ્થિરતા થયા છે, તેથી એ કરી શક્તી નથી

—આવી ગરીબ દુખિયારી અસ્થિર મગજની અજબનો સોહાગ ગતનો અર્જુન સામેનો ઉત્તો જવાબ, પથ્થર જેવુ સ્થિર શરીર પગથી માથા સુધી કપતા અગ, દુશ્મન ઉપર જ્વાળા વરસાવતી લાલ ફાટેલી આખો, ધૂ ધવાઈ ગયેલા અત કરણના ઠામણા જેવા બધ કરેલા હોઠ, આવો ઉગ્ર સત્યાગ્રહ જ તેનો વારો આવે છે। અર્જુન પાછો હઠે છે ને અજબ બચી જાય છે। એના જેવીનું મૃત્યુ દવામયી ચદ્રિકાએ આપેલા ઝેરની શીશીથી થાય, એ જ એનો યોગ્ય અત છે।

ચદ્રિકા

—ચદ્રિકા ઉદાર, પ્રેમાળ, ચતુર અને કર્તવ્યનિષ્ઠ છે। એના મનોવ્યાપાર શરૂઆતથી જ સ્પષ્ટ અને ગૂચવણ વિનાના છે

—એ પોતાનો પ્રિય રણધીર અજબને ચાહતો હોવાથી એના પ્રેમત્રિકોણમાથી પોતે દૂર થઈ શકી, પણ હવે ભાઈ અર્જુનદેવ અને પતિ રણધીરનું ઉદ્દિષ્ટ અજબ હોવાથી તેમના વેરત્રિકોણમાથી દૂર થઈ શકતી નથી અને અર્જુન તેમજ રણધીર તરફ છેલ્લે સુધી ખેચાતી રહે છે અને બન્ને વચ્ચે કોઈ પ્રમાણની અશક્ય સધિની વાસના રાખે છે। છતાં બન્નેમાથી એમના મૃત્યુ સિવાય છૂટકો કે અત નથી તો એવા કોઈ પણ અંત માટે તેણે આત્મહત્યા પૂરતી ઝેરની શીશી તૈયાર રાખી છે।

—આવો ઘાત ટાળવા એ બન્ને પાસે આજીજી કરતી, પહેલાં પોતાની છાતી વીંધી નાખવા માગણી કરે છે, અને એમાથી જ અર્જુનને રણધીર ઉપર પહેલો ઘા મારવાની તક મળી જાય છે અને—

"અરે ! ઘાતકી ! બહેનને વિધવા કરી ? "

આટલુ જ ભાઈને કહી શકે છે।

—રણધીરને ચદ્રિકા ચાહે છે એમ શરૂઆતમા રણધીર જાણે છે ત્યારે એને દયા ઊપજે છે અને સાદગીમા અજબ બનો ચદ્રિકા પોતાનો જીવ

બચાવવા પરણી છે એથી ઋણી થયો છે અને સેના જોઈ ચકિત બની કહે છે—'

' એના પ્રેમે એને આ હદ સુધી પહોંચાડી?"

અને છેલ્લે અજમને પારકાની શય્યા પર પગ નહિ મૂકવા દઉં એમ નિશ્ચય કરતા કહે છે—

"ચંદ્રિકા, આજે ભલે તારો ભાઈ મારા પ્રાણ લે!'

અને એ જ રીતે ચંદ્રિકાને ન દુભવવા ખાતર બહાદુરીથી અર્જુન ઉપર પહેલો ઘા કરવાની તક એ ટાળે છે અને છેલ્લે કહે છે— ।

' જો ચંદ્રિકા, પહેલો ઘા એણે માર્યો! હવે તને સંતોષ થયો?

રણધીરની આ ઉદ્દગતા જ ચંદ્રિકાના મૃત્યુને વેલું આમંત્રે છે! અર્ધું ઝેર પી બાકીનું અજબને પાવામાં રિબાતી અજમને મુક્ત કરવાની દયા જ કારણભૂત છે અને ભાઈ તથા પતિ વચ્ચેની સંધિની વાસના જ છેલ્લે તેને બોલાવે છે કે—

'મારું ડહાપણ સ્વર્ગમાં ગયું! બધાંનો હઠે ગયું!'

*આમ આ નાટકમાં પ્રેમની નિરાશા બલાત્ લગ્ન અને મહત્ત્વાકાંક્ષાનું* કરુણ પરિણામ આણવા રજપૂતના હઠીલાં પાત્રો અને તેવા જ સ્વભાવો યોજી શ્રી મૂળાણીએ નાટ્યકાર તરીકે લેખકના કસબને કુશળતાથી ઇ સન ૧૮૬૮ ની આસપાસ રજૂ કર્યો છે

—એટલું જ નહિ પણ ઉત્તમ તાલીમથી નાટકની સંપૂર્ણ રજૂઆત આજની પેઢી આગળ કરી બતાવવામાં આવે તો આજે પણ એટલો જ રસ ઉત્પન્ન કરી શકશે, એવી ઉપરની ભાગીતૂટી રજૂઆતથી આપની ખાત્રી *થઈ હોય તો પરિશ્રમ સફળ થયેલો માનીશ અસ્તુ*

× × ×

૩

## કૃષ્ણચરિત્ર

કૃષ્ણચરિત્રની વસ્તુ પુરાણો અને ભાગવતમાંથી લીધી છે કાળ થોડાક વર્ષોના ગાળાનો છે। શ્રી મૂળાણીએ ઈ૦ સન ૧૮૦૫ ની આસપાસ લખી પોતાની કાઠિયાવાડી નાટક કંપનીમાં પ્રથમ ભજવ્યું હતું।

તેના ચાર સ્ત્રી પાત્રો કુશળતાથી આલેખાયાં છે એઓ પૈકી ગોપી, લલિતા ને રાધા ગોવાલણીઓ છે। તેમાં રાધા ભક્તિનો અવતાર છે

રાજકુમારી, રુક્મણી ને સત્યભામા ક્ષત્રાણીઓ છે. તેમાં રુક્મણી લક્ષ્મીનો અવતાર અને સત્યભામા પૃથ્વીનો અવતાર છે.

દેવતાઓનું કાર્ય કરવાને ભક્તિ, લક્ષ્મી અને પૃથ્વી રાધા રુક્મણી ને સત્યભામારૂપે અવતરેલી છે. તેઓ પ્રેમનો વિકાસ સાધી, અધ્યાત્મનાં પગથિયાં કેવાં ચડી જાય છે અને છતાં નાટયગુણ સાચવી માનવતા કેવી સંભાળી છે, એ જ આપણે જોવાનું છે.

ૐ

અંક બીજો
પ્રવેશ બીજો

લલિતાઃ—

[ લલિતા રૂષભ નામના ગોવાળની પત્ની છે! તેને કૃષ્ણનાં દર્શન કરવા જવું છે! એનો પતિ ના કહે છે! ગીત ગાતી પ્રવેશે છેઃ ]

(ગીત)

"જોયું જગમાં જ્ઞાનથી સહુમાં પ્યારો કૃષ્ણ!
"તનમનધન સર્વસ્વમાં એક અમારો કૃષ્ણ!
"લોભાયું રે! મન પ્યારા-મોહનમાં!
"પ્રેમની ગંગા વહી રહી શ્યામસુંદરની પાસ!
"પીતાં તૃપ્તિ ના થતી, ભિલટી વધતી જાય!

[ રૂષભ પ્રવેશી બધું જોયા કરે છે! ]

રૂષભઃ—ક્યાં જાતુંસે!

લલિઃ—શ્રીકૃષ્ણના દર્શનાર્થે!

રૂષભઃ—કરહણિયાના દરસન માટે! ઓલો આજકાલનો ગોવાળિયો ઈ મોટો ભગવાન થઈ બેઠોસે! જેને કોનક! અરે! કરહણમાં શો

જો તે મારશે તો મારા કામક્રોધાદિક અજિત શત્રુઆને મારશે, ને તેની મગે મળવાથી તે મને લક્ષચોરાશીમાં ફરવાથી બચાવશે

'જે તેથી દ્વેષ રાખે છે,
તે જ પાપીને તે મારે છે,
' ધરે જે ધ્યાન તેનું
તેને તે ભવથી તારે છે "

[આમ પતિપત્નીમા રકઝક ચાલે છે એટલામા દૂર કૃષ્ણની મુરલી સભળાય છે લલિતા જવા વધારે ઉત્સુક બની જાય છે।]

લલિતા —આહાહાહા ! મારા ભગવાનની બંસી વાગી ! મોહનની મુરલી વાગી ! શી એના સ્વરની મધુરતા ! મુરલી, બસ તું તે તું જ છે ! તારા મધુર સ્વરની પાસે સધુ જગત તુચ્છ છે પ્રાણ જાણે તેમાં લીન થઈ જાય છે વિમાનમા બેસી અલૌકિક સ્થાનમા જઈ રહી હોઉ એમ લાગે છે।

[મુરલીના સ્વરને અનુસરતી તલ્લીનપણે લલિતા બહાર જવા અધીર થાય છે।]

રૂપભ —ક્યાં ચાલી ?

લલિતા —કૃષ્ણ પરમાત્મા પાસે એ મને સાદ કરે છે, પ્રભુ મને પરમ ધામમા બોલાવે છે મારાથી નથી ખમાતું।

[લલિતા ધસારાબધ જવા માડે છે રૂપભ હાથ પકડી રોકતો ]

રૂપભ —ઊભી રહે !

લલિતા —મને જવા દો।

[રૂપભ કટાક્ષીને યાક ને ક્રોધથી]

રૂપભ —તારી હારે કોણ માથાકૂટ કરે। બાયણે હાંકળ ચડાવી દઉંસુ જાજે પસી કરહણ પાહે !

લલિતા --મને પૂરી દેશો ? અરે એમ ન કરો હો। મારા પ્રાણ નીકળી જશે !

રૂપભ --હાથ સોડ !

લલિતા —મારી આરઝૂદાનો અંત આવ્યો લાગે છે મારા સ્વામી, આમ હઠ ન કરો। પછી પસ્તાશો। પ્રા ણ-ના-થ।

[રૂપભ તરછોડી બહાર જાય છે અને બહારથી બારણાને સાકળ મારે છે લલિતા ઢળી પડે છે ]

પૂરી દીધી। ન તેડી ગયા શ્રીભગવાનના દર્શન કરવા, ન તેડી ગયા ! સ્વામીએ શરીરને પૂર્યું શરીરે પ્રાણને પૂર્યો

[ દરમ્યાન મુરલી જરા નજીક વાગે છે ]
[ લલિતાની વ્યાકુળતા પણ વધારે જાગે છે ]

ઓ મારા પ્રભુ, મારા પ્રભુ ! હું તારાં દર્શન કેમ કરી લઉં ?

[ વધારે વધારે વ્યાકુળતાથી- ]

ઓ પતિતપાવન અધમોદ્ધારણ ભક્તવત્સલ ભગવાન !

[ નિરાશાથી શરીર ઢીલું છોડી દઈને- ]

હું હવે કેમ કરું ?

[ નિ સહાય થઈ ]

શું કરું ?

[ મુરલી વધારે નજીક વાગે છે લલિતાનું હૃદય વીંધાઈ જાય છે રોમાંચ ને કંપ અનુભવતી- ]

સી સી પવન ઉપર ઊડી ઊડી આવતા મુરલીના કારી ટહુકાર કાં આ કાળજું ચીરી મારા પ્રાણને પવન ઉપર ઉડાડી નથી લઈ જતા ?

[ અસહ્ય વેદના અનુભવતી- ]

ઓહ ! ખમાતું નથી મુરલી ! જીવલેણ ! શા માટે ટહુકે છે ? બંધ થા

[ એ જ વખતે મુરલી બંધ થાય છે સ્મશાનવત્ શાન્તિ પથરાય છે એથી બેવડી પિડાતા- ]

શૂન્યકાર, ભયંકર શૂન્યકાર મારું ચેતન હરી લે છે ! મારો શ્વાસ ઘૂંટાય છે !

[ નિર્બળ બની જઈ પ્રાર્થના કરતા દીનતાથી ]

ઓહ ! કૃષ્ણ કૃષ્ણ ! જે બારીક દોરે મારું જીવન લટકી રહ્યું હતું તે તમે કાં તોડી નાખ્યું ? અરે ! મુરલી એક વાર વગાડો !

[મુરલી ફરીથી સહુથી નજીક વાગે છે લલિતા આનંદની સિત્કારી કરતા ]

હાશ ! આત્મામાં આનંદનું અમૃત રેડાય છે

[ ધીમે ધીમે કૃષ્ણની છાયા પ્રકટ થતી જાય છે લલિતા તે તરફ જતી— ]

કૃષ્ણ પરમાત્મા મને સાદ કરે છે, પ્રભુ મને પરમ ધામમાં બોલાવે છે

[ લલિતાનું શરીર ખેંચાય છે ડચકાં ખાય છે ]

આવું છું મારા નાથ

[ લથડતી ડગલાં ભરતી ]

કૃષ્ણ કૃષ્ણ મારા પ્રભુ-

[ લલિતા અંજલિ જોડી પ્રણામ કરતી પગ પકડવા જાય છે ]

કૃષ્ણ કૃ કૃ કૃ

[જમીન પર તૂટી પડે છે, ડચકા ભરે છે ને પ્રાણ છૂટી જાય છે! કૃષ્ણ પ્રકટ થઈ ને –]

કૃષ્ણઃ—ધન્ય છે, લલિતા; તારે માટે પરમ ધામનાં દ્વાર ખુલ્લાં છે. તું સદા ત્યાં નિવાસ કર.

× × ×

## વ

અંક બીજો
પ્રવેશ પહેલો

[રાધાને બાળપણથી કૃષ્ણ તરફ આકર્ષણ છે. ગોપીઓ પાસેથી દાણ લેતાં રાધા જ કૃષ્ણની સાથે થઇ રિસાઇ છે. રિસાયેલી રાધાને માલણવેશે કૃષ્ણ જ મનાવા જાય છે, વસ્ત્રહરણ વખતે રાસ રમાડવાનું વચન રાધાએ જ મેળવી આપ્યું છે, આજેએ જ શરત્પૂર્ણિમાનો ચન્દ્ર આકાશમા ઊગ્યો છે. કૃષ્ણ વનની મધ્યે ઊભા રહી મુરલી વગાડે છે. ધીમે ધીમે ગોપીઓ વિહ્વળ બની એકઠી થઇ જાય છે; શરમાતી ઊભી રહે છે. મુરલી બંધ થતાં–]

કૃષ્ણઃ—આવો; સહુ કેમ આવી છો?

[બધી શરમાય છે એક ગોપી પાસે ઊભેલીને પૂછતી–]

ગો. ૧ લીઃ—અલી, તુ કેમ આવી છે?

ગો. ૨ જીઃ—તું જ કહી દેને કે કેમ આવી છે તે.

ગો. ૧ લીઃ—હું તો આ...આ

ગો. ૨ જીઃ—અને હું એ આ...આ

કૃષ્ણઃ—વનશોભા જોવા નીકળી પડી છો?

ગો. ૩ જીઃ—અલી, આ તો ઉદાર પુરુષ લાગે છે.

ગો. ૪ થીઃ—હા, ઉદાર તો એવા કે વચન પણ વીસરી જાય!

કૃષ્ણઃ—વચન! વચન શાનું?

ગો. ૪ થીઃ—અલી, આ શરદની પૂનમનો ચંદ્ર હશે કે બીજો કોઈ?

ગો. ૩ જીઃ—છે તો એ જ!

કૃષ્ણ—[હસીને] હાં હાં! વસ્ત્રહરણ વેળાનું વચન. એ તો બાલખેલ હતો.

ગો. ૪ થીઃ—વાહ! આવો ખેલ!

ગો. ૩ જીઃ—હારતો! કોઇને ખેલ થાય ને કોઈનો જીવ જાય!

કૃષ્ણ—સખીઓ, જુઓ, ચંદ્ર મધ્યે આવ્યો છે, ચાંદની રેલાઇ રહી છે, બહુ વખત આ સુખ લીધું! આવી રીતે કન્યાઓએ માતા–પિતાને અને કુળકામિનીઓએ પતિ અને પુત્રને છોડી એકાન્તમાં અહીં બહાર

નીકળી આવવુ એ ધર્મ નથી એ તમને શોભતું નથી, માટે જાઓ, સૌ સૌને સ્થાને વેરાઈ જાઓ।

ગો. ૪ થી —રાધાનાણી, તુ કેમ કાંઈ બોલતી નથી? તું અમને આ નિરાશાના સાગરમાંથી ડૂબતી બચાવ કૃષ્ણને તારા વિના બીજું કોણ કહી શકશે?

રાધા —નાથ, આવા વચનો કહી અમને શા માટે છળો છો? મિથ્યા વચનો કહી,અમને શા માટે પીડો છો?

(ગીત)

"હવે કઠિન કહી વચન
"મર્મ કાં ભેદો, મોહન?
'પ્રેમપરિમલ મધુર
'પ્રાણ ભરી, અમ જીવન! હવે૦
'જો ભર્યો પ્રણય પ્રભુ!
'તો લો શરણ વિભુ
કમલ સમ–ચરણ તવ હવે૦
'એક અમ સુખસદન! હવે૦

કૃષ્ણ —રાધા! ઋષિમુનિઓએ કહેલા ધર્મવચનો હું તમને કહું છું!

રાધા —ઋષિમુનિઓ જેના પારને પામતા નથી એવા સમર્થ પુરુષને શરણે આવ્યા, પછી એનાથી વધારે ઉત્તમ ધર્મ બીજો કયો છે, નાથ?

કૃષ્ણ —રાધા, અગ્નિમા ઘી હોમાય એથી અગ્નિની વૃદ્ધિ થાય છે, પણ તે શમતી નથી, તેમજ વાસનાને પણ ભોગવવાથી એ શમતી નથી, પણ અગ્નિમાં હોમાયેલા ઘીની પેઠે પ્રજ્વલિત થઈ ઉઠે છે।

રાધા—નાથ, દીવામાં તેલ પુરાય તો એ ઓલવાય નહિ પણ તેજસ્વી બને એ આપનું કહેવુ ખરુ છે એ તેલ તે સ્નેહ અને વાટ એ વાસનાના બળથી નચાયેલા આ અમારા દેહ સમજવા વાટને બળવુ તો સરજ્યુ છે જ, પણ એ તેલરૂપ સ્નેહથી ભરપૂર રહેશે તો એ વધારે તેજસ્વી બળશે ને અંતે આખા આકાશમાં અદશ્ય થઇ જશે અને તેલ ખૂટશે તો દુર્ગંધ મારતી બળશે અને પાછળ કોલસો પડયો રહેશે, તેમ અમે પણ સ્નેહ વિના જલદી બળી મરીશુ પણ અમારા વાસનાના બંધન નહિ છૂટે! અને આપના સ્નેહમાં ભીંજવો રાખશો તો અન્તે દિવ્ય સ્વરૂપે આપનામાં મળી જઇશુ હે નાથ અમને સ્નેહ આપો.

ગોપીઓ.—અમને સ્નેહ આપો.

રાધા.—નાથ, અમે સાંભળ્યું છે કે ઋષિઓ આપને પામે છે, મુનિઓ આપને પામે છે અને મહાક્રૂર કર્મ કરનારા આપના વૈરીઓ પણ આપને જ પામે છે એ શાથી હશે?

કૃષ્ણ.—કેમકે એમના મનમાં મારું ધ્યાન સતત રહ્યા કરે છે એથી!

રાધા:—તો પછી અમે બીજું શું માગીએ છીએ? આપનું ધ્યાન સદાય અમારા અંતરમાં કોતરાયેલું રહે, સંસારના સર્વ સંબંધો વીસરી જવાય, એક કૃષ્ણ! કૃષ્ણ! જપાય કૃષ્ણ મા, કૃષ્ણ બાપ, કૃષ્ણ ભાઈ, કૃષ્ણ અમારા પતિ થાય. એ વિના બીજું અમે શું માગીએ છીએ?

કૃષ્ણ:—પણ રાધા, સંસારના ધર્મમાં એ પ્રેમનો સમાસ નથી!

રાધા.—પરમપુરુષ, હવે તિરસ્કાર ન કરશો. અમે જેવી છીએ તેવી આપની છીએ કાળી છાયા પ્રકાશથી દૂર રહી શકતી નથી અંધારી રાત્રિ દિવસને બન્ને બાથ ભરીને રમે છે જેમ એમનાથી છૂટાં પડાતું નથી તેમ આપણે પણ છૂટાં નહિ પડી શકીએ આપ પરમાત્મા હો તો અમે આપની શક્તિઓ છીએ, આપ આત્મા હો તો અમે આપની વૃત્તિઓ છીએ, આપ દેહ હો તો અમે આપની ઇન્દ્રિયો છીએ અને આપ સામાન્ય પુરુષ હો તો અમે આપની સ્ત્રીઓ છીએ અમે સ્નેહની ભિક્ષા માગીએ છીએ. હે નાથ, અમને

ગોપીઓ.—સ્નેહદાન દો

કૃષ્ણ.—ઊઠો, નિષ્પાપવાળીઓ તમારા આવા સંકલ્પથી તમે તરી ગઇ છો જુઓ. ચંદ્ર મધ્યમાં આવ્યો છે એ ઝમ ઝમ રસ વરસી રહ્યો છે ચાંદની ચારે તરફ રેલાઇ રહી છે, સર્વ પ્રકૃતિ પુરુષ સાથે થેઈ થેઇ નાચી રહી છે આવા સમયે હું મારા પ્રતિબિમ્બ તમારામાં પાડીશ જેથી તમે નિષ્પાપવાળીઓ પવિત્ર ને કલ્યાણરૂપ બનશો આવો, સખીઓ, આપણે સહુ આ દિવ્યરાસમાં મળી જઈએ, એકતાન થઈ જઈએ!

[ જેટલી ગોપી તેટલા કૃષ્ણ પ્રકટ થાય છે અને રાસ રમાય છે ]

( ગીત )

"શરદપૂનમની સુંદર રાત્રિ.
"ખીલી રે મોહિની માયા મનોહર રાસ રમે રે.
"આકાશ કેરો રૂડો માંડવો બનાવ્યો,

"રંગ રમવાને.
"ભૂમિ જલ તેજ કેરા અનુપમ રંગ પૂર્યા.
"મંગલ મધુર ગીત ગાય વાયુ જો.
"ત્રિગુણના તેજે ભર્યો માંડવો રૂડો.—ર૦

સાખી

"પરમ પુરુષની વાંસળી સુણતાં થઇ સચેત
"મહામાયા નાચી રહી અંગ ભર હેત.
"દિવ્ય એ રાસ તણા ઝમકારમાં રે
"આનંદ અખંડ તણી વરસે ધારા;
"આનંદમાં ઝીલે છે આત્મા-
"આપણા રે—ર૨૬૦"

× × ×

क

અંક બીજો
પ્રવેશ બીજો

[કૃષ્ણ અને બળદેવને અક્રૂરજી કંસના બોલાવ્યાથી તેડવા આવ્યા છે. કૃષ્ણને એકલા જોઈ રાધા પાછળથી આવી આંખ દાબે છે.]

કૃષ્ણઃ—અરે! રાધા, હમણાં જ કોઈ [રાધા હસતી હસતી આંખ છોડી દે છે ને-]

રાધાઃ—લહેરખડા, શાની તૈયારી ચાલે છે? કોઈ કન્યા વરવા જાઓ છો કે શું?

કૃષ્ણઃ—હા, મથુરાં જવું છે.

રાધાઃ—કહે છે કંસે તેડાવ્યા છે.

કૃષ્ણઃ—હા, હમણાં જ અક્રૂર તૈયાર થઇને આવશે

રાધાઃ—એ મૂઆ કંસને તે શું કામ પડયું હશે?

કૃષ્ણ—હશે કંઇ જરૂરતું. કોઇ કન્યા સંબંધી હશે.

રાધા—મથુરાંની કન્યા જોશો પછી અહીં શીદ પાછા ફરશો?

કૃષ્ણ—આવીશ, જરૂર આવીશ.

રાધાઃ—તમારું કહેવુ માનું નહિ તોપણ કહો તો ખરા કેવીક કન્યા શોધી છે.

કૃષ્ણઃ—[હસીને] આ વ્રજમાં ગોવાલણી તો તું મળી. હવે વળી કોઈ-

રાધાઃ—એમ જ કહોને કે મજની ગામડિયણુ તો તું મળી, હવે વળી કોઈ રાજકન્યા મળવી બાકી છે!

કૃષ્ણઃ—લે, આ તો એકને બદલે બે થઈ.

રાધાઃ—એની ચાર થાય, ચારની ચાર ચોક સોળ ને સોળની સોળ હજાર ને ઉપરથી માળાના મણકા જેટલી બીજી થાય તોપણુ હવે મને કોઈની અદેખાઈ આવે તેમ નથી.

કૃષ્ણુઃ—કારણુ?

રાધાઃ—કારણુ કે—

[ કૃષ્ણુના હૃદય સામે આગળી ધરી બતાવતી— ]

અહીંનું હું પહેલુ સ્થાન પામી છું એ હવે બીજી કોઇને મળે તેમ નથી.

( ગીત )

"સાગર માંહીં સમાઇ સરિતા, પ્રભુ!<br>
"ઊડય એને ન આવે,<br>
"ઝુલાવે વનિતા, વિભુ!—સા૦<br>
"અંતર ઝીલી આપ તણુ<br>
"હું પ્રેમથી પોવાઈ!<br>
"જે સુખ લીધુ અનુપમ મેં<br>
"કદી અન્યથી એ ન પમાયે—<br>
"મમતા પ્રભુ!—સા૦"

---

"મૂળનાં મીઠાં જળની માલિક!"

ગંગાના અગાધ જળમાં બીજી સેંકડો માછલીઓ તરતી હોય એની પરવા જ કોણુ કરે છે?

"એક આટલી અમને નથી દુનિયા તણી પરવા!<br>
"હોય કંથ વિણુ અમને બીજી દરકાર શુ કરવા?"

કૃષ્ણુ—રાધાને સૌભાગ્ય ગર્વ થયો. રાધા, માછલીએ ગંગાના પ્રવાહને રોકી રાખવો એ માછલી માટે વધારે સારુ છે!

રાધાઃ—કેમ વારુ?

કૃષ્ણુઃ—જલ અને માછલીને વિયોગ થવા વારો ન આવે એટલા માટે.

રાધાઃ—ઊંહ! ( મોં મચકોડી ) વિયોગ થાય તોય શું? મને

વિશ્વાસ છે કે આ હૃદયને મારા વિના ઘડીભર પણ ચેન પડે તેમ નથી એથી માછલીને શોધતો પ્રવાહ એની પાછળ પાછળ આવશે

કૃષ્ણ—રાધા, માછલી જલ વિના ન રહે એ તો સમજાય તેવુ છે, પણ જલ માછલી વિના ન રહે એ કેમ મનાવે ?

રાધા.—હાં હાં . . ! કેવુ અંતર ખૂલી ગયુ છે! હૈયે હતુ એ હોઠે આવ્યુ ઠગારા, મશ્કરી મૂકી ખરુ કહો, સાચે જ જવું છે

કૃષ્ણ—હા, મથુરા જવુ છે

રાધા—હવે તમારો ભરોસો કરુ નહિ તો ! રથમાં મારો માર્ગ સાથે કરવો પડશે !

કૃષ્ણ—એટલે ? શુ તું અમારી સાથે આવવાની છે એમ ?

રાધા—હારતો, મારા માતા પિતાને ક્હેતી આવી છુ તેઓ હમણા જ આપણને વળાવવા આવશે

કૃષ્ણ—અરે અરે ! કન્યાથી એમ અવાય નહિ

રાધા—તમારુ સાભળે છે જ કોણ ? કન્યાને પધરાવ્યા વિના રથનું પૈડું સીંચાય જ નહિ, સમજ્યા ?

[ રાધા કૃષ્ણનો હાથ ઝાલે છે ]

કૃષ્ણ—રાધા, હાથ છોડ જો જો માતા પિતા

[ રાધા જોઈ હાથ છોડી શરમાતી ભાગે છે અક્રૂર માતાપિતા બલદેવ આવે છે કૃષ્ણબલદેવ વિદાય લે છે રથમા અક્રૂર કૃષ્ણબલદેવ જાય છે રાધા બહાર નીકળી આવે છે ]

રાધા—ઓહ ! એકલા ગયા ? મને ન તેડી ગયા ? આમ અંતરિયાળ રઝળતી મૂકી ?

[ રડે છે થોડીવારે ]

ના ના ! પણ એ મૂઆ કંસનું તો કંઈ હાવતરું નહિ હોય ? હોય તોયે શુ ? એ તો કાળના પણ કાળ છે પણ રખે એ ભોળા ભોળી ગયા એમ મારો ને એમનો કંઈ વિયોગ તો થવાનો નહિ હોય ? ઓ મા ! તો આગળથી કેમ જિવાશે ? ન તેડી ગયા તો કંઈ નહિ હુ એમની પાછળ જઈશ, ને એક વાર નજરે પડે તો તો નજરથી દૂર થવા જ ન દઉં !

[ પાછળ દોડી જાય છે ]

× × ×

ડ

અંક બીજો
પ્રવેશ પાંચમો

[ રાધા, કૃષ્ણ પાછળ મથુરા જાય છે, ત્યાં ન મળવાથી બેશુદ્ધ થઈ પડી જાય છે।

હવે, રાધા નામ જપતી જપતી કથા પહેરી ભટકતી કુમારી રૂક્મિણી પાસે આવી ચડે છે બન્ને એકબીજાને ઓળખતાં નથી રૂક્મિણી ઉદાસ બેઠી છે।

દાસી ૧ લી —[ પ્રવેશી ] બહેન! આપના મોટાભાઇ રૂક્મિકુમાર મળવા આવ્યા છે।

[ રૂક્મિણી ઉદાસ ભાવથી ]

રૂક્મિણી —મોકલ!

[ થોડીવારે રૂક્મિકુમાર પ્રવેશી ]

રૂ૦કુમાર —બહેન રૂક્મિણી, કુશળ તો ખરી?

રૂક્મિ —આવો મોટાભાઈ!

રૂ૦કુમારઃ—બહેન, આમ ઉદાસ શાથી? તારે તો આનંદમાં રહેવું જોઈએ, કેમકે તારાં લગ્ન આડે હવે તો આઠ જ દિવસ બાકી છે। તારાં લગ્નથી તને સંતોષ થયો કે નહિ એ જાણવા જ માતાપિતાએ મને મોકલ્યો છે।

રૂક્મિ —મોટાભાઇ, હું બાળક તમારી આગળ મર્યાદા મૂકી, શરમ છોડી શું કહું?

રૂ૦કુમાર —રૂક્મિણી અમે બે ભાઈ વચ્ચે તું એક જ બહેન છે. તું સુખી થાય એ જ અમારી ઇચ્છા છે, માટે શરમ છોડી સુખેથી કહે.

રૂક્મિ —સુખી? મોટાભાઇ એ વાત તો જવા જ દો

રૂ૦કુ૦ —કેમ બના?

રૂક્મિ —તો શું? રાજકાજમાં તમારો પક્ષ બળવાન થાય, મોટા રાજાઓ તમારી મદદમાં રહે, અને એથી નિર્ભય થઇ રાજ-સુખ ભોગવી શકાય ને કીર્તિમાં વધારો થાય એ ઇચ્છાથી તમે મને બીજે દેવા તૈયાર થયા છો બીજું શું?

રૂ૦કુ —રૂક્મિણી, આ તું શું બોલે છે?

રૂક્મિ —નહિ તો માબાપ ને સર્વ કુટુમ્બીઓએ મળી મને જે ઠેકાણું આપવા નક્કી કરેલું એ અગસાથી તમે બીજે ઠેકાણે થા માટે કર્યું?

રુ૦કુ૦:—કુટુમ્બીઓએ મળી પેલા કૃષ્ણને, પેલા ગોવાળિયાને, પેલા ચોર ધાડપાડુને આપવા નક્કી કરેલું એ તોડાવી પેલા સમર્થ શિશુપાળ જેવા રાજવીને આપવા નક્કી કર્યું એ તારું ખરાબ કર્યું, એમ જ ને?

રૂક્મિ:—આ સારું કે એ ખરાબ એ હું નથી કહેતી પણ હું કુળવાનની કન્યા છું. એક વખત આપવાનું નક્કી કર્યા પછી બીજે શા માટે કરવું જોઇએ!

રુ૦કુ૦:—બધા કુટુમ્બીઓએ મળી આ ઠરાવ કરેલો છે એમાં તું ન સમજે

રૂક્મિ·—એ તો હું જાણું જ છું કે દીકરી ને ગાય દોરે ત્યાં જાય. એ બીચારીથી કંઇ બોલાય નહિ વારુ, કરો તમને ફાવે તેમ. પણ એટલું કહી રાખુ છું કે આ દેહ પડી જાય તે હા, પણ એના ઘરનું અંજપાણી તો નહિ જ લઉં! હુંય તમારી બહેન છું

રુ૦કુ૦:—અરે મૂર્ખ, ઉદ્ધત, આટલી હદ સુધી? તો જા, આજથી હું તારો ભાઇ નથી અને તું મારી બહેન નથી.

રૂક્મિ:—અબળાનાં આંસુની અવગણના કરનાર ક્રૂર ભાઇ, આ તારું નાનકડું રાજ તો શું પણ મહારાજાયોનાં ભાગ્ય પણ અબળાઓનાં આંસુ સાથે બધાયેલાં છે. અબળાના સંતોષના હાસ્યમાં અમૃત અને આંસુમાં પ્રજાના આયુષનું ઝેર વરસે છે, એનું તને ભાન છે? તારા મીઠા મીઠા શબ્દોથી ત્રાસી મે મારું અંતર તારી પાસે ખુલ્લું કરી દીધું છે. તું મને દુશ્મન જેવો લાગે છે. તું સત્તાધીશ છે તો ચાહે તેમ કરજે, પણ હવે મને દુઃખી કરવા બીજી વાર અહીં આવીશ નહિ

રુ૦કુ૦:—એમ; તો હું પણ તને ઉલ્ટુ કહી રાખું છું કે મહારાજા શિશુપાળ જાન લઇ અહીં આવશે અને તારે એમને જ પરણવું પડશે!

[ રૂક્મિકુમાર ક્રોધથી જાય છે રૂક્મિણી ખિન્ન થઇ વિચારતા— ]

રૂક્મિ:—અરે કૃષ્ણ, તમારું નામ સાંભળ્યું છે ત્યારથી શું થયું છે? કોણ જાણે કે આખો વખત તમે જ યાદ આવ્યા કરો છો!

શું આપણા વચ્ચે કોઇ પૂર્વજન્મનો સંબંધ છે? એમ હોય તો પછી આમ જુદા પડવાનું શીદ થાય છે? બળાત્કારે મારું ભાગ્ય મને બીજી તરફ ઘસડે છે છતા તમે કેમ મનમાંથી ખસતા નથી? અરે મન, ગાંડા મન, કૃષ્ણ કોણ? તારે ને એને શો સંબધ? ભૂલી જા, ભૂલી જા!

[અંદરથી ગીત સંભળાય છે, રૂક્મિણી ચમકી ઉઠે છે,]

(ગીત)

રાધા—"બોલ બોલ રે મન દીવાના
"કૃષ્ણ-કૃષ્ણ નામ।

[દાસી પ્રત્યે]

રૂક્મિણી.—આહા! આ કોણ ગાય છે?
સખી એને બોલાવને!

[દાસી જાય છે]

કાળજામા સબાકો આવ્યો હોય ને અગ ધ્રૂજી જાય એમ મારુ અગેઅગ ધ્રૂજી ઊઠ્યું છે! અરે કૃષ્ણ, તમે કોણ છો, કેવા છો, એ પણ હું જાણતી નથી, છતા તમારા નામમા એવુ શુ છે કે જે સાભળી હું ચમકી ઊઠું છુ?

[દાસી સાથે કથા ને માળા પહેરેલી રાધા ગાતી ગાતી આવે છે]

રાધા—"બોલ બોલ રે મન દીવાના!
"કૃષ્ણ-કૃષ્ણ નામ।
"કૃષ્ણ-કૃષ્ણ ભજ બીજી ખટપટ તજ!
"સમજ-સમજ તજ બહાનાં!
"ચચળ બનીને નાસતું ફર કા?
"નાણાં શા પડે તને નાથનામ લેવાનાં?"

[ગીત બાદ રૂક્મિણી તેને જોયા કરે છે]

રૂક્મિ—કેવી રૂપરૂપનો ભડાર છે! આટલી નાની ઉમરમા આ જોગ શો? કૃષ્ણ નામની ધૂન શી લાગી રહી છે? બાઈ બહેન!

રાધા—હાં કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ . .

રૂક્મિ—કેવી તન્મય થઈ ગઇ છે! બહેન!

રાધા—હાં, શુ કહ્યુ?

રૂક્મિ—તમે કોણ છો?

રાધા:—કોણ જાણે! કૃષ્ણ કૃષ્ણ

રૂક્મિ—શુ? પોતાને પણ ભૂલી ગઇ છે? તમે કયા રહો છો?

રાધા—કોણ જાણે! કૃષ્ણ કૃષ્ણ . . .

રૂક્મિ—કયાંથી આવો છો?

રાધા:—કોણ જાણે? કૃષ્ણ કૃષ્ણ . . . .

રૂક્મિ—નથી જાણતાં એમ?

[ રાધા કટાક્ષથી— ]

રાધા —અરે બાઇ, જે વાતનું મને ભાન નથી એની તું શા માટે પૂછે છે ?

રૂક્મિ —બહેન તમારું નામ શું ?

રાધાઃ—કૃષ્ણદાસી ! કૃષ્ણ-કૃષ્ણ.. ..

રૂક્મિ —તમે ક્યાં જવાના છો ?

રાધા —મારા કૃષ્ણ પાસે કોઈ બતાવશો કે એ ક્યાં છે ?

[ રૂક્મિણી નિ શ્વાસ નાખતી— ]

રૂક્મિ —અરે બાઇ, એ અહીં ક્યાંથી ?

રાધા —ત્યારે ક્યાં છે ?

[ રાધા રોતા રોતા નિ શ્વાસથી—અરે કૃષ્ણ, તારે માટે જાત ભૂલી, સાત ભૂલી, નામઠામ સર્વ ભૂલી, તારા નામ સિવાય બધું ભૂલી, તોપણ તારો પત્તો નથી લાગતો કોઇ મને બતાવતુ નથી કે તુ ક્યા છે એ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ ]

રૂક્મિ—અહો કૃષ્ણપ્રેમમૂર્તિ, તારી આ દશા ?

[ ડપકા ભરી આંખ કરી આકાશ સામું જોઈને— ]

અરે કૃષ્ણ, આ શું ?

[ દરમ્યાન રાધા શાન્ત થાય છે આંસુ લૂછતી-લૂછતી— ]

રાધા—કૃષ્ણ કહે મન રે શ્રી કૃષ્ણ કહે ! શ્રી કૃષ્ણ !

[ રાધા આવી હતી તે તરફ વળવા જાય છે, રૂક્મિણી રોકતી— ]

રૂક્મિઃ—બહેન, શ્રીકૃષ્ણ તમારે શું થાય ?

રાધા —આ દેહ નિર્જીવ ખોખું છે ! શ્રી કૃષ્ણ એના જીવન-પ્રાણ છે !

રૂક્મિ —ત્યારે કૃષ્ણે તમને તજી કેમ દીધા ?

રાધા —બાઇ, તારે એનું શું કામ છે ? મે તારી સાથે ઘણી નકામી વાતો કરી ! કૃષ્ણનામ સિવાય બીજું બોલવુ મને ગમતુ નથી, બીજુ સાભળવુ મને ગમતુ નથી કૃષ્ણ

[ રાધા જવા માંડે છે રૂક્મિણી દાસી પ્રત્યે— ]

રૂક્મિ —એને રોકને

[ એક દાસી રાધાને ખભે ઝાલીને ભૂમિ બતાવતી— ]

દાસી —બાઇ, કૃષ્ણને મૂકીને ક્યાં ચાલી ? તારે કૃષ્ણને મળવુ છે ના ?

રાધાઃ—શું મારા કૃષ્ણ અહીં છે? શું મારા કૃષ્ણના કોમળ ચરણ આ ભૂમિને પાવન કરે છે?

[નીચે રાધા બેસી જાય છે, રજ ઉપાડી—]

અહા હા હા! પવિત્ર રજ! સુભાગી રજ! તમે ધન્ય છે!

[મસ્તક ઉપર ચડાવે છે અને જમીનને મસ્તક લગાડી પ્રણામ કરે છે.]

તને ધન્ય છે-ધન્ય છે!

[જમીનને ચૂમીઓ લેતી—]

શ્રીકૃષ્ણ! શ્રીકૃષ્ણ...

રૂક્મિણી—આની પ્રીતિ જોઇ શરમથી ભોમા પેસી જાઉં એમ થાય છે! દેવી, તું જ સાચી પ્રેમી છે! તું જ ધન્ય છે! હું શરમથી બીજાને પરણવા તૈયાર થઇ? ધિક્કાર છે મને!

[રાધા દાસીનો હાથ પકડીને—]

રાધાઃ—બાઇ, ઊભી કેમ રહી? ચાલને મારા કૃષ્ણ પાસે. મને એમનાં દર્શન કરાવને. એક વાર બતાવને.

દાસીઃ—અરે બાઈ, અહીં કૃષ્ણ કેવા ને વાત શી? અહીં કોઇ કૃષ્ણ છે નહિ! હું તો તારી મશ્કરી કરતી હતી!

[રાધા નિરાશાથી પછડાઇ જાય છે ને રોતા-રોતા]

રાધાઃ—અરે કૃષ્ણ, હવે તને ક્યાં શોધું? મારા નાથ, હું કયાં જાઉં? અરે કૃષ્ણ, આમ શાથી ગમ્યું? મને અંતરિયાળ રઝળતી કેમ મૂકી?

રૂક્મિઃ—બાઇ કૃષ્ણે તમને કેમ છેહ દીધો?

રાધાઃ—કૃષ્ણ કહો! શ્રીકૃષ્ણ કહો!...

રૂક્મિઃ—શું કૃષ્ણ આવા કઠોર છે?

રાધા—ચૂપ, બાઇ; કૃષ્ણ કેવા છે તે તું શું જાણે?

રૂક્મિ—કેવા છે?

(ગીત)

રાધાઃ—"દિન દયાળુ છે મારો, શ્યામ મારો શ્યામ, મારો શ્યામ.
"કરુણાસાગર ભક્તવત્સલ એ જી દી૦ રે
"ભીડભંજન એ કરુણાસિન્ધુ રે!
"રહેમી સહુ પર છે સુંદર શ્યામ સુંદર, શ્યામ, સુ૦
"ક૦ સા૦ ભ૦ વ૦ એ૦ જી૦–દી૦ રે
"કીડીને કણ હાથીને મણ!

"એમ સહુને પોષે મારો કહાન, મારો કહાન
' ક૦ સા૦ ભ૦ વ૦ એ૦ જી૦ દી૦ મા૦ કા૦ રે-"

[ગીત દરમ્યાન રૂક્મિણી નિશ્ચય ઉપર આવે છે, વચમા વચમા બોલે છે.]

રૂક્મિ૦—આહા! કૃષ્ણ આવા છે? [દાસીને]

—ખડિયો કલમ લાવ!

[દાસી ખડિયો-કલમ લાવે છે બીજી દાસીને—]

—ગોરને બોલાવ!

[રૂક્મિણી એક પત્ર લખે છે, દરમ્યાન ગોર આવે છે]

—ગોર! આ પત્ર હાલને હાલ શ્રીકૃષ્ણને પહોચાડો!

ગોર—જેવો હુકમ!

[ગોર પત્ર લઈને જાય છે રૂક્મિણી રાધા પ્રતિ—]

રૂક્મિણી—બહેન, દુખી શા માટે થાય છે? અહીં મારી પાસે રહે!

રાધા.—જેને માટે સર્વ છોડયુ એને મૂકીને અહીં રહું આ મહેલમા, આ વૈભવમા? ના ના, હવે તો તેની શોધમાં રખડીરખડીને આ દેહ પૂરો કરીશ

[રાધા જાય છે]

× × ×

અંક ત્રીજો
પ્રવેશ ચોથો

રૂક્મિ—તું ભાળ મેળવને પ્રાણનાથ હજી કેમ ન આવ્યા?

[દાસી અંદર જાય છે રૂક્મિણી ચિન્તાથી—]

આવ્યા વિના તો ન રહે એમ મારું મન સાક્ષી પૂરે છે, પણ આ હથિયારબંધ સેના મને ચારે કોર વેરીને ઊભી છે એમાં શી રીતે આવે? ત્યારે શું એ સર્વશક્તિમાન મને નહિ બચાવે?

[સામે અબાનું મદિર છે તેને ધૂટણિયે પડી વિનતિ કરતા—]

હે અંબા, શમ્ભુની પ્રિય પત્ની, મે જો પૂર્વ જન્મે કઈપણ સુકૃત્ય કર્યાં હોય, તો એ પુણ્યે મારા પ્રિયતમ કૃષ્ણ સાથે મને મેળવજે!

[મૂર્તિની જગ્યાએ ધીમે ધીમે કૃષ્ણ દેખાય છે!]

કૃષ્ણ—રૂક્મિણી!

રૂક્મિ—કોણ?

કૃષ્ણ—શ્રીકૃષ્ણ

રૂક્મિ:—આ દિવ્ય સ્વરૂપ મેં પહેલાં કદી જોયું હોય એમ કેમ લાગે છે? કેવું ભવ્ય સ્વરૂપ છે!

[ રૂક્મિણીનું શરીર તે તરફ ખેંચાઈ જતું હોય તેમ બતાવતી- ]

હું એમના તરફ કેમ ખેંચાઇ રહી છું? મારું હૃદય તો શુ શરીર સુધ્ધાં ઊડીને કેમ જાણે એમનામાં મળી જશે! એમ કેમ લાગે છે? આ મને શું થાય છે?

[ શરીર હલકું થઈ જતું હોય એમ બતાવતાં- ]

એ જેમ જેમ મારી પાસે આવતા જાય છે તેમ તેમ મારું શરીર હલકું ફૂલ જેવું થતું જાય છે.

[ કૃષ્ણ પાસે આવીને- ]

કૃષ્ણ:—દેવી!

રૂક્મિ:—શું હું ખરેખર કોઈ દેવી છું? સાચે જ મને એવી અસર કેમ થાય છે?

[ આંખો ચોળતી ચોળતી- ]

રુ૦:—આ પ્રકાશ કેવો! મારી આંખે સહન નથી થતો-

[ આજુબાજુ જોતી વિસ્મયથી— ]

આ પૃથ્વી ન હોય!

[ આતુરતાથી કૃષ્ણને પૂછતી— ]

નાથ! આ હું શું જોઉં છું?

કૃષ્ણ:—દેવી! તમે વૈકુંઠ જોઈ રહ્યાં છો.

[ સ્મરણ આવતાં હર્ષથી- ]

રુ૦:—શુ આપ શ્રીવિષ્ણુ?

કૃષ્ણ:—હા, લક્ષ્મીજી!

[ મસ્તક નમાવી હર્ષથી— ]

રુ૦:—પ્રભુચરણમાં પ્રણામ!

કૃષ્ણ:—તમારે મને પ્રમાણ કરવાનું રહેતું નથી. તમે મારા વક્ષસ્થલમાં બિરાજેલાં છો!

[ રુક્મિણી શરમથી છાતીમાં મુખ છુપાવે છે, કૃષ્ણ હાથ પકડે છે. રુ૦ કુમાર તથા સૈનિકો આવે છે. ]

રુ૦કુમાર:—આ કોણ? પેલો કૃષ્ણ? અરે ચોર, લુટારા, છોડ મારી બહેનનો હાથ!

કૃષ્ણ—ઉતાવળા ન થાઓ, રૂક્મિકુમાર! તમે મારા સંબંધી થયા છો. હું તમારી બ્હેનને લેવા આવ્યો છું તે લઈને જ જઈશ ને નાહક લોહી રેડશો તે વધારામાં

[ કૃષ્ણ વાંસળી પાડે છે પાછળથી યાદવો હથિયાર લઈ આવે છે રૂક્મિ કુમાર ને તેનું સૈન્ય ઘેરાઈ જાય છે!]

રુ૦ કુમાર—અરે સૈનિકો, શું જોઈ રહ્યા છો? કાપી નાખો આ ચોર કૃષ્ણને ને તેના સાથીઓને

[ ઘેરાયેલા રુ૦કુમારના સૈનિકો યાદવો સાથે લડે છે વચમાં રુ૦કુમાર અને કૃષ્ણ લડે છે રુ૦કુમાર પડે છે કૃ૦ છાતી ઉપર પગ દઈ ઉભા રહે છે ને ઘા કરવા જાય છે ]

રુ૦—નાથ, નાથ ન મારશો એને!

કૃષ્ણ—રાણીજી, યુદ્ધમાં તો ક્ષત્રિયોનો એ ધર્મ છે

રુ૦—એ મારા ભાઈ છે એના વતી હું ક્ષમા માગું છું છોડી મૂકો!

કૃષ્ણ—તમારી માગણીનો તે અનાદર થાય? ( હથિયાર મ્યાન કરે છે રુ૦ કુમારને) ઉઠો, રૂક્મિકુમાર, તમે મુક્ત છો! જાઓ અને આ સમાચાર પિતાને આપો!

[ રુ૦ કુમાર તથા તેના સૈનિક મુક્ત થાય છે લજ્જાએ નીચું જોતા— ]

રુ૦ કુમાર—આવા મોઢે હું ફરી કુંડિનપુરમાં તો પગ નહિ મૂકું

રુ૦—તો અહીં જુદું શહેર વસાવજો પણ અમારા તરફ હવે દ્વેષ ન રાખશો!

[ રુ૦ કુમાર અને તેના સૈનિક જાય છે ]

કૃષ્ણ—રાણીજી ચાલો રથમાં બેસો! [ સર્વ જાય છે ]

× × ×

ફ

અંક ત્રીજો
પ્રવેશ પાંચમો

[ રાધાએ કૃષ્ણ ન મળે ત્યાંસુધી આંખ બંધ કરી બેસવાનો નિશ્ચય કર્યો છે લકવદાસ તરીકે કૃષ્ણ દોરના દોરવા આવે છે ]

રાધા—" તુંહી શ્યામ તુંહી શ્યામ તુંહી રે!
" હું તો નીરખું તુજને ઠામ ઠામ.
' બસ તુંહી રે શ્યા૦ તું૦ શ્યા૦ તું૦—તું૦
' મનમાં જોયું બહાર જોયું!

"જોયું સકલ સંસાર–
"આ બ્રહ્માંડની માળા જોઈ વળી–
' પણ નહિ આવ્યો પાર
"સઘળે જ્યોતિ તારી રે ! હું૦ ની૦ તું૦–
"આ તનનો રંગમહેલ બનાવ્યો,
' માહીં ભર્યો દરબાર
"અનહદ વાજાં વાગી રહ્યાં કાંઈ–
"જીવ રમે એક તાર —
'ચમકી જ્યોતિ તારી રે હું૦ ની૦ તું૦"

કૃષ્ણ —(સ્વગત) ધન્ય છે, રાધા, તારી ભક્તિને ! ધન્ય છે તારા પ્રેમને !

રાધા —ભક્તદાસ માળા કેમ મૂકી દીધી ? ભક્તદાસ ક્યાં ગયા ?

કૃષ્ણ —આ રહ્યો

રાધા — ચાલોને ! માળા કેમ મૂકી દીધી ?

કૃષ્ણ —તમે દરેક વખતે આવુંને આવું કંઈક ગાઈ મને પણ ખોટી કરો છો એથી હું તમને નહિ દેરું

રાધા —આમ શું કરો છો ?

કૃષ્ણ —તો કહો ! એ નામ ફરીથી નહિ લઉં !

[ રાધા લાચાર થતી પરાણે તાબે થઇને— ]

રાધા —ઠીક

[ કૃષ્ણ ફેરવા માળા પકડે છે ફેરતા– ]

હરે કૃષ્ણ

રાધાઃ—જુઓ વળી પાછું ?

રાધા —હવે ચૂપ રહીશ

[ કૃષ્ણ ફેરે છે રાધા હોઠ ફફડાવતા કૃ૦કૃ૦ અભ્યાસવશ– ]

કૃષ્ણ ! કૃષ્ણ કૃ૦ !

[ કૃષ્ણ માળા છોડી દેતા— ]

કૃષ્ણ —જાઓ ! હવે હું તમને નથી ફેરવાનો !

[ રાધા માહુ લાગતા વિચાર કરી જરા દઢતાથી— ]

રાધા —તો કાંઇ નહિ તમે મને કૃષ્ણ પાસે તેડી જવાનું કે એથી હું તમારી સાથે ચાલી, હવે ન તેડી જાઓ તો કાંઇ નહિ !

[ હત્ય વરદ મો નીચું નમાવી ખાત્રીથી– ]

જે આટલે સુધી મને દોરી લાવ્યો છે એ મારો અંતર્યામી જાતે આવી મને દોરશે.

[રાધા દીવાલ માટે છે. કૃષ્ણ પાછળ પાછળ જતાં—]

કૃષ્ણ:—પણ તમે તો આંખો મીંચી છે ને? દેખશો શી રીતે? રસ્તામાં પડશો, અથડાશો.

[રાધા બેપરવાઈથી-]

રાધા:—તેની મારે શી ચિન્તા છે?

[આકાશ તરફ બતાવતી-]

એની ચિન્તા પણ તેને છે.

[દીનપણે હાથ જોડી શિર નમાવી-]

હું એની શરણાગત; ઠોકર ખાઈશ, પડીશ, દુઃખી થઈશ તો એની લાજ પણ તેને છે!

[હસતી વિશ્વાસથી—]

એ જાતે આવી મારો હાથ ઝાલી મને દોરશે!

[કૃષ્ણ હસતાં હસતાં—]

કૃષ્ણ:—વારુ! લાવો હાથ!

રાધા:—ના, ના, ના; મારા હાથને ન અડશો. એ હાથ મારા નાથનો છે.

[પૂર્વનું સ્મરણ આવતા ગદ્‌ગદ કંઠથી-]

આ દેહ મારા નાથનો છે. બીજા કોઈના સ્પર્શથી એને દૂષિત ન કરશો!

કૃષ્ણ:—વા...રુ...એમ કરો!

[કૃષ્ણ માળા ઝાલી દોરે છે. સ્પષ્ટ જાપ જપતી રાધા દોરાય છે. થાક ચિંતાથી-]

રાધા:—શ્રીકૃષ્ણ હ...જુ કે...ટ...લે દૂર વસે છે?

કૃષ્ણ:—પાસે જ છે! તમને દૂર લાગે છે.

રાધા:—હું કેટલું ચાલી તેનું અંતર માપી શકતી નથી. કૃષ્ણ મારી

દિવ્ય તેજની તો જાણે નદીઓ રેલાઈ રહી છે!

[ વધુ હર્ષથી સ્વાનુભવ કરતી હોય તેમ જોતી જોતી ]

તેમા સિદ્ધો અને મુનિઓ નાહી રહ્યા છે!

[ વધુ હર્ષથી મૂઠીઓ વમાડતી તનમનાટ કરતી— ]

અહા, શકર સરખા થેઇ થેઇ નાચી રહ્યા છે!

[ હસી હસી ઓવારણા લેતી— ]

વાહ મારા વહાલા વાહ! ધન્ય મારા ના થ ધન્ય!

[ કૃષ્ણ રાધાની દશા જોઈ પ્રસન્નતાથી અનુકરણ કરતા— ]

કૃષ્ણ —વાહ મારી વહાલી વાહ! ધન્ય મારી વહાલી, ધન્ય!

[ રાધાની તન્મયતામા ભગ થતા વિસ્મયથી, હસતી, મશ્કરી કરતા ]

રાધા —શુ ભક્તિ કરો છો?

કૃષ્ણ —હા!

રાધા —ત્યારે ભગવાનનું નામ સાંભળી કંટાળો છો કેમ?

કૃષ્ણ —(હસતાં) કેમકે હું એનો જ ભક્ત નથી!

રાધા —ત્યારે?

કૃષ્ણ—હું તો ભક્તનો પણ ભક્ત છુ!

રાધા—હા એમ? એ ઉપરથી તમારુ નામ ભક્તદાસ પડ્યુ હશે ખરુ

કૃષ્ણ—હા, ભક્ત તો મને ઘણા જ વહાલા છે!

[ આ જવાબથી રાધા નિરાશ થઇને નિ શ્વાસ નાખતી— ]

રાધા—હે કૃષ્ણ માણસને ભજો છો એના કરતાં ભગવાનને ભજોને!

કૃષ્ણ—એ તો મને આવડતું નથી ને

[ રાધા ઉત્સાહથી— ]

રાધા—હુ શીખવુ?

કૃષ્ણ—હા, શીખવો!

રાધા—શ્રીકૃષ્ણ કહો! કહો શ્રીકૃષ્ણ!

[ કૃષ્ણ આનદ અને રૂસપૂર્વક ]

કૃષ્ણ—શ્રી રાધા કૃષ્ણ!

રાધા—શુ કહ્યુ?

કૃષ્ણ—તમે શુ કહ્યુ?

રાધા—મેં તો કહ્યું શ્રીકૃષ્ણ!

કૃષ્ણ—મેં પણ કહ્યું શ્રીરાધાકૃષ્ણ !

[ રાધા ખિન્નઇ વિસ્મય તથા આતુરતાથી- ]

રાધા—એ બીજું, બીજું નામ તમને કોણે કહ્યું ?

કૃષ્ણ—હું વ્રજમાં ગયો ત્યાં સાંભળ્યું હતું કે કૃષ્ણ કરીને કોઈ પુરુષ રાધાનો દાસ હતો !

[ રાધાને પૂર્વનું સ્મરણ થઇ આવતાં નિઃશ્વાસથી—]

રાધા—કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ ! ભક્તદાસ ! એ શબ્દોથી તમે મારી આગળ મારું આખું બાળપણ ખડું કરી દીધું !

[ રાધા મીંચેલી આંખોનાં પોપચાં લુએ છે. થોડીવારે— ]

એ સુખ સંભારતાં મારું મસ્તક ધમધમી ઊઠે છે [અને મોઢું સરખાવી જોતી આકાશમાં— ]

મારા કૃષ્ણનું સ્વરૂપ જ પલટાઇ જાય છે !

કૃષ્ણઃ—પહેલાં જે જોતાં હતાં તે સ્વરૂપ સાચું કે આ ?

[ રાધા સરખાવી જોતી જોતી કંઈ નિર્ણય કરીને- ]

રાધાઃ—બન્ને એક જ; જુદાં નહિ ! પણ આ-

[ રાધા પહેલાંના સ્મરણચિત્ર તરફ હર્ષ અને પુલકિત થઇ- ]

આ મારા પ્રાણરૂપ, પ્રેમથી મલકતા મુખવાળા, હસતી આંખોવાળા, મારા કૃષ્ણ મારી સામે ધસતા આવે છે.

[ પૂર્વની સ્થિતિમાં હર્ષોન્માદથી રાધા પલટાઇ જાય છે. બાહૂ પહોળા થઇ જાય છે. આંખ ઊઘડી જાય છે. દોડી કૃષ્ણને હવામાં વળગે છે— ]

ઓ મારા વહાલા-

[ આંખો પટપટાવતી દુઃખ અને વિસ્મયથી— ]

ક્યાં ગયા ? મારી પાસેથી કૃષ્ણ ક્યાં ગયા ?

[ ભક્તદાસ સામે આવી રાધા તરફ— ]

કૃષ્ણ—રાધા !

[ દોડીને કૃષ્ણના ચરણે પડતી- ]

રાધા—મારા નાથ !

[ કૃષ્ણ ઉઠાડી છાતીથી ચાંપતાં બન્ને જાય છે. ]

× ×

અંક ૩ જો
પ્રવેશ ૬ ઠ્ઠો

# ગ

[ લાડકી સત્યભામાનો પ્રતાપ સહુકોઇ માને છે સર્વ રાણીઓમા તેને માનીતા થવુ છે તેને માટે બધાવેના લક્ષ્મીના ધામમા નવી આવનાર રૂક્ષ્મિણીને ઉતારી છે. સત્યભામા આવે છે ! અપ્સરાઓ પૂજન માટે ઊભી છે ]

સ૦ ભામાઃ—જૂઠો, તે સરેખાર જૂઠો ! મને કહ્યુ કે લગ્ન કરવાનો નથી છતાં રૂક્ષ્મિણીને પરણી લાવ્યા ! અને મારે લક્ષ્મીની પૂજા કરવા ધામ બંધાવી આપ્યુ છે તેમા ઉતારી છે હુ જોઉં તો ખરી એ કેવી છે.

[ જેવા પાછી ફરી શોધે છે, અપ્સરાઓને જોઇને- ]

તમે બધી કોણ છો ?

અ૦ ૧-લી —અમે સ્વર્ગની અપ્સરાઓ છીએ !

સ૦ ભામાઃ—અહીં કેમ આવી છો ?

અ૦ ૧-લી —પૃથ્વી ઉપર ઉપર લક્ષ્મીનારાયણ મળ્યાં એથી ઇન્દ્રરાજના હુકમથી પૂજન કરવા!

સ૦ ભામા —એમ ? લક્ષ્મીની મૂર્તિ તો મે એમની પાસે મગાવી હતી પણ લાવ્યા નહિ, નહિ તો અહીં પધરાવત !

[ સિંહાસન બતાવે છે ચમકીને- ]

ઓહો ! મૂર્તિ તો લાવ્યા છે ને શુ ? ત્યારે મને કહ્યુ નહિ એમ ? વાહ ! કેવી બનાવી છે ! જાણે જીવતી જ ન બેઠી હોય ! (સ્વગત) મારી નવી શોકયનુ માન ન વધે એવુ આ લક્ષ્મી પાસે પ્રાર્થના કરી માગી લઉં !

[ ઘૂંટણીએ પડી હાથ જોડી- ]

હે લક્ષ્મી ! મહાદેવી ! તમે સદા મારા ઉપર કૃપા નજર રાખજો, અને બીજી બધી રાણીઓમા મારુ માન વિશેષ રહે એમ કરજો !

રૂક્ષ્મિણીઃ—તથાસ્તુ !

કૃષ્ણ —( પ્રવેશી ) હાં હા હા રાણી, આ તમે શો ગજબ કર્યો!

સ૦ ભાંઃ—હે ?

કૃષ્ણ —કોને પગે લાગ્યાં ?

સ૦ ભાંઃ—તમારી લાવેલી લક્ષ્મીની મૂર્તિને !

કૃષ્ણઃ—અરે ! મારે તો તમને મોટાં રાખવાનો વિચાર હતો! ભાવી !

સ૦ ભા૦:—શું કહ્યું તમે ?

કૃષ્ણઃ—તમે જાતે ઊઠીને આને પગે લાગ્યાં એટલે ! થયું તે ખરું ! હવે તો એ જ મોટી ગણાશેને !

સ૦ ભા૦:—કોણ પણ ?

કૃષ્ણઃ—આ તમારી બહેન રૂક્મિણી ! આવો, તમારી બહેનને ભેટો!

સ૦ ભામા —શું આ રૂક્મિણી છે ?

દરમ્યાન સિંહાસનનાં પગથિયાં ઊતરી રૂક્મિણી સામે આવીને-

રૂક્મિણી —હા બહેન !

[ ભેટવા જાય છે, સ૦ ભા૦ તરછોડતી- ]

સ૦ ભા૦:—મારી શોક્યને તમે મને પગે લગાડી ? આની આગળ તમે મને હલકી પાડી ? ઊ ઊ ઊ – –

[ રડે છે— કૃષ્ણ હસતા હસતાં- ]

કૃષ્ણઃ—મેં ક્યારે કહ્યું હતું કે તમે આને પગે લાગજો ?

સ૦ ભા૦:—ઊ ઊ ઊ-હું તમને ઓળખું છું આખા ! કહેતા હતા ને કે બીજી સાથે લગ્ન નહિ કરું; ને આ શું કરી આવ્યા ?

કૃષ્ણઃ—ને સાક્ષાત્ લક્ષ્મી મળે તો કરીશ એમ હસતાં હસતાં કહ્યું હતું. કહો, કબૂલ ?

સ૦ ભા૦:—હા, તે લક્ષ્મી સાથે કરવા હતાં. આ શું કરી આવ્યા?

કૃષ્ણ—લક્ષ્મી લાવ્યા !

સ૦ ભા૦:—આ લક્ષ્મી ?

કૃષ્ણ —હા.

સા૦ ભા૦:—તો એના જેવી લક્ષ્મી તો હું પણ છું !

કૃષ્ણઃ—(હસતાં) ઠીક !

અ૦ ૧લી —લક્ષ્મીનારાયણનો જય થાઓ!

કૃષ્ણઃ—આવો !

અ૦ ૧લીઃ—પૃથ્વી ઉપર લક્ષ્મીનારાયણ મળ્યા તેથી ઈન્દ્રરાજે અમને પૂજન માટે મોકલ્યાં છે !

કૃષ્ણઃ—ઈન્દ્રરાજ કુશળ છે ?

અ૦ ૧લી —જી !

સ૦ ભા૦:—અલીઓ, તમે કોનું પૂજન કરવા આવી છો ?

અ૦ ૧લી:—શ્રીલક્ષ્મીનારાયણનું.

સ૦ ભા૦:—નારાયણ ક્યાં છે ?

અ૦ ૧લી:—(કૃષ્ણને બતાવી) આ શ્રીનારાયણ અને—

સ૦ ભા૦:—હું લક્ષ્મી ! કેમ ખરું કે નહિ !

અ૦ ૧લી:—અમે શું જાણીએ !

સ૦ ભા૦:—(કૃષ્ણ પ્રતિ)-તમે કહો, ખરું કે નહિ ?

કૃષ્ણ:—તમે સત્યભામા ને હું કૃષ્ણ; એ સિવાય બીજી વાતની આપણને શી ખબર પડે ?

રૂક્મિણી:—(સ્વગત) જેવો પ્રશ્ન ! તેવો ઉત્તર ! પ્રભુ, આપના સ્વરૂપનો તો પાર જ નથી.

અ૦ ૧ લી:—નારાયણ, પ્રભુ, હવે અમારે શું કરવું ? કોનું પૂજન કરવું ?

સ૦ ભા૦:—મારું; વળી બીજા કોનું ?

કૃષ્ણ:—તમને ઇન્દ્રરાજે કહ્યું છે તેવું કરો !

રૂક્મિણી:—(સ્વગત હસતાં) બીચારીને પ્રભુ રમાડે છે !

સ૦ ભા૦:—હું એમની અર્ધાંગના છું એથી એમની સાથે મારું જ પૂજન થવું જોઇએ !

અ૦ ૧ લી:—દેવી, આપ કૃષ્ણ પ્રભુના પ્રાણેશ્વરી છો એટલે સદાય પૂજ્ય છો; પણ અમને તો આજ્ઞા થઈ એ પાળવી જોઇએ ના ? પ્રભુ કહે છે કે આ લક્ષ્મીજી છે ! તો અમારે તો એ જ માન્ય છે !

સ૦ ભા૦:—જાઓ જાઓ, તમે સ્વર્ગની અપ્સરા પણ અન્તે તો નાચનારી જ ના ! એથી તમારું કહેવું કોણ માને ?

અ૦ ૧ લી:—તો પછી દેવી ?

સ૦ ભા:—તમારો ઇન્દ્ર આવી કહે તો માનું !

[ઐરાવત પર સવાર થયેલા ઇન્દ્રરાજ આવે છે.]

અ૦ ૧ લી.—ઇન્દ્રરાજ !

[અપ્સરાઓ નમે છે. ઇન્દ્ર નમન કરતા-]

ઇન્દ્ર:—લક્ષ્મીપતિનો જય થાઓ ! (નમન કરે છે.)

કૃષ્ણ—આવો ઇન્દ્રરાજ !

ઇન્દ્ર:—દેવી, આ નારાયણ અને આ લક્ષ્મીજી છે.

સ૦ ભા —જા જા ! જ્યારથી કૃષ્ણે ગોવર્ધન તોળ્યો ત્યારથી તું કૃષ્ણથી બીએ છે, એથી એમના પક્ષમા બોલે છે। હું તો બ્રહ્માજી કહે તો માનું।

[ હંસ પર બેઠેલા ચાર મુખવાળા બ્રહ્માજી આવે છે ]

હેં ! આ કોણ ?

ઇન્દ્ર—બ્રહ્માજી !

બ્રહ્મા —જય શ્રીનારાયણ ! (નમન કરે છે)

કૃષ્ણ —પધારો વિરંચિ !

બ્રહ્મા —[ રૂક્મિણી પ્રત્યે ] માતા લક્ષ્મી, હું આપને પ્રણામ કરું છુ !

સ૦ ભા —શું આ લક્ષ્મી છે ?

બ્રહ્મા —હા ! દેવતાઓનું કાર્ય કરવા કૃષ્ણપ્રભુને વર્યા છે !

સ૦ ભા૦ —જાઓ જાઓ ! એક મોએ એક બોલે, બીજા મોએ બીજુ બોલે, એથી હું તમારી વાત તો ન માનું।

બ્રહ્મા —ત્યારે મા ?

સ૦ ભા:—હું તો શંકર કહે તો માનું !

[ નદી પર આરૂઢ થયેલા શંકર આવે છે ]

લે ! આ તો જેના નામ દઉં છુ એ બધા કોણ જાણે ક્યાંથી આવે છે

શંકર —જય સચ્ચિદાનંદ ! (નમન કરે છે)

કૃષ્ણ —[ નમન કરતા ] સચ્ચિદાનંદ ! પધારો શંકર !

સ૦ ભા૦.—શંભુજી ! તમે ભોળા ને નિર્લેપ છો। કહો, લક્ષ્મી કોણ ? હું કે આ ?

શંકર —મૈયા ! આ લક્ષ્મીનારાણની જોડી છે એમને નમન કરો !

સ૦ ભા૦ —જાઓ જાઓ ! તમારા જેવા ગંજેડી ભંગેડીનો તે શો ભરૂસો ? હિમ બગની તે કંઈ આબરૂ છે ? તમારું વચન તે કોણ માને ?

શંકર —મૈયા, ક્રોધ ન કરો ! આ સિંહાસન શ્રીલક્ષ્મીનારાયણનું જે લક્ષ્મી હશે એ જ એમા બિરાજશે આપ હો તો આપ બિરાજો !

સ૦ ભા૦ —[ કૃષ્ણ પ્રતિ ] પધારો નાથ ! [ સિંહાસન બતાવે છે ]

કૃષ્ણ —હા, ચાલો !

[ સત્યાભામાના કાનમા— ]

હા પણ એટલું યાદ રાખજે કે અભિમાનથી લક્ષ્મીના પગથિયાં ચડનાર જીવ ઊંધટો મેંસા મા પૂચનો જાય છે !

[ સત્યભામા કૃષ્ણના કાનમા ]

સંભાઃ—એમ હું ડરનારી નહિ હો કે! ચાલો પ્રથમ આપ બિરાજો!

[ કૃષ્ણ પગથિયાં ચડીને સિંહાસન પાસે જઈ ઊભા રહે છે પાછળ સત્ય ભામા ચડતા મધ્યમા અટકે છે પગ ઉપડયો ઉપડતો નથી. ]

ઓહ! હું ચોંટી ગઇ! મારા પગ ચોંટી ગયા! મારા પગ ઊખડતા નથી!

કૃષ્ણઃ—આવો, આવોને?

સંભાઃ—[ બ્રહ્મા પ્રતિ ] ઓ કર્તા, મારી મદદ કરો!

બ્રહ્માઃ—[ કાને હાથ દેતા ] મારી શક્તિ નથી!

સંભાઃ—[ શંકર પ્રતિ ] યોગી, મને બચાવો!

શંકરઃ—[ કાને હાથ દેતા ] મૈયા, મારા હાથની વાત નથી!

સંભાઃ—[ કૃષ્ણ પ્રતિ ] હે જ્ઞાનમય અંતર્યામી! આપ મારે ઉપર દયા કરો!

કૃષ્ણઃ—[ કાને હાથ દેતાં ] આપણાથી કાંઈ બને તેમ નથી!

સંભાઃ—તો શું? હું અનંતકાળ સુધી અહીં ચોંટી જ રહેવાની?

કૃષ્ણઃ—ના; તમારે છૂટવાનો એક સહેલો માર્ગ છે!

સંભાઃ—તો ઝટ બતાવોને

કૃષ્ણઃ—તમને એકમાત્ર ભક્તિ જ છોડાવી શકશે!

સંભાઃ—હવે એને મારે ક્યાં શોધવી? અરે ભક્તિ, બાઈ, જ્યાં હોય ત્યાંથી આવ! [ અને...રાધા પ્રકટ થાય છે અને સંભા૦ પ્રતિ– ]

રાધાઃ—જય શ્રીકૃષ્ણ! કેમ બહેન? મને યાદ કરવી પડી.

સંભાઃ—મને આ તાપમાંથી બચાવ! બાઇ, હુ અહીં ચોંટી ગઈ છું ત્યાંથી મને કાઢ!

રાધાઃ—કેમ કરવા જતાં આમ થયું?

સંભાઃ—લાલચ કરવા ગઇ!

રાધાઃ—બહેન, સંસારની કોઈ પણ લાલચ માત્ર ફસાવનારી છે. સાચી એક પ્રભુની ભક્તિ છે. સાચે દિલે પ્રભુનું નામ લો તો સંસારનાં બંધન તૂટતાં કેટલી વાર છે?

સંભાઃ—કેવી રીતે?

રાધાઃ—બોલો, શ્રીકૃષ્ણ મારું શરણ છે!

સંભાઃ—શ્રીકૃષ્ણ મારું શરણ છે!

રાધાઃ—જય શ્રીકૃષ્ણ !

સત્ભાઃ—જય શ્રીકૃષ્ણ !

[રાધા સત્યભાનો હાથ ઝાલી સીડીથી નીચે ઉતારે છે. શાન્ત થઇને–] તમે કોણ ?

શંકરઃ—એ રાધા, સાક્ષાત્ ભક્તિનો અવતાર છે.

રાધાઃ—અને તમે પૃથ્વીનો અવતાર છો! દેવતાઓનું કાર્ય કરવા નારાયણ પ્રભુને વર્યાં છો !

સત્ભાઃ—આંખ પરથી પટ્ટી દૂર થાય ને પ્રકાશ દેખાય એમ, દેવી, આપનાં વચનોથી મને મારા સ્વરૂપનું ભાન થયું છે! પણ આ કોણ ?

રાધાઃ—આ રૂક્મિણી, સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર! દેવી, પધારો પ્રભુ પાસે. [રૂક્મિણી સિંહાસન પર ચડી કૃષ્ણ પાસે ઊભે છે]

સત્ભાઃ—પ્રભુ, હું જાણું છું કે તમે પૂર્ણ પુરુષોત્તમ છો, પણ મારાં ચર્મચક્ષુથી જોતાં મારો સ્વામિભાવ ખમતો નથી. હું સત્યભામા ને તમે કૃષ્ણ એટલું જ જોઇ શકું છું; માટે મારી પ્રાર્થના છે કે આપ સાચે જ લક્ષ્મીનારાયણની જોડી હો તો મારા જડ ચક્ષુને તે સ્વરૂપે દર્શન આપો !

[ચાર ચાર ભુજા અને આયુધ સહિત બન્ને લક્ષ્મીનારાયણરૂપે દર્શન આપે છે. ]

કૃષ્ણઃ—સર્વનું કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ !

સર્વઃ—બોલો શ્રીકૃષ્ણચંદ્રનો જય !!

સમાપ્ત

× × ×

૧૦

## કૃષ્ણચરિત્ર નાટકનું અવલોકન !

હવે આપણે ભક્તિપ્રધાન "ચરિત્ર" નાટકનું અવલોકન જોઇએ. તેમાં સહુથી પહેલે—

"પ્રચ્છાઓની અવસિતિ થયા બાદ અન્યાભિલાષા !
"હીનું–હીનં પ્રભુચરણમા એક માંહે જ ભીનું !
"એવું કાયા મનકૃતિ થકી થાય જે કર્મ તે છે–
"સાચી ભક્તિ કરી વશ કરી આપનારી સુશક્તિ !"

અને વળી—

रसो वै स रस ह्येवाय लब्ध्वानन्दी भवति ! ।

ભક્તિથી એ રસમય ભગવાનના પ્રત્યક્ષ દર્શન થાય છે

તેમજ જુદા જુદા આચાર્યોએ ભક્તિનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ કહેલા છે, જેમ—

વ્યાસ—ભગવાનની પૂજા આદિમા અનુરાગ થવો એ ભક્તિ છે

ગર્ગાચાર્ય—ભગવાનની કથા આદિમા અનુરાગ થવો એ ભક્તિ છેઃ

શાંડિલ્ય—આત્મવિષયના અવિરોધ વિષયમાં અનુરાગ થવો એ ભક્તિ છે અવિચ્છિન્નપણે શુદ્ધઆત્મસ્વરૂપમાં રત રહેવુ એ આત્મરતિ છે।

આ આત્મરતિમા નિત્ય સ્થિત રહેવુ તેને જ 'અવ્યક્તના' ઉપાસક ભક્તિ કહે છે।

શંકરસ્વામી—

'मोक्षकारणसामग्र्या भक्तिरेव गरियसी ।

'स्वस्वरूपानुसन्धान भक्तिरित्यभिधीयते ॥

અને મહુથી ઉચ્ચે—

નારદજી—આપણા બધા કર્મો ભગવાનને અર્પણ કરવા અને ભગવાનનું થોડુક પણ વિસ્મરણ થાય તો વ્યાકુળ થવુ એ જ ભક્તિ છે, એમ ઉપર મુજબ આચાર્યો કહે છે પણ ઉપરના કથનો એક બીજાના પૂરક હોવાથી ભક્તિતત્ત્વ વિશે તેમનો અવિરોધ છે એ થોડા જ વિચારને અતે જણાય એવુ છે ભક્તિનો ઉત્પત્તિક્રમ આપતા—

મધુસૂદન (સરસ્વતી)

"प्रथमं महता सेवा तद्दया पात्रता ततः।

"श्रद्धाऽथ तेषां धर्मेषु ततो हरिगुणश्रुतिः ॥

"ततो रत्यकुरोत्पत्ति स्वस्वरूपाधिगतिस्तत ।

"प्रेमवृद्धि परानन्दे तस्याथ स्फुरण तत ।

' भगवद्धर्मनिष्ठात. स्वस्मिंस्तद्गुणशालिता।

' प्रेम्णोऽथ परमा काष्ठेत्युदिता भक्तिभूमिका ॥

પ્રથમ મહાપુરુષોની સેવા પછી દયાની પાત્રતા આવે છે, એનાથી ધર્મ પર શ્રદ્ધા થાય છે, શ્રદ્ધાથી હરિગુણ શ્રવણ, શ્રવણથી પ્રેમાકુરની ઉત્પત્તિ, પ્રેમથી સ્વરૂપપ્રાપ્તિ, એનાથી પરમાનંદસ્વરૂપમા પ્રેમવૃદ્ધિ, પ્રેમવૃદ્ધિથી પરમાનદ-સ્ફુરણ, એનાથી ભગવદ્ધર્મનિષ્ઠા, એનાથી પોતાના ગુણોનું પ્રગટવુ અને

એનાથી પ્રેમની પરાકાષ્ઠા થાય છે! આ પ્રમાણે ભક્તિની ભૂમિકાઓ કહેલી છે અને ભક્તિથી સ્થાનપ્રાપ્તિ નીચે પ્રમાણે માનેલી છે.

સાલોક્ય—ભગવાનની સમાન લોકપ્રાપ્તિ તે.

સાર્ષ્ટિ—ભગવાનની સમાન ઐશ્વર્યપ્રાપ્તિ તે.

સામીપ્ય—ભગવાનની પાસે સ્થાનપ્રાપ્તિ તે

સારૂપ્ય—ભગવાનની સમાન સ્વરૂપપ્રાપ્તિ તે

સાયુજ્ય-ભગવાનમા લયપ્રાપ્તિ તે.

આ પ્રમાણે ભક્તિથી સ્થાન પ્રાપ્તિ કહેલી છે, અને ભક્તને શુ જોઈએ? એનો અભિલાષ શો છે? એ વિશે શ્રીમદ્‌ભાગવતમા કહે છેઃ—

કપિલદેવ—

"મારા પ્રેમી ભકત જન મારી સેવા સિવાય-
"સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય, .
"સાયુજ્યને આપવા છતા ભકત
"લેતા નથી, કેમકે એ ભક્તિ નિરોધ—
"સ્વરૂપ છે એટલે ત્યાગમયી છે!"

આમ પ્રેમાનુભવ સિવાય મોક્ષની પણ ભક્તને ઇચ્છા નથી તેમાં સર્વશ્રેષ્ઠ ગોપીઓની ભક્તિ વિશે એક કવિ-

"ન લાજ તિન લોકકી ન વેદકો કહ્યો કરે!
"ન શંક ભૂતપ્રેતકી ન દેવ જચ્છતેં ડરે!
"સુને ન કાન ઔરકી દ્રસે ન ઔર ઇચ્છના!
"કહે ન બાત ઔરકી સુભકતકી પ્રેમલચ્છના!

વળી શ્રેષ્ઠતમ પ્રેમલક્ષણા વિશે કહે છે—

"કબહુક હંસી ઊઠી નૃત્ય કરે રોવન ફિર લાગૈ-
"કબહુક ગદ્‌ગદ કંઠ શબ્દ નિકસે નહીં આગૈ-
"કબહુક હર્ટે ઉમંગ કબહુક ઊંચે સુર ગાવૈ-
"કબહુક વ્હૈ મુખ મૌન, ગગન ઐસે સો ધ્યાવૈ-
"ચિતવિત હરિમેં લગ્યો સાવધાન કૈસે રહે?
"યહ પ્રેમલચ્છના ભક્તિ હૈ શિષ્ટ સુનો સુંદર કહે!"

તેમજ ગોપીઓની દિનચર્યા વિશે—

"ગાય દોહતા, દહીં વલોવતાં, ધાન્ય કૂટતા
"આંગણું લીંપતા, ઘર છાટતાં, વાસીદું વાળતાં

' અને બાળકો ઝુલાવતા પ્રેમપૂર્ણ ચિત્તથી,
" આખમા આસુ ભરી ગદ્દગદ કંઠથી—
" શ્રીકૃષ્ણના ગુણગાન કર્યા કરે છે
" કૃષ્ણને જ દેખે છે "

આમા લૌકિક પ્રેમ નથી, પણ-

" ભાગવત પ્રેમ અને લૌકિકમાં મુખ્ય
' ભેદ એ છે કે ગોપીઓ શ્રીકૃષ્ણને
' સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ ભગવાન
" સમજીને પોતાનો પ્રિયતમ સમજતી
' હતી તેમા દેહ વાસના નથી '

આને માટે ભાગવતમા નીચેના શ્લોક જોવા જેવા છે ' "૧૦-૨૯-૩૧-૩૨-૩૬-૩૭-૪૦

ત્યારે ગોપીઓની પ્રેમભક્તિનો સ્વીકાર કરતા ભાગવતમાં શ્રીકૃષ્ણ શુ કહે છે ?

' હે ! ગોપીઓ ! તમે મારે માટે
" ગૃહસ્થધર્મની કઠણ બેડીઓને તોડી
' મારુ ભજન કરો છો ! તમારુ આ કાર્ય
' સર્વથા નિર્દોષ છે ! હુ દેવતાઓના
" આયુષ પર્યંત તમારા ઉપકારનો
' બદનો ચૂકવી શકુ એમ નથી, તેમજ
તમારી ઉદારતાથી મને ઋણમુકત કરો ! '

ઉપર મુજબ આપણે કૃષ્ણ-ગોપી-ભક્તિનુ સ્વરૂપ ભક્તિનો ઉત્પત્તિ ક્રમ અને મુક્તિ વિશેના ભાગવત ધર્મના મુખ્ય અશોને સંભારી લીધા પછી શ્રીકૃષ્ણચરિત્ર નાટકના પાત્રોમા શ્રી મૃણાલીએ આનો કેટલો કેવો સમાસ કર્યો છે, એ મુખ્ય વાત તરફ આપણે વળીએ, અને પાત્રોને અવલોકીએ

લલિતા—

લલિતા કૃષ્ણના અનેક જીવન-પ્રસગોમાંથી સરજનહારના અવતાર તરીકે સહુ ગોપીઓમા પહેલાં ઓળખી લે છે ને અંતરમા અનુભવ કરે છે।

પરણેલો પતિ અજાજડ હોવાથી કૃષ્ણની નિન્દા કરી દર્શનાતુર

પત્નીના જડદેહને કેદ કરે છે. વિયોગની ,વ્યાકુળતાના અસહ્ય દુઃખથી લલિતાની મનોદેના કહે છે.

"મારી આવરદાનો અંત આવ્યો લાગે છે!
'સ્વામીએ શરીરને પૂર્યું, શરીરે પ્રાણને પૂર્યા!"

પવન ઉપરથી ઊડી આવતા મુરલીના ટહુકાર એની દર્શનેચ્છાને તીવ્ર કરે છે અને નિઃસહાય થઈ પતિતપાવનને પૂછે છે–

"પ્રભુ! હું તારા દર્શન કેમ કરી લઉં?
"હવે શું કરું?"
ત્યાં તો મુરલી વધારે નજીકથી વાગે છે ને વિવશ બને છે.
"મુરલી! જીવલેણ શા માટે ટહુકે છે?"
નથી ખમી શકતી અને તેથી–
"(જા) બંધ થા!"

પણ બંધ થવાથી તો કૃષ્ણના દર્શનના અભાવમાં શ્રવણનો અભાવ ઉમેરાય છે. એથી તો ઊલટાનો તેનો શ્વાસ ઘૂંટાય છે, અશક્ત બનાવે છે અને ઉલટી પ્રાર્થના કરે છેઃ

"કૃષ્ણ! જે બારીક દોરે મારું જીવન
"લટકી રહ્યું હતું! એ તમે કાં તોડી નાંખ્યો?
"અરે! મુરલી એક વાર વગાડો!"

પ્રેમને વશ મુરલી વાગતાં એને કરાર વળે છે; પણ દર્શન માટે વ્યાકુળ થયેલો આત્મા હવે ધીરજ નથી ધરતો અને દેહને અને તેના સ્વામીને, પુત્રને અને સહુ પરિવારને, સંસારને અને એના સંબંધને છોડી શરીરથી બહાર નીકળી આવે છે. ત્યાં તો લલિતા માટે પરમધામનાં દ્વાર એના ભક્તવત્સલ કૃષ્ણ હાજર થઈ ખોલી આપે છે. લલિતાની ભક્તિને સામીપ્યપ્રાપ્તિના ઉદાહરણ તરીકે કહેવાને હરકત નથી!

રાધા—

રાધાના "પ્રેમ" "ધર્મ," કે તેની 'મીમાંસા" સામાન્ય કોટિની દલીલ કે ધર્મમાં સમાય તેવાં નથી. એનો ધર્મ એના પ્રેમમાં અને પ્રેમ એના ધર્મમા ઓતપ્રોત થયેલો છે; એથી જ રાસ વખતે એ પ્રશ્ન પૂછે છેઃ

"નાથ! મિથ્યા વચનો કહી અમને શા માટે પીડો છો!
"ઋષિ મુનિઓ જેના પારને પામતા નથી એવા સમર્થ પુરુષને શરણે આવ્યા પછી એનાથી ઉત્તમ ધર્મ બીજો કયો છે!"

આમ રાધાના પ્રેમનું અધિષ્ઠાન શરણાગતિ ભાવ છે અને એની મીમાંસા, (તત્ત્વજ્ઞાન ફિલસૂફી) તો "કૃષ્ણ મા, કૃષ્ણ બાપ, કૃષ્ણ ભાઈ, કૃષ્ણ પતિ થાય' એક કૃષ્ણ કૃષ્ણ જપાય" એવા ઉપરના શબ્દોમા રહેલી છે। એવા જ બીજા શબ્દો

"આપ પરમાત્મા હો તો અમે આપની
"શકિતઓ। આત્મા હો તો વૃતિઓ।
"દેહ હો તો ઇન્દ્રિયો। સામાન્ય પુરુષ હો
"તો સ્ત્રીઓ છીએ!"

આમ એના તત્ત્વજ્ઞાનનું અને આદર્શનું વર્ણન એ પોતે જ આપે છે।
જવાબમા કૃષ્ણનો સામાન્ય ધર્મોપદેશ–

"રાધા, અગ્નિમા ઘી હોમાય તો અગ્નિની વૃદ્ધિ થાય!
"સસારમાં એ ધર્મનો સમાસ નથી!"

ઇત્યાદિ સામાન્ય બોધ રાધા જેવીનું જરાય સમાધાન કરી શકતા નથી, તેથી જ ઉલ્લે કૃષ્ણને–

"ઊઠો! નિષ્પાપવાળાઓ!

"આવો આપણે આ દિવ્ય રાસમા મળી જઈએ, એકતાન થઇ જઈએ" એમ કહી રાસનું વચન પાળવુ પડે છે। રાસ પછી રાધા પ્રેમનું પ્રતિદાન પામી સૌભાગ્યવતીના અધિકારથી કૃષ્ણ મથુરાં જાય છે ત્યા સાથે જવા તૈયાર થઇને આવે છે। અહીં એના જીવનમા ક્રાન્તિ કરનાર ભાવીના સૂચક શબ્દો એ બોલી જાય છે·

"કોઈ કન્યાને વરવા જાઓ છો કે શું? ×

"(ભલે) સોળહજાર અને ઉપરથી માળાના મણકા જેટલી બીજી પરણો તોપણ મને કોઇની અદેખાઈ આવે તેમ નથી ×
'કેમકે અહીંનું હું પહેલું સ્થાન પામી છુ' એ બીજી કોઇને મળે તેમ નથી!" ×

"(આપણો) વિયોગ થાય તોયે શુ? મને વિશ્વાસ છે કે આ હૃદયને મારા વિના ઘડીએ ચેન પડે એમ નથી, એથી એની મેળે મને શોધતું પાછળ આવશે!" ×

આમ રાધાનો સૌભાગ્યગર્વ ભાવી વિયોગ સૂચવતો એને તપશ્ચર્યાથી વિશુદ્ધ દિવ્ય પ્રેમના શિખરે પહોચાડવાનું નિમિત્ત બને છે।

વિયોગની આ મજલ કાપવા રાધા નામસ્મરણનો આશ્રય લે છે અને પ્રથમ પગથિયે એના દુઃખ, વ્યાકુળતાનુ વર્ણન રૂક્મિણી નીચે પ્રમાણે આપે છે

"કેવી રૂપ-રૂપનો આવતાર છે! ×
"આટલી નાની વયમા આ જોગ શો?
"કેવી તન્મય બની ગઈ છે? ×
"શુ પોતાને પણ ભૂલી ગઈ છે?" ×

એમ થાય છે!

"આની પ્રીતિ જોઈ મને શરમથી ભોંમા પેસી જાઉ" ×

ત્યારે રાધા પોતાની વ્યાકુળતાનું વર્ણન નીચે પ્રમાણે આપે છે

"જે વાતનુ મને ભાન નથી એવી તું શા માટે પૂછે છે? ×

"હે કૃષ્ણ! તારે માટે જાત ભૂલી, ભાત ભૂલી, નામ ભૂલી, કામ ભૂલી; તારા નામ સિવાય સર્વ કંઈ ભૂલી!

"શુ મારા કૃષ્ણનાં કોમળ ચરણ અહીં ફર્યાં છે? × સુભાગી રજ, તને ધન્ય છે!

"હે કૃષ્ણ, હવે તને કયાં ગોધુ? ×× હવે શુ કરુ? આમ પહેલુ પગથિયુ આનાં દુઃખ, વ્યાકુળતા જોયા પછી બીજા પગથિયે કૃષ્ણ ન મળે ત્યાસુધી આંખો બંધ કરી ભટકવાનો નિશ્ચય કરી ઉગ્ર તપશ્ચર્યા આદરી છે એથી સૌભાગ્યગર્વ વખતના રાધાના સંકલ્પ પ્રમાણે ' કૃષ્ણના હૃદયને રાધા વિના ઘડી ભર પણ ચેન નહિ પડે એથી શોધતુ પાછળ આવશે એ વચનો સત્ય જ કર્યા છે, કેમકે કૃષ્ણ જ રાધાને દોરતા આવી એનું વર્ણન નીચે પ્રમાણે આપે છે

"ધન્ય છે રાધા તારી ભક્તિને, ધન્ય છે તારા પ્રેમને" ×

રાધા ભક્તદાસને ભક્તિ કરતા શીખવે છે ત્યારે નામમંત્રમાં કહે છે–

"બોલો શ્રી કૃષ્ણ!

ત્યારે એ અપૂર્ણ મંત્રમાં કેમ જાણે પૂર્ણતા ઉમેરતા ન હોય તેમ શ્રીમુખે જ કૃષ્ણ કહે છે કે—

"બોલો શ્રીરાધાકૃષ્ણ!

આથી રાધાના પ્રેમના વિજયનો બીજો કો પુરાવો જોઈએ?

ત્યારે રાધા હવે બીજે પગથિયે નિશ્ચયી દૃઢ શક્તિશાળી બનીને પોતાનુ વર્ણન નીચે પ્રમાણે આપે છે

"આ તનનો રંગમહેલ બનાવ્યો !
"માંહી ભર્યો દરબાર-
"આનંદ વાજાં વાગી રહ્યાં કાંઈ-
"જીવ રમે એક તાર

આમ લય-યોગની સિદ્ધિઓનું જાતે અનુભવેલું ચિત્ર રજૂ કરે છે !

દઢતાની ખાત્રી કરાવી આપવા કહે છે:

"તમે ન દોરી જાઓ તો કંઇ નહીં ! જે મને આટલે સુધી દોરી લાવ્યો છે તે મારો અંતર્યામી જાતે આવી મને દોરશે !" ×

આમ અંતર્યામી આત્મા અને પરમાત્મા વચ્ચેનો પડદો રાધાની દૃષ્ટિમાંથી હવે ઓસરતો જાય છે. પતિરૂપ કૃષ્ણનું સ્વરૂપ હવે કેવું બદલાયું છે ! એ અંત.ચક્ષુથી જોયેલી વાત રજૂ કરતાં કહે છે કે-

"કૃષ્ણ મારી પાસે દેખાય છે !
"આ હા હા હા ! કેવી મનોહર મૂર્તિ રાજે છે !
"દિવ્ય તેજની જાણે નદીઓ રેલાઈ રહી છે !
"તેમા સિદ્ધો અને મુનિઓ નાહી રહ્યા છે !
"આહા ! શંકર સરખા થેઈ-થેઈ નાચી રહ્યા છે !
"ઓ મારા વહાલા !"

આમ રાધા બીજા પગથિયાના છેડે અધ્યાત્મ-અનુભવનાં પગથિયાં ચડી જાય છે, અને પતિરૂપ દૂરસ્થ કૃષ્ણને દિવ્યાત્મા તરીકે મનઃસ્થ ને સમીપસ્થ લાવી મૂકે છે અને જાતે ભક્તિનો અવતાર હોવાની પ્રતીતિ કરે છે ! રાધાની આ ભક્તિને લયપ્રાપ્તિ રૂપ સાયુજ્યના ઉદાહરણ તરીકે કહેવાને હરકત નથી !

રૂક્ષ્મિણી—

રૂક્ષ્મિણી પ્રેમાળ, ઉદાર, સરલ અને કુલિન રાજકુમારી છે. કૃષ્ણ સાથે થયેલ વેવિશાળ મોટો ભાઈ તોડી શિશુપાળ સાથે કરે છે ત્યારે કેમ જાણે જન્માંતરનો સંબધ ન હોય એમ કદી પણ નહિ જોયેલા કૃષ્ણને એ ભૂલી શકતી નથી

અજાણી રાધા એના પ્રેમને દઢ બનાવે છે અને કૃષ્ણ ઉપર પત્ર લખે છે.

રૂક્ષ્મિણી પરિપક્વ થયેલા ફળ જેવી છે. એકાદ ટકોરે ફળ જેમ નીચે પડે એમ કૃષ્ણનાં પહેલવહેલાં દર્શનથી—

"મેં આ દિવ્ય સ્વરૂપ પહેલાં કદી જોયું હોય એમ કેમ લાગે છે?

"મને આ શું થાય છે? એ જેમ જેમ મારી પાસે આવતા જાય છે તેમ તેમ મારું શરીર હલકું ફૂલ થતું જાય છે! આમ રૂક્મિણીના બાહ્ય અને અંતરનાં જડ અણુપરમાણુ વિખેરાઇ પહેલે જ દર્શને તૂટી પડે છે અને ઉદ્ગારે—

"આ પૃથ્વી ન હોય! નાથ, આ હું શું જોઉં છું?

કૃ૦—દેવી, તમે વૈકુંઠ જોઇ રહ્યાં છો!

રૂ૦—આપ શું વિષ્ણુ?

કૃ૦—હા, લક્ષ્મીજી!

આમ રૂક્મિણીનો વિશુદ્ધ પ્રેમ લલિતા અને રાધા કરતાં ઓછા કષ્ટે ભવાન્તરના દિવ્ય પતિને ઓળખી કાઢે છે. રૂક્મિણીની આ ભક્તિને ભગવાનની સમાન લોકપ્રાપ્તિરૂપ સાલોક્યનું ઉદાહરણ અગર તો સમાન ઐશ્વર્ય પ્રાપ્તિરૂપ સાર્ષ્ટિનું ઉદાહરણ કહેવાને હરકત નથી.

સત્યભામા—

લાડકી સત્યભામાનો પ્રતાપ નાનાં મોટાં મહુકોઇ માને છે. એ બુદ્ધિમાન છે. કસોટીએ કસ્યા વિના કોઇ વાત માને તેવી નથી. કૃષ્ણ જેવા પતિએ પણ એક વખત કહેલું—

"સત્યભામા પૃથ્વીનો અવતાર, એને

"કોઈ વાતમાં શ્રદ્ધા કે સંતોષ નથી!"

સત્યભામાનાં પ્રેમમાં અહંતાવાળો પતિપત્નીભાવ છે! સર્વ રાણીઓમાં એ માનીતી થવા ને રહેવાની વાસના રાખે છે!

રૂક્મિણીને લક્ષ્મીની મૂર્તિ માની તેણે એ જ માગણી કરી હતી. પણ કૃષ્ણ પાસેથી જાણે છે કે મહાદેવી લક્ષ્મી તે જ રૂક્મિણી છે; ત્યારે તો પોતાની શોક્યને કૃષ્ણ વધારે પડતું માન આપી મને છળવા જૂઠું કહે છે એમ માને છે અને અંધાગી હોવાથી—

"એવી લક્ષ્મી તો હું પણ છું! એવો બુદ્ધિવાદ ઊભો કરે છે!

અપ્સરાથી જાણે છે કે નારાયણ કૃષ્ણ છે, તો પછી તેમની સાથે આમ પૂજાતું સન્માન નથી રૂક્મિણીને નહિ, પણ પોતાને મળતું જોઇએ એવી હઠે ભરાય છે. બુદ્ધિ અને તર્કની દલીલો કરી અપ્સરાને ઇન્દ્રને, બ્રહ્માને, શંકરને કોઇને સંભળાતી નથી અને નર્દનાં મો ચૂંટી લે છે! અરે છેલ્લે કૃષ્ણનાં વચનો—

"અભિમાનથી લક્ષ્મીનાં પગથિયા ચડનાર જીવ ભીલટો સંસારમા ખૂચી રહે છે—"

એવી સ્પષ્ટ ચેતવણીને પણ ગણકારવી નથી અને એ જ, અભિમાનથી લક્ષ્મીના પગથિયા ચડી મધ્યે ખૂચી રહે છે

અહીં ભક્તિનો અવતાર રાધા જ એનો અનુભવેલો નામમંત્ર–'શ્રીકૃષ્ણ મારુ શરણુ છે' એમ નામોચ્ચારથી સત્યભામાને કૃષ્ણને શરણે લઈ જાય છે અને ખૂચેલીને બહાર કાઢે છે

રાધાની વિનંતિથી રૂક્મિણી સિંહાસન ઉપર ચડી કૃષ્ણ પાસે ઊભી રહે છે તે જોઈ સત્યભામા—

" મારાં જડચક્ષુથી જોતા મારો સ્વામિભાવ
" ખસતો નથી આમ સાચે જ લક્ષ્મી–
" નારાયણની જોડી હો તો, મારા–
' આ ચક્ષુને એ સ્વરૂપે દર્શન–
' આપો !"

આમ સત્યભામાના હૃદયનો જડ પડદો દૂર થતો નથી, માત્ર ઝીણી તડ પડેલી છે તેમાંથી પેલો પારના દિવ્ય સ્વરૂપના પતિને સમજી શકે છે, અનુભવી શકતી નથી એ અત્રે યાદ રાખવુ જોઈએ

કૃષ્ણ—

કૃષ્ણચંદ્ર તો દિવ્ય પ્રેમ અને માનવ પ્રેમ વચ્ચેની સાંકળ જેવા છે, તેમના બાલ્ય વિહાર આચારવિચાર માનવોચિત છતા અધ્યાત્મથી ભરપૂર છે।

તેમને કેટલાક દિવ્ય પુરુષ, પૂર્ણપુરુષોત્તમ સરજનહાર કહે છે ત્યા મૌન સેવી પોતે તેવો દાવો કરતા નથી

તેમજ કેટલાક ચોર ગોવાળિઓ ઠગ કહેનારને જવાબ સુધ્ધા ન આપતાં વેર કે દ્વેષ રાખતા નથી કંસના મલ્લોને કે કંસને દૈવી ચમત્કારથી નહિ પણ માનવોચિત કુસ્તીના દાવ ને શસ્ત્રથી હણે છે।

આમ કૃષ્ણચરિત્ર નાટકનો કૃષ્ણ ગીતાના કર્મયોગને અનુસરી, એ અને એવી રાણીઓ નાટ્યગુણની દૃષ્ટિએ સરસ ઉઠાવ આપે છે, તેમજ મૂળના ચમત્કારી અપરિહાર્ય બનાવોને અને એટલા માનવસુલભ કાર્ય-કારણની સાંકળ સાથે જોડી દૈવી પાત્રોને માનવતા આપવામા લેખકે અસાધારણ પરિશ્રમ કરેલો છે તેમજ ભક્તિતત્ત્વની શ્રેષ્ઠતા સિદ્ધ કરી છે એમ ઉપરના ભાગના ટૂંકા પ્રયત્નથી જણાઈ આવ્યા વિના રહેશે નહિ.

## ( છેલ્લુ ભરતનાક્ય )

ઉપરનાં ઉદાહરણોથી શ્રી મૂળાણીની રંગભૂમિની સેવાઓનું સ્મૃતિના આધારે દર્શન ઉતારી લઈ વિવેચન સમાપ્ત કરી અહીં જ વિરમીશું અને છેલ્લે ભરતવાક્યમા માગીશુ કે—

ગુજરાત સાહિત્ય સભા શ્રી મૂળાણીના સત્કાર-સમારંભથી જ નહિ અટકતા રંગભૂમિની અનેકવિધ સેવાઓ કરવામા બીજી સાહિત્ય સસ્થાઓને અને ગુજરાતી સાહિત્ય પરિષદને પ્રેરણા આપો—

જ્યાં જ્યા ગુજરાત અને ગુજરાતીઓ હોય ત્યા ત્યા તેના વિદ્વાન ધનવાન લેખક ભજવનાર સાથે મળી એક એકેડેમી સ્થાપનામા અગ્રેસર થાઓ!

અત્યાર સુધીનાં નાટકો છપાવી એનો પ્રગતિનો નોંધ લઈ ભાવી પ્રગતિની દિશા દેખાડના અદ્યતન ઇતિહાસ લખાવો અને આજનો સન્માન દિન તે રંગભૂમિની સેવાના આરંભ દિન તરીકે સદા ઊજવાઓ, એ દેવી ભારતી પાસે પ્રાર્થના!

1

# સૌન્દર્ય–યોગ*

[ વ્યાખ્યાતા : ડૉ હરિપ્રસાદ વ્ર દેસાઇ ]

ધાર્મિક જીવનનું અંતિમ લક્ષ સતની સ્થિતિ પ્રાપ્ત કરવાનું છે. કર્મ, જ્ઞાન, ભક્તિ કે ધ્યાન એ ચારે માર્ગ કે ચારમાંથી ગમે તે માર્ગે તમે એ મેળવો પણ આ જીવનમા જ અહીં જ એ મેળવો. કામ, ક્રોધ, લોભ વગેરે રિપુઓના બંધનમાંથી છૂટી જીવનમુક્તિ મેળવો અને મોક્ષ અથવા સાચી સ્વતંત્રતા સદેહે પ્રાપ્ત કરો

Mysticism–રહસ્યમાર્ગ એ બીજુ કંઈ નથી પણ આધ્યાત્મિક જીવનની ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવાનું શાસ્ત્ર છે ખરી જીવનકળા કે ખરું જીવનવિજ્ઞાન પણ એ જ છે

આધુનિક માનસશાસ્ત્રીઓએ, મતોના અનુભવ ખરા ગણ્યા છે અને ગમે તે દેશ કે ગમે તે જાતિના સતો જુદી જુદી ભાષામા અને જુદી જુદી રીતે એક જ સત્યને દર્શાવે છે એ સિદ્ધ થયુ છે.

ધર્મનું ખરુ રહસ્ય આત્મા પરમાત્માની સાથે જોડાય એ છે. દરેક માનવહૃદયમાં તો શુ પણ પ્રાણી માત્રમા મહાન થવાની વાસના સબળ છે.

પરમહંસ રામકૃષ્ણ ડૂબ, ડૂબ, ડૂબ, ડૂબ એ ગીત મીઠે સ્વરે વારવાર ગાતા તે આધ્યાત્મિક વિશાળ જીવનમા પ્રવેશ કરવાનું ગીત હતું.

ઋગ્વેદ અને સામવેદમાં એક મત્ર છે.

तरत् स मन्दी धावति, धारा सुतस्यान्धस

तरत् स मन्दी धावति ॥

જેઓ સ્વયતૃપ્ત, આત્મારામ, આનદમગ્ન (મન્દી) જીવો છે તેઓ માનસિક ચેતના જાગ્રત કરીને પ્રાણવાન બની એવી આત્મશક્તિ ઉત્પન્ન કરે છે કે એ શક્તિને આધારે આધારે જીવનમુક્તિ મેળવી આ સંસાર ઝપાટા બધ તરી જાય છેઃ

અથર્વ વેદમા બીજા મત્રે છે કે

तुजे तुजे य उत्तरे स्तोमा इन्द्रस्य वज्रिण.

न विन्धे अस्य सु स्तुतिम् ॥

એક એક બક્ષિસ પામીને હું પાપનો નાશ કરનાર ઇન્દ્રની વધારેને વધારે સ્તુતિ કરતો જાઉં છુ

---

* તા ૨૭-૪-૪૬ને દિવસે મળેલી સસ્થાની વાર્ષિક સભામા પ્રમુખસ્થાને આપેલું વ્યાખ્યાન.

[જ્યારે જ્યારે માર્ગ કર્યાણને વાસ્તે કોઈપણ વસ્તુની આવશ્યકતા જણાઈ ત્યારે ત્યારે તે વસ્તુ અમે ત્યાંથી આવીને મારી સામે ઊભી જ છે. પાપમાંથી ઉદ્ધાર કરનાર પરમ ઐશ્વર્ય યુક્ત ઈન્દ્ર ભગવાને મને ન્યાલ કરી દીધો છે ]

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આપ મને પૂછી શકો કે હિન્દુસ્તાન અત્યારે નવજીવન પાળવાની તૈયારીમા છે તે વખતે આર્થિક, સામાજિક, રાજકીય કે સાહિત્ય વિષયક સળગતા પ્રશ્નો મૂકીને વાર્ષિક વ્યાખ્યાનમાં ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંતવાણીની જૂની ચર્ચામાં શું કામ વખત બગાડો છો.

મારો જવાબ એ છે કે સંતોની પાસે પ્રેરણા લેવાનો આજ યોગ છે. મહાન યુદ્ધની પછી મોંઘવારી, દુકાળ, સ્વાર્થ, અનીતિ, વ્યભિચાર વગેરે દોષો વધી પડ્યા છે પૃથ્વી જડવાદથી ત્રાસી ગઈ છે અને ગરીબ ગાયનું રૂપ લઈને એ સૃષ્ટિમાં વ્યાપેલા પરમ ચૈતન્યરૂપ વિષ્ણુ ભગવાનની સહાય લેવા અશ્રુપૂર્ણ નેત્રે જોઈ રહી છે.

વધી ગયેલી હાડમારી, જીવનકલહ, હરીફાઈ, ત્રાસ ઈત્યાદિને પુરુષાર્થ-થી પહોંચી વળવું હોય, સમાજવ્યવસ્થા ડામાડોળ સ્થિતિમા છે તેને સ્થિર કરી લોકજીવન પ્રગતિને પથે વાળવું હોય તો આવા વિષયો પર આપણે જરા વધારે મનન કરવાની જરૂર છે.

માનસશાસ્ત્ર, ધર્મ અને વિજ્ઞાન-તત્ત્વજ્ઞાનમાંથી ઉચ્ચ જીવન જીવવાની કળા મળે છે અને આધુનિક વિચાર પ્રમાણે ઉચ્ચ જીવન માત્ર અંગત સુખને માટે નથી પરન્તુ કર્તવ્ય બજાવવાની આવડત આવે તે માટે અને સેવાથી સમાજનું કલ્યાણ સાધી શકે એવા લાયક સ્ત્રીપુરુષો બનાવી શકીએ તે માટે છે.

સૃષ્ટિસૌન્દર્યમા પ્રભુને જોનારા સંતોને મતે આ સંસાર કાળા પાણી જેવો કે કેદખાના જેવો નથી. અહીં આપણા દિવ્ય આત્માની પાંખો કપાઈ ગઈ હોય કે કોઈ પાંજરામાં પુરાઈ જવું પડ્યું હોય એમ પણ એ માનતા નથી.

શંકરાચાર્યે "હરિરેવ જગત્ જગદેવ હરિઃ" હરિ એ જગત છે અને જગત એ હરિ છે એમ કહીને જગતની પ્રતિષ્ઠા ખૂબ વધારી દીધી છે. પ્રાચીન ગ્રીસના થેઈલ્સે 'All things are full of Gods' વસ્તુ માત્ર દેવોથી પરિપૂર્ણ છે એમ કહ્યુ છે વળી ભગવાન કાયરે તો કુદરત-માંથી રસ અને પ્રેરણાના કેટલાયે ઘૂંટડા પીધા છે.

ખ્રિસ્તી સંત, સેન્ટ ફ્રાન્સિસ ઑફ એસિસીના આધ્યાત્મિક જીવનની એ વિશેષતા હતી કે સમગ્ર જગત સાથે એ સગાઈનો સબંધ અનુભવતો. જર્મન સંત એકાર્ટ કહેતો કે માણસને જેટલી ઈશ્વરની જરૂર છે એટલી ઈશ્વરને માણસની પણ જરૂર છે. અમેરિકન સંત થોરોએ સાદા કુદરતી જીવનમાં પરમ સુખ માન્યું હતું અને અરણ્યના સૃષ્ટિસૌન્દર્યમાં એ ઓતપ્રોત થયો હતો.

પરન્તુ કુદરતનો ખરો આશક તો અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થ હતો. એ વર્ડ્ઝવર્થના પૌત્ર પ્રો. વર્ડ્ઝવર્થ પાસે પ્રેરણા લઈ આપણા નવી કેળવણી લેનાર પ્રથમ ગુજરાતીઓના ફાળામાં સ્વ. નરસિંહરાવ ભોળાનાથ, મણિલાલ નભુભાઈ, મણિશંકર ભટ્ટ, બળવંતરાય ઠાકોર, ગોવર્ધનરામ ત્રિપાઠી, રમણભાઈ નીલકંઠ વગેરે હતા. એમણે આપણને સૃષ્ટિસૌન્દર્યની કવિતાનું સુખ, આશાવાદ, સૌન્દર્યમાં પ્રભુદર્શન અને પુરુષાર્થ શીખવ્યાં છે.

વર્ડ્ઝવર્થ માનતો કે સૃષ્ટિસૌન્દર્યના દર્શનથી આપણી ભાવનાઓ ઉચ્ચ થાય છે, આદર્શો સ્થિર થાય છે અને આપણામાં જે કંઈ ઉત્તમ અને ઉચ્ચ હોય છે તેનાથી બધું જીવન રસાઈ જાય છે. નીચેના કાવ્યમાં એ કહે છે કે

'એ ધન્ય ઘડી હતી
સંસારના ભારમાં હું તો ગૂંચવાઈ ગયો હતો
અત્યારે એમાંથી છૂટ્યો છું
અત્યારે મન સુખમાં છે અને
હું શાન્તિ પામ્યો છું
હાશ ! હમણાં તો રુધિરાભિસરણ પણ જાણે બંધ પડ્યું લાગે છે
શ્વાસોચ્છ્વાસ પણ અટકી ગયા છે કે શું ?
જાણે મીઠી નિદ્રામાં ન પડ્યો હોઉં એમ લાગે છે
જીવ જડને આત્મામાં મળી ગયો છે
હમણાં તો જાણે હું શરીરમાં નથી
મધુરના દર્શનથી ચક્ષુ ઠરી ગયાં છે।
અને આનન્દ ઉલ્લાસથી વસ્તુમાત્રનું રહસ્ય હું પામી ગયો છું

ચેતન જ વોલ્ટ વ્હિટમેનના 'ઘાસના પાન'માં માત્ર આપણે નથી જોતા પણ સમગ્ર ચૈતન્ય આપણી સાથે જાણે બોલી ઊઠે છે. વ્હિટમેનના દર્શનનો આગળ પડતો ગુણ પૂર્ણતા જોવાનો છે. જગતમાં વ્યાપેલા પરમ તત્ત્વનો એણે સાક્ષાત્કાર કર્યો છે.

"લીવ્ઝ ઑફ ગ્રાસ" "ઘાસનાં પાન" વાંચી ગયા પછી જાણે આપણે કોઈ મહાન આફતમાંથી બચીને સલામત નીકળી આવ્યા હોઈએ અને વધારે સારા થયા હોઈએ એવું લાગે છે. જાણે શ્વાસ હજી શમ્યો નથી અને ગભરામણ બેઠી નથી પણ આશ્ચર્યકારક આનંદ ઊભરાઈ ગયો હોય એવી લાગણી થાય છે

તોફાનના કડાકા ધડાકાથી, આપણા કાન બહેરા થઈ જાય છે આંખોએ અંધારાં આવે છે, પણ આખરે શાન્તિની ઘડી આવે છે તે વખતે ભૂલ ન થાય એવો ધીમો અંતઃકરણનો અવાજ સંભળાય છે પછી કોઈ દ્રષ્ટાની અદાથી, વ્હિટમૅન, આપણને દૂર દૂરના તારામંડળોની પારની ચીજોના ગીત સંભળાવે છે

આમ છતાં સૃષ્ટિસૌન્દર્યથી બધા જ માણસો કંઈ એકસરખી રીતે આકર્ષાતા નથી, જોકે રસિકતા તો દરેક માણસમાં થોડી ઘણી હોય છે પણ એને ખીલવવી પડે છે

આપણાં ગામડાં સ્વચ્છ, સુન્દર અને આકર્ષક કરવાં જોઈએ શહેરોમાં બાગબગીચા, વિશ્રામસ્થાનો અને ઉપવનો જોઈએ ઘરો અને ચાલીઓ ખુલ્લી હવા અને અજવાળાવાળા, વૃક્ષો અને લતામંડપોથી શોભીતાં જોઈએ આમ કર્યા વગર ઊછરતી પ્રજામાં રસિકતા નહિ આવે, કુદરત તરફ પ્રેમ નહિ થાય આપણું વાતાવરણ અસરકારક અને પ્રેરક બનાવવું જોઈએ.

સ્વયંસ્ફૂર્તિથી કુદરત તરફ પ્રેમ થવો એ આધ્યાત્મિક ગુણ છે ભક્તહૃદય જેવી આર્દ્રતા ન હોય તો રસિકતા ખીલતી નથી. કવિતા, કલા, સંગીત અને દૃશ્ય સાહિત્યનું કામ પ્રજાજનોના સંસ્કાર સુધારી એમને સૌન્દર્યગ્રાહક શક્તિ આપવાનું છે એવો કુદરતનો એક ભક્ત કહે છે :

*There is day & night brother!*
Both sweet things,
Sun moon & stars brother!
All sweet things :
There is like wise a wind
On the earth.

"અરે બન્ધુ! જોતા ખરા! આ જનો દિવસ કેવો છે!
અને આ રાત્રિ જો! બન્ને સરસ!

અને ભાઈ ! સૂર્ય, ચંદ્ર અને તારા ?
કેટલા બધા સારા !
પેલું ઘાસ જો ! એના ઉપર પેલાં ઝીણાં,
રાતાં ફૂલ કેવાં ઊગ્યાં છે !
અને પવનની લહેરો જો !"

હવે મેસફીલ્ડનો દરિયા પર ભટકનારો શું બોલે છે એ સાંભળોઃ

"જો મને સાગરના તરંગો બોલાવે છે
મારે ફરી જવું જ જોઈએ.
ભરતી અને ઓટનો પુકાર જ, જબરો છે
એવા આગ્રહને તો ના પડાય જ નહિ "

ટેનિસન "The Ancient Sage" 'પ્રાચીન મુનિ' નામના કાવ્યમાં સમુદ્ર અને આકાશના ભૂરા ભૂરા ઊંડાણમાં અને પૃથ્વીની લીલી હરિયાળીમાં અને એક દાણાના ૧૦ લાખના દસ લાખમા ભાગમાં એ અનામી (બ્રહ્મ)ને શોધવાનું કહે છે અને પછી પોતાનો અનુભવ દર્શાવે છે એ કહે છે "હું એકલો બેઠો હતો, મારા પોતાના જ નામનો જપ કર્યાં કરતો હતો, ત્યાં કોઈ વાદળી આકાશમાં ઓગળી જાય તેમ હું મહા આકાશમાં ઓગળી ગયો " પછી એના પત્રો બહાર પડયા છે તેમાં આ કાવ્ય વિશે એણે વધારે સ્પષ્ટતા કરી છે

"મને જાગ્રત મૂર્છા જેવું થતું મારા પોતાના નામનો જપ બહુ એકાન્તમાં કરું ત્યારે એવું થઈ જતું હતું મારું શરીર ઓગળી જતું અને વિરાટમાં ભળતું હોય એમ લાગતું આ કોઈ ઘોટાળા જેવું નહિ પણ સ્પષ્ટમાં સ્પષ્ટ ભાનવાળી સ્થિતિ હતી મારી જાત જતી રહેતી એમ નહિ પણ વ્યક્તિત્વ વિસ્તાર પામીને જે વધારે સાચું જીવન છે તે પ્રાપ્ત થતું હતું "

કુદરતના આશ્ચર્યોમાં ભક્તિનો જે આવેશ હોય છે અને ભાવની પરાકાષ્ઠા હોય છે તે રિચર્ડ જે ફેરીઝની 'The Story of My Heart' 'મારા હૃદયની વાતમાં બહુ સુન્દર રીતે રજૂ થાય છે'

સૃષ્ટિસૌન્દર્ય જોતાં કોઈ વર્ણન ન કરી શકાય એવો આત્માનો ભાવ મને થઈ આવે છે એ મનોવૃત્તિને પ્રાર્થના કહું તો એ શબ્દ જાણે નાનો પડે છે એ સ્થિતિને તે પોતે અમર્યાદ આત્માનું જીવન કહે છે.

"મારામાં જ પૃથ્વી, સોનેરી સૂર્ય, પ્રકાશ અને કીરણથી ઊભરાતા સમુદ્રનું રહસ્ય ભરેલું હશે. મારા આત્માને વિશાળ થવા દો ! હું દેહમાં છું એટલો તો પુરતો નથી. એ તો અલ્પ અને ક્ષુદ્ર સ્થિતિ છે. મારે તો મારા થવું છે, આત્માને મોટો કરવો છે અને મનનું તેજ વધારવું છે. નજર ઊંડી થવી જોઈએ અને આશાઓનું ક્ષેત્ર વિશાળ થવું જોઈએ.

'આત્માની દૃષ્ટિ ઊંડામાં ઊંડી જઈ શકે, દૃશ્ય જગત કરતાં પણ ઘણે ઊંડે નજર જાય અને નથી જોવાનું તેની પણ પેલે પાર જોવાય એવી મારી મનઃકામના છે. હજી સુધી જાણ્યું નથી એવા પૂર્ણત્વને હું જાણું અને કલ્પના પણ નથી થઈ શકતી એવી વિશાળતા મારા આત્માની થાય તો બહુ સારૂં.

આ બધી સૃજનજૂની તૃષા છે, આ અમર્યાદ આત્માનું જીવન જેને માટે જે ફેરીઝ ઝંખી રહ્યો છે તેને જ યુરોપના જૂના મતો Godhed એવો શબ્દ વાપરતા. Godhed એટલે ઐશ્વર્ય ઇશ્વરપણું-એ ઈશ્વરપણું પામીને નાનો મનુષ્ય મોટો વિશાળ બની જાય છે.

ઈશ્વર ને આપણી અપૂર્ણતાને પૂર્ણ બનાવી દેનાર સમજવો એના કરતાં વધારે મોટું બીજું શું હોઈ શકે ?

જે ફેરીઝની પ્રાર્થના અલ્પતામાંથી વિશાળમાં જવાની જ હતી.—એનું વર્ણન બહુ રસિક છે.

જૂના સંતો, દૃશ્ય જગતને માયા કહીને એનાથી ભાગતાં-અંતર્યામિતા-આત્માનાં અખૂટ વીર્ય, અનંત જ્ઞાન અને અનંત તેજ પર ધ્યાન કરવાની આજ્ઞા કરતા હતા.

ધનના ઘેલા, કીર્તિના શોધનારા એવા જનસમૂહને માટે યોગની આ પદ્ધતિ ખોટી પણ નથી. પણ સૃષ્ટિના સૌંદર્યરૂપ, વિરાટ પ્રભુ સાથેના યોગ કરતાં એ એકાંતી વ્યક્તિગત આત્મયોગ વિના કારણનો ગરીબડા બની જવા જેવો લાગે છે.

આધુનિક જગતને તો કોઈ ઉચ્ચ યા આધ્યાત્મિક આદર્શની પડી નથી. અને કાંચન અને સત્તા અને કામિની આડે, અંતરનો કે બહારનો કોઈ યોગ જ જોઇતો નથી. ઉચ્ચ સિદ્ધાંત વગરના આજકાલના લોકો આત્મવિકાસની કોઇ ધર્મક્રિયા જ માગતા નથી.

પરંતુ કુદરતનો યોગ આધુનિક અધિકારી જનોને ફાવે એવો છે. માત્ર આજકાલના બેદરકાર ઉપલક્રિયા લોકો, કુદરતને તટસ્થ Neutral

ન ગણે તો બસ છે એમાના કોઈ જરાક રસ લે તો કુદરત એમને મૃદુ અને સુખી તો જરૂર બનાવશે

જે ફેરીઝની પ્રાર્થનાની રીત હવે જુઓ'—'ઘસમાં સૂને સૂને હુ મારા આત્મામાથી પૃથ્વી, સૂર્ય હવા અને દૂરના સાગર સાથે વાતો કરવા લાગ્યો. પૃથ્વી કેવી મોટી ? માગ જોવાને અમ્બર ઊંચકી શકે છે એનો હુ વિચાર કરવા લાગ્યો સુંવાળા ઘાસના બિછાનામાથી એવુ સભળાયુ કે જાણે પૃથ્વી મારી સાથે બોલી રહી છે !

ફરતી ભમતી હવા વિશે હુ વિચાર કરવા લાગ્યો એ હવાની સ્વચ્છતા એ જ એનું સૌંદર્ય હતુ એ હવા સ્પર્શ કરતી હતી અને પોતાનામાંથી મને કંઈક આપી જતી હતી મનશ્ચક્ષુથી હુ પેલા સાગર સાથે બોલવા લાગ્યો એનું બળ, રહસ્ય અને મહિમામાથી મને થોડુ થોડુ દરિયો આપે તો સારુ એમ ઇચ્છા કરવા લાગ્યો

પછી મે સૂર્યને સમ્બોધન કર્યું મારા આત્મામા માય એટલા પ્રકાશ, ઉષ્મા શક્તિ અને વેગની મે સૂર્ય પાસે યાચના કરી

ભૂરા આકાશ તરફ પછી હુ વળ્યો એના મહાન ઘુમ્મટ તરફ જોયા જ કર્યું અને એના નિર્મળ ભૂરા રગને અને મનોહરતાને મે શ્વાસોચ્છ્વાસમા ભરાય એટલા ભર્યા એ વખતનો રગ પકડવો તો એમ કરતાએ મુશ્કેલ હતો પણ આકાશે મારા આત્માને તો પોતાની પાસે ખેચી લીધો હતો

આ બધાના સાનિધ્યમા મે પ્રાર્થના કરી વાદળમાથી પાછો હુ નીચે આવ્યો સુગધીદાર આસચીબોવચીનાં ફૂલો મે હાથમા લીધાં ને સૂઘ્યા, થોડુ ઘાસ તોડી થોડી માટી હાથમાં લીધી અને આંગળીઓમાં રમાડીને નીચે ફેંકી દીધી કોઈ સારગીના તાર છેડીને હુ પ્રાર્થના કરતો હોઉ એવુ પેલા ઘાસ અને માટીને આગળીઓમા રમાડતા લાગ્યું સૂર તો આત્મામાથી નીકળતા હતા અને આત્માને જોરે મારા કઠ બેવડુ જોર કરતો હતો

શરીર મન અને પ્રાણથી હુ પ્રાર્થના કરવા લાગ્યો શરીર સાથે તો કુસ્તી કરીને મે અંદરનું જોર બહાર કાઢ્યુ

આ પ્રાર્થના—આ આત્માનો આવેશ કોઈ વસ્તુ મેળવવા માટે તો હતી જ નહિ. એ તો એક ઊભરો હતો ઘણીવાર તો તરવારની ધાર

પર ચત્તા સૂતા જેવુ હતુ પૂર્ણ ભક્તિભાવથી કુદરતમાં વ્યાપેલા છે તેના પણ મોટા, પરમેશ્વરને સ્પર્શવાની મારી આ ક્રિયા હતી ”

પછી મે મારુ મો ઘાસમાં ઢાંકી દીધું ચત્તોપાટ સૂતો કુદરતીમા જાણે મારી હાર થઇ તલ્લીનતામા હુ ક્યાંનો ક્યા ઘસડાઇ ગયો

અને જે ફેરીઝને આ રીતે કુદરત તો એક મિત્ર અને સહાયક જેવી થઇ પડી હતી આ રીતે આપણે પણ જો કુદરતને સમજવાનો યત્ન કરીએ એ જડ નથી પણ ચેતનથી ભરપૂર છે એમ માનીએ, પારકી નહિ પણ આપણી સગી છે એમ સમજીએ એના ચૈતન્યનાં અદ્ભુત પ્રાકટ્યને વધારે ને વધારે પ્રેમથી જોઇએ અને એટલુ અનુભવીએ કે કુદરતના ચૈતન્યનું મૂળ અને આપણા આત્મ ચૈતન્યનું મૂળ એક જ દિવ્ય વિશ્વ ચૈતન્યમાં છે, તો ખાત્રીથી કહું છુ કે આપણુ અંતકરણ વધારે બળવાન બનશે અને આપણે વધારે ઉચ્ચ મનોદશાને પામીશુ

કુદરત તરફનો આવો આદરભાવ વિજ્ઞાન પણ હવે તો યોગ્ય ગણે છે સમજપૂર્વક અને વિવેકપૂર્વક આપણે સૃષ્ટિમા રહેલા નિયમો, સૌંદર્ય, સારાપણુ વગેરે ધ્યાનમા લઇ એ પર મનન કરી આનન્દસમાધિની એકાગ્રતાનું સુખ ભોગવીએ તો એમા ઘેલાપણુ નથી પણ શ્રદ્ધા-ભક્તિની સાચી સમજ છે આધુનિક વિજ્ઞાન તત્ત્વજ્ઞાનીઓએ આ તો હવે બુદ્ધિ કબૂલ કરે એ રીતે સિદ્ધ કરેલુ છે

જે ફેરીઝ જેવા કવિત્વથી અને ભક્તિમાત્રથી સૃષ્ટિયોગ વધારે બળવત્તર બનશે 'એક સત્ વિપ્રા બહુધા વદન્તિ' એ પરમ સત્નો યોગ પામીશુ અને એ જ્ઞાન અને પ્રેમભક્તિને બળે આપણા જીવનમા એવુ પવિત્ર ઐશ્વર્ય આવશે કે જેનાથી આપણુ જીવન મહાન બનશે. ગૃહજીવન પણ શુદ્ધ પ્રેમથી ભરપૂર આનન્દદાયક અને ઉન્નતિકર થશે સમાજની સારી રીતે સેવા કરી શકીશુ અને લોકકલ્યાણમા આપણી ખાનગી આધ્યાત્મિકતા ખૂબ કામ આવશે

રહસ્યવાદ કે સતપણાનો નવો ઉપયોગ આ જમાનામા સમાજની ઉન્નતિ અને નિસ્વાર્થ સેવામાં જ થવો જોઇએ.

યુગોથી યોગ, તંત્ર, મંત્ર, સંગીત, વિદ્યાકળાઓ પ્રાર્થના ઉપાસના, ક્રિયાકાંડ એ બધું માનવીને મહાન બનાવવા માટે એને લોકકલ્યાણને માટે વધારે લાયક બને એ અર્થે હતાં

ધર્મવિચાર પણ બહુ લડીઝઘડીને વિકાસક્રમને પામ્યાં છે જે દિવસને માટે એ સર્જાયા હતા તે દિવસ હવે આવી ગયો છે વિચિત્રતાઓ

કે અક્રમપણું કેટલાક સાધુસંતોમા જોવામાં આવે છે તે વિક્રિયાઓ છે. એવી વિક્રિયતા નવા જમાનાના સાધુઓએ પોતાના જીવનમાં ન આવવા દેવી જોઇએ ।

બુદ્ધિસ્વાતંત્ર્યવાદીઓમાંથી કોઈ, આ આખીએ સંતદશાને too much of sentimentalism (ઊર્મિલવેડા) કહી નાખે Subjective એટલે આત્મલક્ષી અથવા અક્ષરગીપણું વાયડાપણું, હિસ્ટિરિયા વગેરે પણ કહે સજીવારોપણનો દોષ સૃષ્ટિ–સૌન્દર્યમા મગ્ન થયેલાઓની વાણીમાં કોઈવાર આવે છે તેમ છતાં હું સાચા કુદરતભક્તોને જ્ઞાન વગરના કે અંધશ્રદ્ધાવાળા માનતો નથી સાચા કુદરતભક્તોના દિલમા દીવો થઈ ગયો હોય છે અને અંધકારમાંથી પ્રકાશમા એ પણ ધીમે ધીમે ગતિ કરે છે એમનું દર્શન દિનપ્રતિદિન શુદ્ધ થતું જાય છે અને અવિદ્યાના પડદા એકે એક ખસતા જાય છે -

પરંતુ કુદરત કે સંસાર કઈ દરેક વખતે સુન્દર કે આનંદદાયક નથી રહી શકતા ગ્રીષ્મઋતુનો તાપ, બરફ અને વરસાદના તોફાનો, વીજળીના કાટકા અને પ્રલયકાળ આવ્યો હોય એવી ક્રૂરતા, ભયકર અંધકાર અને વૈરભાવનું વાતાવરણ ઘણીવાર, કુદરતમાં જામે છે

ઘણીવાર, આપણે સંસારમાં અન્યાય, કપટ, ક્રોધ અને ઝેરવેરના ભોગ થઈ પડીએ છીએ ,ગરીબાઈ, રોગ અને મૃત્યુથી થતા વિયોગ અસહ્ય છે.

વાઘને જોઇને એક કવિએ પૂછ્યું હતું કે 'પેલા નમ્ર ઘેટાને જેણે બનાવ્યુ તેણે જ તને બનાવ્યો છે ? "

પરતુ કુદરતનો ભક્ત આવા દુખો અને કષ્ટોના પ્રસંગોએ પણ કુદરતમા વ્યાપેલા ઈશ્વર પરની શ્રદ્ધાને લીધે ધીરજ રાખી શકે છે.

ભયકરતામા પણ એ જગજ્જનનીનો કોમળ હાથ જોઈ શકે છે, પ્રેમળજ્યોતિનું આશ્વાસન એને મળી રહે છે અને ક્ષણભર દકાઈ જતો અતરનો નિજાનદ પાછો એને પ્રાપ્ત થાય છે

સૃષ્ટિસૌદર્યમાથી આનદ લેતા આવડે તો એના જેવુ બીજુ સદ્ભાગ્ય નથી કુદરતનો પ્રેમ આખા જીવનને પવિત્ર કરનાર નીવડે છે સચરાચર સૃષ્ટિમા એક અપ્રકટ તાલમય માધુર્ય વ્યાપેલું છે તેમાથી કુદરતના ભક્તને પોતાના જીવન માટે, તાનમયતા અને માધુર્ય મળે છે આધુનિક સસ્કૃતિએ જે યાંત્રિક સ્વાર્થસાધુ જીવન રચ્યા છે તેમા આત્માની ઘણી

શક્તિઓ દેખાઈ જાય છે. પરન્તુ કુદરતના સહવાસથી એમાં રહેલું શુદ્ધ તત્ત્વ આપણા શરીરમાં રહેલા શુદ્ધ તત્ત્વને જાગ્રત કરશે, ગહનતા ગહનતા બોલાવશે અને ભેટશે. જે આશ્ચર્ય અનંતમાં છે તે જ આશ્ચર્યને અણુમાં પણ ભરેલું છે. જે દિક્ અને કાળથી પાર છે તે જ આપણા ઘરઆંગણે છે. સૂર્યમંડળો અને નક્ષત્રોમાં દૂર દૂર જે છે તે જ વૃક્ષોનાં પાનમાં અને બાજરીનાં ડૂંડાંમાં છે. સૃષ્ટિના અણુ પરમાણુમાં જે ધબકે છે તે જ આપણા હૃદયમાં ધબકી રહ્યો છે.

અંતમાં જે મહાનુભાવોએ કુદરત તરફ પૂર્ણ ભક્તિભાવથી સંસારના દેવોના આ મહાકાવ્યને જોયું હતું તેમની એક પ્રાર્થનાથી જ આ લેખ બંધ કરીશું:

महे नो अद्य बोधया उषो राये दिवित्मति ।
यथा चिन्नो अबोधयः सत्यश्रवसि
वाय्ये सुजाते अश्वसूनृते ॥

હે ઉષા! તું દિવ્ય પ્રકાશવાળી છે. અમને મહાન ઐશ્વર્યને માટે જગાડી દે; જે રીતે તું અગાઉ અમને જગાડતી આવી છે તે રીતે!

હે સુન્દર પ્રકાશની સાથે જન્મ ધારણ કરનારી! એ મહાન વ્યાપક, પ્રિયસત્યાત્મિકા વાણી! તું આજે મારા આ સત્યજ્ઞાનવાળા, નિરંતર વિસ્તાર કરવાને યોગ્ય એ જીવનમાં પ્રકટ થા!

# સુવર્ણચંદ્રક–પ્રદાનવિધિ

**શ્રી** ગુણવંતરાય પોપટભાઈ આચાર્યને ૧૯૪૫ની સાલનો સ્વ રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પણ કરવાનો વિધિ તા ૨–૩–૪૭ ને રવિવારે સાંજે ગુજરાત સાહિત્ય સભા તરફથી લેડી વિદ્યાબહેન નીલકંઠના પ્રમુખપદે ભોળાભાઈ લેડિઝ ઇન્સ્ટિટ્યૂટમાં યોજાયો હતો તે વખતે શ્રી ગુણવંતરાય આચાર્યની ઓળખ આપતાં પ્રાસંગિક વ્યાખ્યાનો શ્રી ધૂમકેતુ, શ્રી રવિશંકર રાવળ, શ્રી ગટુભાઈ ધ્રુ વગેરે લેખકોએ કર્યાં હતા

શ્રી ધૂમકેતુએ શ્રી ગુણવંતરાયની ઓળખ આપતાં જણાવ્યુ હતું કે "શ્રી ગુણવંતરાયની નવલકથાઓ ન વાંચી હોય એવો સાહિત્યરસિક કોઈ ભાગ્યે જ હશે એમનો જન્મ ૧૯૦૦ની સાલમા થયો છે એમના પુસ્તકોની સખ્યા પણ ૪૭ની છે એટલે કે જેટલા વરસ તેટલા પુસ્તકો એમણે આપ્યા છે અગ્રેજી નવલકથામાં કોનરેડની માફક શ્રી ગુણવંતરાયે પણ દરિયાઇ જીવન અગેનો ખૂણો કબજે કરી લીધો છે, એટલુ જ નહિ પણ ગુજરાતીઓએ પરદેશોમાની વસાહતોમાં જે ગૌરવભર્યો ફાળો આપ્યો છે તેનું વર્ણન કરતી કથાઓ આપવાનું કાર્ય પણ તેમણે જ પહેલુ કર્યું છે

શ્રી આચાર્યને વિનતિ છે કે વિવેચકો તરફથી તેઓને ઉત્તેજન મળે કે ના મળે તેની જરાય ચિંતા કર્યા વિના લખજો ને લખે રાખજો, તેમાથી જેટલુ તેજસ્વી હશે તે જીવશે "

અતમાં શ્રી ધૂમકેતુએ સંવાદની જીવનકલા તેઓએ હસ્તગત કરી હોવાનો ઉલ્લેખ કરી તેઓને દીર્ઘાયુષ ઇચ્છ્યુ હતું

## કોઈ ફરિયાદ નથી કરી

જે બાદ શ્રી રવિશંકર રાવળ, શ્રી રતિલાલ ત્રિવેદી, શ્રી ગટુભાઈ ધ્રુ વગેરેએ પ્રવચનો કર્યાં હતા જેમાં શ્રી આચાર્ય સાથે પોતે કેવી રીતે સંબંધમા આવ્યા તે તે જુદા જુદા પ્રસગો જણાવી તેમણે લખેલી નવલકથાઓ અને નવલિકાઓએ સાહિત્યમાં જે નવી ભાત પાડી છે તે તે અગેના દાખલાઓ ટાંકીને જણાવ્યુ હતુ શ્રી ગટુભાઈએ વધુમા એમ પણ જણાવ્યું હતું કે 'જીવનમાં જે અનેક કષ્ટો તેમણે સહ્યા છે તેની જરાય છાપ કે ફરિયાદ બીજા લેખકોની માફક પોતાની નવલકથાઓમાં કરી નથી પણ મર્દને છાજે તેમ તેઓએ કષ્ટો વેઠી લીધા છે "

બાદ શ્રી. વિદ્યાબ્હેનના હસ્તે શ્રી. આચાર્યને સ્વ. રણજીતરામ સુવર્ણ-ચંદ્રક અને હારતોરા એનાયત કરવામાં આવ્યા હતા જે બાદ શ્રી. આચાર્યે વળતો જવાબ આપતાં પોતાનું લખેલું નિવેદન વાંચ્યું હતું.

### શ્રી. ગુણવંતરાયનું વ્યાખ્યાન

સન્નારી અને સજ્જનો,

આજે હું આ સ્થાને આપનાં બહુમાન માટે આપે અધિકારી માનેલી વ્યક્તિ તરીકે ઊભો થયો છું એ મારે મન અત્યંત આનંદની ઘડી છે અને મારું ઋણ ચૂકવવાની ઘડી છે.

આપના ચંદ્રકનો નત મસ્તકે સ્વીકાર કરતાં મને એવી વ્યક્તિઓ યાદ આવે છે કે જેમનાં મારા ઉપરનાં માયા અને લાગણીભર્યાં અહેસાનો સિવાય આજે આ સ્થાનને બદલે બીજે ક્યાં હોત તેનો વિચાર કરી શકતો નથી.

રાજકીય ક્ષેત્રમાં પોતાની આમદાની અને આયુષ સમસ્તનો બલિ આપનાર મુ. ભાઈ મણિશંકર શામજી ત્રિવેદીનો ગુજરાતી સાહિત્ય પ્રત્યેનો અગાધ પ્રેમ અને શોખ ઘણાયને ખ્યાલમાંયે નહિ હોય. કુંડલાનિવાસી એ સજ્જન હિન્દી અને ઉર્દૂના અચ્છા કવિ હતા. જેલમાં રચેલી એમની ગઝલો ઉપર ડો. કીચલુ અને સ્વ. ટી. એ. કે. શેરવાની આફરીન પુકારતા. આજ તો એ અવસાન પામ્યા છે ને એમની ગઝલો મળતી નથી. એ સાચે જ ગુજરાતને ખોટ છે. હું લખી શકું કે નહિ એનો પણ વિચાર મેં નહોતો કર્યો ત્યારે એમણે મને લખવાને—થાક્યા વગર લખવાને પ્રેર્યો. જગતમાં આગળી ચીંધ્યાનું પુણ્ય મોટું છે. ઋણ મોટું છે. આજ એ ઋણ થોડુંક પણ ચૂકવાતું હશે એમ હું માનું છું.

આજે આ સ્થાને મને ઊભો રહેવાની શક્યતા ઊભી કરવાનાં કાર્ય કે અકાર્યને માટે, મને વારંવાર પ્રોત્સાહન આપવા માટે શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ ખાસ જવાબદાર છે. લેખક બનવાની મારામાં મુરાદ જાગી પરંતુ લેખક થવું કેમ એની મને સૂઝ નહોતી એ કાળમાં મારા આપ્તજન સમા જેને હું લેખતો આવ્યો છું એવા શ્રી ચંદુલાલ જેઠાલાલ વ્યાસ મારફત મને એમની પિછાન થઇ. પહેલી પિછાનથી જ એમણે મારા ઉપર મમતા બતાવી. 'પ્રજાબંધુ'માં ભેટ પુસ્તક લખવાનો એમણે મને માર્ગ કરી આપ્યો. 'પ્રજાબંધુ'નાં ભેટ પુસ્તકો શ્રી. ચુનીભાઇ જ લખે એવી પ્રણાલિકા હતી ત્યારે એમણે પોતાનો એ અધિકાર મને સ્વેચ્છાએ આપ્યો ને એટલી જ મમતાથી 'પ્રજાબંધુ'ના સંચાલક ભાઇ ઇન્દ્રવદને એ

સ્વીકાર્યો જે સીડી ઉપર ચડીને આજ હું આપ સન્મુખ ઊભો છું એનાં એ પહેલાં પગથિયા —આજ મારું મસ્તક એ બન્નેનાં ચરણમાં પ્રાંજલ નમે છે

અને અમારું અમદાવાદનું ઘા–ઘર એ ઘા–ઘરના સભાસદોની મારા તરફની મમતા,–આ તમામને યાદ કરવાની આજ મને દાબી ન શકાય એવી ઊર્મિ આવતી હોય તો આપ મને ક્ષમા કરજો

સત્તર અઢાર વર્ષની ઉમરે ઘર છોડીને ચાલી નીકળેલો, મુમ્બઈમાં છાપા વેચીને અભ્યાસ કરવા મથતો ને અભ્યાસ અધૂરો મૂકીને છાપામાં પ્રુફ–રીડર તરીકે નોકરીએ ચડી ગયેલો હું—આજ આ સ્થાને ઊભો છું—ઊભીને ગૌરવ અનુભવું છું ત્યારે મારા જેવા અકિંચન તરફ મમતા બતાવનારા, માયા રાખનારા, માર્ગ બતાવનારા, માર્ગ સરળ કરનારાઓ અને મને નિઃસ્વાર્થ નિઃસંકોચ સલાહ આપનારાઓના નામો સંભારવાં એ કેવળ મારું કર્તવ્ય નથી મારું ઋણ છે—મારો આનંદ છે

હું કાઠિયાવાડી છું અને મારા જેવા બીજા કાઠિયાવાડી લેખકો પણ છે અમે સોરઠી સરકાર અને સસ્કૃતિની આરાધના કરીએ છીએ અમે સોરઠના ઇતિહાસને રજૂ કરીએ છીએ અમે સોરઠના ભૂમિજનોની ઊર્મિઓ અને ભાવનાઓને સાદ દઇએ છીએ એનો અર્થ એ નથી કે અમે ગુજરાતના ગૌરવના પૂજારી નથી. એનો અર્થ એ નથી કે અમે કાઠિયાવાડ તરફની અમારી મમતાને ગુજરાત તરફની અમારી મમતાથી વધારે ઊંચે પદે સ્થાપીએ છીએ કાઠિયાવાડ અને ગુજરાત જુદા હતા નહિ, જુદા છે નહિ; અને હું તથા મારા જેવા બીજા કાઠિયાવાડી લેખકોના લેખનમા જ્યાંસુધી શ્વાસ અને પ્રાણ હશે ત્યાંસુધી જુદા પડશે નહિ

કાઠિયાવાડ અને ગુજરાતનું પ્રજાજીવન એક છે બન્નેના વતનીઓની તમન્નાઓ આદિ કાળથી તે આજ સુધી એક જ રહી છે કાઠિયાવાડ અને ગુજરાતના લોકોને જુદા માનવા કાઠિયાવાડી અને ગુજરાતી ભાષાને જુદી માનવી અને એકની અપેક્ષાએ બીજાની આરાધના કરવી એ તો સમાજનો દ્રોહ છે, સંસ્કૃતિનો દ્રોહ છે

ત્યારે તમને સહુને એક સવાલ થશે જો અમારી માન્યતા આવી છે તો પછી અમે ગુજરાતની અપેક્ષાએ કાઠિયાવાડની વાતો કેમ કરીએ છીએ ? ગુજરાતની અપેક્ષાએ સોરઠી સસ્કૃતિને વાચકો સમક્ષ કેમ ધરીએ છીએ ?

ગુજરાતના પાટીદાર બંધુઓને ઉવેખીને કાઠિયાવાડના કાઠીઓની વાતો કેમ કરીએ છીએ ! ખંભાત ને વલસાડના ખારવાને મૂકીને ઓખાના વાઘેરોની વાતો કેમ કરીએ છીએ ! ગુજરાતના ભીલો અને ધારાળાઓને મૂકીને માળિયાના મિયાણાઓ ને જતવાડના જતોને કેમ આગળ ધરીએ છીએ ! ગુજરાતના આબુને મૂકીને સોરઠના ગિરનારને કેમ સાદ દઇએ છીએ ?

આનું કારણ બીજું કાંઇ નથી. પરંતુ વોકર સેટલમેન્ટ છે. ઓગણીસમી સદીના પહેલા દાયકામાં કાઠિયાવાડ ભરમા 'ઝાડ' માર્કેગના નામથી ઓળખાતો કર્નલ વોકર વડોદરામાં આવ્યો. ગાયકવાડ અને પેશ્વાની અંદર અંદરની અસૂયા, કાઠિયાવાડના રાજાઓની અંદર અંદરની તકરારો અને મોગલ બાદશાહોની નબળાઈનો લાભ ઉઠાવીને એણે ગુજરાતના રાજકીય ભાવિનો ફેંસલો ફરમાવ્યો. ગુજરાત અને કાઠિયાવાડને જુદાં એણે પાડયાં.

એનાં સેટલમેન્ટે ગુજરાત અને કાઠિયાવાડમાં જુદાં જુદાં સ્વરૂપો ધર્યાં. વોકર સેટલમેન્ટે ગુજરાતમા ગાયકવાડીને જાપ્તામાં લીધી અને સમસ્ત ગુજરાતનું રાજકીય એકીકરણ કર્યું. કાઠિયાવાડને એણે એક નહિ, બે નહિ ને એકસો નેવ્યાસી રાજ્યરજવાડાંને છૂટતાં રાખ્યાં એ રાજાઓને પોતાની રાજકીય નાલાયકીના પ્રજાકીય પ્રત્યાઘાતોમાંથી અભયદાન આપ્યું. પચાસ વર્ષથી કાઠિયાવાડ ઉપર ગાયકવાડ જે સાર્વભૌમત્વ બેસાડવા માગતા હતા એ સાર્વભૌમત્વને એક તરફ કેવળ નામશેષ બનાવ્યુ, બીજી બાજૂ એ નામશેષ સાર્વભૌમત્વ પણ પોતાને હવાલે લીધુ આમ પચાસ લાખની વસતીનો આ ફુગરાળ પ્રદેશ મહારાજાધિરાજોને સોંપાયો. એમા જેમ કેટલાક મહારાજાઓ ચૌદ ચાળીસ ગામના ધણીઓ હતા તેમ કેટલ.ક-.મહારાજ એકાદ ગામના ચાળીસમા ભાગનાયે ધણી હતા—મહારાજાધિરાજ હતા.

આ રાજકીય પ્રપંચ કરવાનો હેતુ એ હતો કે કાઠિયાવાડનું રાજકીય, ઔદ્યોગિક અને પ્રજાકીય જીવન એ કાળમા શેષ હિન્દથી આગળ હતુ.

ઇ. સ. ૧૭૭૦ ની આસપાસ દ્વારકાનો એક વાઘેર નામે રામસિંહ માલમ યુરોપના પ્રવાસે ગયેલો. ત્યાંથી એ મીનાકારી, કાચ, લોખંડ અને હથિયારો બનાવવાના ઉદ્યોગો શીખી આવેલો. કેવળ ઉદ્યોગ જ માત્ર નહિ, ફ્રાંસની મહાક્રાંતિનો સંદેશ પણ લાવેલો. અને એના એ સંદેશથી પ્રેરિત થઇને કચ્છની પ્રજાએ ઈ. સ. ૧૭૮૪ મા પોતાના રાજા રાયધણને પદભ્રષ્ટ કર્યો, કેદ કર્યો અને કચ્છના બાર મહાલના બાર પ્રજાકીય આગેવાનોની કાર્યવાહક સમિતિનો—બારભાયાનો કારભાર પણ સ્થાપેલો.

બારભાયાના આ પ્રજાકીય કારભારને તોડી પાડવાને જોધપુર, રાધનપુર, રજપૂતાના ને કાઠિયાવાડનાં બીજા રાજ્યો અને કંપની સરકારના દળકટક એકઠા થયા કચ્છ કાઠિયાવાડના વાઘેરો, મિયાણાઓ અને ખલાસીઓની મદદથી કચ્છની પ્રજાએ આ એકત્રિત હુમલા સામે વીસ વીસ વર્ષ સુધી ટક્કર ઝીલી છેવટે બારભાયામાંથી જ ત્રણચાર 'ભાઇ' ફૂટયા પ્રજાતંત્રનો અંત આવ્યો અને ઇ સ ૧૮૦૪ મા પ્રજાએ ઇ સ ૧૭૮૪ મા પદભ્રષ્ટ કરીને કે. કરેલા રાજા રાયધણને કચ્છના રાજા તરીકે ફરીથી સ્થાપવામાં આવ્યો

પ્રજા ફરીથી આવું બળ કેળવી ન શકે, ફરીથી આવો પ્રજાતંત્રનો પ્રયોગ ન કરી શકે એ માટે બારભાયાના કારભારના અંત પછી તરત જ –અંતની સાથેસાથ કાઠિયાવાડ ઉપર વૉકર સેટલેમન્ટ આવ્યું એના પ્રમાણે તમામ રાજાઓને પોતાની ગાદી ઉપર સલામત કરવામાં આવ્યા વસ્તીના પુણ્યપ્રકોપને સરક્ષણ આપવામાં આવ્યું, પરંતુ સુરાજ્ય કરવાની, વસ્તીના જાનમાલની કે ઇન્સાફના ધોરણો જાળવી રાખવાની એમના ઉપર કોઈ જવાબદારી રાખવામાં આવી નહિ

સૌથી પહેલા ગોરા પરદેશી ચડાઈખોર વાસ્કોડીગામાને આફ્રિકાથી હિન્દ સુધીનો જળમાર્ગ બતાવવાનું ને એના ભોમિયા થવાનું પાપ કાઠિયાવાડના એક ખલાસી કાનજી માલમે કર્યું હતું એ પાપની સજા ત્રણસો વર્ષ પછી આખી કાઠિયાવાડની પ્રજાને ભોગવવાની આવી

પ્રજાને સદંતર બિનજવાબદાર સુરાજ્ય ચલાવવાનું જેઓ ઉપર કોઇ બંધન કે જેઓને કોઈ ફરજ કે કોઇ આવશ્યકતા નહિ, કુરાજ્યનાં સર્વ પરિણામો સામે જેમને પરદેશી સેનાના સંરક્ષણ હતા એવા એકસો નેવ્યાસી રજવાડા વચ્ચે ફાળવવામાં આવેલી પ્રજા પછી તો પારાવારની રામકહાણીઓ જ ભોગવતી રહી રાજા ઉપર સુરાજ્ય કરવાની કોઇ જવાબદારી નહિ, કુરાજ્યના પરિણામની કાંઈ ચિંતા નહિ, વસ્તીના હિત, જાનમાલ કે સરકારની રક્ષાની કશી ઉપાધિ જ નહિ, એટલે પ્રજા કેળવણીથી વંચિત બની, આર્થિક રીતે બેહાલ બની ખેતી બરબાદ બની, ગામડાં રેગાળ બન્યા, પાણીના પણ સાંસા થયા, સોમાડાઓના મતભેદને કારણે ને બીજા બધા કરતા પોતાના રાજહક્કની વધારે પડતી ચિન્તાને કારણે રસ્તાઓ ને નદીઓ બિસ્માર થયા, જાનમાલની બિનસલામતી થઇ, સિન્ધુના પાણી કચ્છમાં આવતા ને ભરપૂર ચોખાનો પાક ઉતારતાં

એ ઓસરી ગયાં; હજાર હજાર વર્ષથી બારે માસ લીલી રહેતી નદીઓના વહેણો અદશ્ય થયાં ને સદાકાળ હરિયાળી રહેતી ધરતીએ લીલાં સાજ ઉતારીને ભૂખરાં વાઘા પહેર્યાં; કચ્છના ને કાઠિયાવાડના શાહ સોદાગરે સુંદરજી શિવજી હીરજી ખત્રી—સુંદર સોદાગરે અનેક હુન્નરવર્તનીઓને ચીન ને યુરોપ મોકલીને તાલીમ અપાવીને કાચ, ચામડાં ને લોખંડના કારખાનાં નાખેલાં તે અદશ્ય થયાં; કાઠિયાવાડ ને કચ્છમાં વીસ વર્ષની ઓળખપાળથી જામવા માંડેલા ઉદ્યોગો નાશ પામ્યા.

આ તમામની અસર લોકજીવન ઉપર પડી. ખમીર ઉપર રાખ વળવા માંડી. સાંસ્કારિતા ઉપર કાજળી વળી. કર્તવ્યભાવના અને આદર્શથી રંગાયેલું સંસ્કૃતજીવન નામશેષ બન્યું. મુત્સદ્દીગીરીનું સ્થાન ખટપટે લીધું. લાયકાતનું સ્થાન મહેરબાનીએ લીધું. ખમીરનું સ્થાન ખંભાખાપુંએ લીધું. રાજ્યવહીવટનું સ્થાન મહેલના શરસ્થાનોએ લીધું. જંગલમાં એકલો નિવાસી વાઘનું ટોળું ફરવા નીકળ્યું હોય તો જંગલની જે દશા થાય એ દશા અમારા કાઠિયાવાડની થઈ.

સારા સમજદાર ને સાહસિક માનવીઓએ વતન છોડીને પરભોમમાં વાસ સ્વીકાર્યો. વતનની અસ્મિતાને ભોગે મુંબઈ ને આફ્રિકા, બર્મા ને મધ્યહિન્દ વસવા લાગ્યાં.

બીજી બાજુ ગુજરાતનું એકીકરણ થયું. કાઠિયાવાડ જેમ જેમ મધ્યયુગમાં પીછેકદમ કરતો ગયો તેમ તેમ ગુજરાત હુન્નર ઉદ્યોગ અને કેળવણીમાં આગળ વધતું ગયું. જાનમાલની સલામતી, રાજસત્તાના લેવાદેવાના પ્રબંધોની સ્થિરતા, કેળવણીનો પ્રચાર..........ગુજરાત અને કાઠિયાવાડના લોકજીવનમાં, લોકવ્યવહારમાં, લોકવર્તનમાં આ ફેર દેખાતો થયો—દેખાઈ આવ્યો. સલામતી પામેલા, સમૃદ્ધ બનતા અને પ્રગતિશીલ ગુજરાતને બિનસલામતી, કંગાલિયત અને વિગતિના વમળમાં ફસાયેલું કાઠિયાવાડ સમજાયું નહિ કાઠિયાવાડને વળગેલી પરચક્રની વ્યાધિ એને સમજાઈ નહિ. એને કાઠિયાવાડે સ્વભાવથી પોતાની નબળાઈથી ક્રમેતરીન લાગ્યું. 'કાઠિયાવાડની પાઘડીમાં આંટા' એટલા એના પેટમાં આંટા' એમ ગુજરાત ભરમાં માન્યતા પ્રસરી.

'અમે' કાઠિયાવાડી' લેખકો તમને ગુજરાતવાસીઓને એ બતાવવા માગીએ છીએ' કે ગુજરાત અને કાઠિયાવાડની પ્રજાની ભાવના ને સંસ્કૃતિ વચ્ચે કશો ફરક નથી. અમે જ્યારે સોરઠી-સંસ્કૃતિ ઉપર ભાર

દઈએ છીએ ત્યારે અમારી એ સંસ્કૃતિ ગુજરાતની સંસ્કૃતિ કરતાં અનોખી છે, નિરાળી છે, ઉચ્ચતર છે એમ કહેવા નથી માગતા. અમે માત્ર એટલું જ કહીએ છીએ કે પરચક્રના ભારે બોજા નીચે દટાયેલી હોવા છતાં અમારી ભાવના તમારી ભાવનાઓથી જુદી નથી; અમારાં હાડ તમારા હાડથી જુદાં નથી; અમારો સંસ્કાર વારસો તમારાથી જુદો નથી. હિન્દી સંસ્કૃતિની વિશાળ વટવૃક્ષછાયા જે તમારી સંસ્કૃતિ ઉપર પણ છે. તે અમારી સંસ્કૃતિ ઉપર પણ છે.

હા, સોરઠી સંસ્કૃતિનું એક લક્ષણ પ્રધાન છે. એ લડાયક છે. સો વર્ષના નિરુપદ્રવી, એકરાગી અને રોજિન્દા જીવનક્રમમાં નચિંત એવી ગુજરાતી સંસ્કૃતિમાં જે શમતાસહનશીલતા ઋજુતા અને માર્દવ છે એ સોરઠી સંસ્કૃતિમાં ઓછા પ્રમાણમાં નજરે પડે છે પરંતુ એનું કારણ એ નથી કે અમે ને તમે હાડથી સંસ્કારથી જુદા છીએ. એનું કારણ એ છે કે ગુજરાતી સંસ્કૃતિ શાંતિમય જીવન ગુજારે છે, સોરઠી સંસ્કૃતિ સંગ્રામકાળની તીક્ષ્ણતા વેઠે છે. સોરઠી સંસ્કૃતિ પરચક્રની નઠોરતાનો ભોગ બની હોઈ પોતાના જીવનમરણનો સંગ્રામ ખેલે છે તે સંગ્રામકાળની ઉગ્રતા ભોગવે છે.

એટલે જ સોરઠી સંસ્કૃતિમાં લાગણીઓ અને ભાવનાઓ ઉગ્ર સ્વરૂપમાં દેખાય છે. એ ઉગ્રતા અમારા સ્વભાવની નથી, અમારા ઉપરની ઉપદ્રવ પત્તિની છે. એ ઉગ્રતા તમારી પાસેથી લાગણીવેડાના ઉપાલભને પાત્ર નથી, તમારી હમદર્દીને પાત્ર છે. તમારા ઉપાલંભને પાત્ર એવા કોઈ કાઠિયાવાડીને તમે જુઓ ત્યારે તમે બીજું કાંઈ ન કહેતાં બસ આટલું કહેજો. ભગવાન! વોકર સેટલમેન્ટની કરવટ બદલશો ના?

છેલ્લાં સો વર્ષમાં હિન્દી પ્રજાને પોતાની સંસ્કૃતિની રક્ષા અર્થે જીવનમરણજંગ ખેલવાના આવ્યા ત્યારે એના અગ્રણી તરીકે સ્વામી દયાનંદ સરસ્વતી ને મહાત્મા ગાંધીજી કાઠિયાવાડમાંથી જ મળ્યા. એ આ જ વાતાવરણમાંથી આવ્યા છે.

એટલે અમારી ધરતીના અનોખા ધાવણમાથી સર્જાયેલી કોઈ અનોખી સંસ્કૃતિ અમે તમારી પાસે સાદર કરીએ છીએ એમ તમે માનશો નહિ. સોરઠી સંસ્કૃતિ એ કેવળ આપત્તિકાળમાંથી પસાર થતી હિન્દી સંસ્કૃતિનું જ અંગ છે,-ગુજરાતની ક્ષમાશીલ સંસ્કૃતિનું કેવળ લડાયક સ્વરૂપ જ છે.

કાઠિયાવાડના ખલાસીઓ દેશપરદેશ ખેડતા, એના વેપારીઓ દેશપરદેશ વેપાર કરતા, એના સાહસિક જુવાનો દેશપરદેશ ઘૂમતા ને ત્યાંથી નવી વાતો, નવી હવા, નવા ખ્યાલો લાવતા, એ તમામની અસર સોરઠના લોકજીવન ઉપર સીધી કે આડકતરી રીતે થતી

હું મારા વતનને માટે—મારા પ્રદેશબંધુઓ માટે આપ સર્વની હમદર્દી માગું છું નાદીરશાહની કત્લેઆમ કરતા વધારે નહિ અત્યાચાર અમારા ઉપર ગુજર્યો છે. એ કડા લોહીની ક્રૂરતાની અદર હજારો ખલાટ્ટારો, કારમી કંગાલિયત, સતત ભૂખમરો સતત બળજેરી, સતત લૂટખાણની કાળી કથાઓ ભરી પડી છે એક વર્ષ નહિ, બે વર્ષ નહિ પરંતુ સતત સવાસો વર્ષથી અમારી પ્રજા આ જુલમગારી સહન કરતી આવી છે, આજ પણ સહન કરે છે આ તમામનો સામનો એને પોતાના જ પગ ઉપર ઊભા રહીને પોતાના પાડોશીઓની હમદર્દી ઉપર ભરોસે રહીને કરવાનો હતો, એટલે જ સોરઠી સસ્કૃતિનું સ્વરૂપ લડાયક રહ્યુ છે એની ભાવનાઓમા દરિયાની ભરતીને ઓટ જેટલી તીક્ષ્ણતા રહેલી છે, એના જીવનધ્યેયમાં દૂર દૂરની સાધના કરતાં તત્કાલીન સિદ્ધિઓ વધારે મહત્ત્વનું સ્થાન ભોગવતા થયા છે

વોકર સેટલમેન્ટ પહેલાંના કાઠિયાવાડની કથા એક પ્રગતશીલ ને પ્રગતિકામી પ્રજાની કથા છે

અહીં પ્રજાના પસદ કરેલા પ્રતિનિધિઓ મારફત પ્રજાતંત્ર બારભાયા-ના કારભારના પ્રયોગો થયા છે અહીં સમસ્ત કાઠિયાવાડને એક તંતે બાધીને એની કુદરતી સાધનસામગ્રીનો ઔદ્યોગિક વિકાસ કરવાના ખ્વાબ સેવતા સ્વપ્નદ્રષ્ટાઓ થયા છે અહીં સુંદર મોહાગરો, રામસિંહ માલમો, ચતુર્ભુજ પરમારોએ પ્રાંતભરમાં લોખડ કાચ ચામડાંના ઉદ્યોગો જમાવવા ના મનસૂબા સેવ્યા છે અહીં ગામડેગામડે પશુગોપન ને ખેતીવિકાસનાં કેન્દ્રો હતાં ને શહેરેશહેરમા કારીગરોને મફત તાલીમ આપતી હુન્નર શાળાઓ હતી અહીં પ્રત્યેક કારીગરે ફરજિયાત હુન્નરી તાલીમ લેવાનાં ફરમાન હતા અહીં વહાણો બાધવાના વાડા હતા

આર્થિક જીવનની સાથે સાસ્કારિક સમાજજીવનમા પણ એટલી જ ઊચી કક્ષા અને ભાવના દેખાય છે પીંઢારા અને ઠગ—'પરદેશી' અને 'આડોડિયા' સામે વટેમાર્ગુને રક્ષણ આપવા માટે અતીત મકન ભારથીએ આજ પણ નમૂનેદાર ગણાય એવી શાંતિસેના સ્થાપી હતી જ્યારે જગત ભરમા રક્તપીતના રોગીઓને જીવતા દરિયામા ફેકી દેવામા આવતા હતા

ત્યારે અહીં એની સારવાર અને દવા કરવાનાં આરામગાહો હતાં. અહીં મરકી અને ચેપી રોગો સામે વ્યવસ્થિત લડત ચલાવવાના પ્રયોગો થયા છે અહીં શહેરેશહેરોમાં પાઠશાળા હતી. અહીં નમાયા ને નબાપા બાળકોને સારાં નાગરિકો બનાવવાની તાલીમ આપવાનાં સ્થળો હતા

વોકર સેટલમેન્ટના નઠોર અત્યાચાર નીચે અમારું આ ઉજત પ્રજાજીવન દફનાવી દેવાયુ નિરુપદ્રવી અને નિજાનંદમા મસ્ત એવા, ગાયોનાં ધણ ઉપર જાણે શિકારી વરૂઓના ટોળાં છૂટાં મૂકી દેવાયાં, ને પછી તો રોજરોજના કેવળ શારીરિક જીવનથી જ પ્રજાને એટલી તો બીક અને ભીંસ રહી કે આ તમામ સરકારી જીવન ઘસાવા માડયુ—ઘસાઇ ગયું.

પછી જ્યા જ્યા સંસ્કાર, સસ્કૃતિ અને અસ્મિતા દેખાયાં છે ત્યાં ત્યા એ ઉત્કટસ્વરૂપે જ દેખાયાં છે સાતમાત પડ નીચેના પાણી જ્યારે ધરતીનાં પડળ ફાડીને બહાર નીકળે છે ત્યારે એ કેવળ વહેળા કે નદીના રૂપે નથી પ્રકટતા, આભને અડકવા મથતા ફુવારા રૂપે પ્રકટે છે. એનો અતિરેક એ એનો અન્તર્ગત ગુણ નથી, કેવળ બહારના અવરોધોનાં આવરણ ભેદવાનો આવેગ છે

એટલે વોકર સેટલમેન્ટ પછીની કાઠિયાવાડની કથા બેવડા સ્વરૂપની છેઃ એક કથા છે અત્યાચારોના પીરામીડ નીચે દફનાયેલી પ્રજાના મુર્દાની એ કંગાળ છે, પામર છે, ખમીર વગરની છે; પદર સત્તરની રાજ્યની ચાકરીમાં જીવન સર્વસ્વ જુએ છે, વેપારમા કેવળ મતલબ જુએ છે; ખટપટમા રાચે છે, ખુશામતમા સલામતી વાચે છે; લાજમલાજમા પોતાની ધણનારને દફનાવી દે છે લાગ, રુશ્વત, પાસવાની, ખુશામત, ભુખમરો કગાલિયત પામરતા એ એની જીવનકેડીના ઓછાયા છે.

ને બીજી કથા છે મરજીવાની તમામ પડળો તોડીફોડીને બહાર નીકળવા મથતા તિતિક્ષુઓની એ કથા છે પ્રત્યાઘાતના, જોરતલમીનાં બળોએ સમાન્ય પ્રજાને જેટલી પામર બનાવી એટલી જ એની સાહમ શૂર વિભૂતિઓને સરફરોશ બનાવી.

આફ્રિકાની વસાહતની તવારીખ એ અમારા પ્રદેશની આ તવારીખનું અગ છે, જેરામ શિવજી, લધા દામજી ઠક્કર, રામજી પરાગજી અને છેલ્લે છેલ્લે નાનજી કાળિદાસ એ વસાહતી વીરો ને એની ખમીરવંતી તવારીખ એ સોરઠી સંસ્કૃતિનુ અમૂલ્ય આવિષ્કરણ છે.

વાઘેરનું બહારવટુ પણ આ જ પ્રકારનું પરમ મગળ પ્રકરણ છે. ૫૭ના પહેલા સ્વાતત્ર્યસંગ્રામનો સાદ વાઘેરાએ ઝીલેલો, દોઢ હજાર માણસ ઘરબાર છોડીને કાઠિયાવાડની ભૂમિ ઉપર સ્વાતત્ર્યનો વાવટો લઈને

નીકળી પડયુ હતું રોડે રોડદબાર કપાઇ ગયુ, પણ કોઈ નમ્યું નહિ; કોઇએ હથિયાર છોડયાં નહિ ને એની સ્મૃતિ—એ વાઘેર વીરોના અગ્રણી મૂળુ માણેકની સ્મૃતિમાં આજ પણ સારો કાઠિયાવાડ ગાય છે.

'મૂળુ મૂકે હાથ, બીજો તરવારે તવા
'હત જો ત્રીજો હાથ, નર અંગ્રેજ આગળ નમત!'

કાઠિયાવાડ ને ગુજરાતમાં ગુલામીની પ્રથા મોજુદ હતી. કાઠિયાવાડ ને ગુજરાતમાંથી ગુલામો પકડીને મિસર ને હબસીનિયામાં વેચાતા ભાગેડુ ગુલામને આશરો આપનારને જેલની કે ફાંસીની સજા થતી. ઇસ્ટ ઇન્ડિયા કંપની ફ્રાન્સ, ઇરાન ને મસ્કતના સોદાગરોને ગુલામો પકડી લઈ જવાના પરવાના આપતી

જ્યારે ઈ સ ૧૮૩૩મા ઇંગ્લાંડમા ગુલામી રદ કરવાનો કાયદો થયો ત્યારે સાથોસાથ એ ઠરાવ પણ થયેલો કે એ કાયદો હિન્દુસ્તાનને કે ઇસ્ટ ઇન્ડિયા કપનીને લાગુ પાડવો નહિ

ત્યારે એ ગુલામી સામે જેહાદ ઉપાડી હતી કાઠિયાવાડના ખલાસીઓએ. એ બદલ એઓ ચાંચિયા લેખાયા, ચોર ઠરાવાયા, એ બદલ એમને મિસર ને હબસીનિયા, સુરત ને મુબઇમા ફાંસીએ ચડાવવામા આવ્યા એમ છતાં એમણે ઇસ્ટ ઇન્ડિયા કપનીની ઉપરવટ થઇને ગુલામીના સોદાગરોના વહાણો ભાગ્યા, ડુબાવ્યા, એની ઉપરના ગુલામોને બધનમુક્ત કર્યાં

સાથોસાથ આફ્રિકામા પ્રવર્તતી ગુલામી સામે પણ સોરઠી વસાહતીઓએ જ માથુ ઊંચુ કર્યું હતું એક માત્ર જેરામ શિવજીની જગમારની પેઢીના મુનીમ લધા દામજી ઠક્કરે આફ્રિકાની અદર એકવીસ હજાર ગુલામોને મુકત કર્યા હતા

લધા દામજી ઠક્કરને અવસાન પામ્યે તો હજી પોણોસો વર્ષ પણ નથી થયા; પરંતુ જ્યારે એ અવસાન પામ્યા ત્યારે અર્ધા યુરોપની પરદેશ કચેરીના વાવટાઓ અરધી કાઠીએ ઊતર્યા હતા ને એમની સ્મશાનયાત્રામા એમના રાબની પાછળ દશ હજાર જેટલી હબસી નારીઓએ માથાં પછાડી લોહી કાઢીને પોતાની કોમ ઉપરના ઋણ બદલ લધા દામજીને છેલ્લી અજલિ આપી હતી.

ઝંડુ ભટ્ટજી કાળિદાસ શાસ્ત્રી, ગોકળજી ઝાલા, આદિતરામ માસ્તર એ અમારા જ્ઞાનવિજ્ઞાનના વારિધિ સ્વામી દયાનદ અને મહાત્મા ગાંધીજી એ સમસ્ત પ્રદેશની પચીસ લાખની વસ્તીની સતામો વર્ષની પગચકે લાદેલી પામરતાનો સોરઠી સસ્કૃતિએ આપેલો જવાબ

આટલું લંબાણપૂર્વક વિવેચન અમારી યાતનાઓનું મેં એટલા માટે કર્યું છે કે સોરઠી સંસ્કૃતિને અમે કાઠિયાવાડીઓ કોઈ અનોખી સંસ્કૃતિ સમજીએ છીએ એમ નથી, એને ગુજરાતી સંસ્કૃતિથી નિરાળી માનીએ છીએ એમ પણ નથી. સોરઠ અને ગુજરાતમાં કોઈએ સંસ્કારભેદ નથી. હકીકત એ છે કે ગુજરાતી સંસ્કૃતિએ સોરઠની અનોખી અને વિચિત્ર તવારીખને કારણે સોરઠમાં વધારે જલદ, વધારે લડાયક અને વધારે ઉગ્રરૂપ ધર્યું પ્રમાણમાં એકરાગી તવારીખ અને એકરાગી રાજતંત્રને કારણે, જાન ને માલની સામાન્ય સલામતીને કારણે અને પ્રમાણમાં જીવનવિકાસના અવસરોની બહોળપને કારણે ગુજરાતમાં સંસ્કૃતિએ ક્ષમાશીલ અને તાજું સ્વરૂપ ધારણ કર્યું ગુજરાતની જિજીવિષા એને બહારના મેદાનો સર કરવાને પ્રેરણા આપતી સોરઠની જિજીવિષા એને ફના થવાનો સાદ દેતી. એક જ સંસ્કૃતિના બે સ્વરૂપ છે અમે માત્ર અમારા પ્રાદેશિક સ્વરૂપને તમારી સામે ધરતા રહ્યા છીએ

જેને આજકાલ 'સોરઠી સંસ્કૃતિ' તરીકે નામ આપવામાં ને ઓળખાવવામાં આવે છે એને માટે મારે આટલું કહેવાનું છે એ તમારી હમદર્દીની અધિકારી છે, કેમકે ત્યાંની પ્રજાએ ખ્યાલ પણ ન આવે એવી અનેકાનેક પ્રકારની જુલમગારી અને એવા અત્યાચારો બરદાસ કર્યા છે એ અત્યાચારોના ડુંગરો તોડીફોડીને વીરલાઓ—મરજીવાઓ બહાર આવ્યા છે અને હજાર પ્રલોભનો ને હજાર આપત્તિઓ સામે એમણે કર્તવ્યની વસમી વાટ લીધી છે સોરઠી સંસ્કૃતિ એ ભુલાઈ ગયેલા માનવીઓની માનવતાનું સંસ્મરણ છે સોરઠી સંસ્કૃતિ એ નાના માણસોએ નાનાં સાધનો વડે કર્તવ્યનો હિમાલય પોતાની માથે ખેંચી લીધાની જીવત કહાણી છે.

સોરઠી રાજવટ કરતાં સોરઠી સંસ્કૃતિ એ જુદી જ વસ્તુ છે એમ આપ સ્વીકાર કરો એટલે સોરઠી સંસ્કૃતિનો ઇતિહાસ પૂરેપૂરો આલેખવા પહેલાં એ દિશામાં હજી ઘણું ઘણું કરવાનું બાકી રહે છે એ આપ સમજી શકશો

સોરઠી સંસ્કૃતિની તવારીખ એ કેવળ સોરઠના પ્રાદેશિક લાભ માટે જ નથી, સમસ્ત ગુજરાતને સ્પર્શતો એ પ્રશ્ન છે એને ગુજરાતના પ્રશ્ન તરીકે ગુજરાતવાસીઓએ ઉપાડી લેવો જોઈએ.

ગુજરાતની પ્રજાના એક ખૂણામાં પડેલા ભાગે સતત અત્યાચારો ને જુલમો, કંગાલિયત અને પામરતાની સામે સંસ્કૃતિનો ધ્વજ કેમ ફરકતો રાખ્યો એ તો હરકોઈ ગુજરાતીએ હમદર્દીથી સમજવા જોગ વાત છે,

સરકારે ચોર, ડાકુ, ચાચિયા માનેલા, બહારવટિયા જાહેર થયેલા એના ખલાસીનો એના ખાગવાને પ્રજા આજ, પણ કેમ આદરથી પૂજે છે એ સમજવા જોગ વાત છે

'નારી નિત રડાય, નર કો'દી રાય નહિ
'ઓખો રંડાયો આજ માણેક મરતાં, મૂળવા '

સરકારે જેના માથાને શૂળે ચડાવી ને પોરબંદરના કિલ્લા ઉપર લટકાવ્યુ હતુ એને પ્રજાએ આ એક દુહાથી કેટલું બધુ વિરલ માન આપ્યુ છે? શા માટે?

અહીં સો વર્ષથી એક હરિજન બાઈ સતી તરીકે પુજાય છે એની દેરી છે ને છુઆછુતના કાળમા પણ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યો હજારોની સખ્યામા એની માનતા માને છે, શા માટે?

કાઠિયાવાડને તમારે સાચેસાચ સમજવો હશે, ગુજરાતી સંસ્કૃતિની આપત્તિકાળ સામે ટટ્ટાર રહેવાની તાકાત તમારે સમજવી હશે તો, તમારે કાઠિયાવાડની પ્રજાકીય તવારીખનું સંશોધન કર્યા વગર ચાલવાનું નથી ભાવનાઓ, ઊર્મિઓ, મનોમથનો જ્યારે હજાર બધનોને તોડીને, હજાર પડળો ને ફાડીને અભિવ્યક્તિ પામે છે ત્યારે એ આદર્શને માટે સંસ્કૃતિના સર્વોચ્ચ સત્ય માટે મોતની સાથે કેવા હસતા મુખે ખેલ ખેલી શકે છે એ તમારે સમજવુ હશે તો તમારે મૂળુ માણેક, હાનીબાઈ, રખાભી સરવૈયા, અમરાપુરના વાઘેરો, માળિયાના મિયાણાઓ, પાચાલના કાઠીઓ, તળાજાના કોળીઓનો ઈતિહાસ—સરકારી દફતરો ઉપરથી નહિ પરંતુ એમના પોતાના જ ગામોમાથી મેળવવો જોઈશે.

સોરઠી સંસ્કૃતિ એ કેવળ સોરઠ માત્રની નહિ સમસ્ત ગુજરાતની ગૌરવ-ગાથા છે એનો પૂરો પાર પામવાને એક ઝવેરચંદ મેઘાણી કે એક ગુણવતરાય આચાર્ય બસ નથી, એમા તો ઝવેરચંદ મેઘાણીને બીજો અવતાર લેવો પડશે સેંકડો ગુણવતરાયો જોઈશે. એ મહામૂલ વારસા તરફ અમે તો અગુલિનિર્દેશ માત્ર કરી શકતા છીએ મહામૂલ ખજાનો તો હજી અમારે પડ્યો છે ને ગુજરાતના નિર્ધાર વગર, ગુજરાતના સાથ વગર એ બહાર આવવાનો નથી—આવી શકે એમ નથી

## ઉપસહાર

અતમા શ્રી વિદ્યાબહેને પ્રમુખસ્થાનેથી ઉપસહાર કરતા જણાવ્યુ કે "લાયબ્રની આપણે લાયક કદર કરી છે અને ઇચ્છીએ કે શ્રી આચાર્ય હજી વધુ માહિતી આપે"

# • ગુજરાત સાહિત્ય સભાનાં પ્રકાશનો •

| | | | |
|---|---|---|---|
| ૧ | ગુજરાતની સંસ્કૃતિનું સિંહાવલોકન : રત્નમણિરાવ ભી. જોટે | | |
| ૨ | શાહે આલમ | ,, ,, | |
| ૩ | ગુજરાતનું વહાણવટું | ,, ,, | |
| ૪ | શાહીબાગ | ,, ,, | ૦—૪—૦ |
| ૫ | ગુજરાતનું પાટનગર–અમદાવાદ | ,, ,, | ૬—૦—૦ |
| ૬ | જેતલપુર | ,, ,, | ૦—૨—૦ |
| ૭ | અમદાવાદનું સ્થાપત્ય | ,, ,, | ૧—૦—૦ |
| ૮ | ખંભાતનો ઇતિહાસ | ,, ,, | ૫—૦—૦ |
| ૯ | વીર નર્મદ | વિશ્વનાથ મ. ભટ્ટ | ૧—૦—૦ |
| ૧૦ | નર્મદનું મંદિર. (પદ્યવિભાગ) | ,, ,, | ૧—૮—૦ |
| ૧૧ | નર્મદનું મંદિર (ગદ્યવિભાગ) | ,, ,, | ૩—૦—૦ |
| ૧૨ | Return from Abroad | H. Chattopadhyāya | ૦—૬—૦ |
| ૧૩ | સાહિત્ય સભાનો રજત મહોત્સવ | | ૦—૮—૦ |
| ૧૪ | ઉત્તર હિંદુસ્તાનની સંગીતની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના | સુંદરલાલ હી. ગાંધી | ૦—૧૪—૦ |
| ૧૫ | સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન | રામનારાયણ વિ. પાઠક | ૦—૬—૦ |
| ૧૬ | સને ૧૯૩૦ ના તથા ૩૧ ના ગુજરાતી સાહિત્ય પર દૃષ્ટિપાત | ચુનીલાલ વ. શાહ | ૦—૬—૦ |
| ૧૭ | બત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય | વિજયરાય ક. વૈદ્ય | ૦—૬—૦ |
| ૧૮ | ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૩–૩૪ | વિશ્વનાથ મ. ભટ્ટ | ૧— —૦ |
| ૧૯ | ચોત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય | જ્યોતીન્દ્ર હ. દવે | ૧—૦—૦ |
| ૨૦ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૧૯૩૫ | નવલરામ જ. ત્રિવેદી | ૧—૦—૦ |
| ૨૧ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૩૬ ૩૭ | ડોલરરાય માંકડ | ૧—૦—૦ |
| ૨૨ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૩૭-૩૮ | અનંતરાય મ. રાવળ | ૧—૦—૦ |
| ૨૩ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૩૮-૩૯ | મંજુલાલ ૨. મજમુદાર | ૧—૦—૦ |
| ૨૪ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૩૯ ૪૦ | વિ. ૨. ત્રિવેદી, વ્રજલાલ દેસાઈ | ૨—૦—૦ |
| ૨૫ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૪૦ ૪૧ | ઉમાશંકર મ. જોષી | ૨—૦—૦ |
| ૨૬ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૪૧ ૪૨ | ત્રિભુવનદાસ લુહાર, યશવંત શુક્લ, ધનજીભાઈ ફ. | ૨—૦—૦ |
| ૨૭ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૪૨ ૪૩ | પ્રો. મનસુખલાલ ઝવેરી, પ્રો. સુંદરજી ગો. બેટાઈ, પ્રો. યશવંત શુ. નાયક | ૩—૦—૦ |
| ૨૮ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૪૩-૪૪ | પ્રો. હસમુખલાલ મ. કાજી | ૨—૦—૦ |
| ૨૯ | ગુ.સા.સભાની કાર્યવહી સને ૪૪ ૪૫ | | ૩—૦—૦ |
| ૩૦ | જયંતી વ્યાખ્યાનો | નવલરામ જ. ત્રિવેદી | ૩—૦—૦ |
| ૩૧ | ઉચ્ચ જીવન | ડૉ. હરિપ્રસાદ | ૦—૧—૦ |
| ૩૨ | ક્લાન્ત કવિ | ઉમાશંકર જોશી | ૨—૮—૦ |